# અર્પણપત્રિકા

શ્રી.

श्रीगणेशायनमः ॥

श्रीसरस्वत्यैनमः ॥

श्रीकाशीविश्वेश्वरायनमः ॥

विश्वेश्वर विरूपाक्ष विश्वरूप सदाशिव ॥
शरणं भव भूतेश करुणाकर शंकर ॥ १ ॥
हर शंभो महादेव विश्वेशामरवल्लभ ॥
शिव शंकर सर्वात्मन्नीलकंठ नमोस्तु ते ॥ २ ॥

મુમુક્ષુ જનો શ્રીકાશીક્ષેત્રમાં વાસ કરીને પ્રાણત્યાગના પ્રસંગે મોક્ષપ્રાપ્તિ કરી શકે છે, તે પરમ પવિત્ર ક્ષેત્રમાં એ પ્રકારનું સામર્થ્ય જેઓશ્રીના સાન્નિધ્યથી પ્રાપ્ત થયું, પાપી જનોનાં અગણિત પાપો માટે ઇતર યોગતપાદિનો પરિશ્રમ બચાવીને કેવળ સ્નાનમાત્રથી તે નષ્ટ કરવાને સારુ જગત્પાવની શ્રીગંગામાતા જેઓશ્રીની નિકટવર્તી થઇને વહેવા લાગી, સકલવિદ્યાપારંગત એવા અસંખ્ય નામાંકિત પંડિતશ્રેષ્ઠો નિર્માણ કરવા સારુ જેઓશ્રીના આશ્રમે રહીને શ્રીસરસ્વતી દેવીએ પોતાની પ્રાચીન તથા અર્વાચીન વિદ્યાપીઠો ચલાવી, અને અખિલ ભરતખંડના બધી દિશાઓના હિંદુ માત્રોનું સર્વમાન્ય આદ્ય ધર્મસ્થળ તથા હિંદુત્વમાં માનનારા બધાઓનું જન્મસાફલ્ય કરી લેવાનું એકનું એક જ પરમ પવિત્ર યાત્રાધામ શ્રીકાશીક્ષેત્ર તેના જેઓશ્રી રાજાધિરાજ ગણાય છે, તથા શ્રીરામચરિતમાનસ, શ્રીમદ્‌ભાગવતએકાદશસ્કંધ વગેરે ગ્રંથરત્નો નિર્માણ કરવા માટે તુલસીદાસ, એકનાથ અને કબીર જેવા ભાગવતોત્તમોએ કાશીનિવાસ સ્વીકારી જેઓશ્રીનો સહવાસ બહુ વખત મેળવ્યો, અને આ વ્યાયામજ્ઞાનકોશ જેવું પ્રચંડ કાર્ય હાથમાં લઇને પાર પાડવાની બુદ્ધિ અને શક્તિ એ મુક્તિક્ષેત્રમાં થોડા દિવસ રહેવાથી પણ જેઓશ્રીની પ્રેરણાથી અંશતઃ ઉદ્‌ભવી, તે **"શ્રીકાશીવિશ્વેશ્વર"** ના ચરણમાં તેમની જ કૃપાથી આટલે સુધી પૂરી થયેલી આ અલ્પશી કૃતિ–વ્યાયામજ્ઞાનકોશ ખંડ પહેલો–કેવળ બિલ્વપત્ર ગણીને હું અર્પણ કરું છું, અને તે મોક્ષદાતા સમર્થ શ્રીકાશીવિશ્વનાથ સર્વ ભારતવાસીઓના અંતઃકરણમાં આયુષ્ય તથા આરોગ્યાદિના માર્ગ દર્શાવનારો આ ગ્રંથ વાંચવાની અભિરુચિ ઉત્પન્ન કરીને વ્યાયામની સહાયથી તેમને સદોદિત સુખી કરો તથા સકલ જગતના અંતરમાંના ઉચ્ચ મનોરથો એ રીતે પૂર્ણ થાઓ, એવી શ્રીશિવચરણે પ્રાર્થના કરું છું.

**વડોદરા,**
આશ્વિન સુદ ૧૦, શકે ૧૮૬૩.
તા. ૩૦ સપ્ટેંબર,
સન ૧૯૪૧, મંગળવાર

શ્રીકાશીવિશ્વેશ્વરચરણસેવાભિલાષી

ભક્ત,

દત્તાત્રય ચિંતામણ મુજુમદાર.

શ્રી



મનુષ્ય યત્ન; ઇશ્વર કૃપા.

# વ્યાયામજ્ઞાનકોશ

મુખ્ય સંપાદક: શ્રી. દ. ચિ. મુજુમદાર.

दोषक्षयोऽग्निवृद्धिश्च व्यायामादुपजायते।
व्यायामदृढगात्राणां व्याधिर्नास्ति कदाचन॥

વ્યાયામેથી વધે અગ્નિ, નાસે દોષો ઘણા વળી;
અને ગાત્રો બહુ પુષ્ટ, આવે વ્યાધિ નહીં કદી

## ખંડ ૧ લો.

શ્રી.

# વ્યાયામજ્ઞાનકોશ



## પ્રસ્તાવના

મનુષ્યો સમાજમાં રહેવા લાગ્યાં, તે પછી શ્રમવિભાગ થતાં જુદા જુદા પ્રકારનાં કામો જુદાં જુદાં માણસોમાં વહેંચાઈ ગયાં. પરિણામે કેટલાંક માણસોના ભાગે શારીરિક શ્રમનાં કામો આવ્યાં, જ્યારે બાકીનાં માણસોના ભાગે બેઠો વ્યવસાય આવ્યો. એટલે સમાજનો કેટલોક ભાગ શ્રમજીવી થયો, ત્યારે કેટલોક ભાગ માનસિક શ્રમ કરીને નિર્વાહ કરનારો થયો. ઉપરાંત મનુષ્યે પોતાના બુદ્ધિસામર્થ્યથી અનેક પ્રકારનાં સાધનો અને યંત્રો શોધી કાઢીને પોતાનો શારીરિક શ્રમ ઓછો કર્યો. હાલમાં તો ભૌતિક શાસ્ત્રોની પ્રગતિ વિશેષ થતાં મનુષ્યે જાણે પોતાના જીવનમાંથી શારીરિક શ્રમને તદ્દન રજા આપી દીધી છે.

પરન્તુ પરમેશ્વરે મનુષ્યશરીરની રચના એવી કરી છે, કે, તે પુષ્કળ શારીરિક શ્રમ કરે તો જ તેનું શરીરસામર્થ્ય અને આરોગ્ય ટકી રહે. શારીરિક શ્રમના અભાવે શરીરરૂપી યંત્ર કટાઈ જઈને બગડી જાય, અને સ્નાયુઓ ખરાબ થઈ શરીરમાં ઉત્સાહ તથા જોમ રહે નહીં. તેટલા જ માટે મનુષ્યનું આરોગ્ય અને શરીરસામર્થ્ય બદલાયલી પરિસ્થિતિમાં કેમ ટકી રહે, તે બદ્દલની કાળજી ઘણા પ્રાચીન સમયથી જ થવા લાગી, અને તેના જ પરિણામે આયુર્વેદની નિર્મિતિ થઈ. તેમાં કુદરતી રીતે જ ઉપર જણાવેલો હેતુ સાધવાનો મુખ્ય ઉપાય વ્યાયામ એ જ જણાવેલો છે. વ્યાયામ ઉપરાંત મિતાહાર, યુક્તાહાર, વીર્યનો મિત ઉપયોગ, વ્યસનોથી અલિપ્ત રહેવું અને સ્વચ્છતા જાળવવી, વગેરે અનેક બાબતોનું મહત્ત્વ તેમાં જણાવેલું છે જ. પણ તે સઘળામાં વ્યાયામને વિશેષ મહત્ત્વ આપેલું છે.

સહેજે થતા શારીરિક શ્રમના પ્રસંગો નહીં રહેવાથી તેની જગા ભરી કાઢવાને વ્યાયામના કૃત્રિમ પ્રકારો ગોઠવવામાં આવ્યા, અને તેનો સમાજમાં પ્રચાર થયો. વળી, અનેક પ્રકારનાં સાધનો બચાવ તથા હલ્લો કરવા માટેનાં નીકળ્યાં. છતાં તે બધાં વાપરવા માટે શરીરસામર્થ્ય તો જોઈએ જ એવો અનુભવ થયો. પરિણામે પ્રત્યેક સ્વતંત્ર દેશમાં વ્યાયામદ્વારા પ્રજાનું શરીરસામર્થ્ય અને આરોગ્ય ટકાવી રાખવાના પ્રયત્નો આજ પણ ચાલુ છે. લડાઈના પ્રસંગો બાજુએ મૂકીએ, તો પણ જીવનકલહમાં જીવન્ત રહેવાની જે સમાજની ઇચ્છા હોય, તેણે વ્યાયામનું પરિશીલન કરવું જ જોઈએ, એવો અત્યંત પ્રગતિમાન દેશોના પણ તજ્જ્ઞોનો મત છે.

આપણા દેશમાં છેલ્લાં સો પોણોસો વર્ષથી માત્ર બૌદ્ધિક શિક્ષણ ઉપર જોર આપવામાં આવ્યું, અને શારીરિક શિક્ષણ તરફ કેવળ દુર્લક્ષ કરવામાં આવ્યું. તેની અસર છેલ્લી બે ત્રણ પેઢી ઉપર ઘણી જ ખરાબ થઈ. ઉપરાંત દેશભરમાં સ્મશાનશાંતતા વ્યાપી રહી. તરુણોની સામે કોઈ ઉચ્ચ

પ્રકારનું ધ્યેય રહ્યું નહીં. પરિણામે શરીરસામર્થ્યની કિમ્મત તરુણોને નહીં જેવી જ રહી, અને સ્ત્રીપુરુષોનું સામર્થ્ય કેવળ હલકા દરજ્જાનું થઇ પડયું. દાદાઓના શરીરસામર્થ્યની વાતો પૌત્રોને અશક્ય, બલ્કે અદ્‌ભુત લાગવા માંડી. વ્યાયામના અભાવને પરિણામે એ રીતે આપણા સમાજમાં કરોડો રૂપિયાનાં અનેક પ્રકારનાં પરદેશી ઔષધો વપરાવા લાગ્યાં, અને તેમ છતાં પણ અન્નપચનની શક્તિ જ કમી થઈ ગયેલી હોવાથી હજારો માણસો ચહા જેવાં પેયો ઉપર જ દિવસો કાઢવા લાગ્યાં. અકાલે વૃદ્ધાવસ્થા આવવા લાગી, આવરદા કમી થતી ચાલી, સમાજમાંનો પુરુષ વર્ગ બાયલો થઇ ગયો અને સ્ત્રીઓની તો ઘણી જ દુર્દશા થઇ પડી. એકાદી સુવાવડ પણ સહન કરવાની તેમનામાં શક્તિ રહી નહીં; અને બાલમરણો વધી પડ્યાં.

પછીથી એ સ્થિતિ સુધારવાના પ્રયત્નો શરૂ થયા, પણ મુખ્ય કારણ તરફ હજુ અગ્રેસરોનું લક્ષ જોઇએ તેટલું ગયુ જણાતું નથી, કેમ કે ઉત્તમ પ્રકારના જૂના ખેલો હવે માત્ર નામશેષ રહેલા છે. આ સ્થિતિમાં સમાજના શારીરિક હ્રાસનું અને માનસિક દુર્બળતાનું મુખ્ય કારણ જે વ્યાયામનો અભાવ જ છે, તે સમાજના લક્ષ ઉપર લાવવાની ખાસ આવશ્યકતા જણાઈ, અને તે રીતે આખા મહારાષ્ટ્રને વ્યાયામનો દિવ્યમંત્ર પહોંચાડવાની મહાકાંક્ષા વધવા માંડી.

વર્તમાન યુગમાં વિચારક્રાન્તિ કરવાનું મોટું સાધન જે તે વિષયનું વાઙ્મય નિર્માણ કરવું એ છે. પ્રસિદ્ધિના અભાવે અને સમાજની અનાસ્થાને લીધે દેશી વ્યાયામના સારા સારા પ્રકારો નષ્ટ થવા લાગ્યા. પણ એ પ્રકારોનું રક્ષણ કરવાની અત્યંત જરૂર જણાઈ, અને એ કાર્ય માટે વ્યાયામના એ જૂના અને નવા સઘળા પ્રકારોનો એકત્ર સંગ્રહ લખીને અને તેટલો ઉતાવળે પ્રસિદ્ધ કરવાની ખાસ આવશ્યકતા જણાઇ, અને એ રીતે **વ્યાયામજ્ઞાનકોશ** પ્રસિદ્ધ કરવાના વિચારતરંગો મનમાં ઊઠવા લાગ્યા.

પછી લાગલા જ એ કામ માટે અનેક વિદ્વાનો પાસે લેખોની માગણી કરી, અને આનંદની વાત છે કે કામનું મહત્ત્વ પરખીને અનેક મહાપુરુષોએ નિઃસ્વાર્થપણે લેખો લખીને તે સત્વરે મારા તરફ મોકલી આપી મને ઘણી કિમ્મતી મદદ કરી. આજ સુધી અનેક વિદ્વાનોએ પ્રાચીન વાઙ્મયનો અભ્યાસ કરેલો, પણ તે વ્યાયામની દૃષ્ટિથી કરેલો નહીં તે તે દૃષ્ટિથી જો કરવામાં આવે, અને વૈદિકકાળથી તે ચાલુકાળ સુધીની તેની સમાલોચના કરીને વ્યાયામનો ઇતિહાસ જો પહેલા ખંડની સાથે જોડાય, તો તે ઘણું ઉપયોગી થાય, એમ મને લાગ્યું. અને તે માટે પંડિત સાતવળેકર, રા. મહારાષ્ટ્રીય, વિદ્વત્કુલશેખર રા. ચિંતામણરાવ વૈદ્ય (ભારતાચાર્ય), પ્રો. અનંત શાસ્ત્રી ફડકે (બનારસ), રા. સા. સરદેસાઈ (રિયાસતકાર), રા. બાળાસાહેબ દેશપાંડે, પ્રો. દ. વા. પોતદાર, રા. ય. ન. કેળકર તથા રા. લ. બ. ભોપટકર વગેરેએ આ વિષયના ઇતિહાસવિષયક લેખો લખી આપીને મારા ઉપર તેમ જ જનતા ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે. હું તેમનું આ ઋણ સાભાર સ્વીકારૂં છું.

વ્યાયામના જુદા જુદા પ્રકારોની સશાસ્ત્ર અને સચિત્ર માહિતી લખવાનું કામ પણ મારા એકલાની શક્તિ ઉપરાંતનું મને જણાયું. તે માટે પણ તજ્જ્ઞો તરફ વિનંતિ કરતાં જેમણે તેમણે જુદી જુદી બાબતો ઉપર ઉપયોગી લેખો લખી મોકલ્યા. એ પ્રકારો પૈકી આ પ્રથમ ખંડમાં બાળકોના (છોકરાઓના અને છોકરીઓના) દેશી તથા વિદેશી ખેલો આપેલા છે, એ ખેલો લખવાના કામમાં રા. નાડકર્ણી, રા. નાતુ, રા. બાપટ, રા. લ. ના. સપ્રે, રા. વિ. મા. દેશમુખ,

અને રા. કપ્તાન તથા રા. મંજુલાલ ર. મજમુદાર એમણે તથા સૌ. લક્ષ્મીબાઈ મુજુમદાર, અને સૌ. ગંગુબાઈ પટવર્ધન વગેરેએ ઘણી સારી મદદ કરી. પછી તો મારું કામ ફક્ત આવાં તજ્જ્ઞો પાસેથી જુદા જુદા વિષયોના આવેલા લેખો પુસ્તક રૂપે મહારાષ્ટ્રજનતા પાસે રજૂ કરવાનું જ રહ્યું. ખરું કહું તો હું આ મહાકાર્યમાં માત્ર નિમિત્તકારણ જ છું; એના કરતાં વિશેષ યશ મારાથી લઈ શકાય તેમ નથી. એકંદરે આ કોશમાં ખેલોના એટલા પ્રકારો આપેલા છે કે તે સઘળા એક માણસના હાથે લખાવા અશક્ય જ હતા. એ ખેલોના લેખકોની યાદી અન્યત્ર આપેલી છે, તે ઉપરથી વાચકોને સહજ લક્ષમાં આવશે કે, જે તે ખેલોના લેખકો તે તે ખેલોના તજ્જ્ઞો છે. આ સર્વેએ આ કામમાં મને જે મદદ કરી છે, તે બદલનો તેમનો આભાર આ સ્થળે ખાસ નોંધું છું.

મહારાષ્ટ્રની જનતા માટે જે ભાવનાથી આ પ્રવૃત્તિ આદરી, તે ભાવના અખિલ હિંદની જનતા માટે રાખવાની મને આવશ્યકતા જણાય છે. ખાસ કરીને ગુજરાત કાઠિયાવાડની પ્રજામાં મહારાષ્ટ્રની પ્રજા કરતાં પણ વ્યાયામપ્રીતિ મને ઓછી લાગી છે. અર્થાત્ અંગરક્ષણ, બળવર્ધન અને આત્મસંરક્ષણ માટેના પ્રશ્નોની એ દેશોમાં વિશેષ આવશ્યકતા મને જણાય છે. છેલ્લાં ૨૭ વર્ષથી તે માટે અમે વ્યાયામ માસિક મરાઠી તેમ જ ગુજરાતીમાં અને હિંદીમાં પણ શરૂ કરેલું છે. સુભાગ્યે થોડાં વર્ષથી ગુજરાતીજનતાનું લક્ષ એ તરફ સારી રીતે ખેંચાયું જણાય છે, કેમ કે કેટલેક સ્થળે તે સંબંધે ઇચ્છાપૂર્વકના પ્રયત્નો અને પ્રયોગો થવા લાગ્યા છે. હું તેમની એ દિશાને આ શાસ્ત્રીય ગ્રંથદ્વારા પોષણ આપવા ઇચ્છું છું.

મહારાષ્ટ્રમાં પણ વ્યાયામની પ્રગતિ અને પ્રણાલી હોવા છતાં વ્યાયામવિષયક શાસ્ત્રીય વાઙ્મયની તો ખોટ જ હતી. એ ખોટ એકલા વ્યાયામ માસિકથી પૂરી પડે તેમ ન જણાતાં મરાઠી વ્યાયામજ્ઞાનકોશની મેં છેલ્લા પાંચ વર્ષથી પ્રવૃત્તિ ઉપાડી. મહારાષ્ટ્રમાં અને ગુજરાતમાં તાલીમખાનાં કોઈ કોઈ જગાએ એ પહેલાં ચાલુ હતાં, પણ તેનું સાહિત્ય કંઇ પણ નીકળેલું જણાયું નથી.

મરાઠી વ્યાયામજ્ઞાનકોશના પ્રથમ ખંડની પછી તરત જ ગુજરાતી વ્યાયામજ્ઞાનકોશનો પ્રથમ ખંડ બહાર પાડવાની મારી ધારણા હતી, અને તે માટે તૈયારી પણ ચાલુ હતી. છતાં આર્થિક અનુકૂળતા ધારવા પ્રમાણે તાત્કાળિક નહીં મળતાં વિલંબ થયો. પ્રભુ કૃપાથી હવે ગુજરાતી વ્યાયામજ્ઞાનકોશના દરેક ખંડની પણ એક સો પ્રતો, મરાઠી વ્યાયામજ્ઞાનકોશના દરેક ખંડની પેઠે જ, ખરીદવાની આપણા વડોદરાના મહારાજા શ્રીમંત પ્રતાપસિંહરાવ મહારાજે કૃપા કરીને મંજુરી આપી છે; અને એ રીતે પ્રવૃત્તિને આ પ્રબળ સંચાલન આપેલું છે. એ મંજુરી માટે કેળવણી ખાતાના ઉપરી અધિકારી મે. ડૉ. જ્યોતીન્દ્ર મહેતા સાહેબ તથા નાયબ વિદ્યાધિકારી ડૉ. લેલે સાહેબ એ બંનેએ ઘણી તસ્દી લીધી છે. તથા ના. કાઉન્સીલના પ્રત્યેક સભાસદોએ પણ ઘણી ઉદારતાથી અનુકૂળ મત આપીને ગુજરાતી પ્રકાશન માટેની પણ ( મરાઠી પ્રકાશનની પેઠે જ) મારી આર્થિક સંકડામણ દૂર કરવાની સારી નિષ્ઠા દર્શાવી છે. તે જ પ્રમાણે વડોદરા શહેર સુધરાઇ અને વડોદરા પ્રાંત પંચાયતે પણ ઉદાર દિલથી મદદ આપવાનું વચન આપી મને ઉત્તેજન આપેલું છે. આ પ્રાંતની પંચાયતની પેઠે બીજા પ્રાંતની પંચાયતો અને સુધરાઈ ખાતાં પણ આ પ્રકાશનમાં જરૂર પૂરતી મદદ આપશે એવી મને ખાતરી રહે છે. પુસ્તકાલય ખાતા પાસેથી તો બહુ સારો આશ્રય મળશે એવી મને ખાતરી છે, કેમ કે એવો સારો આશ્રય આપવાનું એ ખાતાના અધિકારી મે. રા. રા. વાકનીસ

સાહેબ અને રા. રા. ઉમેદભાઇ સાહેબે ઘણું જ મોટું મન દર્શાવીને પુસ્તકાલય માસિકમાં એ સંબંધની જાહેરાત પણ રાજ્યના દરેક પુસ્તકાલયના માટે ભલામણ કરીને કરેલી છે. મે. રા. રા. ગોવિંદભાઇ સાહેબ-વડોદરા રાજ્યના નિવૃત્ત ના. દિવાન સાહેબ-એમણે એકંદર પ્રવૃત્તિ જોઇને ઉપોદ્‌ઘાત લખી આપી મને પ્રબળ ટેકો આપેલો છે; તથા વડોદરા રાજ્યના પ્રકાશન ખાતાના અધિકારી રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઇ સાહેબે પણ "બે બોલ" લખી આપવાની કૃપા દર્શાવી છે. તેમ જ અમારા સ્નેહી અને વડોદરા રાજ્યના નિવૃત્ત મહાલ શાળાધિકારી રા. દેવચંદભાઇ રામજી આડતીઆ એમણે વ્યાયામજ્ઞાનકોશનું ભાષાંતર અત્યંત કાળજીપૂર્વક, સરળ અને સહેલી ભાષામાં કરી આપ્યું, તેમ જ તેનાં પ્રુફ વગેરે તપાસી આપી, મારા આ ગુજરાતીજ્ઞાનકોશના પ્રકાશનમાં ઘણી જ મદદ કરી છે. તે સિવાય મરાઠીજ્ઞાનકોશનું ગુજરાતીમાં ભાષાંતર કરવામાં મારા મિત્ર રા. શંકરરાવ ગોપાળ ડોંગરે એમણે પણ રા. દેવચંદભાઇને વખતોવખત ઉપયુક્ત અને આવશ્યક સૂચનાઓ આપી ઘણી જ મદદ કરી છે, તે બદલ આ બન્ને સદ્‌ગૃહસ્થોનો પણ હું આભારી છું. તેઓના સહકારને લીધે મારું આ કાર્ય ઘણું જ સુંદર અને જલદી થઇ શક્યું છે.

તે સિવાય મને જણાવતાં આનંદ થાય છે કે આ પુસ્તકને થોડા સમયમાં સુંદર રીતે છાપી આપી રા. કૃષ્ણરાવ મરાઠેએ પણ મને સારી મદદ કરી છે.

કહેવાની ભાગ્યેજ જરૂર છે કે આ બધી મદદો વ્યાયામસાહિત્યના આવા પ્રકાશન માટે બહુ જ અગત્યની થઇ છે અને તે બદલ ઉપર દર્શાવેલા સૌનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

મરાઠી વ્યાયામજ્ઞાનકોશના પ્રકાશન માટે શરૂઆતમાં જ તી. શ્રી. બાળાસાહેબ મિરજકર (મિરજ સંસ્થાનાધિપતિ) એમણે રૂ. ૫૦૦ તથા શ્રી. સરદાર બિવલકર એમણે રૂ. ૩૦૦ મદદ આપી હતી. તે જ પ્રમાણે, ગુજરાત કાઠિયાવાડના રાજા મહારાજાઓ, સંસ્થાનોના અધિપતિઓ, ખાતાંના ઉપરી અધિકારીઓ તથા શ્રીમંત ગૃહસ્થો પણ આ વ્યાયામ કાર્યને લોકહિત માટે ખાસ અવશ્યનું ગણીને પ્રજાના હિતને ખાતર યોગ્ય ઉત્તેજન જરૂર આપશે એવો મને વિશ્વાસ છે. કેમ કે એવી સર્વની સહાય વગર આવું પ્રકાશન આગળ ચલાવવું અશક્ય જ છે કાગળ અને ચિત્રોની મોંઘવારીનો વિચાર કરતાં ધૈર્ય ડગી જાય એવી સ્થિતિ છે, પણ શુભ હેતુથી શરૂ કરેલા શુભકાર્યને પ્રભુ મદદ આપે જ એવી ભાવના રાખીને, ગુજરાતની જનતા ઉદારભાવે સંપૂર્ણ ટેકો આપશે એવી લાગણીથી આ સાહસ ઉપાડેલું છે. પ્રભુ કૃપા તો આ પ્રથમ ખંડની પેઠે જ દર વર્ષે નિયમિત રીતે બીજા ખંડો પણ પ્રગટ થતા રહેશે.

ગુજરાતની હાલની વ્યાયામ પ્રવૃત્તિના સંચાલક શ્રી. છોટુભાઇ બાલકૃષ્ણ પુરાણી અને તેમના મિત્રોએ વ્યાયામપ્રવૃત્તિની આ દિશામાં શુભ પ્રયાસ ઉપાડેલો છે. તેમના "ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે" હુતુતુ, ખોખો જેવી દેશી રમતોને સુઘટિત સ્વરૂપ આપી "રમતોના નિયમો" નામનું પુસ્તક પણ પ્રગટ કર્યું છે, અને આ ખંડમાં એ બધી રમતો સવિસ્તર નિયમો તથા ચિત્રો સાથે લેવા તેમણે પરવાનગી આપવાની કૃપા કરી છે. શ્રી. છોટુભાઇ પુરાણીને જ્ઞાનકોશની અમારી યોજના બહુ પસંદ પડેલી અને તેમણે પોતાની દરેક સંસ્થાઓમાં લગભગ તેની સો પ્રતો ખરીદી લેવાની ઇચ્છા પણ દર્શાવેલી. પરંતુ આજે તેઓ હયાત નથી. આશા છે કે તેમના મિત્રો અને અનુયાયીઓ તેમની આ ઇચ્છાને અપનાવશે.

ગુજરાત-કાઠિયાવાડમાં વર્ષોથી રમાતી જૂની રમતોનો સંગ્રહ આપણા વડોદરા રાજ્યના દેશી કેળવણી ખાતાએ ઘણાં વર્ષો ઉપર બહાર પાડેલો, તેમાંથી પણ કોઇ કોઇ જગાએ આ ગ્રંથમાં ઉતારા લીધા છે અને છેવટે તેમાંની કેટલીક જરૂરની રમતો પણ ટૂંકામાં લીધી છે.

આ આખો વ્યાયામજ્ઞાનકોશ ભારતવર્ષના પ્રત્યેક ગૃહસ્થના ઘરમાં હોય, એવી મારી ઉત્કટ ભાવના છે. કેમ કે એના વાચનથી આખા સમાજને અને તેની ભવિષ્યની સઘળી પેઢીઓને આરોગ્ય અને આનંદની પ્રાપ્તિ જરૂર થશે એવી મને પૂરેપૂરી ખાત છે. વગર પૈસે આરોગ્ય અને શરીરસામર્થ્ય મેળવવાના માર્ગો આ કોશના વાચનથી જરૂર મળશે. અને મારાં ભાઇ બહેનોને પોતાનુ આરોગ્ય તથા શરીરસામર્થ્ય મેળવવામાં માગ આ પુસ્તકનો થોડો પણ ઉપયોગ થશે તો હું મારો આ શ્રમ સાર્થક ગણીશ.

આવું પ્રકાશન એટલે એક પ્રકારની ઉત્તમ સમાજસેવા અને રાષ્ટ્રસેવા થાય છે એમ હું માનું છું. છેવટે, મને નિમિત્ત માત્ર બનાવીને જે પ્રભુએ મારા હાથથી આ કાર્ય પાર પાડ્યુ, તે શ્રીરામરાયનો અનંત આભાર માનીને હું વાચકોની રજા લઉં છું.

વડોદરા.
તા. ૧-૯-૧૯૪૧

દત્તાત્રય ચિંતામણ મુજુમદાર.

॥ श्रीराम ॥

# વ્યાયામજ્ઞાનકોશ



## યોજના

### ખંડાની વહેંચણી

ખંડ ૧—દેશી ખેલો–હુતુતુ, ખોખો, વગેરે (ચિત્ર ૩૬૭).
ખંડ ૨—દેશી મરદાની ખેલો–કુસ્તી, બિનોટ, વગેરે (ચિત્ર ૭૬૧).
ખંડ ૩—દેશી કસરતો–મલખમ, હથિયારો, વગેરે (ચિત્ર ૧૨૦૦).
ખંડ ૪—દેશી મહેનતો–દંડ, બેઠક, વગેરે (ચિત્ર ૧૦૭૦)
ખંડ ૫—સ્વાસ્થ્યવિચાર–આહારશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, વગેરે (ચિત્ર ૫૫૦)
ખંડ ૬—વિદેશી ખેલો–ક્રિકેટ, ફુટબૉલ, વગેરે.
ખંડ ૭—વિદેશી મરદાની ખેલો–ફેન્સિંગ, જુજુત્સુ, વગેરે.
ખંડ ૮—વિદેશી કસરતો–પેરેલલબાર, રોમનરિંગ, વગેરે.
ખંડ ૯—વિદેશી મહેનતો–બારબેલ્સ, ડંબેલ્સ, વગેરે.
ખંડ ૧૦—દેશી-વિદેશી શરતો–ઉંચે કૂદવું, લાંબે કૂદવું, વગેરે.

## રચના

વ્યાયામ કરનારાઓના હેતુઓને અનુસરીને વિભાગ વર્ગીકરણ કરેલ છે.

(૧) આનંદ-ગમ્મતના ખેલો—આટાપાટા, ક્રિકેટ, વગેરે.
(૨) સામે થનારનો પરાજય કરવો–મરદાની ખેલો, કુસ્તી, બૉક્સિંગ, વગેરે.
(૩) શરીર તૈયાર કરવું—મહેનત, દંડ, ડંબેલ્સ, વગેરે.
(૪) શરીર ઉપર કબજો મેળવવો—કસરતો, મલખમ, પેરેલલબાર, વગેરે.
(૫) પરીક્ષા—મરદાની શરતો, ઉંચે કૂદવું, તાર ઉપર ચાલવું, છાતી ઉપર હાથી ઉભો કરવો, વગેરે.

# બે બોલ.



લેખક:—રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ.એ., વડોદરા.

માનવીને મોંઘામાં મોંઘો વારસો દેહનો. આપણા પૂર્વજો પાસેથી આપણને અનેક સંસ્કારો અને સમૃદ્ધિઓ મળે, અને તેને માટે આપણે તેમના ઋણી પણ ગણાઇયે. પરંતુ એ સર્વમાં દેહની પ્રાપ્તિ જેવો કીમતી વારસો બીજો એકેય નથી



લેખક:

आत्मावैजायते पुत्रः

એ કથન પ્રમાણે આત્મા જ પુત્રરૂપે અવતરે છે. જીવંત માનવજાત એ ભૂતકાળની સંતતિ અને જીવંત માનવજાત દેહ વગર જીવંત હોય જ કેમ ?

આપણા વેદની ભાવના તો સો શરદ સુધી દેહને જીવતો રાખવાની છે. દીર્ઘાયુષ્ એ આપણો સનાતન આશીર્વાદ. આત્મદર્શન બલહીનને કદી થાય નહીં એ આપણી આર્ય ચેતવણી. પરંતુ સઘળી માનવ પ્રજાઓમાં હિંદવાસીઓનું સરાસરી જીવન ઓછામાં ઓછું છે—બાવીશ કે ચોવીસ વર્ષનું. આ અપક્વ જીવનમાં હિંદવાસીઓને સિદ્ધિ પણ શી મળે ? બાવીશ વર્ષમાં આનંદ કેટલો ? રસ કેટલો ? અનુભવ કેટલો ? સેવા કેટલી ? જ્ઞાન કેટલું ? શું એમ નથી લાગતુ કે અલ્પાયુષ એ એક મહા દોષ છે ? આયુષ લંબાય, જીવનના અનુભવો પરિપક્વ થાય, અને માનવસેવા માટે જીવનનો થોડો પણ ભાગ બાજુએ મુકાય એવી સગવડ રહે, એમ કરવાનો વ્યક્તિગત તેમ જ સામુદાયિક ધર્મ સહુએ સમજી લેવાની જરુર છે.

દેહનાં પોષણ, રક્ષણ અને વિકાસ એ આમ સર્વનો ધર્મ બની જાય છે. હવા, ખોરાક તથા વ્યાયામ એ દેહના ત્રણ કિલ્લા. તેમાં વ્યાયામ તો મજબૂતમાં મજબૂત સાધન. દેહનું માત્ર પોષણ કરવાનું હોય, તો હવા અને ખોરાક એ બે તત્ત્વો કદાચ થોડો સમય ચાલે. પરંતુ દેહનો વિકાસ તથા રક્ષણ એ તો કુદરત પ્રત્યેક પળે માગે છે. વ્યાયામ વગર દેહનો વિકાસ પણ અશક્ય

છે, અને દેહનું રક્ષણ પણ અશક્ય છે. ભાનરહિત બાલ્યાવસ્થામાં કુદરત આપોઆપ માનવી પાસે હલનચલન કરાવે છે. ભાન આવતાં કુદરત માનવીના હલનચલનને માનવીની પોતાની મરજી ઉપર છોડી દે છે. એટલે કુદરતને અનુકૂળ થઈ પડે એવું હલનચલન માનવીએ શોધવું, અને તેને અનુસરવું, એ માનવીની પ્રાથમિક ફરજ બની જાય છે. વિકાસ તથા રક્ષણ માટે દેહની પાત્રતા વધારે એવાં કુદરતને સાનુકૂળ થતાં હલનચલનને જ આપણે વ્યાયામને નામે ઓળખીયે છીયે.

સ્વરક્ષણ માટે આક્રમણની જરુર છે એવો સિદ્ધાન્ત આજની પશ્ચિમ સંસ્કૃતિ સેવે છે. જર્મનીને રક્ષણ જોઇયે તો તેણે પોલેંડ ઉપર સરહદ લંબાવવી જ પડે. બ્રિટિશ સલ્તનતને હિંદ જાળવી રાખવું હોય તો સુએઝ, સિંગાપોર કે ઇરાન હાથ કરવાં જ પડે. આર્ય સંસ્કૃતિ આક્રમણ શોખીન નથી; સત્તાવિસ્તાર કરતાં તે સંસ્કારવિસ્તારમાં વધારે માને છે, એટલે જ સ્વરક્ષણમાં આક્રમણને તે સ્થાન ન જ આપે. પરંતુ આક્રમણનો સામનો જ કરવો નહીં, અને બિચારા બાપડા બની સર્વ આઘાતો સહન કર્યાં જ કરવા, એવી નામર્દાઈ આર્ય સંસ્કૃતિમાં હોત તો તે આજ સુધી જીવતી રહી જ ન હોત. ધનુર્વેદ એ વેદનો એક ઉપવેદ છે એ જાણીતી વાત છે. યુધ્ધ અને વ્યૂહરચના આપણી સંસ્કૃતિને અજાણ્યાં હતાં એમ તો ન જ કહેવાય અને અહિંસા એ પરમ ધર્મ હોવા છતાં, નિર્બળની અહિંસાનુ આપણી વિચારશ્રેણિમાં સ્થાન હોઇ શકે જ નહીં એમ ગાંધીવાદ પણ ખુલ્લો સ્વીકાર કરે છે. ભય અને પલાયન એ આપણી સંસ્કૃતિએ તો કલંક માન્યાં છે. આપણા જીવનને ઘડતી ભગવદ્‌ગીતા આપણી અહિંસાનુ સાચું સ્વરુપ રજુ કરે છે. ગીતાને ગાનાર કૃષ્ણનું જીવન વ્યાયામથી કેવી રીતે ઘડાયું હતું, તેનાં દ્દષ્ટાંતો આપણને અજાણ્યાં નથી. દ્વંદ્વ યુદ્ધ, મુષ્ટિ યુદ્ધ જેવાં વ્યાયામનાં અંગો તે સમયે અજાણ્યાં ન હતાં. ચાણૂર અને મુષ્ટિક સરખા કંસના મલ્લોને પરાજિત કરનાર ગીતાકારની અહિંસા અગર શસ્ત્રવિસર્જન નિર્બળતા-સૂચક હોય જ નહીં.

આક્રમણની ભાવના માનવીમાં અતિ નીચ દુર્ગુણોને ઉપજાવે છે, અને યુદ્ધનાં મૂળ એ ભાવનામાં જ રહેલાં છે આક્રમણની સામસામી ભાવના અથડાય, કે આક્રમણ સામે રક્ષણ ગોઠવાય ત્યારે યુદ્ધ પ્રગટ થાય છે, અને યુદ્ધ પ્રગટતાં પૃથ્વી ઉપર જહન્નમ પોતાનું મુખ ઉઘાડે છે. એ સહન કરીને પણ રક્ષણની ભાવનાએ જીવતાં રહેવું જોઇએ. દેહની ભારેમાં ભારે કસોટી યુદ્ધ માગે છે. એ કસોટીમાંથી પાર ઊતરવા માટે માનવદેહે અનેક પ્રકારની તૈયારીઓ વગર પણ યુદ્ધ કરવું પડે છે.

પરંતુ યુદ્ધનો પ્રશ્ન આ જ તો આપણો નથી. આજે હિંદ પરાધીન છે, અને એના ઉપરના આક્રમણ પ્રસંગની જવાબદારી પરદેશી બ્રિટિશ સરકારની છે. હિંદની પ્રજાને નિઃશસ્ત્ર બનાવી મૂક્યા પછી પણ પરભૂમિમાં હિંદનાં લશ્કર ગોરા સેનાપતિઓની દોરવણી નીચે યશસ્વી કાર્ય કરે છે એ યુદ્ધ પછી ભુલાઈ જાય તો જુદી વાત છે.

પરંતુ આક્રમણ અને યુદ્ધના પ્રશ્નને આપણે બાજુએ રાખીયે. એ પ્રશ્ન રાજકર્તાઓનો છે. રાજ્યો સ્થપાય અને ઉથાપાય છે. પરંતુ પ્રજાએ તો પ્રજા તરીકે જીવવું રહ્યું. પ્રજાએ જો જીવવું હોય તો દેહના વિકાસ અને દેહના રક્ષણનું શાસ્ત્ર શીખવું પડશે એટલું જ નહીં પરંતુ તેને નિત્ય ઉપયોગમાં પણ લેવું પડશે. એ શાસ્ત્રને આપણે વ્યાયામને નામે ઓળખીશું.

વ્યાયામ પણ માનવજાતિને અને ખાસ કરીને આર્ય સંસ્કૃતિને પ્રાચીન કાળથી જાણીતી પ્રવૃત્તિ છે. એના કંઈક વિભાગોને ધર્મ સાથે સાંકળી લેવામાં આવ્યા છે, અને હનુમાન, ભીમ, કૃષ્ણ, અર્જુન, બલરામ, જેવાં આપણી આર્યતાને ઉજ્જ્વળ કરતાં નામો વ્યાયામના પ્રકારો સાથે ગૂંથી દેવામાં આવ્યાં છે. આસન, સૂર્યનમસ્કાર, પ્રાણાયામ જેવી ક્રિયાઓ જેટલી ધાર્મિક છે તેટલી જ ઐહિક પણ છે. વેદના સમયથી લગભગ આજસુધી વ્યાયામની મહત્તા આપણા જીવનમાં સચવાઈ રહેલી હતી. પશ્ચિમના સંપર્કે આપણી પ્રાચીન સંસ્કૃતિ સાથે આપણી વ્યાયામ-પરાયણતાને પણ શિથિલ બનાવી દીધી, અને આજ આપણે નથી લશ્કરી બની શકતા કે નથી પૂરા ખેલાડી બની શકતા. આ પરિસ્થિતિ આપણે ધીમે ધીમે સમજતા થયા છીયે એ એક સદ્‌ભાગ્યની નિશાની ગણાય.

પ્રજા જીવનની જાગૃતિ સાથે પ્રજા જીવનનો દેહવિકાસ પણ ખૂબ મહત્ત્વ ધારણ કરે છે. ગુજરાત દેહવિકાસની બાબતમાં હજી સુધી દૂષિત રહ્યું છે. શરીરને સુદૃઢ બનાવવાની, દુઃખ સહન કરી શકે એવું સખ્ત બનાવવાની અને જરા જરામાં થાકીને બેસી ન પડે એવું બળવાન બનાવવાની કાળજી ગુજરાતીઓમાં બહુ જ ઓછી લેવાય છે ગરીબોને તો ગરીબોની મહેનત કંઇક અંશે વ્યાયામ આપી દુર્ગતિમાંથી બચાવી લે છે. પરંતુ આપણો શિક્ષિત વર્ગ, આપણો મધ્યમ અને ધનિક વર્ગ દેહ તરફ એટલી નિષ્કાળજી રાખતો થઇ ગયો છે કે એને પાપ સિવાય બીજું કશું નામ આપી શકાય એમ છે જ નહીં, દુર્ભાગ્યની વાત તો એ છે કે સારાસાર વિચાર કરી શકતા વિદ્યાર્થીવર્ગમાં પણ વ્યાયામ અને રમતગમત માટે ભારે ઉદાસીનતા છે. પ્રજાકીય સંચલનો ગુજરાતમાં નિષ્ફળ નીવડે છે એના મુખ્ય કારણ તરીકે મને તો ગુજરાતીઓની દેહદુર્બલતા જ કારણરૂપ લાગ્યા કરે છે. ગુજરાતે વ્યાયામનાં આંદોલનો છેલ્લા પાંત્રીશ ચાલીશ વર્ષમાં ઠીક ઠીક અનુભવ્યાં; પરંતુ ગુજરાત હજી વ્યાયામ આંદોલનને પોતાનું બનાવી શક્યું નથી; અને તેમાં વારંવાર અને મોટે ભાગે ઓટ જ આવ્યા કરે છે એ દર્શાવી આપે છે કે ગુજરાતીઓ હજી દેહદ્રોહી બનતા અટક્યા નથી.

આશાસ્પદ ચિહ્ન એટલું કે આપણા મહારાષ્ટ્રીય બંધુઓ વ્યાયામને ગુજરાતીઓ સમક્ષ જીવંત રાખી રહ્યા છે એટલું જ નહીં, પરંતુ વ્યાયામનું માન ઘટે નહીં એવી સુપ્રવૃત્તિઓ ચલાવી રહ્યા છે. વડોદરા રાજ્ય કંઇક સમયથી વ્યાયામગૃહો માટે જાણીતું છે. શ્રીમંત મહારાજા ખંડેરાવનો કસરતનો શોખ અને તેમણે મલ્લવિદ્યાને આપેલું પોષણ આજ પણ ગુજરાત ગર્વથી સંભારી રાખે છે. સ્વ. શ્રીમંત સયાજીરાવ ત્રીજાએ અનેકવિધ પ્રગતિ સાધી; તેમાં તેઓ આરોગ્ય અને વ્યાયામને જરાપણ ભૂલ્યા ન હતા. તેમનો પોતાનો દેહ પણ વ્યાયામના સુંદર નમૂના સરખો હતો અને આજના યશસ્વી મહારાજા શ્રીમંત પ્રતાપસિંહ મરદાની રમતો, લશ્કરી તાલીમ, શિકાર અને વ્યાયામના આગ્રહી ઉત્તેજક છે એમ આપણે સૌ કોઇ જાણીયે છીયે.

શ્રીમંત મુજુમદારના અને શ્રી. માણેકરાવના બંને અખાડા તો આખા ગુજરાતભરમાં જ નહીં પરંતુ તેથી યે બહાર જાણીતા છે. તેમની વ્યવસ્થિત વ્યાયામયોજનાએ ગુજરાતના કંઇક અખાડાઓને પ્રેરણા આપી છે, અને વ્યાયામની ભાવના તથા વ્યાયામનો વ્યવહાર વર્તમાન યુગને અનુકૂળ બની જીવંત રહે એ માટે તેમણે કરેલી સેવાઓ કદી ભૂલાય એવી નથી. વ્યાયામવિષયક

સાહિત્ય પણ તેમના તરફથી વિપુલ પ્રમાણમાં બહાર પડે જાય છે અને શ્રીમંત મુજુમદાર તો આર્થિક નુકસાન સહન કરીને પણ સાહિત્યદ્વારા વ્યાયામનો પ્રચાર કરવા સર્વદા કટિબદ્ધ રહે છે.

રમત ગમત, કવાયત અને કસરત મળી આખો વ્યાયામનો વિષય ઘડાય છે. વ્યાયામ નીરસ ન બની જાય, એકવિધ ન બની જાય, અને સાથે સાથે તેનું સામુદાયિક સ્વરુપ નષ્ટ ન થાય એ માટે રમતગમત અને કવાયતના પ્રયોગો વ્યાયામમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. દરેક પ્રજા પાસે પોતાની રમતગમત અને વ્યાયામપદ્ધતિઓ હોય. અન્ય પ્રજાઓ સાથેના સંપર્કને લીધે તેમાં ફેરફારો પણ થતા રહે, નવીન પ્રકારો ઉમેરાય, અને મિશ્રણમાંથી રમતગમતો તદ્દન નવું સ્વરુપ ધારણ કરે એ બહુ જ સંભવિત છે. આપણે ત્યાં પણ એ ક્રિયા ચાલુ જ રહી છે. પ્રાંત પ્રાંતની સ્થાનિક રમતો ઉપરાંત મુસ્લિમ અને પશ્ચિમ સંસ્કૃતિએ પણ આપણને નવનવા વ્યાયામ પ્રકાર બતાવ્યા છે. તે પ્રકારોએ પણ આપણી વ્યાયામપ્રણાલિકાના ઘડતરમાં ઠીકઠીક ભાગ લીધેલો છે. એ સઘળું વ્યાયામને એક મહાશાસ્ત્ર બનાવી મૂકે છે, અને એ શાસ્ત્રનો સરળતાથી ઉકેલ કરનાર અને એ શાસ્ત્રની ખૂબીઓ પ્રજા સમક્ષ રજુ કરનાર આપણા ધન્યવાદને જ નહીં પણ આભારને પાત્ર છે એમાં મને જરા યે શક લાગતો નથી.

ગુજરાતમાં વ્યાયામ કે રમતગમત માટે બહુ ઓછું સાહિત્ય પ્રસિદ્ધ થયુ છે. વ્યાયામ મીમાંસા નામનું એક મોટું પુસ્તક તથા શ્રી. છગનલાલ ઠાકોરદાસ મોદીની દેશી રમતો તેમ જ થોડાક વખત ઉપર પ્રસિદ્ધ થયેલું 'કનકવા' ઉપરનું પુસ્તક એટલાં જ અત્યારે યાદ આવે છે. ગુજરાતને વ્યાયામ છેક અપરિચિત તો ન જ હોય. જેઠી મલ્લોનું મુખ્ય ધામ ગુજરાતમાં છે. તાલીમ વર્ગો, અખાડાઓ, સ્વયંસેવક મંડળો એ બધું ધીમે ધીમે રચાતું જાય છે વ્યાયામ-સંમેલનો પણ ભરાય છે અને વ્યાયામની વૃધ્ધિ માટે યોજનાઓ વિચારાઇ પ્રજામાં તેની જરૂરિયાતોનો પણ સ્વીકાર થયે જાય છે.

એ પ્રવૃત્તિને વેગ આપે એવી એક અમુલ્ય સેવા શ્રીમંત દત્તાત્રય ચિંતામણરાવ મજમુદાર કરી રહ્યા છે. એ નિરાભિમાની સજ્જન વ્યાયામના ભારે ઉપાસક છે. નોકરીને અંગે તેઓ તાલુકાઓમાં રહેતા ત્યારે તાલુકાઓમાં પણ વ્યાયામ વિષે જાગૃતિ લાવવા ખૂબ પ્રયત્ન તેઓ કરતા હતા, એ હું મારા નાનપણથી જ જાણું છું. તેઓ અખાડો અને સ્વીમીંગ બાથ ચલાવીને જ અટકયા નથી. વર્ષોથી તેઓ વ્યાયામ નામનું માસિક ચલાવ્યા કરે છે અને તે પણ સરાડી સાથે ગુજરાતીમાં. વ્યાયામને જ પોતાનો મંત્ર બનાવી બેઠેલા એ મહારાષ્ટ્રીય સજ્જન 'વ્યાયામ જ્ઞાનકોશ" નામનો દશ વિભાગમાં એક ગ્રંથ મહારાષ્ટ્રીય ભાષામાં પ્રસિદ્ધ કરી રહ્યા છે. સાથે સાથે ગુજરાતને પણ તેમની સેવા આપવા તેમણે એ વ્યાયામજ્ઞાનકોશને ગુજરાતીમાં ઉતારવાનું સાહસ ઇચ્છયું છે. જેનો પ્રથમ વિભાગ હવે પ્રગટ થાય છે. આ વ્યાયામ જ્ઞાનકોશ વ્યાયામ અંગે એક અપૂર્વ પ્રમાણગ્રંથ બની રહે એમ છે. એમાં વ્યાયામનાં અંગે અંગના ઇતિહાસ છે, અંગે અંગની વિગત છે, વિગત સમજાવતાં સુંદર ચિત્રો છે અને પૂર્વ પશ્ચિમની સર્વ વ્યાયામ સામગ્રીનો તેમાં ભંડોળ ભરેલો છે. જૂની નવી સર્વદેશીય રમતોની સમજૂત આપણને આ જ્ઞાનકોશમાં મળી આવે એમ છે. આ વિસ્તીર્ણ ગ્રંથ અગર ગ્રંથમાળા શ્રીમંત મજમુંદારનું એક ભવ્ય સાહિત્ય સાહસ હોવા ઉપરાંત ગુજરાતની એક પરમ સેવા છે એ આપણે

ભૂલવું ન જોઇયે. વ્યાયામશીલ સંપાદકે વ્યાયામ વિદ્વાનોદ્વારા વ્યાયામવિષયક ઐતિહાસિક આલોચના પણ બહુજ સુંદર ઢબે કરાવી છે. અને માત્ર વિગતનો શુષ્ક ગ્રંથ ન બનાવતાં તેને મનનીય રસિક વાંચનમાં ફેરવી નાંખ્યો છે. ખરેખર.આ વ્યાયામ જ્ઞાનકોશ આપણી એક અમૂલ્ય ગ્રંથમાળા બની જાય છે. એ ગ્રંથમાળા પ્રત્યેક પુસ્તકાલય, પ્રત્યેક શાળા અને પ્રત્યેક વ્યાયામ-શાળામાં હોવી જોઇયે. એટલું જ નહીં, ગુજરાતના પ્રત્યેક યુવાનના હાથમાં એ ગ્રંથમાળા હોય એ જ શોભાસ્પદ છે.

શ્રીમંત દત્તાત્રય ચિંતામણરાવ મુજુમદારના આ સાહસ ને-સેવાને હું યશ ઇચ્છું છું. ગુજરાત કેટલીયે બાબતમાં દક્ષિણનું ઋણી છે. વ્યાયામપ્રચાર અને વ્યાયામપ્રિયતા એ પણ મહારાષ્ટ્રે ગુજરાતને આપેલી ભાવના-અંશતઃ તો ખરી જ. અને શ્રીમંત દત્તાત્રય ચિંતામણ-રાવ સરખા એકનિષ્ઠ વ્યાયામપ્રેમી વ્યાયામજ્ઞાનકોશને ગુજરાતીમાં ઉતારે છે ત્યારે ખરેખર તેમના પ્રત્યેની ગુજરાતીઓની આભાર વૃત્તિ તીવ્ર બને એમ હું આશા રાખું છું.

એ કોશનો લાભ ઉઠાવી આપણે ગુજરાતીઓ આપણી દેહસંપત્તિને ખૂબ સમૃદ્ધ બનાવીયે. આજ તો બીજા બધા વાદ અને વિવાદ બાજૂએ મૂકી પ્રજાએ દેહસ્વાસ્થ્ય મેળવવાનું છે, આરોગ્ય વધારવાનું છે, અને જીવન લંબાવવાનું છે. તે સિવાય સામાજીક કે રાજકીય પ્રગતિ મને તો અશક્ય જ લાગે છે. વ્યાયામ જ્ઞાનકોશનું વાંચન આપણને એ જ માર્ગે લઇ જાય છે.

હું ગુજરાતી પ્રજાનો પ્રતિનિધિ ન હોવા છતાં ગુજરાતી પ્રજાનો આભાર આ સ્થળે વ્યક્ત કરવા કરતાં બીજું શું વધારે કરી શકું ? પ્રજાજીવનના એક મહત્ત્વના પ્રશ્નને ઉકેલી શ્રીમંત મુજુમદારે રાષ્ટ્રસેવા બજાવી છે એ પણ ભૂલવું ન જોઇએ. કારણ આજનો મહા પ્રશ્ન દેહનો જ છે. એ દેહ દિવ્ય બને એવી સામગ્રી આ કોશમાંથી આપણને મળી રહે એમ છે. પુસ્તકની શાસ્ત્રીયતા તેને વિધ્વદ્‌ભોગ્ય અને સરળતા તેને વ્યવહારભોગ્ય બનાવી શકી છે.

વડોદરા,
૮ સપ્ટેમ્બર ૧૯૪૧

રમણલાલ વ. દેસાઇ.

# ઉપોદ્ઘાત.

લેખક —રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, બી એ એલ્ એલ્, બી વડોદરા

વડોદરાના સુપ્રસિદ્ધ સરદાર શ્રી મુજુમદાર કુટુંબના કુલદીપક શ્રી દત્તાત્રયરાવ ઉર્ફે આબાસાહેબ ચિંતામણરાવ મુજુમદારનુ નામ વ્યાયામપ્રેમી તથા વ્યાયામપ્રચારક તરીકે મહારાષ્ટ્ર તથા ગુજરાતમા સારી રીતે જાણીતું છે વ્યાયામથી થતા ફાયદાનો ઉત્તમ અનુભવ તેમને મળ્યો છે અને તેથી તેઓ જ ફાયદો પોતાના દેશ બંધુઓને થાય એ બાબત તેમણે અનેક પ્રકારના સ્તુત્ય પ્રયાસ કર્યા છે વડોદરામા એક તાલીમખાનુ તથા તરવા શીખવાનો હોજ તેમણે પોતાને ખર્ચે ઉઘાડી તે દ્વારા સેંકડો યુવાનો તથા યુવતીઓને પોતાનુ શારીરિક સામર્થ્ય સુધારવાને ઉત્તમ પ્રકારની સવડ કરી આપી છે તે ઉપરાત પોતાના મિત્ર રા ધોન્ડો નારાયણ વિદ્રાસની મદદથી તેમણે સુમારે ૨૭ વર્ષથી વ્યાયામ પ્રચારનુ કામ કરવા "વ્યાયામ" માસિક શરૂ કર્યું છે, અને તે દ્વારા શાસ્ત્રીય પ્રકારનુ જ્ઞાન ફેલાવી વ્યાયામ વિષયમા લોકોને રસ લેતી કરી છે એટલાથી જ સતોષ ન માનતા શ્રી આબાસાહેબ મુજુમદારે પ્રાચીન તથા અર્વાચીન પદ્ધતિના વ્યાયામશાસ્ત્રનો એક સર્વ સગ્રહ મરાઠી ભાષામા તૈયાર કરી પ્રસિદ્ધ કરવાની પહેલ કરી



લેખક

છે એ સંગ્રહને "વ્યાયામજ્ઞાનકોશ" એ નામ આપેલુ છે, અને તેના પાચ ખડ મરાઠી ભાષામા તો પ્રસિદ્ધ પણ થઇ ચૂક્યા છે

વ્યાયામજ્ઞાનકોશનો લાભ ગુજરાતી વાચકોને પણ મળે એ શુભ ઉદ્દેશથી તેનુ ગુજરાતી ભાષાતર પ્રસિદ્ધ કરવાની યોજના તેમણે હાલમા કરી છે, એ જાણી હુ ખુશી થયો છુ અને તેની કાઇક રૂપરેખા ગુજરાતી વાચકવર્ગ આગળ મૂકતા મને ઘણો આનંદ થાય છે

વ્યાયામજ્ઞાનકોશના દસ ગ્રથ બનાવવાની યોજના છે (૧) પહેલા ગ્રથમા હુતુતુ, ખોખો, લગડી, વગેરે દેશી રમતો, (૨) બીજા ગ્રથમા દેશી મરદાની ખેલ જેવા કે કુસ્તી, પટા, બિનોટ વગેરે, (૩) ત્રીજા ગ્રથમા મલખમ વગેરે દેશી કસરતો, (૪) ચોથા ગ્રથમા દડ બેઠક, નમસ્કાર વગેરે, દેશી મેહનતો, (૫) પાચમા ગ્રથમા સ્વાસ્થ્ય વિચાર,—આહારશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, વગેરે, (૬) છઠ્ઠા ગ્રથમા ક્રિકેટ, હૉકી, ફુટબૉલ વગેરે (વિદેશી ખેલ) (૭) સાતમા ગ્રથમા, જુજુત્સુ, બૉક્સીંગ, ફેન્સીંગ વગેરે વિદેશી મર્દાની ખેલ,—(૮) આઠમા ગ્રથમા સિંગલબાર,

ડમ્બબાર વગેરે વિદેશી કસરતો; ( ૯ ) નવમાં ગ્રંથમાં ડંબેલ્સ, બારબેલ્સ વગેરે વિદેશી મહેનતો, અને ( ૧૦ ) દસમા ખંડમાં દેશી-વિદેશી ઊંચી કૂદ, લાંબી કૂદ વગેરે.

એ પ્રમાણે અનેક પ્રકારના વ્યાયામ વિષયો ઉપર રસમય વર્ણન આપી, જે તે કસરત ફાયદાકારક રીતે શી રીતે કરવી, કેટલી કરવી, વગેરેનું વર્ણન સાદી અને સહેલી ભાષામાં આપેલું છે. દરેક ગ્રંથના સુમારે પાંચસો રૉયલ આઠ પેજી પૃષ્ટો થશે, અને પાંચસો ઉપરાંત ચિત્રો મૂકાશે. ઊંચા પ્રકારનું છાપકામ, ઊંચા પ્રકારના કાગળ, અને પાકું પૂઠું હોવા છતાં કિમ્મત માત્ર સાત રૂપીયા દરેક ગ્રંથ માટે રાખેલી છે અને આગળથી ગ્રાહક થનારને કિમ્મત વગેરેમાં કેટલીક સવલતો આપવાની યોજના પણ કરેલી છે.

મહારાષ્ટ્રમાં વ્યાયામ પ્રચાર ઘણો વધેલો છે. ત્યાં તો દરેક ગામે વ્યાયામ મંદિર હોય છે, અને ત્યાં દંડ, બેઠક, કુસ્તી વગેરે કરી મહારાષ્ટ્રી બંધુઓ સુદૃઢ અને મજબૂત બને છે. ગુજરાતમાં વ્યાયામનો શોખ હમણાં હમણાં જ વધ્યો છે, અને તેને માટે વડોદરા રાજ્ય તરફથી વ્યાયામ સંબંધે જે ઉચ્ચનીતિ ગ્રાહ્ય કરી, મદદ અપાય છે તેને તથા જુમ્માદાદા વ્યાયામશાળા વાળા શ્રી. માણેકરાવ તથા શ્રી. આબાસાહેબ મુજુમદાર વગેરે ખાનગી ગૃહસ્થો તરફથી શરૂઆત કરી સવડો તથા સવલતો કરી આપવામાં આવી છે તેને આભારી છે. શારીરિક શિક્ષણને લગતી પ્રવૃત્તિમાં વડોદરા રાજ્યનું નામ ઘણા વખતથી પ્રસિદ્ધ છે. મરહુમ ખંડેરાવ મહારાજાએ પોતાની કારકિર્દી ( ઈ. સ. ૧૮૫૬ થી ૧૮૭૦ ) દરમિયાન વ્યાયામ માટે વડોદરાનું નામ આખા હિંદુસ્તાનમાં જાણીતું બનાવ્યું હતું મહારાજા સાહેબ પોતે મર્દાની રમતોના જ્ઞાતા હતા, એટલુ જ નહીં પણ ઉચ્ચ કક્ષાના પહેલવાન હતા અને પંજાબી, હનુમંતી તથા વજ્રમુષ્ટી પહેલવાનોને નોકરીમાં રાખી પહેલવાનોની કુસ્તીનાં દંગલ કરાવતા અને તેમાં વિજય મેળવનારને અનેક પ્રકારની કિંમતી બક્ષિસો આપતા. તેમના પછી વડોદરાની ગાદીએ વડોદરાના સુભાગ્યે, પ્રાતઃસ્મરણીય પુણ્યશ્લોક શ્રી. મહારાજા સયાજીરાવ ગાયકવાડ આવ્યા. તેમણે જુનો રાજાશ્રય કાયમ રાખ્યો, એટલું જ નહીં પણ પ્રજામાં વ્યાયામ કરવાની વૃત્તિ પેદા થાય એવી અનેક પ્રકારની તજવીજ કરી. મહારાજા શ્રી પોતે વ્યાયામના શોખીન હતા. એટલું જ નહીં પણ એવો શોખ પોતાની પ્રજામાં પેદા થાય, અને પ્રજાની શારીરિક તથા માનસિક શક્તિઓ ખીલે એ જોવાને ઘણા આતુર હતા. રાજ્યની પ્રાથમિક શાળાઓમાં કસરત તથા કવાયતની તાલીમ આપવાની તેમણે શરુઆત કરી હતી અને તે માટે શાળાઓમાં વ્યાયામ શિક્ષકોની નિમણૂકો પણ કરી હતી, અને બને તેટલે દરજ્જે શારીરિક શિક્ષણ ફરજીઆત કર્યું હતું. રાજ્યની શાળાઓમાં શારીરિક શિક્ષણના અભ્યાસક્રમો દાખલ કરવા ઉપરાંત શ્રીમંત સરકાર તરફથી રાજ્યની ખાનગી વ્યાયામશાળાઓને પણ આર્થિક મદદ આપવાનુ શરૂ કરવામાં આવ્યું હતું. રાજ્યમાં આજે સુમારે ૧૨૫ વ્યાયામશાળાઓ છે. જેનો લાભ લગભગ ૬૦૦૦ સ્ત્રીપુરુષો લે છે. કેટલાંક વર્ષ ઉપર મેદાની તથા મરદાની સંમેલન ભરવાની યોજના પૂના ડેક્કન જીમખાના તરફથી કરવામાં આવી હતી. પણ ખર્ચની સવડ ન થવાથી તે આગળ ચાલી નહોતી. પણ એ પ્રશ્ન વડોદરા રાજ્યના ઉદાર આશ્રયથી વડોદરાએ ઉપાડી લીધો છે. અને વીસ વર્ષ ઉપરાંતથી વડોદરામાં પ્રતિવર્ષ નિયમિત રીતે, એવાં સંમેલન થતાં આવ્યાં છે તેને પરિણામે ગુજરાતમાં શારીરિક શિક્ષણનું પ્રમાણ દીન

પ્રતિદીન વધતું ચાલી આ સંમેલનો હવે અખિલ ભારતીય રૂપ ધારણ કરવા લાગ્યાં છે, એ વડોદરાએ ખરેખર મગરૂર થવા જેવું છે.

વડોદરા રાજ્યના સદ્‌ભાગ્યે વ્યાયામ પ્રત્યે જે પ્રેમ તથા કાળજી શ્રીમંત સયાજીરાવ મહારાજાએ દર્શાવ્યા હતાં. તે તેમની પછી ગાદીએ આવનાર શ્રીમંત પ્રતાપસિંહ મહારાજે પણ કાયમ રાખ્યાં છે, એટલું જ નહીં પણ તેમાં વધારો કર્યો છે. પોતાના પિતામહના જેવા જ તેઓશ્રી વિદ્યા તથા વ્યાયામના પ્રેમી છે. તા. ૩ ડિસેંબર ૧૯૪૦ ના રોજ સતારામાં મળેલી અખિલ મહારાષ્ટ્ર શારીરિક શિક્ષણ પરિષદ્‌ના તેઓશ્રી અધ્યક્ષ ચૂંટાયા હતા. તે પ્રસંગે તેઓશ્રીએ આપણા લોકોના માઇકાંગલાપણા માટે ખેદ દર્શાવી તેનાં જે કારણો બતાવ્યાં હતાં, અને તે કારણોને દૂર કરવા માટે ઘણા વિચાર કરવા જેવા જે ઉપાયો બતાવ્યા હતા, તેમાં વ્યાયામનો પ્રચાર કરવો એ મુખ્ય હતો.

વ્યાયામ જેવા પ્રજાની ઉન્નતિ માટે ખાસ અગત્યના વિષય ઉપર "વ્યાયામજ્ઞાનકોશ" પ્રસિદ્ધ થાય એ આપણું સદ્‌ભાગ્ય છે. તેને વધાવી લઇ ઉત્તેજન આપવું તે આપણું કર્તવ્ય છે. સરકાર તરફથી શાળાઓમાં તો તેની નકલો રખાશે જ. પણ દરેક સાર્વજનિક તથા ખાનગી પુસ્તકાલયમાં, દરેક વ્યાયામશાળામાં અને દરેક બાળબચ્ચાંવાળા ગૃહસ્થના ઘરમાં તેની પ્રત રાખવા જેવી છે. નાનકડાં બાળકોથી શરૂ કરી, યુવાનો તથા યુવતીઓ અને પ્રૌઢ વયે પહોંચેલાને પણ તે ઉપયોગી થઇ પડશે, અને તેના અધ્યયનથી જેને જે માફક આવે એવા પ્રકારનાં વ્યાયામ માટે ઉપયોગી માહિતી મળશે.

આવું એક મહાભારત કામ ઉપાડી લેવાને માટે શ્રી. દત્તાત્રય ચિંતામણુ ઉર્ફે આબાસાહેબ મુજુમદારને હું મુબારકબાદી આપું છું. તેમને સદ્‌ભાગ્યે તેમના કામમાં સારી મદદ કરે તેવા લેખક મિત્રો તેમને મળ્યા છે. પણ તે સર્વમાં તેમનાં ધર્મપત્ની શ્રી. સૌ. લક્ષ્મીબાઇએ છોકરીઓને માટેના વિદેશી ખેલ–સ્કીપીંગ વગેરે લખી આપી તથા એકંદરે સહકાર કરીને જે મદદ આપી છે તેને માટે તેમનો પણ આભાર માનવો ઘટે છે.

વડોદરા.<br>
તા. ૨૨ મે, ૧૯૪૧.

ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ

# વ્યાયામગંગાને અક્ષરસૃષ્ટિમાં ઉતારવાનો ભગીરથ પ્રયત્ન.

લેખક:— રા. રા. શંકર ગોપાળ ડોંગરે, બી એ, વડોદરા.

[મૂળ મરાઠી લેખ ઉપરથી]

**વ્યાયામજ્ઞાનકોશનો** પૂર્વાર્ધ એટલે કે તેના પહેલા પાંચ ખંડ (મરાઠી ભાષાના) પ્રસિદ્ધ થઈ ગયા છે, અને હવે ઉત્તરાર્ધ પૈકી છઠ્ઠા ખંડના લેખો અને ચિત્રોની તૈયારી ચાલી રહી છે. એ જ વ્યાયામજ્ઞાનકોશનો ગુજરાતી ભાષામાં પણ પ્રથમ ખંડ હાલ પ્રસિદ્ધ થાય છે. એ પૂર્વાર્ધમાં દેશી વ્યાયામપદ્ધતિ, દેશી ખેલો, દેશી કસરતો અને દેશી મહેનતો વગેરેની માહિતી આપવામાં આવેલી છે અને હવે પછીના ઉત્તરાર્ધમા વિદેશી વ્યાયામ, ખેલો, કસરતો વગેરેની માહિતી આવવાની છે. એકંદરે આ **વ્યાયામજ્ઞાનકોશમાં** મળી શકે તેટલી વ્યાયામવિષયક સઘળી માહિતી પ્રસિદ્ધ કરીને જનતાને આરોગ્ય, બળ, તેજ, ઉત્સાહ, સાહસ અને સ્વાસ્થ્ય એ બધાંની વૃદ્ધિમાટેનું એક મહત્ત્વનું સાધન સુલભ કરી આપવું, એ જ વ્યાયામજ્ઞાનકોશકારનો આ કાર્ય ઉપાડવામાં મુખ્ય ઉદ્દેશ છે, તે વખતોવખત વાચકો સમક્ષ જણાવવામાં આવેલુ જ છે. વ્યાયામજ્ઞાનકોશકાર શ્રીમંત **દત્તાત્રય ચિંતામણ ઉર્ફે આબાસાહેબ મુજુમદાર**, બી એ, એલ્.એલ્.બી, એમણે આ કાર્ય આરંભેલુ હોઇ તે કેવી રીતે ચાલી રહ્યુ છે તે આ પૂર્વાર્ધના પાંચ ખંડો (મરાઠી ભાષાના) ઉપરથી વાચકોને સહજ લક્ષમાં આવી ગયું હશે જ. એ પૂર્વાર્ધમાં આવેલા વિવિધ પ્રકારના ઉપદેશાત્મક લેખો, ઐતિહાસિક માહિતી, વ્યાયામના સચિત્ર પ્રકારો, ચિત્રોની સમજુતી અને એકંદર ચિત્ર-સંખ્યા તથા પૃષ્ઠસંખ્યા વગેરે બાબતો લક્ષમા લેતાં, આ આવડું પ્રચંડ કાર્ય કરવા સારુ કેટના દીર્ઘોદ્યોગ, આગ્રહ, સ્વાર્થત્યાગ અને સાહસ વગેરે ગુણોનો ઉપયોગ થયો હશે તે વિચારતાં ઘણું જ આશ્ચર્ય લાગી આવશે. આશરે ૨૫-૩૦ વર્ષ પહેલાં વ્યાયામનો વિષય એટલે અખાડામાં જઇને મહેનત કરવી એટલુ જ, અને તે પણ જનતા પૈકી બહુ થોડા ઉત્સાહી માણસો જ જાણતા! ઉસ્તાદજી જાણતા હોય તેટલી વિદ્યા પણ બહુ થોડા પસંદગી પામેલા શિષ્યો જ, *પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા* મળી શકે તેટલી થોડી મેળવી શકતા, બાકીની એ બધી વિદ્યા ઉસ્તાદજીની જોડે જ ક્ષરત્વ પામીને લય થઇ જવાની, એવો જ પૂર્વપ્રવાહ ચાલુ હતો! એવી અનેક વિદ્યા આજપર્યંત પરંપરાથી કેટલોક વખત રહીને છેવટે નષ્ટ પણ થઇ ગઇ! કેટલીકનાં

:લેખક:



તો નાગોની પણ યાદી જનતાને રહી નથી! વ્યાયામ એટલે શું; તે શા માટે કરવાનો, અને તેનાથી શા લાભ, વગેરે વાતો જનતા જાણતી જ ન રહેવાથી તે તરફ સહજ જ અનાસ્થા પ્રવર્તી રહી! અને તેના પરિણામે આરોગ્ય, બળ, ઓજસ, તેજ તથા સ્વાસ્થ્ય વગેરે બાબતોમાં ઘણી જ હાનિ વેઠવી પડી છે! તેની જગાએ જો વ્યાયામગંગાને અક્ષરસૃષ્ટિમાં લાવવામાં આવી હોત તો બધા લોકો તેનો મન માન્યો ઉપયોગ કરી શક્યા હોત, અને ઉપર ગણાવેલા બધા સદ્‌ગુણોની પ્રાપ્તિ સહેજે સાધી શકાઇ હોત. તેથી કરીને એવા પ્રકારની ઉત્કટ આકાંક્ષા સેવીને એ વ્યાયામગંગાને આ અક્ષરસૃષ્ટિમાં અવતારવાનો ભગીરથ પ્રયત્ન જેમણે આ વ્યાયામજ્ઞાનકોશના રૂપમાં કર્યો, તેમનો થોડોં પણ પરિચય વ્યાયામજ્ઞાનકોશના આ પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધના (મરાઠી ભાષાના) સીમાપ્રાંત ઉપર ઊભા રહીને વાચકોને આપવામાં આવે, તો તે અસ્થાને ગણાશે નહીં જ.

**વ્યાયામ** માસિકના વાચકોને શ્રી. આબાસાહેબ મુજુમદારનું નામ પરિચિત છે. વચમાં વચમાં પ્રસંગોપાત તેમના ચરિત્ર સંબંધી માહિતી પણ **વ્યાયામના** કેટલાક અંકોમાં પ્રસિદ્ધ થઇ છે. શ્રી. આબાસાહેબે હાથમાં લીધેલું આ (વ્યાયામ વિષયક) કાર્ય જનતા સમક્ષ રજૂ થતાં અનેક વજનદાર દૈનિકોએ, સાપ્તાહિકોએ અને માસિકોએ તેનું (કાર્યનું) પરીક્ષણ કરીને એ સંબંધના પોતાના સવિસ્તર અભિપ્રાયો તથા ધન્યતાદર્શક ઉદ્‌ગારો અનેક વખત પ્રસિદ્ધ કરેલા છે. વ્યાયામ કાર્ય સંબંધી કોઇપણ જગાએ કોઇપણ પ્રકારની થોડી પણ ચર્ચા નીકળતાં તેમાં શ્રી. આબાસાહેબ મુજુમદાર તરફથી કરવામાં આવતી આ કામગિરી બદલ ઉલ્લેખ નીકળ્યા સિવાય રહેતો જ નથી. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં વ્યાયામજ્ઞાનકોશના આશ્રયદાતાઓને અને વાચકોને વ્યાયામના આ એકનિષ્ઠ સેવકની જરા સવિસ્તર માહિતી આપવા જતાં તેઓશ્રીએ હાથમાં લીધેલું આ કાર્ય પાર પાડવા બદલની તેમની પાત્રતા તથા પરિસ્થિતિની અનુકૂળતા વગેરે હકીકત જનતાને વિશ્વાસ પડે એવી રીતે રજૂ કરવાનો હું પ્રયત્ન કરું તો તે અનુચિત ગણાશે નહીં જ. એથી ઊલટું, કદાચ આવી માહિતી મેળવવા ઇચ્છતા ઉત્સુકોને મારું આ કાર્ય પ્રસંગોચિત જ લાગશે એવો વિશ્વાસ છે.

શ્રી. આબાસાહેબ એ વડોદરા રાજ્યના એક મોટા અને શ્રીમંત દરકદાર કુટુંબમાં જન્મેલા હોઇને એક વ્યાયામનિષ્ઠ મનુષ્યને જે જે ચીજોની અનુકૂળતા જોઇએ તે સઘળી તેમને જન્મથી જ મળેલી છે. પુનાના પ્રસિદ્ધ લોકહિતવાદી કૈ. ગોપાળરાવ હરિ દેશમુખ એ શ્રી. આબાસાહેબ મુજુમદારના માતામહ થાય. આ દેશમુખ કુટુંબના પુત્ર પૌત્રોએ પોતાના કર્તૃત્વથી જ મહારાષ્ટ્રમાં સારી કીર્તિ મેળવેલી છે. એ દેશમુખ ભાઇઓ વ્યાયામના ખૂબ શોખીન હોઇ તેમનાં શરીરો સારી રીતે કસાયેલાં અને મજબૂત હતાં. આવા મોસાળમાં પ્રસંગ પ્રમાણે થયેલા સહવાસથી શ્રી. આબાસાહેબને વ્યાયામની અભિરુચિ નાનપણથી જ લાગી હોય એમાં કંઇ નવાઇ જેવું જણાશે નહીં જ. શ્રી. આબાસાહેબના પિતાશ્રીને પણ વ્યાયામ તરફ સારી પ્રીતિ હતી. તેમણે પોતાના વાડામાં જ અખાડો શરૂ કરીને નવ્જોના હાથ નીચે વ્યાયામ વિદ્યાનો અભ્યાસ કરેલો હતો એટલે તેમના તરફથી પણ યોગ્ય પ્રોત્સાહન તેમને મળેલું હોય એ કુદરતી જ છે.

આવી અનુકૂળ પરિસ્થિતિનો લાભ શ્રી. આબાસાહેબે જોઇએ તેટલો અને જોઇએ તે રીતનો અર્થાત્ પૂરતો લીધો. નાનપણથી જ શ્રી. આબાસાહેબ શાંત અને સરળ સ્વભાવના હોઇ તેની સાથે જ કાર્યદક્ષ પણ હતા. કોઇપણ પ્રકારનું કામ તેઓ કરવાનું મન ઉપર લેતા, તો તે

બદલ વિશેષ કંઇપણ ન બોલતાં તેઓ પોતાની કર્તૃત્વવૃત્તિથી જ તેને અત્યંત નિષ્ઠાપૂર્વક પાર પાડતા. નાનપણના ખેલોમાં પણ તેમની આ કર્તવ્યનિષ્ઠા વારંવાર જણાઇ આવતી. આટાપાટા, ખોખો, કે ગિલ્લીદંડા વગેરે ખેલ તેઓ નાનપણમાં ખેલતા. નાનપણમાં ખેલેલા આ ખેલોનો અનુભવ પછીથી તેમને એ ખેલોનો તુલનાત્મક દૃષ્ટિથી વિચાર કરવામાં ઘણો ઉપયોગી થયો. એ ઉમર રમતો રમવાની જ હતી અને તે તે જ પ્રમાણે તેમણે રમતો રમવામાં ગાળેલી પછીથી અભ્યાસ શરૂ થયો તે વખતે પણ ઉમરના પ્રમાણમાં લેવાના વ્યાયામની અભિરુચિ તેમનામાં કાયમ જ રહેલી. શ્રી. આબાસાહેબ અગ્રેજી ચોથા ધોરણમા હતા તે વખતે તેમને બીજાઓને ભાગ્યે જ મળી શકે તેવો એક મોટો લાભ મળેલો. વડોદરાના રાજમહેલમાં તે વખતના યુવરાજ કૈ. શ્રી. ફતેસિંગરાવ ગાયકવાડ માટે એક રાજપુત્ર વિદ્યાલય કાઢવામાં આવેલુ. તેમાં રાજપુત્રોની જોડે જોડે શીખવા માટે શ્રી. આબાસાહેબની પસંદગી પણ થયેલી અને તેથી તેઓ ત્યાં નિયમિત રીતે જતા. સવારથી તે છેક સાંજ સુધીના બધા વખતમા આ વિદ્યાલયમાં જુદા જુદા પ્રકારનું શિક્ષણ આપવામાં આવતુ હતું ને શિક્ષણમા શારીરિક શિક્ષણનો પણ સમાવેશ હોવાથી ઉત્તમોત્તમ તજ્જ્ઞોની દેખરેખ નીચે જુદા જુદા પ્રકારના વ્યાયામ, ખેલો, કસરતો, શરતો વગેરે વિષયોનું શિક્ષણ શ્રી આબાસાહેબને પણ બહુ જ સારી રીતે મળ્યું. લગભગ ચાર વર્ષ સુધી એટલે કે શ્રી યુવરાજે મેટ્રિકની પરીક્ષા પાસ કરી ત્યાં સુધી આ વિદ્યાલયમા શ્રી. આબાસાહેબ પણ ચાલુ રહ્યા, અને કહેવાને હરકત નથી કે આ અવધિમાં તેમને જે શારીરિક શિક્ષણ મળ્યું તે જ તેમને પછીના જીવનના કર્તૃત્વ માટે કારણભૂત થયુ.

આ રાજપુત્ર વિદ્યાલયમાં વિદ્યાર્થીઓ પાસે જ કસરતો, શર્યતો, તથા મેદાની અને મરદાની ખેલો વગેરે સઘળા પ્રકારના વ્યાયામો કરાવવામાં આવતા. વળી કવાયત, ઘોડા ઉપર બેસવું, તરવું વગેરે વ્યાયામોની પણ ત્યા ઉત્તમ પ્રકારની સવડ હતી બધા રાજપુત્રોને અને તેમના સહાધ્યાયીઓને બધા પ્રકારનું યોગ્ય શારીરિક શિક્ષણ મળે તેવી સઘળી વ્યવસ્થા કૈ. શ્રી. સયાજીરાવ મહારાજે ખાસ પોતાની દેખરેખ નીચે જ રખાવી હતી. વ્યાયામનો ખરો ઉપયોગ તેઓશ્રીના લક્ષમાં આવેલો હોવાથી તેમાં કોઇ પણ જાતની ખામી ન રહે તે બદલ તેઓ જાતે કાળજી રાખતા; દેશી વ્યાયામો શીખવવાને જે તે વિષયના કરેલા તજ્જ્ઞોને તે વખતે રોક્યા હતા. વિદેશી વ્યાયામોની બધી વ્યવસ્થા એ રાજપુત્ર વિદ્યાલયના હેડમાસ્તર મિ ફ્રેન્ચ નામના એક અગ્રેજ ગૃહસ્થ પાસે હતી. એ મિ ફ્રેન્ચને પોતાને જ વ્યાયામની બહુ સારી અભિરુચિ હતી. તેમણે ક્રિકેટ, ટેનિસ, ફૂટબૉલ, હૉકી, રગ્બી, બૅડમિન્ટન, કવાયત, કોકે, પેપરચેસ, નિશાનબાજી, પોલો, વગેરે અનેક પ્રકારના ખેલો પોતાના વિદ્યાર્થીઓ પાસે ખેલાવી લીધેલા અને જે તે વખતે જ તેમાંની આંટીઘૂંટીઓ પણ સુલભ રીતે જ સમજાવી આપેલી આવા અનુભવી, કાર્યદક્ષ, તથા દૂરદર્શી શિક્ષક પાસે અભ્યાસ કરવાનું મળતા, બધા જ વિદ્યાર્થીઓ જે તે ખેલોમાં પ્રવીણ નીવડ્યા અને કહેવુ જોઇએ કે આ શિક્ષણ જ શ્રી આબાસાહેબના તરફથી હવે પછીથી પ્રસિદ્ધ થનાર વ્યાયામજ્ઞાનકોશના ઉત્તરાર્ધ માટે કારણભૂત થયુ છે. આ રીતે આ બધા ખેલમાં જ્યારે પ્રવીણતા મેળવી, ત્યારે અંગ્રેજ પ્રજાના રાષ્ટ્રીય ખેલ તરીકે જે ક્રિકેટની ઘણી જ ખ્યાતિ છે અને જેની શ્રી. ફતેસિહરાવ ગાયકવાડને બહુ જ અભિરુચિ હતી તેનું શિક્ષણ તો આ બધા વિદ્યાર્થીઓને બહુ જ સારી રીતે મળેલું. તે શિક્ષણ માટે ખાસ તે વખતના પારસી પ્રેસિડેન્સી

પ્લેયર મિ. મછલીવાળાની ખાસ ક્રિકેટ શિક્ષક તરીકે યોજના કરી હતી. તેમના તરફથી મળેલા એ વિષયના સર્વાંગી અને સશાસ્ત્ર શિક્ષણને લીધે જ એ વિદ્યાલયના વિદ્યાર્થીઓને એને લગતી સેંકડો હરીફાઇઓમાં ખેલવાનો લાભ મળેલો. શ્રી. આબાસાહેબ એ વિદ્યાલયના ક્રિકેટસંઘના સેક્રેટરી હતા. પછીથી વડોદરા કોલેજમાં દાખલ થયા પછી ત્યાંની ટીમમાં પણ તેમણે કેપ્ટન તરીકેનું જવાબદારી ભરેલું કામ ઉત્તમ પ્રકારે બજાવેલું, અને પ્રત્યેક વર્ષે થતી શિલ્ડ મેચમાં પણ ભાગ લઇ તેમણે એ ખેલમાં ઉત્તમ પ્રકારનું નામ મેળવેલું. શ્રી. ફત્તેસિંહરાવ ગાયકવાડની મિત્રતા પછીથી પણ કાયમ રહેલી હોવાથી તેઓ વિલાયત ગયા ત્યાં સુધી તેમની સાથે શીખેલા આ બધા ખેલોની ઊજવણી પુનઃ પુનઃ ચાલુ જ રહેતી.

વિદેશી ખેલોના સંબંધમાં આ રીતનો અનુભવ અને માહિતી મળ્યા છતાં શ્રી. આબાસાહેબની વ્યાયામ વિષયક અભિરુચિને તેટલાથી સંતોષ થયો નહીં. તેમને લાગ્યું કે વિદેશી ખેલના જેટલી જ નિપુણતા દેશી ખેલોમાં પણ મેળવવી જોઇએ. પુનામાં મોસાળ પક્ષમાં ગયા હોય તે વખતે ત્યાંના મિત્રો જોડે જુદા જુદા અખાડાઓ જોવાના પ્રસંગો આવતા, અને કૈ. વિષ્ણુપંત જોગ જેવા આદર્શ પુરુષનાં દર્શનનો પણ લાભ મળતો. વડોદરામાં પણ સ્નેહીઓ અને સોબતીઓ તરફથી શ્રી. નારાયણ ગુરુના અખાડાની કીર્તિ સાંભળવામાં આવતી. તેમના વડિલ કૈ. ભાઉસાહેબ પાસેથી પણ મલ્લવિદ્યાની પ્રશંસા સાંભળવામાં આવતી. આ બધાંના પરિણામે તેમણે સાહજિક રીતે જ શ્રી. નારાયણ ગુરુનું શિષ્યત્વ સ્વીકાર્યું અને દેશી વ્યાયામો કરવાની શરૂઆત કરી. શરૂઆતમાં તેમના વાડામાં જ અખાડા સારુ એક જુદી જગા ગોઠવી હતી. પરંતુ તે પછીથી તેમના વડિલશ્રીએ તેમની વ્યાયામવિષયક આ અભિરુચિને ઉત્તેજન આપવા માટે બધા પ્રકારની તાલીમની સવડ મળે તેવી એક પ્રશસ્ત ઇમારત જ બંધાવી આપી અને ત્યાં જ શ્રી. નારાયણ ગુરુનો અખાડો લાવવામાં આવ્યો. ત્યારથી શ્રી. આબાસાહેબ એ અખાડામાં નિયમિત રીતે જવા લાગ્યા, ત્યાં ચાલતા જુદા જુદા પ્રકારના વ્યાયામોમાં શક્ય તેટલી પ્રગતિ કરવા લાગ્યા. અને દંડ, બેઠકો, કુસ્તી, મલખમ, મગદળ, લાઠી, ડબલબાર સિંગલબાર, વગેરે બધા પ્રકારના ખેલોમાં તેઓ તરબેજ થયા. વળી, સાથે સાથે બચ્યા કનય્યાસિંગ જેવા તે સમયના પ્રખ્યાત શિક્ષક પાસે તેમણે ફરીગદકાનો પણ અભ્યાસ કર્યો. હંમેશાં અખાડામાં જઇને એ બધા પ્રકારના વ્યાયામોનો વ્યાસંગ કાયમ રાખવાનો તેમનો ક્રમ હજી સુધી પણ ચાલુ છે. નોકરીને અંગે પછીની મોટી ઉમરે જો કે વિદેશી ખેલોનો અભ્યાસ છૂટી ગયો, તો પણ દેશી વ્યાયામોનો તો અભ્યાસ ચાલુ જ રહ્યો. તાલુકાઓમાં બદલી થતાં ત્યાંના લોકોમાં પણ વ્યાયામની અભિરુચિ ઉત્પન્ન કરીને જ્યાં ત્યાં વ્યાયામશાળાઓ ચાલુ કરી અને તેમાં જાતે તાલીમ લેવા જઇને લોકોને પોતાના ઉદાહરણથી તે વિષયના બોધપાઠ આપ્યા. સંખેડા, પાદરા, સાવલી વગેરે સ્થળોની વ્યાયામશાળા એ તેમણે જ આપેલા પ્રોત્સાહનનું દૃશ્ય ફળ છે.

શ્રી. આબાસાહેબને વ્યાયામની અભિરુચિ કેટલી હતી, અને તેમણે દેશી વિદેશી વ્યાયામનું શિક્ષણ ક્યાં મેળવ્યું, તથા તેનો નિત્ય વ્યાસંગ ચાલુ રાખીને પોતાના અનુભવનો લાભ લોકોને આપવાની પાત્રતા તેમનામાં કેવી રીતે આવી, તે બધું ઉપર આપેલી હકીકત ઉપરથી વાચકોના લક્ષમાં સહજ આવી જવા જેવું છે. પણ આ રીતે તેમણે વ્યાયામપ્રવીણતા મેળવી અને તેમાંથી કુદરતી રીતે મળતા આરોગ્ય, સ્વાસ્થ્ય, ઉત્સાહ, ખડતલપણું, વગેરે ગુણો પણ મેળવ્યા; છતાં પણ

માત્ર તેટલી જ કામગિરીથી બીજા ઘણા વ્યાયામ સેવકોની પેઠે તેમના મનનું સમાધાન થયું નહીં. તેમને પોતાને જે સુખ જે રીતે મળ્યું, તે સુખ બધા લોકો તે જ પ્રમાણેનુ કેવી રીતે મેળવી શકે તેમ તેમને નાનપણથી જ, પોતે ખેલ ખેલતા હતા તે વખતથી જ એક પ્રકારની તમન્ના લાગી હતી. પોતાને ખર્ચે અખાડા કાઢીને લોકોને તે માટેની સવડ કરી આપવી, તરવા માટેનો હોજ બંધાવવો તથા તાલુકાઓમાં પણ વ્યાયામ શાળાઓ કાઢવી, વગેરે કામો આ તમન્નાની જ સાક્ષી આપે છે. પછી તેના કરતાં પણ આગળ જઇને ઠેકાણે ઠેકાણે ખાસ તે માટે જવું, અને વ્યાયામનો ઉપદેશ આપીને જ્યાં ત્યાં વ્યાયામ શાળાઓ ઉઘડાવવી, વગેરે પ્રકારનુ કાર્ય કરી બતાવવાનુ શક્ય હતુ, તો પણ તે શ્રી. આબાસાહેબને પસંદ ન હતું. મૂગે મોઢે જ કાર્ય કરવાનો તેમનો મૂળ સ્વભાવ. અને તેમાં પણ ઉપદેશક બનવું, એટલે એક પ્રકારની અભિમાનવૃત્તિ જ સ્વીકારવી અર્થાત્ શ્રી. આબાસાહેબના નિરભિમાની અને વિનયશીલ સ્વભાવને તે જરાપણ અભીષ્ટ ન હતું. ઉપદેશક કે પ્રચારક હાજર હોય ત્યાં સુધી કંઇપણ કાર્ય થાય, પણ તેની ગેરહાજરી થતાં જ તે કાર્ય તેટલેથી જ બંધ પડે, એવો અનુભવ કોને નથી ? એટલે તેમણે એવો માર્ગ ન સ્વીકાર્યો એ તેમની દીર્ઘદર્શિતાને જ આભારી હતું. છતાં પણ માત્ર આટલુ જ કરીને અટકી પડવું એ તેમને ગમતું ન હતું. કોઇપણ પ્રકારે વ્યાયામની મહત્તા જનતા સમક્ષ રજુ કરીને તેનાથી થતા લાભો સર્વ લોકોને સુલભ કરી આપવાની તેમની તમન્ના તેમને સ્વસ્થ બેસવા જ દેતી ન હતી.

શ્રી. આબાસાહેબના જેવી જ સર્વ પ્રકારની અનુકૂળતા ઘણાને મળેલી હોય છે. સંપત્તિ, શિક્ષણ, અનુભવ, પાત્રતા, યોગાયોગ અને અનુકૂળ પરિસ્થિતિ વગેરેનો લાભ હોવા છતાં પણ એ બધાનો યોગ્ય ઉપયોગ લોકહિત માટે કરવાની ઉત્કટ ઇચ્છા ઘણી જ થોડી વ્યક્તિઓમાં જોવામાં આવે છે. અને આવી જે ઉત્કટતા કિંવા સહેલાઇથી કહીએ તો આવું જે મનોબળ કિંવા હિમ્મત તેના ઉપર જ કોઇપણ કાર્ય પાર પાડવાનો આવા આગ્રહી લોકોનો આધાર હોય છે. ઇતર સાધનો ઉપર આવા લોકોનું વિશેષ અવલંબન હોતુ નથી. (क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे).

શ્રી. આબાસાહેબે પોતાનો ઉપર જણાવેલો ઉદ્દેશ પાર પાડવા સારુ કેવો પ્રયત્ન કર્યો તે હવે આપણે જોઇએ. નાનપણમાં ખેલો ખેલતી વખતે જ કયો ખેલ કેવી દૃષ્ટિથી ખેલવો, તેના ફાયદા કયા કયા છે અને તે ખેલ ક્યારે તથા કોણે ખેલવો, વગેરે બાબતોનુ તેમનુ નિરીક્ષણ ચાલુ જ રહેતું. તે પછીથી મોટી ઉમરે દેશી વિદેશી વ્યાયામોની માહિતી થયા પછી પણ તેમની એ જ પ્રકારની વિવેચક દૃષ્ટિથી તેમણે એ બધાનું નિરીક્ષણ કર્યું અને પોતાના એ અનુભવનો અને માહિતીનો લાભ બીજાઓને આપવાની શરૂઆત કરી. તેમના મિત્રમંડળમાં મારા જેવા શરીર-પ્રકૃતિએ દુબળા અને સૂકલા મનુષ્યનો પણ સમાવેશ થતો હતો. શ્રી. આબાસાહેબે પોતાનો ઇષ્ટ-હેતુ પાર પાડવા મારા જેવા મિત્રોથી જ શરૂઆત કરી. મારો હાથ દુખતો હતો તે માટે મને પ્રથમ એમણે ડમ્બેલ્સનો વ્યાયામ બતાવ્યો. પણ તેનાથી મને લાભ ન થતાં મને પછી ફરીગદકાનુ શિક્ષણ આપ્યું. છતાં પણ મારો હાથ સારો થયો નહીં. છેવટે તેમણે ઘણી કલ્પકતા વાપરીને 'બેટિંગ' નો પ્રયોગ કરવાનુ ઠરાવીને તે વ્યાયામ મારી પાસે કરાવ્યો. અને ખરેખર જ મારા હાથનો દુખાવો તે વખતથી જ બંધ પડયો, તે ગયા ૩૮–૩૯ વર્ષમાં ફરી ઉપડયો જ નથી. આ તો મારા એકનાનો જ અનુભવ થયો. પણ આવા જ પ્રયોગો ઇતર મિત્રો ઉપર પણ થયા. અને શ્રી. આબાસાહેબના અનુભવ જ્ઞાનમાં વૃદ્ધિ થતી ચાલી. તેમની સંગતિથી કેટલાએ સુશિક્ષિત

મિત્રો નિત્ય નિયમિત રીતે અખાડામાં આવીને વ્યાયામ કરવા લાગ્યા. તે બધાની પૂરતી માહિતી મેળવીને તેનો ઉપયોગ પોતાનો અભીષ્ટ આશય પાર પાડવામાં કેવી રીતે કરી લેવો તે સંબંધે પછી તેમને વિચારો આવવા લાગ્યા આવા એકંદર વિચારના અંતે સર્વ પ્રકારના વ્યાયામો સપ્રયોગ અને સચિત્ર લખી રાખીને તેનો ઉપયોગ કાયમને માટે કરી શકાય એવી સર્વ પ્રકારની સવડ પોતાનાં તન-મન-ધન ખર્ચીને પણ કરવી એવો તેમનો નિશ્ચય થયો અને વડોદરા કોલેજમાં અભ્યાસ કરતા હતા તે વખતે જ આ વ્યાયામગંગાને અક્ષરસૃષ્ટિમાં લાવવાના તેમના પ્રયત્નની શરૂઆત થઇ.

દેશી ભાષામાં વ્યાયામવિષયક પુસ્તકો બિલકુલ નહોતા. એકાદ અપવાદ તરીકે હતું, તો તેની ભાષા, અને પદ્ધતિ વગેરે લોકોને ઉપયોગી થાય તેવાં ન હતાં. અંગ્રેજી ભાષામાં માત્ર અનેક પ્રકારનાં વ્યાયામવિષયક પુસ્તકો તેમના જોવામાં આવ્યાં અને તે ઉપરથી જ તેમને મરાઠી ભાષામાં પણ તેવાં જ પુસ્તકો લખીને પ્રસિદ્ધ કરવાનું સૂઝી આવ્યુ. પરંતુ તેમાં પણ પોતે મેળવેલું વ્યાયામ શિક્ષણ કાગળ ઉપર કેવી રીતે મૂકવું, તેના પ્રયોગ કેવી રીતે સમજાવી આપવા, તેમાં ચિત્રો કેવી રીતે તૈયાર કરાવવાં. અને તે બધું છાપવાની સવડ કેવી રીતે થઇ શકે તથા તેની જ સાથે દેશની દરિદ્ર સ્થિતિમાં આવાં પુસ્તકોનો પ્રચાર કેટલોક થાય અને તે માટેનો ખર્ચ કેવી રીતે પૂરો પડે, તે બધી વાતોની ચિંતા હતી જ. તેમણે જાતે કેટલાક વ્યાયામવિષયક લેખો લખીને તૈયાર કર્યા, મારા જેવા સોબતીને 'સુલભ વ્યાયામ' જેવા ભાષાંતર-લેખો તૈયાર કરવાનું જણાવ્યું, અને મલખમ જેવો વિષય રા. ધોંડોપંત વિદ્વાંસ તથા રા. સપ્રે જેવાની મદદથી લખી કાઢ્યો; ફોટોગ્રાફીની માહિતી તેમને પોતાને જ હતી અને તેથી જ તેઓ વ્યાયામવિષયક ફોટો પણ લેવા લાગ્યા. તે સમયમાં ચિત્રમયજગત્ એ સચિત્ર માસિક સર્વોત્તમ ગણાતું હતું. તેમાં વ્યાયામવિષયક નિદાન ચાર પૃષ્ઠો નિયમિત રીતે આપવા અને તે માટેનો મજકુર તથા ચિત્રો વગેરે પોતે પૂરાં પાડવા પત્રવ્યવહાર શરૂ કર્યો, પણ તે વખતે વ્યાયામનો વિષય લોકોને મહત્ત્વનો ન લાગેલો હોવાથી તેમનો નકાર આવ્યો. આથી શ્રીમંત આબાસાહેબનું કાર્ય ખોળંબે પડયું. પછીથી તેમને શ્રી. સરકાર તરફથી યુરોપના પ્રવાસે મોકલવામાં આવ્યા અને ત્યાંથી આવ્યા પછી તેમણે એ પ્રવાસ સંબંધી સચિત્ર પુસ્તક છપાવીને પ્રસિદ્ધ કર્યું. આ પુસ્તકની છપાઇના સંબંધમાં તેમને જે અનુભવ મળ્યો તે ઉપરથી તેમણે વડિલની સંમતી મેળવીને પછી પોતાના વાડામાં પ્રોસેસ વર્કસ તથા છાપખાનું કાઢવાનું ઠરાવ્યું અને પછી તેની જ મદદથી સચિત્ર વ્યાયામ માસિકની ઇ. સ. ૧૯૧૫ થી શરૂઆત કરી. આ માસિક ત્યારથી તે આજ સુધી નિયમિત રીતે પ્રસિદ્ધ થયા કરે છે. તેની જ સાથે સાથે ગુજરાતી તથા હિંદી માસિક પણ પ્રસિદ્ધ થયા જ કરે છે. અંગ્રેજી માસિક પણ શરૂ કરેલું, પણ તેનો પ્રચાર થઇ ન શકવાથી તે બંધ કરવું પડયું.

વ્યાયામ માસિકનો પ્રચાર કેવો થયો તે અહી કહેવાની જરૂર નથી. તથાપિ તે ચલાવતાં તેમને જે અનુભવ મળ્યો તેનો ઉપયોગ **વ્યાયામજ્ઞાનકોશ** પ્રસિદ્ધ કરવાના કામ માટે તેમણે સારી રીતે કરી લીધો. આ રીતે વ્યાયામ માસિકમાં વિવિધ પ્રકારના વ્યાયામવિષયક લેખો સચિત્ર પ્રસિદ્ધ થતા હતા, તો પણ તેની મર્યાદિત પૃષ્ઠ સંખ્યાને લીધે તથા તેના પ્રત્યેક અંક માટે એક માસ જેટલી મુદ્દત જતી હોવાથી તેમનો ઇષ્ટહેતુ પાર પડવામાં વિલંબ થતો જણાયો. તેથી શ્રી. આબાસાહેબે નોકરીમાંથી નિવૃત્ત થતાંની સાથે જ વ્યાયામજ્ઞાનકોશ પ્રગટ કરવાનું કાર્ય હાથમાં લઇ તેના એક પછી એક ખંડ પ્રસિદ્ધ કરવાની શરૂઆત કરી.

આ પ્રત્યેક ખંડમાં કોણે કોણે કેવા પ્રકારની મદદ કરી તે જે તે ખંડની પ્રસ્તાવનામાં જણાવવામાં આવ્યું જ છે. તથાપિ એવા બધા સહાયકોની મદદ લેવા છતાં પણ સંપાદકની દૃષ્ટિએ શ્રી. આબાસાહેબની કામગિરી કેટલી પરિશ્રમવાળી, કેટલી કાળજીવાળી અને કેટલી ચિંતાભરી છે તેની સંપૂર્ણ કલ્પના જે અનેક દિવસ સુધી તેમના સહવાસમાં રહે તેને જ આવી શકે તેમ છે. મુખ્ય ભાગ લેખોનો જ હોવાથી તેના સંબંધમાં પત્રવ્યવહાર કરવો, કોઇનો નકાર આવતાં તે માટે અન્ય સ્થળે ઘટતી તજવીજ કરવી, ગ્રંથો વાંચીને તેમાંની માહિતીનો સંગ્રહ કરવો, વગેરે બાબતો તેમને જ કરવી પડે છે. ફોટા લેવાનું કામ તો તેમનાં પત્ની સૌ. આક્કાસાહેબ જ કરે છે, અને તેના બ્લોક વાડાના પ્રોસેસ વર્ક્સમાં જ તૈયાર થાય છે. છતાં પણ એ ચિત્રોમાં કમીજાસ્તી કરવા માટે અગર તો લાઈન બ્લોક કરવા માટે ચિત્રકાર, ફોટોગ્રાફર તથા ડ્રોઇંગ માસ્તર વગેરેને બોલાવીને તેમની મદદ લેવી પડે છે. કુસ્તી, મલખમ, તથા વિશિષ્ટ પ્રકારના વ્યાયામો વગેરેના ફોટા લેવા સારુ તજ્જ્ઞ લોકોને પોતાને ઘેર બોલાવીને અગર તો તેમનાં ક્રીડાસ્થાનો પર પોતે જઇને ફોટા લેવાની સવડ સાધવી પડે છે. નિરાધાર મલખમ અને બોથાટી જેવા પૂર્વમાં પ્રચલિત થયેલા પણ હાલમાં નષ્ટ થવા લાગેલા ખેલોના તજ્જ્ઞોની શોધ માટે શ્રી. આબાસાહેબને ઘણો જ પરિશ્રમ વેઠવો પડ્યો છે. નિરાધાર મલખમ સાંગલી સંસ્થાનના એક વૃદ્ધ પાસેથી મળ્યો. શ્રી. આબા-સાહેબના શ્વશુર શ્રી. કૈ. રાજે બાળાસાહેબ મિરજકર એમની મલ્લવિદ્યા સંબંધી કીર્તિ સર્વત્ર પ્રસરેલી હતી. તેમની મદદ આવાં કામમાં શ્રી. આબાસાહેબને ઘણી થઇ. કુસ્તી, ગિનોટ, જમૈયાની કુસ્તી તથા બોથાટી વગેરે ખેલોની દુર્લભ માહિતી શ્રી. કૈ. મિરજકર તરફથી જ શ્રી. આબાસાહેબને પૂરી પાડવામાં આવી. જે વ્યાયામજ્ઞ હોય છે, તે લેખક હોતો નથી, અને જે લેખક હોય છે તે વ્યાયામજ્ઞ હોતો નથી અને કવચિત્ લેખક વ્યાયામજ્ઞ હોય છે તો પણ તેને પોતાના જ્ઞાનનો લાભ લેખનદ્વારા બીજાઓને આપવાની ઇચ્છા ભાગ્યે જ હોય છે. વળી કેટલાક લેખકો લેખો આપવાનું સ્વીકારીને પણ વખતસર આપતા નથી અથવા થોડું કંઇ લખી મૂકીને વખત વીતાવી દે છે. આવા જુદા જુદા અનુભવો વારંવાર મળતાં કંઇ કંઇ ત્રાસ સહન કરવા પડે છે. પરંતુ मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम् એ ન્યાય પ્રમાણે તેની ગણના નહીં કરીને જ કામને આગળ ધપાવવું પડે છે. પુસ્તકો તૈયાર થઇ ગયા પછી પણ તેનો પ્રચાર કરવા સારુ ઘણી ઘણી બાબતો કરવી પડે છે. સરકારમાં માન્યતા મેળવવા માટે, દેણગીઓ મેળવવા માટે અને મંજુરીઓ વગેરે મેળવવા માટે જે તે સ્થળે જઇને અરજીઓ, વિનંતિઓ તથા ખટપટો કરવી પડે છે. બહારગામ એવાં કામો માટે ભટકીને ઘેર આવ્યા પછી ઘેર રહીને પણ એ રીતે થયેલાં કામોનું એકંદર તંત્ર સુવ્યવસ્થિત રીતે આગળ ચલાવવા માટે મથ્યા કરવું પડે છે. અને એવાં એકાદ બે નહીં પણ કેટલાંએ કામો તેમને પાર પાડવાનાં હોય છે. શ્રી. આબાસાહેબ પાસે સવારથી તે છેક સાંઝ સુધીમાં ગમે ત્યારે જાઓ પણ તેઓ સદા સર્વદા વ્યાયામવિષયક કામમાં ગૂંથાઇ રહેલા જ જણાઇ આવશે. અને લેખ, ચિત્રો, ફોટા, વ્યાયામવિષયક માસિકો, તથા પુસ્તકો એ બધા જ તેમના ટેબલ ઉપર પડેલાં જણાઈ આવશે. વળી વ્યાયામના જુદા જુદા વિષયના સંબંધમાં વાતચીત કરવા માટે તેમણે બોલાવેલા, કે પોતે થઇને એ સંબંધમાં વાત કરવા આવેલા લોકોની એકસરખી આવજા અગર તો વાતચીત તેમને ત્યાં ચાલી જ રહેલી તમને જણાશે. બીજી બાજુ જોઇએ તો આવાં જે જે કામો કરાવી લેવાની જરૂર હોય છે, તેને માટે પૂરતા પૈસા ખર્ચવાની પણ ઉદાર

જરૂર જણાય તો તે વખતે તેઓ પોતાની મોટાઇ બાજુએ મૂકી દઇને નિરાભિમાનપણે તત્કાળ જઇ આવે છે. એટંદરે તેમને કરવાં પડતાં આવાં કામો કેટલાં ગણાવવાં? અને તે બિલકુલ આળસ કર્યા વગર પાર પાડનારની મહત્તા કેટલી જણાવવી ? આવી એકનિષ્ઠાથી થતી કામગિરીને ભગીરથ પ્રયત્ન સિવાય બીજુ કયુ નામ આપી શકાય?

શ્રી. આબાસાહેબના સહવાસનો લાભ છેલ્લાં આશરે ૫૦ વર્ષ સુધી મારા જેવા તેમના બાલમિત્રને મળતો રહ્યો છે. શ્રી. આબાસાહેબે આણેલી આ ગંગાને કાંઠે ઉભા રહીને તેમના પુણ્યોદકની સહાયથી શરીરશુદ્ધિ તથા મનઃશુદ્ધિ મે સુખપૂર્વક સાધી છે. અને મને એક સરખી રીતે દીર્ઘકાળ પર્યંત તેમના સન્મુખ રહેવાનું સુભાગ્ય મળતાં, તેમના સુસ્વભાવ, દીર્ઘ પ્રયત્ન, અને નિર્માનિતા વગેરે સદ્દગુણોની સહાયથી ચાલુ થયેલી આ ગંગા બાજુએ ઉભા રહેનારને પણ કેવી સુંદર દેખાય છે તે મારે જોવી, તથા તેનું યથાર્થ દર્શન **વ્યાયામજ્ઞાનકોશના** વાચકોને પણ કરાવવુ, એવા હેતુથી આ લેખ લખવાનું મે મન ઉપર લીધેલું છે. છતા, આ લેખ ઉપરથી શ્રી. આબાસાહેબનો પ્રયત્ન જનતાના લક્ષ ઉપર આવીને **વ્યાયામજ્ઞાનકોશનો** પ્રચાર વધે, અને તેની સહાયથી જનતા યોગ્ય તે શારીરિક શિક્ષણ સુલભતાથી મેળવે, એવો તેમનો ઉદ્દેશ સફળ થાઓ એવી પ્રાર્થના તે ગંગાધર શ્રી વિશ્વેશ્વરના ચરણમા કરીને આ લંબાયલો લેખ **सा सर्वांक्षरमालिनी भवतु सद्भाग्याय भागीरथी** એ અવતરણ સાથે પૂરો કરું છું.

---

# વ્યાયામજ્ઞાનકોશ

## ખંડ ૧ લો

## અનુક્રમણિકા.

# વ્યાયામજ્ઞાનકોશ

## ખંડ ૧ લો

### લેખકવર્ગ

# વ્યાયામવિષયક ગુજરાતી પુસ્તકો

૧ ક્રિકેટ—લે. એક જૂનો ક્રિકેટર
૨ પંજાબી લાગબાજી—લે. કાર્લેકર જી. એમ.
૩ કવાયત અને શાળા કસરત—લે. એસરટન, ટામસ
૪ દેશી રમતો—લે. હરિપ્રસાદ ડાહ્યાભાઈ છત્રપતિ
૫ મલ્લવિદ્યા—લે. ભગીરથ હરખજી
૬ શેતરંજ—લે. મણિલાલ મોહનલાલ ઝવેરી
૭ કસરત—લે. ગો. ક. દેલવાડાકર
૮ ઘરમાં રમવાની રમતો—લે. ગો. રા. દેસાઇ
૯ તરવાનો હુન્નર—લે. બહેરામજી બરજોરજી દેસાઇ
૧૦ બાલવીર—લે. હરદાસ અ. દેસાઇ
૧૧ રમતો— ,,
૧૨ શાળા કવાયત—લે. નારાયણ ગોવિંદજીની કુંપની
૧૩ દડાની રમત—લે. નારાયણ ભા પંડિત
૧૪ શેતરંજની રમત—લે. છોટાલાલ ન. ભટ્ટ
૧૫ અંગ કસરત તથા ડ્રીલ—લે. મૂળશંકર અમથારામ ભટ્ટ
૧૬ ફિઝિકલ કલ્ચર—લે. દીનશાહ ડોસાભાઇ મિસ્ત્રી
૧૭ ફિઝિકલ કલ્ચર—લે. પી. એન. પોલિસવાલા
૧૮ કમાન દડાના ખેલ—લે. છગનલાલ દા. મોદી
૧૯ ગેડીદડો અથવા ગોફ— ,,
૨૦ જાળ દડાનો ખેલ— ,,
૨૧ દડામારની રમત— ,,
૨૨ દેશી રમતો— ,,
૨૩ ખિઝિક— ,,
૨૪ વ્યાયામકલા શાસ્ત્ર—લે. છગનલાલ લ. શાહ
૨૫ ચતુરંગ—લે. વ્રજલાલ ગૌરીશંકર શુકલ
૨૬ ઘરમાં રમવાની રમતો—સેન્ટ્રલ લાયબ્રેરી વડોદરા
૨૭ હુ-તુ-તુ-તૂ—સ્વાધ્યાય કાર્યાલય
૨૮ મરદાની ખેલોના નિયમ—હિંદવિજય જી. વડોદરા

૨૯ કસરત અને કવાયત—લે. શ્રી. મો. દેરાવાળા
૩૦ સચિત્ર નમસ્કાર—લે. વામન સખારામ કુલકર્ણી
૩૧ સ્કાઉટિંગ—લે. નરહરિ કૃષ્ણરાય દેસાઇ
૩૨ સ્કાઉટિંગ—લે. હર્ષદરાય લાલશંકર ધોળકીયા
૩૩ સ્કાઉટિંગ—લે. ગજાનન ઉ. ભટ્ટ
૩૪ વીરબાળા—લે. વિદ્યાગૌરી ર. નીલકંઠ
૩૫ મલ્લવિદ્યાશાસ્ત્ર—લે. ગંગાધરરાવ ગણેશ પટવર્ધન
૩૬ ગુજરાત વ્યાયામ પરિષદ—લે. છોટુભાઇ આ. પુરાણી
૩૭ ઘરમાં રમવાની રમતો—લે. બાલુભાઇ ટરસનદાસ
૩૮ સંઘ વ્યાયામ—લે. પ્રો. માણેકરાવ
૩૯ બાલવીર માર્ગોપદેશિકા—લે. મણિલાલ છગનલાલ શાહ
૪૦ શરીરવિકાસ લેખમાળા—લે. સ્વામીરાવ
૪૧ વ્યાયામ મીમાંસા—લે. નારાયણ ગિરધર શાસ્ત્રી

---



શ્રીમંત સરકાર પ્રતાપસિંહ મહારાજ ગાયકવાડ, વડોદરા
સેના ખાસખેલ સમશેર બહાદુર.

શ્રી.

# ખંડ ] વ્યાયામજ્ઞાનકોશ [ ૧ લો.

## વ્યાયામનો ઈતિહાસ.

### વૈદિક સમયમાં બલોપાસના.





લે. રા. શ્રી. દા. સાતવળેકર
ઔંધ.

### (૧) વૈદિક સમયમાં બળનું વર્ગીકરણ.

વૈદિક સમયમા બળ સંબંધે કેવી માન્યતા હતી, આપણું બળ વધારવુ એમ તે સમયના લોકોને લાગતું હતું કે કેમ, અને બળના જૂદા જૂદા પ્રકારો તેમને માહિત હતા કે કેમ તેનો વિચાર આ સ્થળે કરવાનો છે. વેદ મંત્રોમાં વપરાયલા બળવાચક શબ્દો જો આપણે જોઇએ તો આપણને જણાઇ આવે છે, કે બળનું વર્ગીકરણ તે સમયના લોકોએ કરેલુ હતું. જૂદાં જૂદાં બળોનુ વર્ણન કરતા જૂદા જૂદા શબ્દો તે લોકો વાપરતા હતા, તે પરથી જણાય છે કે બળોનું વર્ગીકરણ તે લોકોએ કરેલુ હતું. અને જો વર્ગીકરણ તેમણે કરેલું હતું, તો બળવિષયક તેમની માન્યતા પણ નિશ્ચિત રૂપમાં હતી એ નિર્વિવાદ છે. આ વર્ગીકરણ કેવું

હતું તે નીચે આપેલા શબ્દોનું મનન કરતાં જણાઈ આવશે.

નિઘંટુ નામના વૈદિક કોશના અધ્યાય ૨ જાના ૯ માં ખંડમાં બળવાચક ૨૮ નામો આપેલાં છે તે તથા તે ૨૮ નામોના વર્ગ કેવા પાડેલા છે તે પ્રથમ આપણે જોઇએ.

(૧) पौंस्यानि–'पौंस्य' આ શબ્દ 'पुंस्त्व' નો વાચક છે અને પૌરષ–પુરષાર્થ એનો એનો અર્થ છે. ઇંદ્રાદિકના પરાક્રમોનું વર્ણન કરતાં આ શબ્દનો ઉપયોગ વેદમંત્રોમાં કરેલો જણાય છે.

(૨) वीळु (વીડુ–વીરુ) આ શબ્દ वीरत्व સૂચવે છે. વીરપણું અથવા શૌર્ય એવો એનો અર્થ વેદમંત્રોમાં છે.

(૩) सहः–-આ શબ્દનો અર્થ સહનશક્તિ એટલે શત્રુનો હલ્લો જોસબંધ આવેલો હોવા છતાં તેથી ન ગભરાતાં, શત્રુનો પ્રતિકાર કરીને તેને પાછો હઠાવવો, અને પોતાની જગા જરાપણ શત્રુના હાથમાં ન જવા દેતાં પોતે પોતાની જગાએ સ્થિર રહેવું, તેમાં જે બળ જોઇએ, તે આ શબ્દથી જણાવેલું છે. વેદ મંત્રોમાં દેવોના પરાક્રમોનું વર્ણન કરતાં આ શબ્દ એવા અર્થમાં વારંવાર આવે છે.

(૪) बधः, बाधः, વધઃ—આ શબ્દો શત્રુને અડચણ કરવી, શત્રુને સતાવવો, ત્રાસ દેવો અને છેવટે તેનો વધ અથવા નાશ કરવો, એવા અર્થમાં વેદમાં વપરાયા છે. યુદ્ધનીતિની કલ્પના આ શબ્દ ઉપરથી આવશે. શત્રુને ત્રાસ આપવામાં શત્રુના કરતાં ઘણું વધારે બળ જોઇએજ એવું નથી; પરંતુ શત્રુને સતાવીને હેરાન કરવામાં જે એક પ્રકારની કુશળતા જોઇએ, તે બળથી નિરાળીજ છે. એ કુશળતાની બાધક શક્તિને લીધે શત્રુ પ્રબળ હોય તો પણ કાયર થઈ જાય છે. આ દૃષ્ટિથી આ બાધકતાના બળનું મહત્ત્વ વિશેષ છે.

(૫) वृजनं, वृक्, वर्गः—આ પણ બળવાચક શબ્દો છે. શત્રુને ભૂલાવી મારવો, તેને બીજી બાજુ લઇ જવો, એક બાજુનો દેખાવ કરીને આપણે બીજી બાજુએ જવુ, આવો આ શબ્દનો ભાવ છે. આપણી શક્તિ થોડી હોવા છતાં પ્રબળ શત્રુને કાયર કરવામાં આ પ્રકારનું બળ કામ આવે છે.

(૬) च्यौत्न्यं=(च्यावनं)=શત્રુને તેની જગા ઉપરથી ખસેડવો, પદચ્યુત કરવો, અને નસાડી મૂકવો; આ કામ માટે જે બળ જોઇએ તે આ શબ્દથી સૂચિત થાય છે.

આ સર્વ બળવાચક નામો સૈન્યની હીલચાલ, યુદ્ધ, યુદ્ધના દાવપેચ, અને શત્રુને હેરાન કરવાની યુક્તિઓ જણાવે છે. આપણે જે શારીરિક બળનો વિચાર કરીએ છીએ, તે તો આમાં જોઇએજ; પણ તે ઉપરાંત પૌરષાદિ અનેક મહત્ત્વના ગુણ હોવા સિવાય આ શબ્દોથી જણાવાતું બળ આવી શકે નહીં. તે પછી–

(૭) द्रविणं=ધન. આ શબ્દ પણ બળવાચક નામોમાં આવેલો છે. ધન, દોલત, પૈસા, ધનધાન્ય, વગેરે જે સાધનવિપુલતા છે, તે પણ એક પ્રકારનું બળજ છે. નિર્ધન ' મનુષ્યના કરતાં સધન મનુષ્ય પૈસાના બળથી મોટાં મોટાં કામો કરી શકે છે. મનપર લે તો પૈસા ખર્ચીને અને ઘટતા ઇનાજ લઇને શારીરિક બળ પણ માણસ મેળવી શકે છે. જગતના વહેવારમાં વર્તે છે તે માણસ પૈસાનું બળ કેટલું મોટું છે તે જાણી શકે છે. એટલે એ સંબંધે વિશેષ લખવા કારણ નથી. પરંતુ, આ નિબંધમાં જે બળનો આપણે વિચાર કરવાનો છે તે બળ એટલે द्रविणं=ધન પૈસા એ નથી. द्रविणं નો બીજો અર્થ શક્તિ, સામર્થ્ય, અથવા માનસિક ઇચ્છા શક્તિ એવો પણ થાય છે. જ્યાં એવા અર્થમાં આ શબ્દ વપરાયો હોય, ત્યાં તેવો અર્થ સંબંધ

પ્રમાણે લેવો જોઇએ. પણ તેનો પ્રસિદ્ધ-સાધારણ અર્થ તો ધન જ છે.

(૮) मज्मना=(मृज्+मन)=શુદ્ધતાનું બળ. શરીર, ઇંદ્રિયો, મન, અને બુદ્ધિ એની પવિત્રતાથી પ્રાપ્ત થનારૂં આ બળ છે. શરીર, મન અને ઇંદ્રિયોની શુદ્ધતાથી શરીરનું આરોગ્ય જળવાય છે. એ દષ્ટિએ કેટલેક અંશે આનો સંબંધ શારીરિક શક્તિ સાથે છે. પણ ઇતર બાબતોમાં એનો સંબંધ આધ્યાત્મિક ઉન્નતિ સાથે વિશેષ છે.

(૯) धर्णसिः=આ શબ્દ ધારણ શક્તિ જણાવે છે. સમાજ, સંઘ, સંસ્થા કે રાષ્ટ્રનું ધારણ જે સામર્થ્યથી થઈ શકે, તે સામર્થ્ય આ શબ્દ બતાવે છે. એ શબ્દમાં અનેક મનુષ્યોની સંઘટનાથી મહત્કૃત્યો કરવાનો પ્રશંસનીય ભાવ-અર્થ છે. એમાં પણ અંશતઃ શારીરિક બળ જોઇએ, પણ વાસ્તવિક રીતે તેનો બળ સાથે સંબંધ દૂર દૂરથી છે.

(૧૦) शम्बर (शम्ब+रं=शंबति=संघीभवति) આ સંઘનુ બળ છે. સંઘનું સામર્થ્ય ઘણું મહત્ત્વનું છે; પણ તેનો સંબંધ धर्णसिथी સૂચવાતા બળ સાથે વિશેષ છે. 'शब रं' શબ્દનો બીજો અર્થ જીવન-દાન એવો પણ થાય છે. જીવન સમર્પણ કરવાથી મોટાં સંઘ-કાર્યો થાય છે. મેઘ પોતાનું જીવન (જળ) આપીને આખા જગતનું પોષણ કરે છે, માટે મેઘને વેદ મંત્રોમાં 'શંબ-રં' કહેલ છે. એમાં પણ આત્મ-સમર્પણ કરવાનો ભાવ છે. મેઘ પોતાનું સર્વસ્વજ જગતના હિત માટે અર્પણ કરી દે છે. એથી પરોપકારનો આદર્શ મળે છે. આ શબ્દથી જે બળ સૂચવાય છે તે સ્વાર્થત્યાગનું બળ છે.

(૧૧) स्पन्द्रासः, स्यन्द्रासः—એ ગતિનું બળ છે. ગતિ કે ગતિનાં સાધનોમાંથી ઉત્પન્ન થનારૂં એ બળ છે. એક મનુષ્ય પગે ચાલે છે, અને બીજો ઘોડા ઉપર બેઠેલો છે. તેમાં ઘોડાવાળા પામે ગતિ વિશેષ હોવાથી તેનું ગતિનું બળ વધારે છે.

(૧૨) यहः, यह्वं—આ નામો પણ ગતિવાચક બળજ જણાવે છે આ શબ્દોથી બતાવાતી ગતિ જૂદા જૂદા પ્રકારની છે. આપણે જે શારીરિક બળનો વિચાર કરીએ છીએ, તેનો આની સાથે સાક્ષાત્ સંબંધ નથી. પરંપરાથી જોડતાં દૂર દૂરથી સંબંધ આવે.

(૧૩) शवः—(शवति-प्रगच्छति)—આ શબ્દ પણ ગતિથી પ્રાપ્ત થતું બળ સૂચવે છે. પ્રગતિનું બળ, વેગવાન હોવાનું બળ અને ગતિથી મળતું સામર્થ્ય એ અર્થમાં આ શબ્દ વેદમાં વપરાયો છે.

(૧૪) तरः—કોઇપણ કામ જલદીથી અને ઉત્તમ ત્વરાથી કરવાની શક્તિ આ શબ્દથી સૂચવાય છે. શત્રુ ઉપર વિજય મેળવવો, બીજા કરતાં ચડિયાતા થવું, આપત્તિને ધકેલી કાઢવી-એવો પણ એ શબ્દમાં ભાવ છે.

(૧૫) शर्द्धः—(शर्धते)=વૃદ્ધિનું બળ. વિચારની વૃદ્ધિ, કાર્યની વૃદ્ધિ, અને સંઘ શક્તિની વૃદ્ધિ-એ રીતે બધી બાજુની વૃદ્ધિ કરીને સમર્થ થવાનો ભાવ આ શબ્દમાં છે.

(૧૬) तवः (तौति), तविषी—આ અધિકાર બજાવવાનું બળ છે. પોતાના તાબામાં ઘણાને રાખીને, તેમને નિયમમાં રાખી પોતાના અધિકારથી તેમનામાં શકિત ઉત્પન્ન કરવી, અને પોતાના અધિકારનું ક્ષેત્ર વધારવું-આ બળ અહીં જણાવેલું છે.

(૧૭) नृम्णं (नृ+मन)=માણસાઇનું બળ, માનસિક બળ, ધૈર્ય, આત્મવિશ્વાસ, નિશ્ચયનું બળ, અગર મનની મહત્તાનું સામર્થ્ય.

(૧૮) शुष्ण, शुष्मं, शूर्पं=આ ગરમીનુ બળ છે. તાપનું બળ પણ તેને કહી શકાય.

ઉત્સાહ, ચૈતન્ય, એવો પણ તેમાં ભાવ છે. બીજાઓને પ્રકાશ બતાવીને તેમને યોગ્ય તે માર્ગ બતાવવો, અને બધાની શક્તિ વધારવી, એવો પણ તેમાં ભાવ છે.

**(૧૯)** ओजः—એ શારીરિક બળનું નામ છે. શારીરિક શક્તિ એવો એનો અર્થ છે.

**(૨૦)** दक्षः—શારીરિક શક્તિને યુક્તિથી વાપરીને અગર દક્ષતાથી વાપરીને બળનું કામ કરવું એવો અર્થ આ શબ્દમાં છે.

**(૨૧)** वाजः, पाजः=શરીરમાં વીર્યની અધિકતાથી આવતું બળ. વીર્યથી આખા શરીરમાં વધતું સપ્ત ધાતુનું જોમ—આવો ભાવ એમાં છે.

**(૨૨)** त्वक्षः=પાતળી કાઠી છતાં બળવાન હોવું, શરીરને ચપળ રાખીને બળવાન બનવું એવો એમાં ભાવ છે.

આ રીતે લગભગ ૨૮–૨૯ શબ્દો બળવાચક તરીકે વેદમાં વપરાયેલા છે. એટલાજ શબ્દો બળવાચક છે એમ નહીં, પણ આટલા તો વૈદિક કોશમાં આપેલા છે. તે પૈકી ओजः, दक्षः, पाजः, वाजः, त्वक्षः—આ શબ્દો શારીરિક શક્તિ-સૂચવે છે. બીજા શબ્દોનો સંબંધ શરીર-શક્તિ સાથે પરંપરાથી આવે છે. વાચકોને અહીં એટલુંજ બતાવવાનું છે કે વૈદિક સમયમાં પણ આ અનેક પ્રકારના બળોનું વર્ગીકરણ થયેલું હતું. અને તેટલાજ માટે જૂદાં જૂદાં બળો માટે જૂદા જૂદા શબ્દો વપરાયેલા છે.

બળ વિષયક કલ્પના વધીને તેની સુવ્યવસ્થિત વર્ગવારી થાય, તથા પ્રત્યેક વર્ગનાં જૂદાં જૂદાં નામ અથવા જૂદા જૂદા શબ્દ ગોઠવાય, એ હકીકત વિશેષ પ્રગતિ અને ભાષાની વૃદ્ધિ સૂચવે છે. આપણને આ નિબંધમાં શારીરિક બળનોજ વિચાર કરવાનો છે, તેથી બીજાં બળોનો વિચાર ન કરતાં શારીરિક બળ સંબંધે વેદોમાં શા શા ઉલ્લેખ છે, અને તે પરથી કેવાં કેવાં અનુમાન નીકળી શકે છે, તે હવે આપણે ક્રમે ક્રમે જોઇએ.

### (૨) બળ એ બ્રહ્મનું રૂપ છે.

વૈદિક સમય તે ઋગ્વેદથી ઉપનિષદો સુધીનો ગણાય. આ સમયમાં બલોપાસનાને ઘણુંજ પ્રાધાન્ય મળેલું છે. માટેજ બળના જૂદા જૂદા પ્રકારોનાં જૂદાં જૂદાં નામ આપણને એ મંત્રોમાંથી મળી આવે છે. ઉપનિષદ્‌ના સમયમાં પણ બળનું મહાત્મ્ય નીચે પ્રમાણે ગાવામાં આવ્યુ છે :—

बलं वाव विज्ञानाद्भूयोऽपि ह शतं विज्ञानवतामेको बलवानाकंपयते, स यदा बली भवत्यथोत्थाता भवत्युत्तिष्ठन्परिचरिता भवति, परिचरन्नुपसत्ता भवत्युपसीदन्द्रष्टा भवति, श्रोता भवति, मन्ता भवति, बोद्धा भवति, कर्ता भवति, विज्ञाता भवति, बलेन वै पृथिवी तिष्ठति, बलेनान्तरिक्षं बलेन द्यौर्बलेन पर्वता बलेन देवमनुष्या बलेन पशवश्च वयांसि च तृणवनस्पतयः श्वापदान्याकीटपतङ्गपिपीलिकं बलेन लोकस्तिष्ठति बलमुपास्स्वेति ॥ १ ॥

स यो बलं ब्रह्मेत्युपास्ते यावद्बलस्य गतं तत्रास्य यथाकामचारो भवति यो बलं ब्रह्मेत्युपास्ते ॥ २ ॥ છાં० ઉ० ७–८

"વિજ્ઞાનથી બળ અધિક છે સો વિજ્ઞાની મનુષ્યને એક બળવાન્ મનુષ્ય કંપાવી શકે છે. મનુષ્ય જે વખતે બળવાન્ હોય છે, તે વખતે તે ઉઠીને ઉભો રહે છે, પરિચર્યા કરે છે, પાસે જાય છે, જુએ છે, સાંભળે છે, મનન કરે છે, જ્ઞાની થાય છે, કર્તા થાય છે, અને વિજ્ઞાની થાય છે. બળથી પૃથ્વી રહે છે. બળથી અંતરિક્ષ,

સ્વર્ગ, પર્વત, દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, ધામ, વનસ્પતિ, કીડા, પતંગીઆ, કીડીઓ વગેરે સર્વ પ્રાણીઓ રહે છે. અર્થાત બળથીજ બધા લોકોની સ્થિરતા છે. માટે બળની ઉપાસના કર.

"જે આ બળરૂપી બ્રહ્મની ઉપાસના કરે છે તે જ્યાં સુધી બળની ગતિ છે ત્યાં સુધી સંચાર કરી શકે છે."

આમાં બળ એ બ્રહ્મની શક્તિ (बलं ब्रह्म) છે એમ જણાવેલું છે તેથીજ ભગવદ્‌ગીતામાં બળને ભગવાનની વિભૂતિ તરીકે-ગણાવેલું છે.

बलं बलमतामस्मि कामरागविवर्जितम् ।

ભ૦ ગી૦ ૭–૧૧

"બળવાનોનું કામના તથા રાગ વગરનું જે બળ તે હું છુ." અર્થાત્ બળ એ ભગવાનની વિભૂતિ અથવા શકિત છે. માટે, ભગવાનની પ્રાપ્તિ કરવાની ઇચ્છા હોય, તેણે બળની ઉપાસના કરવી જોઇએ. કેમ કે

नायमात्मा बलहीनेन लभ्यः ॥

મુન્ડ૦ ઉ૦ ૩–૨–૪

"બલહીન મનુષ્યને આ આત્મા (આ બ્રહ્મ) મળી શકે નહીં" કેમકે પરમાત્માની પ્રાપ્તિને માટે જપતપાદિક જે આવસ્યક અનુષ્ઠાનો છે, તે નિર્બળ મનુષ્ય કરી શકે નહીં. એટલા માટે, આધ્યાત્મિક ઉન્નતિ સારૂ પણ બલોપાસના કરવી જોઇએ શરીરમાં બળ હોય, તોજ બધાં ધર્માનુષ્ઠાનો થાય; નિર્બળ મનુષ્યથી કંઇ બને નહીં. આખો આયુર્વેદ અથવા આર્યવૈદ્ય શાસ્ત્ર એ મનુષ્યનુ બળ કાયમ રહે, તથા મનુષ્ય દીર્ધાયુ થાય, અને દીર્ધાયુ થઇને બ્રહ્મપ્રાપ્તિ કરી શકે, તેટલા માટેજ ઉત્પન્ન કરેલો છે. આ બળ—

आत्मातो बलम् । છા૦ ઉ૦ ૭–૨૬–૧

"આત્માથી બળ મળે છે પણ આત્માનુ બળ પ્રગટ થવા સારૂ શરીર તેનુ યોગ્ય સાધન થવું જોઇએ; એટલે કે શરીરમાં પણ બળ જોઇએ શરીરમાંના પ્રાણ તે બળનુ સ્થાન છે, એમ તે પછીના મંત્રથી જણાય છે—

प्राणो वै बलम् । બૃ૦ ઉ૦ ૫–૧૪–૪

प्राणैःबलं ॥ મહાના૦ ઉ૦ ૨૩–૧

"પ્રાણ એ નિઃસંશય બળ છે" માટેજ બળનું કામ કરવાનુ હોય ત્યારે પ્રાણનો કુંભક કરવો પડે છે. તેથીજ કહ્યુ છે કે—

अतो यान्यन्यानि वीर्यवन्ति कर्माणि यथाग्नेर्मन्थममाजेः सरणं दृढस्य धनुष आयमनमप्राणन्ननपानंस्तानि करोति ॥

છાં૦ ઉ૦ ૧૧૩૫

"જે બળનાં કામો છે; જેવાં કે અગ્નિનું મંથન કરવું, યુદ્ધ માટે જવું, જોરાવર ધનુષ્યને વાંકુ વાળવુ, તે બધાં પ્રાણ કે અપાન ન કરતાં (એટલે કુંભક કરીને વ્યાનના આશ્રયે) કરવામાં આવે છે."

આમાં યુદ્ધ કરવું અને ધનુષ્યને વાળીને તેની દોરી ચડાવવી, એ કામો બળથી થનારાં છે. એમ ગણાવ્યુ છે.

તૈત્તિરીય ઉપનિષદ્‌માં જ્યાં તરુણ કેવો હોવો જોઇએ એવુ કહેલુ છે, ત્યાં તેનુ વર્ણન–

आशिष्ठो, दृढिष्ठो, बलिष्ठः ।

તૈ૦ ઉ૦ ૨–૮–૧

"તરુણ એ આશાવાદી, સુદૃઢ અને બલિષ્ટ હોય." નિર્બળ, નિરાશાવાદી કિંવા રોગી ન હોય. આ રીતે ઉપનિષદ્‌માં બળની મહત્તા વર્ણવેલી છે. વેદમાં પણ બળવી પ્રાપ્તિ માટે ઇંદ્રની પ્રાર્થના નીચે બતાવ્યા પ્રમાણે કરેલી છે–

बलं धेहि तनूषु नो बलमिन्द्रानलुत्सु नः ।
बलं तोकाय तनयाय जीवसे त्वं हि बलदा असि ॥ ઋગ્વેદ ૩૫૩૧૮

"હે ઇંદ્ર અમારા શરીરમાં, અમારા બળદોમાં અને અમારા બચ્ચાઓમાં પુષ્કળ

બળનું પ્રદાન કર; કેમ કે તુંજ બળ આપનાર છે." બધાંમાં બળ જોઇએ, આ વાત અહીં સ્પષ્ટ જણાઈ આવે છે. બળ વગર કોઇને પણ ચાલતું નથી, એ હકીકત હરકોઇ સમય માટે સરખીજ ખરી છે.

એજ રીતે આત્મા એ બળ આપનાર છે એમ પણ વેદાંતમાં જણાવેલું છે. જુઓ—

या आत्मदा वलदा यस्य विश्व उपासते प्रशिषं यस्य देवाः ॥

ઋ૦ ૧૦।૧૨૧।૨ અથર્વ ૪-૨-૧

"બળ આપનાર પરમાત્મા છે માટે બધા દેવો તેની આજ્ઞામાં રહે છે."

આ રીતે આત્મા, પરમાત્મા અથવા બ્રહ્મ એની જોડે આપણા શારીરિક બળનો સંબંધ છે, એ વાત વેદ તથા ઉપનિષદોમાં સ્પષ્ટ જણાવેલી છે, અને તે માટે ઉપર પ્રમાણે પરમાત્માની કિંવા કોઇપણ દેવની બળપ્રાપ્તિ સારૂ પ્રાર્થના કરવાની રીત વૈદિક સમયથી આજપર્યંત ચાલુ છે.

## (૩) બળ સંબંધે વૈદિક પ્રાર્થના

મનુષ્ય જ્યારે પ્રભુની પ્રાર્થના કરે છે, ત્યારે તેના હૃદયના ભાવો સ્પષ્ટપણે વ્યક્ત થાય છે. અર્થાત્ પ્રાર્થના એ જીવનનું સારસર્વસ્વ છે એમ સમજાય છે. પણ અહીં તો આપણને બલોપાસનાના સંબંધમાં વૈદિક વિચાર કેવા હતા તેજ જોવાનું છે, તેથી બળના સંબંધની વેદ મંત્રોની પ્રાર્થનામાં કેવા કેવા વિચારો જોવામાં આવે છે તે આપણે જોઇએ.

तेजोऽसि तेजो मयि धेहि, वीर्यमसि वीर्यं मयि धेहि, बलमसि बलं मयि धेहि, ओजोस्योजो मयि धेहि, मन्युरसि मन्युं मयि धेहि, सहोऽसि सहो मयि धेहि ॥

વા૦ યજુ૦ ૧૯-૯

"હે પ્રભો! તું તેજસ્વી, વીર્યવાન્, બલિષ્ટ, ઓજસ્વી ઉત્સાહી, અને સહનશક્તિવાળો છે, માટે તું મારામાં પણ તેજ, વીર્ય, બળ, સામર્થ્ય, ઉત્સાહ અને સહનશક્તિ આપ! આ ગુણો મારામાં પણ વિકાસ પામો!"

ઉપાસ્યમાં આ ગુણો છે, તેથીજ તેના પાસેથી આ ગુણો માગેલા છે. તેમાં પણ પ્રાપ્તિ માટે કેટલી આતુરતા છે તે જોઇ લેવું. તેજ પ્રમાણે—

बाहू मे बलमिन्द्रियं हस्तौ मे कर्मवीर्यम् ।

વા૦ યજુ૦ ૨૦-૭

"મારા બાહુ બળ રૂપ છે, અને મારા હાથ તે કર્મ અને વીર્યના પ્રતિનિધી છે." આવી ભાવના મનમાં સ્થિર થવા જેટલી બળની એકતાનતા થાય, એમ આ મંત્ર સૂચવે છે. આપણે જાતે અથવા આપણું આખું શરીર બળમય હોવું જોઇએ, એવું આ ઉપરથી ખુલ્લુ જણાય છે. તેજ પ્રમાણે—

बहु बाह्वोर्बलं, ऊर्वोरोजो, जंघयोर्जवः, पादयोः प्रतिष्ठा । અથર્વ ૧૯-૬૦-૧

"બાહુઓમાં પુષ્કળ બળ હો, સાથળોમાં શક્તિ વસો, જાંઘોમાં વેગ રહો, અને પગોમાં ધારક શક્તિ હો." પ્રાર્થનાના આ મંત્રમાં પ્રત્યેક અવયવમાં અમુક શક્તિ હોવી જોઇએ, એવી પ્રત્યેક અવયવના બળ સંબંધે પ્રાર્થના છે. એ ઉપરથી એવું જણાય છે કે આ પ્રાર્થના કરનારાઓના મનમાં આપણું આખું શરીર ઘાટદાર અને હૃષ્ટ પુષ્ટ તથા બળવાન થાય, અને ઉત્તમ રીતે કાર્યક્ષમ થાય, એવી પ્રબળ ઇચ્છા હતી. તેજ પ્રમાણે—

शविष्ठं न आभर शूर शवमोजिष्ठमोजो अभिभूत उग्रम् । ઋ૦ ૬-૧૯-૬

"હે શત્રુનો પરાભવ કરનાર શૂર દેવ! અમને બળ, શક્તિ અને વિશેષ સામર્થ્ય દે."

આવી અનેક પ્રાર્થના છે. તે બધીમાં પ્રભુ પાસે બળની માગણી કરેલી છે. જેઓ આવી પ્રાર્થના કરતા હશે, અને બળપ્રાપ્તિ માટે આટલી આતુરતા ધરાવતા હશે, તેઓ પોતાનું બળ વધારવા સારૂં કંઈપણ પ્રયત્ન કરતા નહીં હોય, એ સંભવિત નથી. બળ પ્રાપ્તિની ઉત્કટ ઇચ્છા રાખનાર મનુષ્ય કોઇપણ પ્રકારનો વ્યાયામ કરે; અને પછી ઇષ્ટ સિદ્ધિ માટે પરમેશ્વરની પ્રાર્થના કરવા માંડે. તેવુંજ આમાં પણ સમજવું.

હવે દેવતાઓનાં બળોનાં જે વર્ણનો વેદમાં આપેલાં છે તે જોઇએ—

मरुतो यद्ध वो बलं जनां अचुच्च्यवीतन।
ઋ૦ ૧–૩૭–૧૨

"હે મરુત દેવ, તમારૂં એવું બળ છે કે તેને લીધે તમે લોકોને (દુષ્ટ લોકોને) પોતાની જગા ઉપરથી ખસેડી મૂકો છો." એટલે મરુતની સામે કોઇપણ દુષ્ટ શત્રુ ટકાવ કરી શકતો નથી, એવું તેનું બળ છે. તેજ પ્રમાણે—

महत्त इंद्र वीर्यं बाह्वोस्ते बलं हितम-
र्चन्ननु स्वराज्यम्। ઋ૦ ૧–૮૦–૮

"હે ઇંદ્ર, તારૂં પરાક્રમ ઘણું વધારે છે, અને તારા હાથનું બળ પણ ઘણું છે. તેથી તારૂં સ્વરાજ્ય ચો તરફ થયું છે." તેજ પ્રમાણે

ऋष्टयो मरुतो अंसयोरधि सह ओजो
बाह्वोर्वो बलं हितम्। ઋ૦ ૫–૫૭–૬

"હે મરુતો, તમારા ખભા ઉપર ભાથો (બાણ ભરવાનો) છે, અને બાહુઓમાં વિશાળ બળ ભરી રાખેલું છે." તેજ પ્રમાણે—

बलविज्ञायः स्थविरः प्रवीरः सह-
स्वान्वाजी सहमान उग्रः।
अभिवीरो अभिसत्वा सहोजा जैत्र-
मिंद्र रथमातिष्ठ गोवित्॥
ઋ૦ ૧૦।૧૦૩।૫

"બલિષ્ઠ, પુષ્ટ, મોટો યોદ્ધો, વિજયી, સમર્થ શત્રુનો પરાભવ કરનાર ઉગ્રવીર, પુષ્કળ અનુયાયીવાળો, અને શક્તિશાળી એવો તું ઇંદ્ર વિજયી રથમાં બેસ."

આ રીતે ઇંદ્રની શક્તિનાં બાહુ વર્ણનો વેદમાં ઇંદ્રસૂકતોમાં છે. તેના થોડા નમુના આ નીચે આપેલા છેઃ—

भूरि त इंद्रवीर्यम्। ઋ૦ ૧-૫૭-૫

इंद्रस्य नु वीर्याणि प्रवोचम्॥
ઋ૦ ૧-૩૨-૧

प्रवक्ष्यामो विदथे वीर्याणि॥
ઋ૦ ૧-૧૬૨-૧

भूरींद्रस्य वीर्यं व्यख्यमभ्यायति॥
ઋ૦ ૮-૫૫-૧

विश्वे त इन्द्र वीर्यं देवा अनुक्रतुं ददुः।
ઋ૦ ૮-૬૨-૭

इंद्रस्य वज्र आयसो निमिश्ल इंद्रस्य
बाह्वोर्भूयिष्ठमोजः।
ઋ૦ ૮-૯૬-૩

गोत्रभिदं गोविदं वज्रबाहुं (इंद्रम्)।
ઋ૦ ૧૦-૧૦૩-૬

महत्तदस्य पौंस्यं वृत्रं जघन्वान्।
ઋ૦ ૧-૮૦-૧૦

એવા અનેક મંત્રો છે, કે જેમાં "ઇંદ્રનું પરાક્રમ ઘણું વધારે છે, ઇંદ્રના બાહુ વધારે શક્તિમાન્ અને કેવળ વજ્ર સરખા વજ્ર બાહુ છે, તથા ઇંદ્રનું પૌરુષ ઘણું અસાધારણ છે." એવાં વર્ણનો છે. આ મંત્રોમાંના આર્યોના ઉપાસ્ય દેવોનાં બળોનાં વર્ણન વાંચીને, સાંભળીને કિંવા સ્મરણ કરીને ઉપાસકના મનમાં આપણે પણ ઉપાસ્યના જેવાજ બલિષ્ટ થવું, એવી પ્રબળ ઇચ્છા થવી સ્વાભાવિક છે. અને તેવી ઇચ્છા થઇ, એટલે તે પોતાની શક્તિ વધારવાનો પ્રયત્ન કરેજ, એમાં કશી શંકા નહીં.

કેમ કે, આપણે શકિત વધારીશું અને ઈંદ્રના જેવાં પરાક્રમ કરીશું, શત્રુને હરાવીશું અને યશ મેળવીશું, એવું તે મનમાં ધારીને–નિશ્ચય કરીને તેમ કરવા લાગે છે. અને પ્રયત્ન કરીને છેવટે ઉપાસ્ય જેવા બનવું એ ઉપાસનાનું ફળ છે.

આ રીતે વેદોની પ્રાર્થના ઉપાસકોમાં બળ પ્રાપ્તિની કેટલી તીવ્ર મહાકાંક્ષા હતી તે બતાવે છે. અર્થાત્ વૈદિક સમયના વેદાનુયાયી લોકો બલોપાસક હતા એમ જણાઈ આવે છે.

## (૪) લઠ્ઠ શરીર

વેદમાં મરુત દેવતાના વર્ણનમાં घोरवर्पसः– (લઠ્ઠ શરીરવાળા) એવા અર્થના અનેક શબ્દો આવે છે. એ ઉપરથી શરીર લઠ્ઠ હોવાં જોઇએ, એવી માન્યતા લડાયક લોકોમધ્યે રૂઢ હતી એમ જણાય છે. કેમ કે મરુત એ લડાયક દેવ છે, અને રુદ્ર પણ તેનો સૈનિક હોઈ લઢાઇ અને વીરતા માટે પ્રસિદ્ધ છે, એટલે તેની પણ શકિતનાં વર્ણનો ઘણાં મજાનાં છે.

આ વર્ણનો જોતાં તે વખતના શારીરિક બળની કલ્પના આવે છે. પરંતુ શરીરનાં વર્ણનો બહુ મળતાં નથી. મલ્લયુદ્ધ અને કુસ્તીનાં વર્ણનો પણ બહુ જોવામાં આવતાં નથી. અગર નમસ્કાર, કે યોગાસનો કે એવા કોઈ વ્યાયામ તે વખતે શરીર વૃદ્ધિ સારૂ નિયોજિત કરેલા હોય, તેવું દર્શાવનારાં વચનો પણ મળી આવતાં નથી.

આ ઉપરથી એમ જણાય છે કે તે વખતે શરીર સામર્થ્ય તરફ લોકોનું ઘણું લક્ષ હતું ખરૂં, પણ અખાડા કે વ્યાયામશાળા અગર સંઘ કે વ્યકિતના વ્યાયામ જેવું કંઇ તે વખતે હતું એવું માનવાને કંઈ પણ પ્રમાણ વચન હજુ સુધી મળી આવ્યું નથી. કદાચ એવો વ્યાયામ હશે, અગર કદાચ નહીં પણ હોય. પણ એટલી વાત માત્ર ખરી કે તે વખતે ધનુર્વિદ્યા તથા ઇતર શસ્ત્રાસ્ત્રો વપરાતાં હતાં તેથી, તથા ઘોડા ઉપર બેસવાની, તરવાની અને નાચવા કરવાની કસરતો પુષ્કળ પ્રમાણમાં થતી હોવાથી, તેમની શરીર શકિત ઉત્તમ રીતે વધતી હતી. તેમનાં ઘણાં ખરાં કાર્યો ખુલ્લી હવામાં થતાં, એટલે શુદ્ધ હવાનો લાભ તેમને પૂરેપૂરો મળતો. અને તેથી તેમનાં શરીરનો બાંધો ઉત્તમ, સશકત અને બળવાન બનતો.

## (૫) વૈદિક સમયના ખેલો અને વ્યવસાયો.

વૈદિક સમયનાં શકિતસંવર્ધનનાં સાધનોનો વિચાર કરતાં તે વખતે ખેલો તથા શકિત-સંવર્ધનના બીજા વ્યવસાયો કયા કયા હતા, તેનો વિચાર કરવાની જરૂર છે. કેમ કે કોઇ કોઇ સમાજની શકિત જેવી ઘરની અંદરના વ્યાયામોથી વધી શકે, તેવીજ જૂદી પરિસ્થિતિમાં રહેનારા બીજા કોઈ સમાજની શકિત કોઈ વિશિષ્ટ વ્યવસાયોથી પણ વધી શકે તેટલા માટે વૈદિક સમયના આર્યોનાં સમાજની વ્યકિત કયા કયા વ્યવસાયોથી પોતાની શકિત વધારતી હતી, તેનો વિચાર હવે આપણે કરીએ.

**મૃગયા—**

પહેલો વ્યાયામ આપનાર વ્યવસાય તે મૃગયા હતો. " मृगयुभ्यश्च वो नमः " (વા. ય. ૧૬-૨૭) મૃગયા કરનારાને નમસ્કાર હો. અહીં મૃગયા કરનારને રુદ્રની વિભૂતી ગણીને નમસ્કાર કરેલા છે. તેજ પ્રમાણે—

मृगः स मृगयुस्त्वं । અથર્વ ૧૦।૧।૨૬

" શત્રુ એ મૃગ છે, અને શત્રુની પાછળ પડનાર વીર શિકારી માણસ જેવો તું છે."

આવું શિકાર ખેલનારનું વર્ણન વેદમાં છે. ક્ષત્રિય, શૂદ્ર અને નિષાદનો તથા તેના જેવા

અન્ય લોકોનો મૃગયા એ વ્યવસાય હતો. કેટલાક ક્ષત્રિયો શિકારના બહુ શોખીન હતા, અને તેઓ તે જ વ્યાયામ કરતા. એને લીધે સ્મૃતિકાળમાં મૃગયા એ એક મહા વ્યસન ગણાયું, અને તેમાં કોઇએ પડવું નહીં એવો પ્રબંધ પણ કરવામાં આવ્યો. આવો પ્રબંધ કરવો પડયો તેથી એમ સમજાય છે કે તેની પહેલાં પુષ્કળ ક્ષત્રિયો આ વ્યવસાયમાં મચ્યા રહેતા.

શિકાર ખેલવામાં ખુલ્લી હવામાં પુષ્કળ વ્યાયામ થાય છે; ટાઢ-તાપ સહન કરવાનું સામર્થ્ય અને ધૈર્ય આવે છે; ખડતલપણું અંગમાં આવે છે, અને શરીર લઠ્ઠ થઇ સ્નાયુઓમાં સારી શક્તિ આવે છે.

અશ્વારોહણ—

અશ્વ ઉપર બેસવાનો અભ્યાસ પણ વૈદિક સમયમાં બહુ હતો. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ બધા ઘોડા રાખતા અને તેના ઉપર બેસતા. ઘોડા ઉપર બેસવાથી આખા શરીરને સારો વ્યાયામ મળે છે. ઘોડા ઉપર જેઓ બેસે છે, તેઓ આ વાત સારી રીતે સમજી શકશે. વૈદિક સમયે ઘેર ઘેર ગાય, બળદ, ઘોડા અને ઘોડીઓ હતી, એ હકીકત વૈદિક પ્રાર્થના ઉપરથી પણ જણાઇ આવે છે. "जवमर्वत्तां" (અથર્વ૦ ૪–૨૭–૩) આ મંત્ર જ જુઓ. તેમાં "ઘોડાને વેગ જોઇએ" એટલે વેગથી ચાલનારા ઘોડા જોઇએ, એવું જણાવેલું છે. ઘોડા વાચક અર્વા (अर्वन) શબ્દ વેદમાં આવેલો છે, અને ઘોડો સમુદ્ર ઉપરથી આવ્યો, એવો પણ ઉલ્લેખ વેદમાં છે (ઋ. ૧-૧૬૩-૧). સમુદ્ર ઉપરથી આવનારો આ અર્વા—અરવા તે અરબા—અરબી ઘોડો જ હોવો જોઇએ. વૈદિક સમયમાં પણ અરબી ઘોડા આર્યો પાસે આવતા હતા, અને આર્યો તે અરબી ઘોડા રાખતા અને તેના ઉપર બેસતા



હતા, એમ સમજાય છે. પોતાના ઘરની ગાય કે ઘોડાને બળ તથા પુષ્ટિ આપો, એવી પુષ્કળ વૈદિક પ્રાર્થના છે; તે ઉપરથી વૈદિક સમયમાં ઘરોમાં ગાયની પેઠે જ ઘોડાને પણ સ્થાન હતું એમ જણાય છે. અને ઘરમાં ઘોડા હતા એટલે ઘરનાં માણસો તેના ઉપર બેસનાર હતાં, એ હકીકત પણ નિર્વિવાદ છે.

વા. યજુર્વેદમાં (અ. ૩૦-૧૩ માં) 'अश्वसाद'=ઘોડે સવાર શબ્દ આવેલો છે. એનો અર્થ ઘોડા ઉપર બેસનાર કોઇપણ એવો થાય, અથવા ઘોડે સવારો પૈકી કોઈપણ એક સવાર એવો પણ થાય ઘોડાનું વર્ણન વેદોમાં કેવું આપેલું છે તે એક વખત જુઓ, એટલે વૈદિક સમયમાં ઘોડાનું મહત્ત્વ કેટલું હતું તે લક્ષમાં આવશે.

अनु त्वा रथो, अनुमर्यो अर्वन्ननु-
गावोऽनु भगः कनीनाम्। अनुव्रातासस्तव
सख्यमीयुरनु देवा ममिरे वीर्यं ते ॥ ८॥

हिरण्यशृंगोऽयो अस्य पादा मनोजवा
अवर इन्द्र आसीत्। देवा इदस्य हविरद्य-
मायन्यो अर्वन्तं प्रथमो अध्यतिष्ठत् ॥ ९॥

ઋ૦ ૧–૧૬૩

"હે ઘોડા, રથ તારી પાછળ જાય છે, મનુષ્ય પણ તને અનુસરે છે, ગાય, બળદ અને સ્ત્રીઓનાં ભાગ્ય પણ તારી પાછળ પાછળ આવે છે; સંઘનુ બળ તારી સાથે મિત્રતા કરવા ઇચ્છે છે, અને દેવ સુદ્ધાં તારાં વખાણ કરે છે. તારો તોરો સોનાનો છે; અને તારા પગ લોખંડ જેવા મજબૂત છે. તારા કરતાં મનોજવ ઇંદ્રનો પણ વેગ કમી છે. જે પ્રથમ ઘોડે ચડે, તેનું હવિ ખાવા માટે પ્રત્યક્ષ દેવો પણ આવે છે."

આ મંત્રનો વિચાર કરતાં વૈદિક સમયમાં ઘોડાનું મહત્ત્વ કેટલું હતું તે સમજાઇ આવે છે.

જેના ઘરમાં ઘોડો હોય છે, તેને (ક્નીનાં ભગ: અનુ) છોકરીઓનો લાભ મળે છે, એટલે તેને છોકરીઓ ચાહીને આવે છે. સુંદર સુંદર છોકરીઓ તેને મળે છે કે જે ઘેર ઘોડા રાખે છે અને ઘોડા પર ઉત્તમ રીતે બેસી શકે છે. જેને ઘેર ઘોડા નહીં હોય, તેનાં લગ્ન માટે મુશ્કેલી પડતી હશે, એવું અનુમાન આ ઉપરથી થઇ શકે. જે ઘોડા ઉપર બેસે છે, તેને ઘેર દેવ આવીને, હવિભક્ષણ કરે છે, એ પણ એક ઘોડા ઉપર બેસનારનુ ભાગ્ય જ.

આ વિવેચન ઉપરથી સ્પષ્ટ છે કે વૈદિક સમયમાં ઘેર ઘોડા રાખવામાં આવતા, અને તેના ઉપર ઘરનાં માણસો બેસતાં. ઘોડા ઉપર બેસવાથી થતો વ્યાયામ એ સમયમા પુષ્કળ લેવામાં આવતો હશે એમ પણ આ ઉપરથી જણાય છે. એ સમયમાં બ્રાહ્મણોને પણ ઘોડા દાન તરીકે આપવામાં આવતા, અને તે પણ ઘોડા ઉપર બેસતા. એટલે ઇતર ક્ષત્રિય કે વૈશ્ય બેસતા હોય તેમાં તો કંઇ શંકાજ નહીં. પુરુષોની પેઠે સ્ત્રીઓ પણ ઘોડા ઉપર બેસતી હતી. વિશ્પલા વગેરે વીર સ્ત્રીઓનાં વર્ણનો એ સંબંધમાં ઘણાં મજાનાં છે.

## ઘોડાની શરતો—

વૈદિક સમયમાં ઘોડાની શરતો ચાલતી આવી શરતોને વેદમાં आजि કહેલ છે, અને आशु અથવા अत्य એ શબ્દો શરતના ઘોડાને માટે વપરાયેલા છે. આ શરતોનાં વર્ણનો વેદમાં ઘણાં છે. જુઓ—

आर्जि न जग्मुर्गिर्वाहो अश्वा ॥
ઋ૦ ૬–૨૪–૬

पुरो यायानमाजिपु ॥ ઋ૦ ૫–૩૫–૭

"સારા ઘોડાઓ શરતના મેદાન ઉપર જાય છે" "શરતમાં આ વિશિષ્ટ ઘોડો આગળ જનાર છે"

આ પ્રકારનાં વર્ણનો વાંચતાં ઘોડા ઉપર બેસવાનો વ્યાયામ વૈદિક સમયમાં લેવાતો હતો એમ કહેવું જ પડશે.

વેદમાં સાદી=ઘોડેસવાર, અ–સાદી=ઘોડા ઉપર ન બેસનાર એટલે પાયદળ, અને અશ્વ સાદી=ઘોડેસવાર લશ્કરમાંનો એક સવાર, આવા શબ્દો છે. તેથી ઘોડા ઉપર બેસવું એ કેટલાએકનો ખાસ ધંધો જ હતો એમ જણાય છે. અને જેનો એ ધંધો ન હતો તેવા ઇતર લોકો પણ ઘોડા ઉપર બેસવામાં વિશેષ પ્રવીણ હતા એમ જણાય છે કેમ કે વૈદિક સમયમાં ગાયની પેઠેજ ઘોડા ઘેરઘેર હતા એ પ્રથમ જણાવેલું છે અને ઘોડા ઘેરઘેર હોય એટલે તેના ઉપર બેસવા તરફ લોકોની પ્રવૃત્તિ હોય એ સ્વાભાવિક છે.

## નાચ અને તાર ઉપરનો નાચ—

વાજસનેયી શુકલ યજુર્વેદ સંહિતાના ૩૦ મા અધ્યાયના ૨૧ મા મંત્રમાં वंशनर्तिन् એટલે વાંસ ઉપર નાચ કરનાર એવો શબ્દ આવેલો છે. આ ઉપરથી વાંસ ઉપર નાચ કરવો, થાંભલા ઉપર નાચ કરવો, મલખમ ઉપર નાચવું, તાર કે દોર ઉપર નાચવું, અને એકલું નાચવું, આ બધા નાચોનો બોધ થાય છે. આજે જેમ નટ કે મલ લોકો અનેક પ્રકારના ખેલ કરી બતાવે છે, તેજ પ્રમાણે **વંશનર્તી** નામના લોકો વૈદિક સમયમાં કરતા હોય એમ જણાય છે. એ લોકો મલખમ, દોર ઉપરનો નાચ, થાંભલા ઉપરનો નાચ, જમીન ઉપરનો નાચ, લાકડી ઉપરનો નાચ, તથા ઊલટ–સુલટ કૂદકા અને ગુલાંટો વગેરે કરતા હશે એમ જણાય છે. કેમ કે યજુર્વેદના ઉપર જણાવેલા અધ્યાયમાં જે ઇતર નામો આવેલાં છે, તે બધાં ધંધાવાચક છે. અને તે એક નામ લઇએ, એટલે તેમાં તે ધંધા કરનારા જે જે કામો કરે છે તે બધાંનો

તેમાં અંતર્ભાવ થાય છે. તે જ રીતે વંશનર્તી એ એક બહુરૂપીનો અથવા નટનો કે કસરતવાળાનો ધંધો છે. આજ જેને આપણે નટોના ખેલ કહીએ છીએ, તેમાં હાથના કાંડા વડે પથ્થર ફોડવાના અને શક્તિના બધા ખેલોનો અંતર્ભાવ થાય છે. તે જ રીતે આ ૩૦ મા અધ્યાયનો વિચાર કરતાં વંશનર્તી એ નટના જેવા શક્તિના—કસરતના—ખેલ- કરનારા લોકો હોય એમ જણાય છે.

વંશનર્તી એ શબ્દમાં નર્તિન્ શબ્દ નાચનાર એવા અર્થમાં છે. વંશ એટલે થાંભલો કે વાંસ, તેના ઉપર નાચનાર, તે જમીન ઉપર સહજ નાચી શકે. એટલે એમ સમજાય છે કે વૈદિક સમયમાં નાચવાનો વ્યાયામ પ્રચલિત હશે.

आजावर्द्रि वावसानस्य नर्तयन् ॥

ઋ૦ ૧-૫૧-૩

"લડાઇમાં તરવારનો નાચ કરે છે," એવું એક વીરનું વર્ણન ઋગ્વેદમાં છે. લડાઈમાં કોઇ નાચ ન કરે; પણ નાચ શબ્દ તલવારની લડાઈમાં ઊભા રહેવાની અને ફરવાની કુશળતા દર્શાવવા વાપરેલો છે.

આ હકીકત વિશેષ લક્ષમાં રાખવાની છે, કે જે રીતે નાચવામાં કુશળતા હોય છે, તે જ રીતે ખડ્ગયુદ્ધ, ગદાયુદ્ધ, મલ્લયુદ્ધ, એમાં પણ એ પ્રકારની કુશળતા હોય છે, અને તે કુશળતાને વૈદિક ભાષામાં નર્તન કહેલું છે. આ હકીકત સમજાય, એટલે તે સમયે વ્યાયામમાં નાચ, અને યુદ્ધની કુશળતાનો સમાવેશ થતો હતો, એમ માનવામાં જરાપણ હરકત નથી.

नृत्त શબ્દ નાચ એવા અર્થમાં વા. સં. ૩૦-૬ અને ૨૦ એ બન્ને જગાએ આવેલો છે. અથર્વ વેદમાં नृत्य એ શબ્દ (અ ૫-૨૦-૧૦ માં) નાચના અર્થમાં આવેલો છે. તે જ પ્રમાણે नृत्युत्त શબ્દ અથર્વ૦ ૧૦-૯-૨ માંઆવેલો છે. રાષ્ટ્રીય નાચનું વર્ણન અ. ૧૨-૧-૪૧ માં આવું આપેલું છે—

यस्यां गायन्ति नृत्यन्ति भूम्यां
मर्त्याः व्यैलबाः ॥ અ૦ ૧૨-૧-૪૧

માતૃભૂમિમાં લોકો ગાય છે, અને આનંદથી નાચે છે; એટલે રાષ્ટ્રગીત બોલે છે, અને તેના સૂર ઉપર લોકો નાચે છે. એમાં નાચવાનો, સૂર ઉપર નાચવાનો અને વિશેષતઃ રાષ્ટ્રીય વિજયોત્સવ પ્રસંગે રાષ્ટ્રગીત બોલતાં બોલતાં નાચવાનો ઉલ્લેખ છે. આ રાષ્ટ્રીય નાચનો પ્રકાર છે અને તે સાર્વત્રિક હોવાનો સંભવ છે. એટલે વૈદિક સમયમાં નાચવાનો વ્યાયામ સાર્વત્રિક હશે એમ માનવાને પુષ્કળ અવકાશ છે. કેમ કે ઉપર જણાવેલો મંત્ર "વૈદિક રાષ્ટ્રગીત" ના સૂક્તમાંનો છે. તે જ પ્રમાણે—

हसो नरिष्ठा नृत्तानि शरीरमनु प्रविशन् ॥

અ૦ ૧૧-૧૦-૨૪

"હાસ્ય, મરદાની ખેલ અને વિવિધ પ્રકારના નાચ, એ મનુષ્યના શરીરમાં પ્રવિષ્ટ થાય છે", આ મંત્રમાં અનેક પ્રકારના નાચ કહેલા છે, અને તે મનુષ્ય શીખીને—પોતાના શરીરમાં લાવીને વધારે છે, એ વિધાન વિશેષ મહત્ત્વનું છે. તેજ પ્રમાણે नरिष्ठा=नर्+इष्ट અથવા न+रिष्ट એટલે મરદાની ખેલ, ખુલ્લી જગાના ખેલ, તે પણ નાચ પ્રમાણેજ મનુષ્યના શરીરમાં પ્રવિષ્ટ થાય છે એમ જણાવેલું છે. શિકાર, ઘોડાની શરત, નાચ અને ખેલ, આ બધા પ્રકારો એક જ જાતના એટલે મરદાની—શરીરોને શોભે તેવા—વ્યાયામના પ્રકારો છે, એ અહીં વાચકોએ લક્ષમાં રાખવું. नृत्तानि શબ્દથી નાચના અનેક પ્રકાર સૂચવાય છે. નહીં તર બહુવચન રાખવાનો બીજો કંઇ હેતુ ન હોય વૈદિક સમયમાં નાચની વખતે તરવાર લઇને

અથવા પ્રખર શસ્ત્રાસ્ત્રો લઇને નાચવાનો એક પ્રકાર હશે એમ માનવાને પણ આથી કારણ મળે છે. કેમ કે પૂર્વે આપેલા મંત્રમાં રણાંગણમાં શત્રુ જોડે તરવારથી લડતી વખતે નાચનો ભાસ થયો, એમ કવિએ વર્ણવેલું છે. (अर्द्धिं नर्तयन्, ઋ૦ ૧-૫૧-૩) "તે તરવારનો કિંવા ખડ્ગનો નાચ ચલાવે છે" એ શબ્દ એ દૃષ્ટિએ વિશેષ મહત્ત્વનો છે.

વૈદિક સમયમાં નાચ ઘણા ભાગે સાર્વત્રિક હશે એમ માનવાને એક બીજું પણ પ્રમાણ છે. સોમ રસ કાઢવાના વખતે શિલા ઉપર સોમ મૂકીને પથ્થર વતી વાટવો કે કૂટવો પડે છે. એ વખતે એ પથ્થર સોમ ઉપર જાણે નાચ કરે છે એવું નાચનું રૂપક એ પ્રસંગનુ વર્ણન કરતાં કવિએ કલ્પેલું છે. તે આ પ્રમાણે—

ग्रावा त्वैषोऽधि नृत्यतु । ઋ૦ ૧૦-૯-૨

"પથ્થર સોમ ઉપર નાચે" નાચની ઉપમા આ રીતે યજ્ઞ યાગમાં પણ ઘુસેલી જણાય છે. અર્થાત્ એટલો નાચ સાર્વત્રિક હતો. વેદમાં આ નાચનો સંબંધ દીર્ઘાયુષ્ય જોડે જોડેલો જણાય છે—

प्राञ्चो अगाम नृतये हसाय द्राघीय आयुः प्रतरं दधानाः ॥ ઋ૦ ૧૦-૧૮-૩

"દીર્ઘ આયુષ્યને અતિ દીર્ઘ કરીને ધારણ કરતા અમે હસવા અને નાચવા માટે પૂર્વ બાજુએ મુખ કરીને જઇએ છીએ" આ મંત્રમાં હસવાનો અને નાચવાનો સંબંધ દીર્ઘાયુ થવા જોડે છે એવું સ્પષ્ટ વિધાન છે. પૂર્વ બાજુએ મુખ કરીને નાચ કરવાનો આ પ્રકાર બહુધા સવારમાં સૂર્યોદય વખતે કરાતો હશે. તે જ પ્રમાણે એક નાચ પાણીમાં રહીને કરવામાં આવતો હોવાનું જણાય છે જુઓ—

यद्देवा अदः सलिले सुसंरब्धा अतिष्ठत ।
अत्रा वो नृत्यतामिव तीव्रो रेणुरपायत ॥
ઋ૦ ૧૦-૭૨-૬

"દેવ પાણીમાં સાવધ થઇને રહ્યા અને ત્યાં તેનો નાચ શરૂ થયો. તે વખતે તેના અંગ ઉપરની માળામાંથી પરાગ જોરથી બહાર પડ્યો" આ વર્ણન ઉપરથી પાણીમાં પણ એક પ્રકારનો નાચ વૈદિક સમયમાં થતો હશે એમ જણાય છે. આ નાચ નૌકામાં થતો કે સાક્ષાત્ પાણીમાં, તે જાણવાનો માર્ગ નથી. પણ નાચના અનેક પ્રકારો પૈકી આ પાણીના નાચનો પણ એક પ્રકાર હતો એમાં કંઇ શંકા નથી.

આ પ્રકારનાં વર્ણનોથી નાચનો વ્યાયામ વૈદિક સમયમાં સાર્વત્રિક હતો એમ જણાય છે, કેમકે વૈદિક કવિ પોતાના ઉપાસ્ય દેવતાનું પણ નાચના રૂપકમાં વર્ણન કરે છે, એટલો નાચ તે વખતે પ્રિય હતો.

ખોદવું—

વૈદિક સમયે ખોદવાનું કામ પણ બળવર્ધક વ્યવસાયમાં ગણવામાં આવેલું હોવાનું જણાઇ આવે છે. જુઓ—

अगस्त्यः खनमानः खनित्रैः प्रजामपत्यं बलमिच्छमानः । ઋ૦ ૧-૧૭૯-૬

"અગસ્ત્ય ઋષિ કોદાળીથી ખોદતાં પોતાની શક્તિ વધે એવી ઇચ્છા કરતા હતા", એટલે બળ વધારવા માટે ખોદવાનો વ્યાયામ તે કરતા હતા. ખરેખર જ ખોદવાનો વ્યાયામ બળવર્ધક છે એમાં કંઇ શંકા નથી.

એ જ રીતે લાકડાં ફાડવાં, હળ હાંકવું, કપડાં ધોવાં, વગેરે વ્યવસાયો પણ બળવર્ધક છે. પણ આ વ્યવસાયો દરરોજ કરવાના હોતા નથી. આ વ્યવસાયોથી બળ વધે છે, તથા

ઘરનું કામ પણ સાથે સાથે થાય છે. પૂર્વના લોકોના બળવર્ધક વ્યવસાયો ઘણા ભાગે એવા જ હતા. ઘરનું ઉપયોગી કામ થાય, અને તે કામ કરતાં વ્યાયામ પણ થાય, તથા બળ પણ વધે. રાષ્ટ્રીય કરકસરની દૃષ્ટિએ કામ, બળવર્ધન અને વ્યાયામ એક બીજા જોડે સંબદ્ધ થાય એ વધારે સારું એ સ્પષ્ટ છે.

**મુષ્ટિયુદ્ધ—**

વેદમાં મુષ્ટિયુદ્ધનાં વર્ણનો અનેક જગાએ છે—

नि येन मुष्टिहत्यया नि वृत्रा रुणधामहै ।
ઋ૦ ૧–૮–૨ અથર્વ૦ ૨૦–૭૦–૧૮

"તે સામર્થ્ય પામેલા અમે મુષ્ટિના મારથી શત્રુને હેરાન કરીએ છીએ." આ મંત્રમાં મુષ્ટિહત્યા શબ્દ મુષ્ટિયુદ્ધ કિંવા મુષ્ટિનો માર સૂચવે છે. મુષ્ટિયુદ્ધ એ 'બૉક્સિંગ' જેવું મુષ્ટિ વડે મારામારી કરવાનું યુદ્ધ હોવું જોઈએ. ઉત્તમ મુષ્ટિયુદ્ધ ખેલનાર પુત્ર થાઓ, એવી પ્રાર્થના નીચેના મંત્રમાં છે, તે જોવા જેવી છે—

युष्मदेति मुष्टिहा बाहुजूतो युष्मत्स-
दश्वो मरुतः सुवीरः । ઋ૦ ૫–૫૮–૪

"હે મરુત દેવો, તમારી કૃપાથી મુષ્ટિયુદ્ધ કરનાર મહા બાહુ અને ઉત્તમ ઘોડા રાખનાર એવો વીર પુત્ર અમને મળો" આ મંત્રમાં બાહુયુદ્ધ-મુષ્ટિયુદ્ધ કરનાર પુત્ર થાય એવી પ્રાર્થના છે. તેજ પ્રમાણે—

साह्वा ये सन्ति मुष्टिहेव हव्यो विश्वासुपृत्सु ॥
ઋ૦ ૮–૨૦–૨૦

"આખા લશ્કરમાં જે બલિષ્ટ યોદ્ધા છે, તેમાં મુષ્ટિયુદ્ધ કરનાર મુખ્ય ગણાય.", આમ મુષ્ટિયુદ્ધ કરનારનું મહત્ત્વ અધિક છે એમ જણાવેલું છે. આ ઉપરથી વૈદિક સમયે મુષ્ટિયુદ્ધ હતું એ હકીકત નિર્વિવાદ છે. તેજ પ્રમાણે —

शकाभरस्य मुष्टिहा पुनरेतु महावृषान् ॥
અથર્વ૦ ૫–૨૨–૪

"શાકાહારી લોકો પૈકી મુષ્ટિયુદ્ધ કરનાર જે વીર તે પુનઃ મોટા બલાઢ્ય દેશમાં (વિજય માટે) જાઓ". શાકંભરી દેવી એ શાકાહારી–વનસ્પતિનું ભોજન કરનારી–તરીકે પ્રસિદ્ધ છે. તે શાકંભરી સ્ત્રી અને આ શાકંભરી પુરુષ છે. શાકાહારી દેશનો મુષ્ટિયુદ્ધ કરનાર વીર બળવાન લોકોના દેશમાં જાઓ, અને ત્યાં વિજય મેળવો. શાકાહારી લોકો અત્યંત ખડતલ હોવાથી તેમાં પણ જે મુષ્ટિયુદ્ધ કરનાર હોય, તે વિશેષ પરાક્રમી હોય, આવો ભાવ આમાં જણાય છે.

આ ઉપરથી મુષ્ટિયુદ્ધ એ એક બળવર્ધક સાધન ગણાતું, અને શક્તિવર્ધક સાધન તરીકે તેનો પ્રચાર વૈદિક સમયમાં પણ હતો એમ જણાય છે.

## (૬) બલવર્ધન માટે ઔષધિપ્રયોગ

વેદમાં બળ વધારવા માટેના ઔષધિ-પ્રયોગો પણ લખેલા છે. એ ઉપરથી કોઈપણ રીતે બળવર્ધન થાય એવી તીવ્ર ઇચ્છા તે લોકોની જણાય છે. એ સંબંધના વેદમંત્રો જુઓ—

इमां खनाम्योषधिं वीरुधं बलवत्तमाम् ।
ઋ૦ ૧૦–૧૪૫–૧ અ૦ ૩–૧૮–૧

"આ ઔષધિ હું ખોદું છું, તે અતિશય બળ વધારનારી છે", એટલે તેના સેવનથી બળ વધે છે માટે હું તેને ઉપર કાઢું છું. ખોદીને કાઢવાની હોવાથી તે વનસ્પતિનું મૂળ કે કંદ હશે એમ લાગે છે. તેજ પ્રમાણે—

या ओषधीः सोमराज्ञीर्विष्ठिताः पृथिवीमनु।
बृहस्पतिप्रसूता अस्यै संधत्त वीर्यम् ॥
ઋ૦ ૧૦–૯૭–૧૯

"સોમ જેમાં મુખ્ય છે એવા પ્રકારની આ ઔષધિ પૃથ્વી ઉપર ઊગે છે. તે મનુષ્યમાં વીર્ય ઉત્પન્ન કરે છે". વીર્ય એ બળનોજ આશ્રય છે. વીર્યયુક્ત શરીર હોય, તો જ શરીરમાં બળ રહે છે. બધી વીર્યવર્ધક વનસ્પતિ બળવર્ધક હોય છે. તેથી જ કહેલું છે:—

सर्वाः संगत्य वीरुधोऽस्यै संदत्त वीर्यम्।

અ० १२-६४

"બધી ઔષધિ મળીને આ મનુષ્યના શરીરમાં વીર્ય વધારો". અર્થાત્ ઔષધિના રસનું યોગ્ય રીતે સેવન કરવાથી શરીરમાં વીર્ય વધે છે; અને વીર્ય વધ્યુ, એટલે બળ અને આરોગ્ય પણ વધે.

વેદના સમયમાં શરીરમાં બળ કેવી રીતે વધે, એની પુષ્કળ ચર્ચા થતી હોય એમ નીચેના મંત્ર ઉપરથી જણાય છે—

को अस्य बाहू समभरद्वीर्यकरवादिति

અ० १०-१-५

बलं को अस्मै प्रायच्छत्को अस्याकल्पज्जवम्॥

અ० १०-२-१५

"મનુષ્યમાં બળ કેવી રીતે વધે, અને મનુષ્યમાં શક્તિનો વેગ કેમ વધે?' એવી ઈચ્છા એ મનુષ્યમાં બળ વધવું જોઇએ એ બાબતની આતુરતા દાખવે છે. અને જે ઉપાયથી બળ વધે, તે અમલમાં આણીને બળ વધારવું એવી ઈચ્છા આ પ્રશ્નોની પાછળ રહેલી જણાય છે. મનુષ્યમાં ૩૩ વીર્ય હોવાં જોઇએ એવું બતાવનારો પણ એક મંત્ર છે—

भर्गो यशः सह ओजो वयो बलम्।
त्रयस्त्रिंशद्यानि वीर्याणि० ॥

અથર્વ० १९-३७-१

"તેજ, યશ, સહનશક્તિ, સામર્થ્ય, આયુષ્ય, બળ, વગેરે જે ૩૩ વીર્ય છે", તે બધાં મનુષ્યને પ્રાપ્ત થવાં જોઇએ. એ ૩૩ વીર્ય તે આ—

आजश्च तेजश्च सहश्च बलंच वाक्चे-न्द्रियं च श्रीश्च धर्मश्च ॥ ७॥

ब्रह्म च क्षत्रं च राष्ट्रं च विशश्च त्विषिश्च यशश्च वर्चश्च द्रविणं च ॥ ८॥

आयुश्च रूपं च नाम च कीर्तिश्च प्राण-श्चापानश्च चक्षुश्च श्रोत्रं च ॥ ९॥

पयश्च रसश्चान्नं चान्नाद्यं चर्तंच सत्यं चेष्टं च पूर्तं च प्रजा च पशवश्च ॥ १०॥

અથર્વ० १२-६७-१०

"સામર્થ્ય, તેજસ્વિતા, સહનશક્તિ, બળ, વકતૃત્વ, ઇંદ્રિયશક્તિ, શોભા, ધર્મ, જ્ઞાન, શૌર્ય, રાષ્ટ્રીયતા, વ્યાપારચાતુર્ય, અધિકારનો પ્રભાવ, યશ, ઉત્સાહ, સાધનસંપન્નતા, દીર્ઘાયુષ્ય, સુરૂપતા, નામ, આબરૂ, અને પ્રાણનું બળ, અપાનનુ બળ, સૂક્ષ્મ દષ્ટિ, સાંભળવાની શક્તિ, દૂધ–રસ અન્ન અને પેયનો સંગ્રહ, સરળતા, સત્ય, ઇષ્ટિ, પૂર્ત, પ્રજા અને પશુ, આ ૩૩ વીર્યો છે. આમાં એકંદર ૩૪ નામો છે પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈસ્ય એ ત્રણ વર્ણને પોતાનાં વર્ણ, ધર્મ, કર્મ ઉપરાંત બાકીનાં ૩૩ વીર્ય પ્રાપ્ત કરવાનાં હોવાથી ૩૩ વીર્ય કહેવામાં આવ્યાં છે આ ૩૩ માં બધા પ્રકારનાં બળો આવેલાં છે, તે વાચકોના લક્ષમાં આવશે આ એક મંત્ર ઉપરથીજ વૈદિક સમયમાં લોકોને પોતાના માટે કેટલા સામર્થ્યની અપેક્ષા હતી તેની કલ્પના કોઈપણને મળી આવશે.

### (૭) વૈદિક સમયમાં લગ્નની ઉમર

વૈદિક સમયમાં બાળલગ્ન નહીં હોય એમ જણાય છે. કેમ કે લગ્ન વખતના પાણિગ્રહણ માટે બોલવાના મંત્રોમાં કન્યા પ્રૌઢ હોય એવું સ્પષ્ટ જણાઈ આવે છે.

गृह्णामि ते सौभगत्वाय हस्तं मया
पत्या जरदष्टिर्यथासः।
भगो अर्यमा सविता पुरंधिर्मह्यं
त्वादुर्गार्हपत्याय देवाः ॥
ઋ૦ ૧૦–૮૫–૩૬

"હે વધૂ, હું તારો હાથ સૌભાગ્ય માટે ગ્રહણ કરું છું. તું મારી જોડે વૃદ્ધ થા ત્યાં સુધી રહે. ભગ, અર્યમા, સવિતા, પુરંધિ, વગેરે દેવતાઓએ મારો ગૃહસ્થપણાનો સંસાર સારી રીતે ચાલે, માટે તને મારા સ્વાધીન કરેલી છે". વિવાહિત વધૂને બરાબર સ્પષ્ટ સમજાય તેવી રીતે આ શબ્દો બોલવામાં આવે છે. એટલે આ શબ્દોમાં જણાવેલી જવાબદારી સમજે તેવડી મોટી કન્યા હોય એમ આ મંત્રો ઉપરથી સમજાય છે. તેજ પ્રમાણે—

इह प्रियं प्रजया ते समृध्यतामस्मि-
न्गृहे गार्हपत्याय जागृहि।
एनापत्या तन्वं संसृजस्वाधा जिव्री
विदथमावदाथः ॥ ઋ૦ ૧૦–૮૫–૨૭

"હે કન્યા, પતિગૃહે છોકરાં છૈયાં સાથે તારો ઉત્કર્ષ થાઓ.' આ ઘરમાં ઘરની શેઠાણી તરીકે તું જાગ્રત રહે. આ પતિ જોડે તું સંયુક્ત થા, અને આ ઘરમાં વૃદ્ધ થા ત્યાંસુધી સુખપૂર્વક રહે".

આ મંત્રમાં पत्या तन्वं संसृजस्व એ શબ્દો અને તેમાંથી નીકળતો બધો અર્થ કન્યાને સમજાવો જોઇએ એ નિર્વિવાદ છે. અને જ્યારે એ નિર્વિવાદ છે ત્યારે કન્યા સારી રીતે પ્રૌઢ એટલે સારી રીતે નહાતી ધોતી એવી લગ્ન વખતે હોવી જોઇએ એ ખુલ્લું છે. તેજ પ્રમાણે—

ब्रह्मचर्येणकन्या युवानंविन्दते पतिम् ॥
અથર્વ૦ ૧૧–૭ (૫)–૧૮

" બ્રહ્મચર્ય પાલન કર્યા પછી કન્યા યુવાન પતિને પ્રાપ્ત કરે છે", આ મંત્રથી પણ બ્રહ્મચર્યની મુદતની સમાપ્તિ પછી કન્યાના વિવાહનો કાળ જણાય છે. આ બધાં વચનોનો વિચાર કરીએ, તો વૈદિક સમયે પ્રૌઢ વિવાહ ચાલુ હતા એમ જ કહેવું પડશે.

આ ઉપરથી એમ સ્પષ્ટ કહી શકાય કે વૈદિક સમયના લોકોને બાળવિવાહથી ઉત્પન્ન થતા અશક્તપણાની માઠી અસર ભોગવવી પડતી ન હતી.

અમુક વય સુધી છોકરાએ અને છોકરીએ બ્રહ્મચર્ય પાળવું, એવો કંઇ પ્રબંધ વેદમંત્રોમાથી મળી આવતો નથી. તો પણ છોકરો કે છોકરી પૂર્ણ વયમાં આવ્યા પછી અને પોતાની જવાબદારી સમજ્યા પછી તેમના વિવાહ થતા, એ વાત નક્કી જણાય છે.

## (૮) બ્રહ્મચર્યનો મહિમા

લગ્ન અકાળે ન થતાં પ્રૌઢ વયે થાય, તે માટે બ્રહ્મચર્યનો મહિમા વેદમંત્રોમાં જણાવેલો છે. જુઓ—

ब्रह्मचर्येण तपसा देव मृत्युमुपाघ्नत।
અથર્વ૦ ૧૧–૭ (૫)–૧૯

" બ્રહ્મચર્યરૂપ તપના યોગે દેવોએ પોતાના મૃત્યુનો નાશ કર્યો", એટલે જે લોકો બ્રહ્મચર્યનું પાલન કરશે, તે અપમૃત્યુનો નાશ કરીને દીર્ઘાયુ થશે, એવો આનો આશય છે. એથી ઊલટું, જે લોકો બ્રહ્મચર્યનું પાલન નહીં કરે, તે મૃત્યુને આધીન થશે, જલદી મૃત્યુ મુખે પડશે, અને અલ્પાયુ કે રોગી રહીને દુઃખ ભોગવશે. બ્રહ્મચર્યનું પાલન કરવાથી આ લાભ, અને નહીં કરવાથી આ હાનિ છે. હજી પણ જુઓ—

ब्रह्मचारी न काञ्चन आर्तिमार्च्छति
શ૦ બ્રા૦ ૧૧–૩–૬–૨

"બ્રહ્મચારીને કોઇપણ પ્રકારનો કલેશ હોઇ શકે નહીં" કેમકે તેના શરીરમાં વીર્ય સ્થિર હોવાથી કોઇપણ પ્રકારનું દુઃખ તેના પાસે જઈજ શકે નહીં. એનું કારણ એવું છે કે—

पृथक्सर्वे प्राजापत्याः प्राणानात्मसु बिभ्रति। तान् सर्वान्ब्रह्म रक्षति ब्रह्मचारिण्या भृतम् ॥

અથર્વ० ११-७ (५)-२२

"પ્રજાપતિથી ઉત્પન્ન થયેલાં બધાં પ્રાણી પોતાની અંદર બધા પ્રાણો ધારણ કરે છે, અને તે બધા પ્રાણોનું સંરક્ષણ બ્રહ્મચારીઓમાં વધેલું બ્રહ્મબળ કરે છે."

બ્રહ્મચર્ય પાલન કરનારમાં એક પ્રકારનું બળ વધે છે, એ બળના યોગે પ્રાણોનું રક્ષણ થાય છે, અને તેને પરિણામે બ્રહ્મચારી દીર્ઘાયુ તથા નીરોગી થાય છે.

આ પ્રમાણે વેદોમાં બ્રહ્મચર્યનું મહત્ત્વ વર્ણવેલું છે. વેદ પછીના ચરકાદિ ગ્રંથોમાં તો બ્રહ્મચર્યનું મહત્ત્વ અધિક વિસ્તારથી ગણાવેલું છે. પણ તેનો વિચાર આપણે અહીં કરવાનો નથી.

## (૯) વૈદિકસમયની આયુષ્યમર્યાદા.

વૈદિક સમયની પ્રાર્થનાઓમાં ૧૦૦ વર્ષ જીવવાની ઇચ્છા તો દેખાય જ છે, પણ ૧૦૦ વર્ષ કરતાં પણ વધારે આયુષ્ય થાય એવું પણ અનુમાન તેના પરથી નીકળી શકે છે. જુઓ—

पश्येम शरदः शतं, जीवेम शरदः शतम्।

ऋ० ७-६६-१६

अदीनाः स्याम् शरदः शतं, भूयश्च शरदः शतात् ॥ वा० यजु० ३६-२३

पूषेम शरदः शतं, भूयसीः शरदः शतात्।

અથર્વ० १९-६७

अजिताः स्याम शरदः शतम् ॥

तै० આર० ४-४२

"અમે સો વર્ષ જીવીએ, સો વર્ષ સુધી દીન ન થતાં રહીએ, ૧૦૦ વર્ષ સુધી પુષ્ટ થતા રહીએ, અજીત થઇને ૧૦૦ વર્ષ રહીએ, અને સો વર્ષ કરતાં પણ અધિક જીવીએ," આ મંત્રોમાં ૧૦૦ વર્ષનું આયુષ્ય તો હોય જ, પણ તે કરતાં પણ વધારે આયુષ્ય થાય એવી પ્રાર્થના છે. અમે ૧૦૦ વર્ષ કે તે કરતાં પણ વધારે જીવીએ, અને અમારી જીંદગીમાં અમને વિજય મળે; પણ છેવટ સુધી દિગ્વિજયી બનીને-યશસ્વી થઇને અહીંનાં કર્તવ્યો કરતા રહીએ, આવો આશય આ પ્રાર્થનાઓમાં છે.

मापुरा जरसो मृथाः ॥ અથર્વ० ५-३०-१७

"વૃદ્ધાવસ્થા પહેલાં ન મરીએ," આવા અર્થનો આ વેદમંત્ર છે. મનુષ્યે શકય તે પ્રયત્ન કરીને નિદાન ઘડપણ આવ્યા પહેલાં મરવું નહીં, આવો ઉપદેશ એમાં છે. જલદી મરવું, કિંવા જલદી ન મરવું, એ વાત કંઇ અંશે મનુષ્યને સ્વાધીન છે, એવું આ ઉપરથી સમજાય છે. આયુર્વેદમાં દીર્ઘાયુપ્રાપ્તિના ઉપાય અને નિયમો જણાવેલા છે, તે પાલન કરવાથી આયુષ્ય વધે છે, અને તે ન પાલન કરવાથી તથા વિરુદ્ધ આચરણ કરવાથી આયુષ્ય ક્ષીણ થાય છે. આ હકીકત શાસ્ત્રસિદ્ધ હોવાથી મનુષ્યે બ્રહ્મચર્ય વગેરે ધર્મનિયમો પાળવા, અને પોતાનું આયુષ્ય વધારવું, તથા વૃદ્ધાવસ્થા પૂર્વે એટલે અકાળે મરવું નહીં, એવો ઉપદેશ ઉપરના મંત્રોમાં આપેલો છે. એજ ઉપદેશ બીજા શબ્દોમાં નીચેના મંત્રમાં પણ આપેલો છે -

अद्य शंसदुः शंसाभ्यां करेणानुकरेण च यक्ष्मंच सर्वं तेनेतो मृत्युंच निरजामसि ॥ અથર્વ० १२-२-२

"પાપ અને દુરાચરણનાં કૃત્યો અને અનુ-કૃત્યોથી થતા બધા રોગ અને તેથી થનારું મરણ હું આનાથી દૂર કરું છુ". આ મંત્ર તો રોગ અને મરણને દૂર કરવાનો નિશ્ચય કરેલો હોય એમ જણાવે છે.

પાપને લીધે રોગ અને રોગને લીધે મરણ થાય છે. આ નિયમ જો એક વખત નિશ્ચિત ઠરે, તો પાપ ન કરીએ એટલે રોગ થાય નહીં, અને રોગ ન થાય એટલે મૃત્યુ થાય નહી, કિંવા આયુષ્ય વધે, એ ખુલ્લુ છે. આયુર્વેદની રચના આજ પાયા ઉપર થયેલી છે. જુઓ—

प्राणेनात्मन्वतांजीव मा मृत्यो-
रुदगाद्वशम् ॥ અથર્વ૦ ૧૯-૨૭ ૮
मृत्योः पड्वीशमवमुञ्चमानः ॥
અથર્વ૦ ૮-૧-૪

"મૃત્યુની શૃંખલા તોડી નાખ. મૃત્યુને આધીન ન થા." આ વેદમંત્ર ઉપરથી તો એવું સ્પષ્ટ દીસે છે કે મૃત્યુનો પાશ તોડવો એ મનુષ્યને સાધ્ય છે. તેજ પ્રમાણે—

यदिक्षितायुर्यदिवा परेतो यदि
मृत्योरन्तिकं नीत एव । तमाहरामि
निर्ऋतेरुपस्थादस्पार्क्षमेनं शत शारदाय॥
અથર્વ૦ ૩-૧૧-૧

"જો કોઇ મનુષ્ય મરણોન્મુખ થયો હશે, અગર જો કોઇનું આયુષ્ય ક્ષીણ થયુ હશે, તો તેને હું તે નાશના માર્ગમાંથી બચાવીને સો વર્ષનું દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરી આપીશ." આ મંત્રમાં દર્શાવેલો નિશ્ચય વિશેષ સૂક્ષ્મતાથી જોવા જેવો છે. છેક મરણોન્મુખ થયેલાને પણ દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરી આપવાનો વિશ્વાસ આ મંત્રમાં સ્પષ્ટ છે. તેજ પ્રમાણે—

मृत्योः पदंयोपयन्तो यदेत द्राघीय आयुः
प्रतरंदधानाः । आप्यायमानाः प्रजया
धनेन शुद्धाः पूता भवत यज्ञियासः ॥
ઋ૦ ૧૦-૧૮; અથર્વ૦ ૧૨-૨

"આપણા પર રહેલો મૃત્યુનો પંજો જોરથી એક બાજુએ કરીને દીર્ઘ આયુ ધારણ કરવું, અને પ્રજા તથા ધનના યોગથી શુદ્ધ અને પવિત્ર થઇ વધવું." આ મંત્રમાં સ્પષ્ટ કહેલું છે કે મૃત્યુનો પંજો દૂર કરી શકાય, અર્થાત્ આયુષ્ય વધારી શકાય.

આ બધા મંત્રો લક્ષપૂર્વક જોઇએ તો એવું સ્પષ્ટ જણાય છે, કે વૈદિક સમયની આયુષ્ય મર્યાદા ૧૦૦ વર્ષ અગર તેથી વધારે હતી; અને કુશળ માણસો આયુર્વેદના નિયમો પાળીને પોતાનું આયુષ્ય વધારતા. વળી બ્રહ્મચર્ય વગેરે નિયમો પાળવાથી આયુષ્ય વધે છે, એવો તેમનો અચળ વિશ્વાસ હતો, એ વાત પણ આ મંત્રોના મનન ઉપરથી સહજ સમજાય છે.

બલોપાસનાનો વિચાર કરતાં દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરવાનો વિચાર પણ અવશ્ય કરવા જેવો છે; તેથી એ મંત્રો અહીં આપેલા છે. હું દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરીશ અને મરતાં સુધી બળવાન્ તથા કાર્યક્ષમ રહીને વિજય મેળવીશ. આવી ઇચ્છા આ વેદમંત્રોમાં સ્પષ્ટ છે.

## (૧૦) વૈદિક સમયનો આહાર.

વૈદિક સમયના લોકો શાકાહાર કરતા હતા કે માંસાહાર કરતા હતા, એ એક મોટો વિવાદ-ગ્રસ્ત પ્રશ્ન છે. હાલના લોકોની સમજ એવી છે કે વૈદિક સમયમાં માંસાહાર સાધારણ રીતે પ્રચલિત હતો. બ્રાહ્મણ ગ્રંથનાં કેટલાંક વચનો ઉપરથી અને કેટલાક વેદમંત્રો ઉપરથી એવું લાગવાનો સંભવ છે કે તે વખતે માંસાહાર પ્રચલિત હતો. પણ વિશેષ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરીએ, તો તે સમયમાં સાધારણ રીતે માંસાહાર પ્રચલિત હતો એમ જણાતું નથી. તેનાં બધાં

કારણો તપાસવાને અહીં સવડ નથી, પણ થોડાં તો અહીં જરૂર તપાસીએ.

નિઘંટુ નામના વૈદિકકોશમાં ખોરાકનાં ૨૮ નામો વેદમંત્રમાં આવેલાં આપેલાં છે, તેમાં એક પણ નામ માંસવાચક નથી. જો માંસને સાધારણ ખોરાક તરીકે વૈદિક સમયમાં ગણ્યુ હોત, તો તેનો એક શબ્દ તો જરૂર આ કોશમાં આવ્યો હોત; પણ તેમ નથી. એટલે જે સમયે નિઘંટુના શબ્દો એકત્ર થયા, તે સમય સુધી તો નિદાન માંસની સાધારણ ખોરાકમાં ગણના ન હતી એ નિર્વિવાદ છે.

આ ખોરાક વાચક શબ્દોમાં અન્ધઃ, પિતુ', સુતઃ, રસઃ, સ્વધા, અર્કઃ, कीलाल," આ શબ્દો સોમરસ સૂચવે છે. सस, इरा, इळा, ऊर्क इर्षं, वाजः, पाजः, આ શબ્દો પૃથ્વીમાંથી ઉત્પન્ન થતાં ધાન્યો અથવા વનસ્પતિજન્ય ખોરાક સૂચવે છે. पयः, प्रय એ શબ્દો વિશેષતઃ ગાયના દૂધને અથવા સામાન્ય દૂધને સૂચવે છે. બાકીના શબ્દો ब्रह्म, नम', आयुः, यशः, पृक्षः, अवः વગેરે ખોરાકના પ્રશંસાવાચક શબ્દો છે. अन्नं ब्रह्म અન્ન બ્રહ્મની શક્તિવાળું છે, તે નમન કરવા યોગ્ય છે, આયુષ્ય વધારનાર છે, તથા યશ દેનાર, તૃપ્તિ કરનાર અને રક્ષણ કરનાર છે. એવા અર્થ આ અન્નવાચક વૈદિક શબ્દોના થાય છે. પણ આમાં એક પણ શબ્દ માંસ-વાચક આવેલો નથી. સોમાદિ વનસ્પતિના સંબંધમાં सोमो वै देवानां अन्नं=સોમ એ દેવોનું અન્ન છે એવા અનેક ઉલ્લેખ છે. સોમ રસ, દૂધ, અને સાતુ આ પદાર્થો ભક્ષ્ય અને પેય હોવાના સ્પષ્ટ ઉલ્લેખ વેદમંત્રોમાં છે. એટલે, શાકાહાર કે વનસ્પતિનો આહાર વૈદિક સમયે સાધારણ રીતે પ્રચલિત હતો એમાં કંઇ શંકા નથી. આ શાકાહારમાં નીચે જણાવેલા પદાર્થો મુખત્વે હતા—

अपूप (વડીઓ), आमिक्षा (દહીં, કઢી), दधि (દહીં), ओदन (ભાત), करम, यवागू (ઓસામણ, કાંજી, રાબ), कीलाल (મધુરસ), क्षीर, गो, गौ, पयः, प्रतिदुः, वाजिन (દૂધ, ગાયનું દૂધ), क्षीरौदन (દૂધમાં પકાવેલો ભાત), घृत (ઘી), नवनीत (માખણ), पक्ति (વડીઓ), पक्व, पचत (પકાવેલું અન્ન), पयस्य (મોળું દહીં), परिवाप (શેકેલું ધાન્ય, મમરા, ધાણી), परिस्तुत, पान, पान्त (રસ પાન પેય, સરબત), पिण्ड (લાડુ, અન્નનો ગોળો) पितुः (ખાદ્ય-પેય), पिष्ट (લોટ, લોટના પદાર્થ), पीयुष (દૂધની બળી), पृषदाज्य, पृषातक (દહીં અને ઘી મેળવીને બનાવેલું પેય), फाल्गुक (સાઠીના ચોખા અને તેનો ભાત), फाण्ट (દહીં વલોવતાં આપો આપ જે માખણ આવે તે અગર ઠંડા પાણીમાં કાઢેલો તેનો અર્ક), मधु (મધ), मस्तु (ખાટું દહીં), मासर (ઉત્તમ પેય, ઓસામણ, રાબ, અગર છાશનું બનાવેલું પેય), मुद्गौदन (મગની ખીચડી), विष्टारिन (પાણી ઊકળતું હોય તે વખતે તેમાં થોડો લોટ નાખીને ઘોળીને તૈયાર કરેલું બેસન), सुरा, वारुणी, (વરસાદનું પાણી, વરાળનું પાણી, સૂંઢ નળીથી વરાળનુ બનાવેલું પાણી અથવા અર્ક), सूद (અન્ન) सोम (સોમ રસ).

સોમ રસમાં દૂધ દહીં, સાતુ (જવ) નો લોટ, અને મધ એ પદાર્થો મેળવીને જૂદાં જૂદાં પેયો બનાવવામાં આવતાં, અને તેને गवाशिर, दध्याशिर, यवाशिर, ध्याशिर (દહીં, દૂધ અને શેકેલા ધાન્યના લોટ જોડે મેળવેલો સોમરસ), रसाशिर (ફળોનો રસ મેળવીને તૈયાર કરેલો સોમરસ), આવાં અનેક નામો વેદમાં આપેલાં છે. આ પેયો ઘણાં પૌષ્ટિક, શક્તિવર્ધક, બંધ-કોશ ન કરનારાં, અને રુચિ વધારનારાં હતાં.

વૈદિક સમયે મધ, સુરા, અરિષ્ટ અને

આસવ આ પદાર્થો અત્યંત અલ્પમાદક બનાવવામાં આવતા. વિશેષ માદક વસ્તુઓ પીવાની તે વખતે મનાઈ હતી. આ સંબંધમાં સાત મર્યાદા વેદે બાંધી આપેલી છે.

सप्तमर्यादाः कवयस्ततशुस्तासामे-
कामभ्यंहुरोऽगात् । ઋ૦ ૧૦-૫-૬

"જ્ઞાની ઋષિઓએ સાત મર્યાદા બાંધી આપી છે. તેમાંની એક પણ મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી મનુષ્ય પાપી થાય છે." આ સાત મર્યાદા તે આ—

स्तेयं, तल्पारोहणं, ब्रह्महत्या, भ्रूणहत्या, सुरापानं, दुष्कृतस्य कर्मणः पुनः पुनः सेवां, पातकेऽनृतोद्यमिति ।

નિરુ૦ ૬-૫-૨૭

"ચોરી, પરસ્ત્રીગમન, બ્રહ્મહત્યા, બાલહત્યા, મદ્યપાન, અમુક દુરાચાર છે એમ છતાં છતાં તેમ ફરી ફરીને કરવું, અને પાપ છુપાવવા માટે ખોટું ભાષણ કરવું, આ સાત પાતકો છે." આ સાત મહા પાતકોમાં સુરાપાન પણ છે. આ રીતે આ સાત મર્યાદા મનુષ્યને પાળવાના ધર્મોની હોવાથી વૈદિક સમયના ધાર્મિક મનુષ્યને મદ્યપાન વર્જ્ય હોય એ ખુલ્લું છે.

વેદોમાં (વેદની ભાષામાં) "લુપ્તતદ્ધિત" હોવાથી તદ્ભવ પદાર્થો માટે તેજ મૂળનો શબ્દ જેવોને તેવો વાપરવામાં આવે છે. આને લીધે ગવ્ય શબ્દને બદલે ગો એ શબ્દ જ વેદમંત્રોમાં વપરાય છે. અને તેટલા માટે ગો શબ્દનો અર્થ ગાય, ગાયનું દૂધ, ઘી, દહીં, છાશ, માખણ, ગોચર્મ, છાણ અને ગોમૂત્ર એવો થાય છે. ગો શબ્દનો અર્થ એજ રીતે ગોમાંસ, ગોરક્ત અને ગાયનું હાડકું, એવો પણ થઇ શકે. એજ રીતે બીજાપણ પશુવાચક શબ્દો માટે સમજવું. એટલે હાલના માણુસો ગો શબ્દનો અર્થ જ્યાં ત્યાં ગોમાંસ કરે છે, અને અજ શબ્દનો અર્થ બકરાનું માંસ કરે છે તે યોગ્ય નથીજ. गोभिः श्रीणीतमत्सरं (ઋ૦ ૯-૪૬-૪)=ગાયની સાથે સોમરસ પકવવો. આવો એનો શબ્દાર્થ છે. પણ વાસ્તવિક અર્થ એ છે કે "ગાયના દૂધ સાથે મેળવીને, સોમરસ પકાવવો" (જુઓ નિરુક્ત ૨-૫). કેમ કે આખી ગાય સોમરસમાં નાખીને પકવી શકાય નહીં જ, અને માંસ નાખવાનો તો ઉલ્લેખ છે જ નહીં. એટલે બીજે ઠેકાણે આપેલા એવા વિધાનને સુસંગત થાય એવો અર્થ લેતાં આ સ્થળે ગો એટલે ગાયનું દૂધ જ હોવું જોઇએ. આ ઉપરથી લક્ષમાં આવશે, કે જે જે ઠેકાણે કોઇપણ પશુવાચક શબ્દ આવ્યો, કે તે તે ઠેકાણે તેનો અર્થ માંસ એવોજ લેવો, એ અયોગ્ય અને અસંબદ્ધ છે. જુઓ—

पयःपशूनां रस ओषधीनाम् बृहस्पतिः
सविता मे नियच्छात् ॥

અથર્વ૦ ૧૯-૩૧-૫

पयो धेनूनां रस ओषधीनाम् जवमर्वतां
कवयोय इन्वथ ॥ અથર્વ૦ ૪-૨૭-૩

"પશુનું દૂધ અને ઔષધિનો રસ દેવે મારા માટે (મનુષ્ય માટે) આપેલ છે." કોઇ 'આંબા' એમ કહે તો 'આંબાનું ઝાડ ખા' એવો તેનો અર્થ નથી; પણ 'આંબાનું ફળ ખા' એવો તેનો અર્થ છે. તેજ પ્રમાણે વેદોમાં પણ સમજવું જોઇએ. આ હકીકતનો વિશેષ ઊહાપોહ કરવાની આ જગા નથી. ફક્ત અહીં અમારે એટલુંજ બતાવવાનું છે કે હાલમાં જે ઘણા લોકોની સમજણ થઇ છે, કે વૈદિક સમયમાં માંસાહાર સાધારણ રીતે ચાલુ હતો, તે સમજણ ખરી માનવાને ઘણીજ અડચણ છે.

હમણાં સુધી જે વિચાર કર્યો તે ઉપરથી એમ જણાય છે કે વૈદિક સમયમાં પણ અનેક ભિન્ન ભિન્ન માનવ વંશના લોકો હતા. બ્રહ્મ,

ક્ષત્ર, વિશ, શુદ્ર, દસ્યુ, અસુર, રાક્ષસ, પિશાચ, ભૂત વગેરે અનેક ભિન્ન ભિન્ન વંશના લોકો તે વખતે હતા. તે પૈકી બ્રહ્મ અને વિશ એ લોકો શાકાહારી હતા. ક્ષત્ર જાતિના લોકો જાતે શિકાર કરેલું માંસ ખાતા. અને શુદ્રો બીજાએ મારેલા પશુઓનું માંસ ખાતા. તે પૈકી કેટલાક મૃત પશુનું પણ માંસ ખાતા, જેનો અવશેષ આજ અંત્યજોમાં જણાય છે. અસુર, રાક્ષસ, પિશાચ વગેરે જાતિના જે લોકો હતા, તે કાચું માંસ પણ ખાતા, અને નરમાંસ પણ ખાતા. અર્થાત્ વૈદિક સમયમાં જે અસુર લોકો હતા તે નરમાંસ ખાતા, અને ક્ષત્રિયો શિકાર કરીને માંસ ખાતા, તે ઉપરથી સમગ્ર લોકો સાધારણ રીતે માંસ ખાતા એમ કહેવું, એ અયોગ્ય છે. તે સમયે બ્રાહ્મણો પાસે ધર્મનાં બધાં સૂત્રો હતાં, અને તેઓ શમ, દમ તથા અહિંસા વગેરે વ્રતો પાળતા, ગામમાં ન રહેતા, અને તેમને ધર્મના આદર્શ તરીકે માનવામાં આવતા. તેઓ જાતે શાકાહારી અથવા દુગ્ધાહારી હતા, એટલે તેમણે બીજી જાતિઓ માટે જે વ્રતો બાંધી આપેલાં તેમાં પણ વ્રતના દિવસે માંસ ભક્ષણ ન કરવું, અને વગર ખેડેલું અન્ન ખાવું, એવી એક કલમ છે. કહેવાનું તાત્પર્ય એ કે વૈદિક સાહિત્યના એકાદ વચન ઉપરથી માંસાહાર તે વખતે સાધારણ પ્રચલિત હતો એમ કહેવું એ અયોગ્ય છે. અમને લાગે છે કે એ સમયમાં માંસાહાર સાધારણ પ્રચલિત ન હતો. તે વખતે જેમ કેવળ શાકાહારી લોકો હતા, તેમ કેવળ નરમાંસ કે ગર્ભ ખાનારા લોકો પણ હતા. પરંતુ ધાર્મિક આદર્શ તો શાકાહાર અગર દૂધ, ઘી, વગેરે આહારનોજ હતો આ સંબંધી સવિસ્તર વિચાર કરવાનું આ સ્થળ નથી, એટલે અહીં અધિક વિવરણ કરી શકાશે નહીં. પણ જે થોડું પણ સ્પષ્ટીકરણ કરેલું છે, તે પરથી આ હકીકત વાચકોના ખ્યાલમાં આવશે.

કેટલાક લોકો એવો યુક્તિવાદ કરે છે, કે હવન કર્યા પછી યજ્ઞીય પશુના માંસનો અવશેષ ખાવામાં આવતો હતો. પણ એમ માનીએ, તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રથી માંડીને તે ઉધઈ, કીડી, માખી વગેરે ઘણાં પશુ પંખીઓની ગણના (વા. ય. ૨૪ માં) યજ્ઞીય પશુમાં કરેલી છે. એટલે, તે સમયના લોકો ચારે વર્ણના માણસોનાં માંસ ખાતા હતા, અને કીડી, મંકોડી, ઉધઈ, વગેરે પણ ખાઈ જતા હતા, એમ જ કહેવું પડશે. પરંતુ, વસ્તુસ્થિતિ કેવળ જુદી છે. યજ્ઞવિધિનો વિચાર જેણે કરેલો નથી, એવા લોકોએ આવાં વિધાનો કર્યાં છે; પણ તે ખરાં નથી. વૈદિક સમયના આર્ય લોકો અને ઋષિઓ પોતાના ચારે વર્ણોના લોકોને તો ખાતા ન જ હતા; એ વાત તો સર્વમાન્ય છે. પણ નરમેધ પ્રસંગે એ ચારે વર્ણના લોકોને યજ્ઞીય પશુ તરીકે લાવવામાં આવતા છતાં, અને એ પ્રસંગે બધી જાતિના લોકોને યજ્ઞીય પશુ તરીકે લાવવામાં આવતા છતાં, એક પણ મનુષ્યને મારવામાં આવતો નહતો. તેથી, યજ્ઞીય પશુના માંસભક્ષણનો ચાલ હોવાનો યુક્તિવાદ કદી કોઈ વિદ્વાને કરેલો હોય, તો પણ તે અયોગ્ય છે, એમ જ કહેવું પડશે. અને તેવો વાદ વિશેષ વિચાર કર્યા પછી જ માન્ય કરવા જેવો ગણાય; કેમ કે તેમ માનતાં તો ઘણી જ અનવસ્થા થઈ જાય.

દેવોના નામમાં अमृतान्धसः (अ+मृत+अन्धस्)=નહીં મરેલું અન્ન ખાનારા, आज्यपाः=ઘી પીનારા, सोमपाः=સોમ ઔષધિનો રસ પીનારા, એવાં નામો છે. આ ઉપરથી તે માંસ ભક્ષક ન હતા એમ જણાય છે. કેમ કે પશુને માર્યા સિવાય તો માંસ મળે જ નહીં.

હવે રાક્ષસોનાં નામ જુઓ. 'क्रव्याद'=માંસ ખાનાર, पिशाच=રક્ત પીનાર, असुतृप्=બીજાના પ્રાણ ઉપર તૃપ્ત થનાર, गर्भाद=ગર્ભ

ખાનાર, अण्डाद=ઈંડાં ખાનાર, मांसाद=માંસ ખાનાર, कौणप=પ્રેત ખાનાર, आशर=હિંસક, અને कर्बुर=જીવ લેનાર, એવાં નામો છે. આ બધાં માંસભક્ષકનાં નામો છે. એ ઉપરથી રાક્ષસો માંસભક્ષકો હતા એ નિર્વિવાદ છે. પણ આર્ય લોકો તો દેવતાનુયાયી હોવાથી ભરેલો ખોરાક ખાતા નહીં જ હોય, એમ કહેવું યોગ્ય છે.

આનો વિચાર ઘણી સૂક્ષ્મ રીતે કરવો જોઇએ. પણ તે અહીં કરવા સવડ નથી. માટે હાલતો અહીં અમે એટલુંજ કહીએ છીએ, કે વૈદિક સમયે ધર્મના આદર્શ તરીકે આર્યો હોવાથી તેમનામાં માંસાહાર પ્રચલિત ન હતો. અને જે જાતો માંસાહારી હતી, તે માંસાહાર છોડતી થાય તેટલા માટે ધર્મની વિધિઓમાં આવસ્યક તફાવત રાખવામાં આવતો હતો. અર્થાત્ આર્યોમાં કેટલાક શાકાહારી, કેટલાક મિશ્રાહારી અને કેટલાક માંસાહારી હતા અને અનાર્યો સાધારણ રીતે માંસાહારી હતા. વૈદિક સમયનો આહાર સાધારણ રીતે આ પ્રમાણે હતો. હાલ પણ માનવસમાજ એવો જ છે.

## (૧૧) વૈદિક સમયે શરીરને હાનિ કરનારાં વ્યસનો હતાં કે?

હાલ દારૂ, ભાંગ, ગાંજો, અફીણ, ચરસ, માજમ, તમાકુ વગેરે અનેક વ્યસનો શરીરને હાનિ કરે તેવાં પ્રચલિત થયાં છે. ચહા, કોફી વગેરે સભ્ય વ્યસનો એ ઉપરાંત ચાલુ છે. એમ જણાય છે કે આવાં વ્યસનો વૈદિક સમયના આર્યોમાં ન હતાં. મદ્ય અને સુરા એ અંશતઃ હતાં, અંશતઃ એટલા માટે કે તેમાંનો માદક અંશ ઘણોજ ઓછો હતો. હાલના મદ્યની પેઠે તે ભયંકર કેફ લાવનાર નહીં હતાં. ચાહ, કોફી તો બિલકુલ નહોતાં. તેનાં નામ પણ તે સમયના લોકો જાણતા ન હતા.

એ સમયનું મુખ્ય પેય ગાયનું તાજું દૂધ હતું. અને એ ધારોષ્ણ હોય તે વખતે પીવાને આપવામાં આવતું.

व्रजं कृणुध्वं स हि वो नृपाणः ।

ऋ० १०-१०१-८

"ગોશાળા બનાવો. ગોશાળા એ જ તમારી પાનભૂમિ છે." આમાં ગોશાળા એ પાનભૂમિ હોવાથી ગાયનું ધારોષ્ણ દૂધ જ પેય હોવાનું નિશ્ચિત જણાય છે. ધારોષ્ણ દૂધ અમૃત જેવું હિતકારક છે. તે કાઢતાંની સાથે પીવાય, તેટલા માટે ગોશાળામાંજ પાનભૂમિ ને સમયમાં ઠરાવેલી જણાય છે. અતિથિ થાકીને આવેલો હોય, તેની પાસે સવત્સ ગાય આણીને તેની સમક્ષ જ તાજું દૂધ કાઢીને તેને પીવા આપવાની રીતિ ઘણી પ્રાચીન છે. એમાં મધ, ઘી, સાકર અને દહીં નાખીને પંચામૃત આપવાની પદ્ધતિ પણ આર્યોમાં ઘણા પ્રાચીન કાળમાં હતી. એ વખતે કેળાં જેવાં ફળો પણ આપવામાં આવતાં.

એ પેય સિવાય સોમ રસનાં અનેક પ્રકારનાં પેયો બનાવવામાં આવતાં, તે પ્રથમ જણાવેલું જ છે. માત્ર ઘાતક પેયો તે વખતે પ્રચલિત ન હતાં, એ નિર્વિવાદ છે. સુરા એ નામનું એક પેય હતું. સુરા એટલે વરાળનું પાણી, વરસાદનું પાણી, નાળિયેરની અંદરનું પાણી, નાળિયેરી જેવા ઉંચા ઝાડમાંથી કાઢેલું પાણી, અને ફળનો રસ હતો. સુરા શબ્દનો અર્થ મદ્ય પણ છે. પણ તે વખતનાં મદ્યો વિશેષ માદક ન હતાં, અને માદકતા તેમાં હતી તેને લીધે તે પેય તરીકે શિષ્ટવર્ગમાં માન્ય ન હતાં. તેથી જ સપ્ત-મર્યાદામાં મદ્યપાનનો નિષેધ છે.

ગંધર્વ વગેરે કેટલીક મિશ્ર જાતિમાં આસવપાનનું પ્રાધાન્ય હતું એ વાત ખરી, પણ શ્રેષ્ઠ આર્યોમાં તો ખાટા કરેલા પદાર્થો

પણ ખાવાની મનાઇ હતી. તો મદ્યપાનને તો સ્થાન જ ક્યાંથી મળે ?

વેદ સમયે સુરાકાર લોકો હતા, અને તે આસવ, અરિષ્ટ તથા મદ્ય બનાવતા; તથા કેટલાક હીન જાતિના લોકો તે પીતા પણ હતા. નરમેધના વખતે જ ફક્ત આ સુરાકારોને યજ્ઞ મંડપમાં આવીને બેસવાની પરવાનગી હતી. બીજા કોઇ પણ યજ્ઞમાં સુરાકારોનો પ્રવેશ યજ્ઞ-ભૂમિમાં ન હતો. એટલો કડક પ્રબંધ એ સંબંધમાં હતો. અર્થાત્ સુરાકાર એ જાતિ વૈદિક સમયે હતી. પણ તે ઉપરથી તે સમયમાં સુરાપાન સાધારણ રીતે પ્રચલિત હતું એવું અનુમાન કરવું, એ કેવળ ભૂલ ભરેલું છે.

યજ્ઞમાં જે પદાર્થો હોમાતા, તે જ પદાર્થો ઉચ્ચ વર્ણના દ્વિજ આર્યો ખાતા હતા. ધાન્ય તથા પેય માટે એ રીતે તેમની મર્યાદા બંધાયલી હતી. જે રસોનો હોમ કરવામાં આવતો, તે જ રસો પેય ગણાતા. હોમ ન કરતાં, દેવતાને અર્પવા સિવાય ખાવું એ કેવળ નિષિદ્ધ ગણાતું. વેદોમાં ઘણા યજ્ઞો છે, પણ તે પૈકી એકજ સૌત્રામણિ યજ્ઞમાં ખાટું બનાવેલું પેય, જેમાં સેંકડે ૨–૩ ટકા મદ્યાંશ હોય તેવું પેય, હવન કરીને પીવાનું જણાવેલું છે. બીજા કોઈપણ યજ્ઞમાં એવી વસ્તુ હવન કરવા જણાવેલું નથી. અને યજ્ઞ કરવો એટલે હજારો રૂપિયાને ખર્ચ કરવાનો તથા ઘણોજ પરિશ્રમ વેઠવાનો. અને તેને અંતે એક બે ચમચા ખાટું પેય કોઇને મળે, આ ઉપરથી તે સમયે મદ્યપાન શિષ્ટસંમત હતું એમ ઠરે નહીં. વૈદિક સમયના શિષ્ટ વર્ગને-ત્રિવર્ણને-મદ્યપાન કરવામાં આટલી બધી અડચણો હતી. હાલમાં જેમ ગામેગામ સરકારી પીઠાંમાં દારૂ મળે છે, તેમ તે વખતે મદ્ય મળવો શક્ય ન હતો. સુરાકારની જાત હતી પણ તે થોડો મદ્ય બનાવતા, અને ચાંડાલાદિ લોકો છૂપી રીતે તે કોઇ કોઈ વખત પીતા. ઉપનિષદ્ સમયમાં એક રાજા પોતાના રાજ્યનું વર્ણન કરતાં જણાવે છે કે—

न मे स्तेनो जनपदे न मद्यपो । છાં૦ ઉ૦

"મારા રાજ્યમાં ચોર નથી અને મદ્યપી પણ નથી". આવીજ વૈદિક સમયના લોકોની પણ હકીકત છે. મદ્ય હતો, છતાં પણ તે વખતે એ સંબંધમાં એટલી મર્યાદા હતી, કે તે સાધારણ પેય તરીકે તે પ્રચલિત હતો એમ કહેવું બિલકુલ શક્ય નથી.

ઇતર માદક પેયો હતાં, એમ કહેવાનો પણ કંઈ આધાર નથી. હવન કર્યા સિવાય કંઈપણ ખવાતું નહીં. આવો પ્રબંધ હોવાથી, અને હવન ન કરનારા લોકો અન્યજ્ઞ તરીકે અત્યંત નિંદાપાત્ર ગણાતા હોવાથી, એ યજ્ઞોના કારણે જ તે સમયના લોકોનાં ખાનપાન અત્યંત મર્યાદિત અને સુવ્યવસ્થિત હતાં.

પરંતુ, જે ત્રૈવર્ણિક ન હતા, અગર ત્રિવર્ણની બહાર હતા, તેમનામાં મદ્યપાન હતું. અને તો પણ તેમનામાં સુદ્ધાં ધૂમ્રપાનાદિ અન્ય વ્યસનો હતાં એમ માનવાને કંઈપણ પ્રમાણ નથી.

શ્રી.

# રામાયણના સમયમાં વ્યાયામ.

લેખકઃ—રા. નારાયણ રામચંદ્ર પાટણકર (મહારાષ્ટ્રિય).



**આ** લેખનો નામનિર્દેશ જોતાં રામાયણના સમયમાં નમસ્કાર કેમ કરતા, દંડબેઠકો કેમ કરતા, અને વિશેષે કરીને રામલક્ષ્મણાદિકની વ્યાયામપદ્ધતિ ટૂંકામાં પણ કેવી હતી, તેનું વર્ણન અમે આપવાના છીએ, એવી વાચકોની સમજ થશે, અને કૌતુકપૂર્વક તે વાંચવા લાગશે. પણ, તેટલા માટે અમે પ્રારંભમાંજ જણાવી દઇએ છીએ, કે આવું વર્ણન આપવાનો અમારો વિચાર નથી; અને તે માટેનાં સાધનો પણ ઉપલબ્ધ નથી. રામાયણના સમયપરત્વે જ ઘણા મતભેદ છે, પણ અમે સાધકબાધક પ્રમાણોનો વિચાર કરીને સ્થૂલ રીતે રામાયણનો સમય શક પૂર્વે ૨૫૦૦ વર્ષનો ઠરાવેલો છે. છતાં એ સમય તે પહેલાં પણ કેટલાય સેંકડો વર્ષ અગાઉનો હશે, એમાં શંકા નથી. વળી રામાયણ ગ્રંથનું કાવ્ય અને ઇતિહાસ તરીકે બે પ્રકારનું સ્વરૂપ છે; છતાં એ એક વ્યક્તિનું ચરિત્ર છે એ ભૂલવાનું નથી. અર્થાત્ તે વખતની સામાજિક સ્થિતિનું ચિત્ર આલેખવાને અમે કેટલોએ પરિશ્રમ કરેલો છે, તો પણ તે કેવળ અનુમાનો ઉપર જ કરેલો ગણાય એ સ્પષ્ટ છે. બીજું એ કે આપણે વ્યાયામને શરીરબળ વધારવાનું અને હોય તે બળ જાળવવાનું સાધન ગણીએ છીએ, અને તે દષ્ટિએ તેનો વિચાર કરીએ છીએ. પણ રામાયણ સમયે સમાજની દષ્ટિ તે પરત્વે જુદી જ હતી. તે વખતનો સમાજ ધર્મપ્રધાન હતો; તેના આચારવિચાર, રહેણીકરણી, બધુ ધર્મપ્રધાન હતું. રામ યજ્ઞનું રક્ષણ કરવા ગયા, રાક્ષસોનો વધ કર્યો, વનવાસનુ વ્રત લીધુ. સીતાને રાવણનો વધ કરીને છોડવ્યાં, અને પછી સીતાજીનો ત્યાગ કર્યો; આ બધી વાતો શ્રી રામે ધર્મ ગણીને કરી, એમ રામાયણમાં જણાવેલુ છે. અને તે વખતનો સમાજ, જે કાંઇ કરતો, તે આહાર નિદ્રા જેવાં નૈસર્ગિક કામ હોય કે યજ્ઞ યાગ જેવાં કૃત્રિમ કામ હોય, તો

પણ તે ધર્મ ગણીને કરતો, એ લક્ષમાં રાખવાની જરૂર છે. એટલે વ્યાયામની આવશ્યકતા તેમને જણાઇ હશે, તો પણ તે ધર્મના નામ નીચે તેનો કોઇપણ રીતે સમાવેશ કર્યો હશે એ ખુલ્લું છે. शरीरमाद्यं खलु धर्मसाधनम्, આ પ્રસિદ્ધ વચનમાં પણ શરીરને ધર્મસાધન ગણીને તેના સંરક્ષણની આવશ્યકતા સ્વીકારેલી છે.

આ પ્રમાણે વ્યાયામના વિષય માટે અનુમાન તારવવાનાં રહે છે; તો પછી તેને માટે આટલો પરિશ્રમ શા માટે એવો પ્રશ્ન અહીં સહજ ઊઠી શકે. તેનો ઉત્તર વ્યાયામ-સંપાદકનો આગ્રહ હતો, માટે આ શ્રમ લીધો એવો મામુલી નથી. અમે સ્પષ્ટ જણાવીએ છીએ કે વ્યાયામનો રામાયણના સમય સાથે જીવન્ત સંબંધ છે. વ્યાયામ પ્રેમીઓ જેને પોતાના દેવ તરીકે ગણે છે, અને ગળાના માદળીયા પેઠે નહીં પણ પ્રત્યક્ષ માદળીયામાં જેની પ્રતિમા રાખીને તેઓ જેની કૃપાની અપેક્ષા રાખે છે, તે શ્રી મારુતિરાય રામાયણના સમયમાં થયા, અને વિશેષ ગૌરવ અને કીર્તિ જે કર્મોને લીધે તેને મળ્યાં, તે પરાક્રમો તે જ સમયે તેણે કર્યાં. રામાયણમાં તેનાં સંપૂર્ણ વર્ણનો છે. રામાયણનું મુખ્ય પાત્ર જે શ્રી રામ, તેનાથી બીજે નંબરે જો કોઇ પાત્રનું વિશેષ વર્ણન રામાયણમાં આવેલું હોય, તો તે શ્રી મારુતિરાયનું જ છે. મારુતિરાયનું બીજું નામ તે હનુમાન. એ નામ કેમ પડ્યું તેની હકીકત રામાયણમાં આપેલી છે. તે ઉપરથી તેનું સામર્થ્ય કેટલું હતું તે જણાઇ આવે છે. વાસ્તવિક રીતે હનુમાન એટલે હનુવટી-હડપચીવાળો. અને હડપચી તો દરેકને હોય છે, તો પછી આને તે નામ કેમ મળ્યું? બાળપણમાં મારુતિરાયે ગિરિશિખર ઉપરથી પ્રાતઃકાળે ઉદય પામતું સૂર્યબિંબ જોયું, અને તેને ફળ માનીને તે લેવા માટે તેણે એકદમ કૂદકો માર્યો. આ કૂદકો સૂર્યબિંબને પહોંચે તે શક્ય નહોતું જ, અને તેનું પરિણામ આવવું જોઇએ તે કુદરતી રીતે જ આવ્યું. બાઇ ઘણી જ ઊંચાઇ ઉપરથી એકદમ નીચે પથ્થર ઉપર પડ્યા. આ વખતે બીજા કોઇ સામાન્ય જીવના તો ચૂરેચૂરા થઇ જાય, પણ બાઇની તો હડપચી માત્ર જરા દુખાઈ, અને તે વખતથી તેનું નામ હનુમાન પડ્યું. મારુતિરાયની આ બાળપણાની-એટલે કુદરતી સામર્થ્યની—વાત થઈ. હવે તેના મોટપણના એટલે કે મેળવેલા અને વધારેલા બળનો વિચાર કરીએ.

મારુતિરાયે સમુદ્રનું ઉલ્લંઘન કર્યું તે વખતે મહેન્દ્ર પર્વત ઉપરથી કૂદકો મારતાં પહેલાં તેમણે શરીર વધારેલું, તેનું વર્ણન વાંચીએ, તો હાલના વ્યાયામ પ્રેમીઓ જે સ્નાયુઓનું નિયમન અને પ્રસારણ કરે છે, તેનું સ્મરણ થઇ આવ્યા વગર રહેતું નથી. શરૂઆતમાં ભરતી વખતે વધતા જતા સમુદ્રની પેઠે તે વધવા લાગ્યા, એવું (૫-૧-૧૦ માં) મોઘમ જણાવેલું છે. પણ પછીથી તેનું વિસ્તૃત વર્ણન આપેલું છે. "ઘણા જાડા આડસર જેવા હાથ હનુમાને પર્વત ઉપર મૂક્યા, અને ઊંચે દૃષ્ટિ જમાવીને કટિપ્રદેશને કૃશ કરી પોતાના પગને સંકુચિત કર્યા પછી તે વીર્યવાન્ ભવ્ય હનુમાને ખભા પાસે પોતાના હાથ સંકુચિત કરીને કંઠપ્રદેશની જગાએ ડોકને પણ સંકુચિત કરી. અને પછી પોતાનામાં રહેલું બળ, તેજ અને વીર્ય એ બધુ તેણે એકત્ર કર્યું. દૂરનો માર્ગ જોવા માટે તેણે પોતાની દૃષ્ટિ ઊંચી કરી, અને આકાશ તરફ જોતાં જોતાં હૃદયમાં પ્રાણવાયુનો નિરોધ કર્યો. પછી પર્વત ઉપર પગ બરાબર ટેકવીને કાન સંકુચિત કર્યા, અને તે કૂદકો મારવાને તૈયાર થયા." (૫-૧-૩૩ થી ૩૬) સમુદ્રનું ઉલ્લંઘન કરવું, એ જેમ આ વખતમાં તેમ તે વખતમાં પણ અલૌકિક—અસાધારણ—જ હતું, એમાં કંઇ શંકા નહીં, છતાં આ રીતે સમુદ્રોલ્લંઘન કર્યા

પછી પણ તેને શ્રમ લાગ્યો નહીં; એટલુંજ નહીં પણ તેને શ્વાસોચ્છ્‌વાસ પણ જોરથી લેવા પડ્યા નહીં (૫–૩–૩), એવું સ્પષ્ટ વર્ણન તેનું કરેલું છે. મારુતિરાયની શક્તિ માટે આ ઉપરથી ખરી કલ્પના આવી શકશે તેઓ વ્યાયામ કઇ રીતે કરતા, એ સંબંધે રામાયણમાં કોઇપણ સ્થળે ઉલ્લેખ નથી. તથાપિ તેના પરાક્રમનાં જે વર્ણનો આપેલાં છે, તે ઉપરથી કેવળ શારીરિક બળથીજ તેણે તેવાં પરાક્રમો કર્યાં એમ કહી શકાય નહીં. વિશિષ્ટ અવયવોનો સંકોચ અને વિકાસ તેણે સાધેલો હોવો જોઇએ; અને તેનું નામ જ વ્યાયામ.

શ્રી રામચંદ્રની વાનરસેના સેતુ ઉપરથી લંકામા આવ્યા પછી, રાવણ ગોખમાં બેસીને તે સેનાનું નિરીક્ષણ કરવા લાગેલો, તે વખતે વાનરરાજ સુગ્રીવે કૂદકો મારીને રાવણને પોતાનું જે પ્રરાક્રમ બતાવેલું, તેનું વર્ણન (૬–૪૦ માં) આપેલું છે; તે ઉપરથી તેના શરીરસામર્થ્યની કલ્પના આવે છે. લંકાધીશને તો એ વખતે દડાની પેઠે પકડીને તેણે ભૂમિ પર ફેંકી દીધાનું જણાવેલું છે. આ લડાઈ વધારે વખત ન ચાલતાં સુગ્રીવ તત્કાળ જ પરત આવેલો. પણ તે પ્રસંગમાં તેનું શરીરબળ અને તેની જોડે તેનામાં રહેલું સાહસ જણાઈ આવે છે.

બધા વાનરોમાં વાલીનું શરીરસામર્થ્ય અપ્રતિમ હતું. શ્રી રામચંદ્રનું શત્રુત્વ તેને મળેલું હોવાથી તેના પરાક્રમ તરફ વાચકોનું લક્ષ વિશેષ જતું નથી, અને તેને કોઇ મહત્ત્વ આપતું નથી. તથાપિ, કિષ્કિંધા કાંડનો પૂર્વાર્ધ તેનાં પરાક્રમોથી ભરેલો છે, એ લક્ષમાં રાખવાની જરૂર છે. શ્રી રામચંદ્રે તેનો વધ કર્યો, પણ તેની સામે ઊભા ન રહીને લડાઇ કરી, અને ઓથમાં ઊભા રહીને તેના ઉપર બાણુ છોડ્યું. તે ઉપરથી તેની સામે ઊભા રહીને લડાઇ કરવામાં પોતાના બળ વિષે તથા પોતાની જીત વિષે શ્રી રામના મનની અનિશ્ચિતતા જણાય છે; અને તેથી વાલીના વિશેષ પરાક્રમની જ પ્રતીતિ થાય છે. વાલીનું પરાક્રમ કેટલું હતું, તે શ્રી રામચંદ્રને બતાવવા સુગ્રીવે તેની દિનચર્યા ગણાવેલી છે (૪–૧૧ માં), તે ઉપરથી તેની શક્તિ જણાઇ આવે છે; અને રોજ તે કેટલો વ્યાયામ લેતો તેની પણ કલ્પના થઇ શકે છે. તેના તે વ્યાયામમાં નિયમ કે પદ્ધતિ કદાચ નહીં હોય; તો પણ તેના વર્ણન ઉપરથી, તે પદ્ધતિસર ન હોય છતાં પણ, તે વ્યાયામ લેતો હતો, એ તો નિર્વિવાદ જણાય છે. તેણે દુંદુભિ નામના પાડા જોડે લડાઇ કરવાની જે હકીકત સુગ્રીવે તે પછી કહેલી છે તે ઉપરથી, તથા વિશેષે કરીને દુંદુભિના પ્રેતને તેણે બે હાથે ઊંચકીને એક જ આંચકાની સાથે દૂર ફેંકી દીધાનું જે વર્ણન આપેલુ છે તે ઉપરથી, તેનું સામર્થ્ય કેટલુ હતું તે સહજ જણાઇ આવે છે. વાલીની શક્તિની કલ્પના શ્રી રામચંદ્રને બરાબર આપવા સુગ્રીવે આ હકીકત શ્રી રામચંદ્રને કહેલી છે, અને તેનો હેતુ સફળ થયાનું પછીથી જણાયું છે. તો પછી વાચકોને તો શંકા જ શા માટે રહે?

પ્રમુખ વાનરોના શરીરસામર્થ્ય સંબંધે રામાયણમાં આવેલા ઉલ્લેખ બતાવીને તે ઉપરથી કેવાં અનુમાનો નીકળે તે અહીં સુધી અમે બતાવ્યું. હવે એ ઉપરથી ઇતર વાનરોના સંબંધમાં અનુમાન કરીએ તો તેમાં ભૂલ હોવાનું કારણ નથી. આ વાનરસમાજે ઇતર વ્યવહારનાં કામોનાં કેટલી પ્રગતિ તે વખતે મેળવેલી હતી, તે સંબંધી સવિસ્તર નિરૂપણ અમે સમાલોચના નામના અમારા ગ્રંથમાં કરેલું છે; તે પરથી જણાશે કે તેના શરીરસામર્થ્ય સંબંધમાં અહીં કરેલાં અનુમાન અમે

ખેંચી તાણીને કરેલાં છે એમ કોઇથી પણ કહી શકાશે નહીં

રામાયણ સમયનો બીજો મહત્ત્વનો સમાજ તે રાક્ષસોનો. પણ તેના સંબંધમાં વિશેષ પ્રમાણો આપીને ચર્ચા કરવાને વાસ્તવિક કારણ નથી. કેમ કે રાક્ષસનું સામર્થ્ય અથાગ, તેની શરીરયષ્ટિ વિશાળ, અને તેનામાં રહેલો ક્રોધ પણ તીવ્ર, એવી સમજ લોકોમાં તેમના માટે રૂઢ થઇ ગયેલી છે; અને અતિશયોક્તિનો ભાગ બાદ કરતાં પણ તેમાં સત્યાંશ છે. એ અતિશયોક્તિ માટે અમે સમાલોચનામાં ચર્ચા કરીને તેનું ખંડન પણ કરેલું છે; પરંતુ તેમાં પણ શરીરસામર્થ્યની બાબતમાં અતિશયોક્તિ થોડીજ છે. અહીં બધા રાક્ષસોના શરીરસામર્થ્ય વિષે વિશેષ ચર્ચા ન કરતાં સવડ ખાતર ફક્ત રાવણના વર્ણન સંબંધનું જ એક અવતરણ અમે આપીએ છીએ. આ વર્ણન મારુતિરાયે લંકામાં પ્રવેશ કર્યો, અને રાવણના વાડામાં તે રાત્રે પેઠા, તે વખતે તેમને રાવણ કેવો જણાયો તે સંબંધનું છે.

"તે મહાત્મા રાક્ષસાધિપતિ રાવણના ઇન્દ્રધ્વજ પેઠે પસરેલા બેઉ હાથ મારુતિરાયે જોયા. તે હાથમાં સોનાનાં આભૂષણો પહેરેલાં હતાં. ઐરાવતે પોતાના દંતાગ્રોથી તે હાથ ઉપર જખમો કરેલા હતા, તેના વ્રણ તેના ઉપર હતા; ઇદ્રના વજ્રનાં નિશાનો (ઉઝરડા) તેના પુષ્ટ ખભાઓ ઉપર ઊઠેલા હતા, અને શ્રી વિષ્ણુના ચક્રે કરેલા જખમો પણ તેના ઉપર જણાતા હતા. તેના બેઉ હાથ પુષ્ટ હતા, અને તેના બંને ખભા બલિષ્ટ હતા...તેના બેઉ હાથ આડસર જેવા હોઇને હાથીની સૂંઢના જેવા ગોળ હતા પાંચ ફણાવાળા બે સાપ જેવા તે બંને હાથ તે સફેદ પથારી ઉપર પસરેલા હતા. યક્ષ, નાગ, ગંધર્વ, દેવ અને દૈત્યને તેની બીક લાગતી. ખિજાયલા બે સાપ મંદર પર્વતની ગુફામાં જાણે સૂતા હોય, તેવા પથારી ઉપર પસરેલા તે બેઉ હાથ જણાતા હતા. આવું મારુતિરાયે જોયું. મંદર પર્વત જે રીતે તેના ઉપરના બન્ને શિખરોથી શોભે, તે જ રીતે પર્વતના જેવો લટ્ટ અને હૃષ્ટપુષ્ટ બનેલો તે રાક્ષસાધિપતિ રાવણ તેના તે પ્રચંડ હાથોથી શોભતો હતો." (વા. રા. ૫-૧૦-૧૫).

હવે ઇતર માણસો સંબંધે રામાયણમાંથી શું મળી આવે છે, તે જોઇએ. રામાયણનું મુખ્ય પાત્ર જે રામ તેના પરાક્રમ માટે તો અનુકૂળ ભાવના મૂળથી જ હોય; પણ તે ભાવના શ્રી રામને, વિષ્ણુનો અવતાર ગણીને જ હોય, તો રાવણનો તથા વાલીનો વધ કર્યો તેથી તે સકારણ પણ બની. પરંતુ તેના પરાક્રમનો પ્રારંભ તો નાનપણથી જ થયો છે. વિશ્વામિત્ર તેને યજ્ઞના રક્ષણ માટે લઇ ગયા તે વખતે રાજા દશરથ શ્રી રામને વયમાં નાના ગણીને મોકલતા ન હતા. પણ તેણે મુનિના આગ્રહથી રજા આપી. આ પહેલી પરીક્ષામાં શ્રી રામ ઉત્તીર્ણ થયા (એટલે કે નાની ઉમર છતાં તેમણે યજ્ઞનું રક્ષણ કર્યું). આ વખતે વિશ્વામિત્રે શ્રી રામચંદ્રને યજ્ઞના રક્ષણ માટે આણેલા, છતાં તેના પોતાના માટે વિશ્વામિત્રને કાળજી રહેતી હતી. પણ તે પછીથી શ્રી રામે બે વખત જે પરીક્ષા આપી, તે જાતે કોઇની પણ મદદ ન લેતાં આપી. યજ્ઞની સમાપ્તિ પછી શ્રી રામને લઇને વિશ્વામિત્ર જનક રાજા પાસે ગયા, ત્યાં પણ યજ્ઞ માટે જ તેઓ ગયા હતા. જનકે પોતાની પુત્રી સીતા વીર્યશુલ્કા હોવાનું જાહેર કર્યું હતું, એટલે કે વીર્ય (પરાક્રમ) એજ તેનું મૂલ્ય છે; અને પરાક્રમથીજ તેને મેળવી શકાશે, એવું જાહેર કરેલું હતું. અને જે ધનુષ્ય સજ્જ કરી આપે તેને જ તે આપવાનું પણ લીધું હતું. પરંતુ તે કોઈ પણ રાજપુત્રે પૂર્ણ ન કરવાથી તેનો વિવાહ અટકી પડ્યો

હતો. આ હકીકતને તે વખતે એક વર્ષ થયું હતું. વિશ્વામિત્રે તે લક્ષમાં લઈ તે ધનુષ્ય શ્રી રામને બતાવવાની વિનંતિ રાજા જનકને કરી. અને તે ધનુષ્યને સજ્જ કરવાનો પ્રયત્ન કરતાં શ્રી રામના હાથે તે ભાંગી ગયું. પછીની હકીકત તો બધાના જાણવામાં છે પણ ધનુષ્ય સજ્જ કરવું એ વાત આપણને લાગે છે તેટલી વાસ્તવિક રીતે જોતાં સહેલી નથી. શરસંધાન કરવામાં જેમ કુશળતાની જરૂર છે, તેમ ધનુષ્ય સજ્જ કરવામાં પણ શક્તિની જરૂર રહે છે. આ વખતે શ્રી રામની ઉમર ફક્ત સોળ વર્ષની હતી. હાલના વખતમાં ઉમરમાં આવેલા પુરુષ તરીકે પણ તેને કોઇએ ન ગણ્યા હોત. આ ઉમરમાં શ્રી રામચંદ્રે તે વખતે આવશ્યક ગણાતી બધી વિદ્યા મેળવી હતી, અને તેની જોડે તે વિદ્યાને શોભે તેવું શરીરસામર્થ્ય પણ વધારેલું હતુ, એ વિશેષ હતું. આ વિશેષતા શ્રી રામ પૂરતી જ ન હોતી, પણ તે સમયની જ તે વિશેષતા હતી. શ્રી રામચંદ્રે તે પણ પૂર્ણ કર્યું ખરું, પણ તે પૂર્ણ કરવાનો પ્રયત્ન એક વર્ષ પહેલાં અનેક રાજપુત્રોએ કરેલો હતો, એ પરથી એ હકીકતની મહત્તા સ્પષ્ટ થાય છે. તે બધાને તે પણ પૂર્ણ કરવાનો યશ મળ્યો નહીં; તે પરથી તે બધા કચરા જેવા પહેલવાન હતા એમ કહેવાને કંઇ જ આધાર નથી. તેમને પોતાના સામર્થ્ય વિષે ઘણો વિશ્વાસ હતો, માટે જ તેઓ તે પ્રયત્ન કરવાને આગળ આવેલા હતા

પોતાના બળની બીજાને પ્રતીતિ કરી આપવાનો યોગ શ્રી રામને વાલીવધના વખતે આવ્યો. સુગ્રીવ અને શ્રી રામચંદ્રને મિત્રતા થઇ, તેમાં શ્રી રામચંદ્રે વાલીનો વધ કરવો, અને સીતાની શોધના કામમાં સુગ્રીવે મદદ કરવી, એવી બંને વચ્ચે સંધિ થઈ. આ વખતે શ્રી રામચંદ્ર વાલીનો વધ કરી શકશે, એવો સુગ્રીવને ભરોસો ન હતો. તેથી સુગ્રીવે વાલીના બળ વિષે શ્રી રામચંદ્રને બરાબર કલ્પના આવે તે માટે તેનો વૃત્તાંત મૂળથી માંડીને કહી બતાવ્યો. તો પણ શ્રીરામે પોતાનો નિશ્ચય બદલ્યો નહીં. શ્રી રામચંદ્રના લક્ષમાં આવ્યું કે સુગ્રીવને હજી પોતાને માટે શંકા રહે છે; તેથી તેમણે સ્પષ્ટ પ્રશ્ન પૂછયો કે હું શું કરું તો મારા બળ વિષે તને વિશ્વાસ આવે? તે વખતે સુગ્રીવે દુંદુભિનો દેહ વાલીએ બેઉ હાથે પકડીને એકજ આંચકાની સાથે દૂર ફેંકી દીધાની હકીકત કહી; અને શ્રી રામચંદ્રને પણ તેવું કંઈ કરી આપવા જણાવ્યું. તેમાં સુગ્રીવે એ દુંદુભિનાં હાડકાનો ઢગલો પગવતી ઊંચકીને દૂર ફેંકી દેવા સૂચના કરી. શ્રી રામચંદ્રે તે પ્રયોગ લાગલોજ કરી બતાવ્યો. સુગ્રીવને તો પણ શંકા રહી; અને તે પણ સકારણ હતી. કેમકે દુંદુભિનો દેહ વાલીના વખતે વજનદાર હતો, અને હમણાં તો તે વખત જતાં સુકાઇ ગયો હતો. ત્યારે છેવટે શ્રી રામે એક સાથે સાત તાલવૃક્ષોને બાણના યોગે છેદ્યાં; અને તેમ કરીને સુગ્રીવની શંકાનું નિરાકરણ કર્યું. સાત તાલવૃક્ષોનો છેદ બાણ વડે શ્રી રામે કર્યો, અને તે એક સાથે કર્યો, તે પરથી શ્રી રામનું બળ તેમાં સહજ જણાઇ આવે છે (શરસંધાનની કુશળતા ઉપરાંત). એ બંને હકીકત લક્ષમાં રાખીને જ સુગ્રીવે તે પ્રયોગ સ્વીકારેલો.

શ્રી રામના બળના સંબંધમાં રામાયણમાં આવેલાં પ્રમાણો અહીં સુધી આપ્યાં, અને તે ઉપરથી કેવાં અનુમાનો નીકળે છે તેનું પણ નિરૂપણ કર્યું. એમાં શ્રી રામનાં જે પરાક્રમો વર્ણવેલાં છે, તે શક્તિવર્ધક અભ્યાસના યોગે તેણે મેળવેલાં હોવાં જોઇએ. એમાં કંઇ સંશય રાખવા જેવું નથી. શ્રી રામનો સમય જ એવો હતો, કે તે સમયે રાજાઓમાં જાતના—પોતાના પરાક્રમની જ જરૂર હતી. તે વખતે થતી લડા-

ઇઓ એકલા સૈનિકો કે તેના ઉપરીઓ વચ્ચે ન થતી. પણ રાજાને પોતાને કે તેના પુત્રને જાતે લડાઇમાં ચડવું પડતું; અને સૈનિકોનું પરાક્રમ ઘણા ભાગે તે રાજાના વૈયક્તિક પરાક્રમ ઉપર અવલંબીને થતું. હાલમાં થતી લડાઇઓ અને પૂર્વની લડાઇઓમાં આ મોટો ભેદ છે. હાલની લડાઇઓમાં બેઉ પક્ષ એકમેકથી ઘણા દૂર રહે છે, અથવા તે પરસ્પરને જોઇ પણ શકતા નથી. પૂર્વની લડાઇઓમાં તેમ ન હતું. તે વખતે તો બેઉ પક્ષ હાથોહાથ આવી જતા, અને વખતે તેઓ એકમેકમાં મિશ્ર પણ થઇ જતાં. આવા પ્રસંગોને અનુલક્ષીને જ, આપણા પક્ષના કોણ, અને શત્રુ પક્ષના કોણ, એ ઓળખાય નહીં એવું બન્યુ, એવાં વર્ણનો પણ કોઇ કોઇ વખતનાં મળી આવે છે. આવા પ્રકારની લડાઇઓ લડવામાં સ્વસંરક્ષણ માટે જાતની શક્તિ હોવાની ખાસ જરૂર હતી, અને તે સંપાદન કરવા માટે વ્યાયામની આવશ્યકતા હતી એ કહેવાની જરૂર જ ન હોય. લડાઇના પ્રસંગો પણ એ વખતમાં વારંવાર આવતા. જુદા જુદા રાજાઓમાં કંઇ કંઇ કારણોને લીધે લડાઇઓ ઉપસ્થિત થતી, અને કોઇ વખતે તો અશ્વમેધ જેવા યજ્ઞો કરીને કેટલાક રાજાઓ આવી લડાઇઓ જાતે થઇને પણ જમાવતા. પોતાના પ્રદેશની પ્રજાનાં ધાર્મિક કાર્યો ચાલતાં હોય, તેને રાક્ષસો વિઘ્ન કરવા માંડે, તો તેનો બંદોબસ્ત કરવો તે રાજાનું કર્તવ્ય ગણાતું. અને રાજાઓની ભાવના પણ તેવી હોવાથી તે નિમિત્તે પણ લડાઇના પ્રસંગો ઊભા થતા. વિશ્વામિત્રના યજ્ઞરક્ષણ માટે શ્રી રામચંદ્ર ગયા, એ એવોજ એક પ્રસંગ હતો. વારંવાર થતી આવી લડાઇઓ માટે રાજાને નિરંતર સજ્જ રહેવું પડતું; એટલે તે જાતે દુર્બળ રહે, તે કેમ ચાલે? હાલની લડાઇઓની સજ્જતા જે રીતે રસાયન શાસ્ત્રની પ્રયોગશાળાઓમાં ચાલુ રહે છે, તે જ રીતે પૂર્વની લડાઇઓની સજ્જતા વ્યાયામશાળાઓમાં કિંવા રાજપુત્રોના ધનુર્વિદ્યાભ્યાસની શાળાઓમાં ચાલુ રહેતી, એવું અનુમાન આ ઉપરથી કરી શકાય છે. રામાયણમાં શ્રી રામ એ મુખ્ય પાત્ર છે, અને તેનું પરાક્રમ વિશેષ છે, તેથી તેનાં વર્ણનો સર્વથી વિશેષ છે; તો પણ બધા રાજપુત્રોનું શિક્ષણ એક સરખું અને એકત્ર થતું તે ભૂલી જવાનું નથી. અર્થાત્ સામુદાયિક વ્યાયામનો ઉલ્લેખ રામાયણમાં ન હોય, તો પણ તેની સંભવનીયતા સ્વીકાર્યા સિવાય છૂટકોજ નથી. કેમ કે કોઇપણ વિદ્યા એક જ ગુરુ પાસેથી એક જ વિદ્યાર્થીએ મેળવવી, એ બુદ્ધિમાન્ વિદ્યાર્થીને માટે પણ કઠણ પડે. પરસ્પરના એકત્ર ચિંતનથી અને સ્પર્ધાથી વિદ્યાર્જન અધિક સુલભ થાય છે, અને તેમાં પકવતા આવે છે. શરીરબળ મેળવવામાં તો ચિંતનનો ઉપયોગ નહીં, પણ સ્પર્ધાનો ઉપયોગ વિશેષ હોય બૌદ્ધિક વિદ્યામાં શ્રી રામના અનેક સહાધ્યાયી હતા, એ વનવાસ જતા પહેલાં તેમણે જે દાન કર્યાં, તેના વર્ણન ઉપરથી જણાઇ આવે છે. અને તે પરથી તેની જોડે જોડે જ શરીરબળસંવર્ધનની વિદ્યામાં પણ તેના અનેક સહાધ્યાયી હશે, એવું માનવામાં સાહસ ગણી શકાશે નહીં જ શ્રી રામનું ચિત્ર અથવા પ્રતિમા આપણે કલ્પનાથી નિર્માણ કરેલાં છે, કેમ કે તે વખતનાં રાખેલાં કોઇ ચિત્રો ઉપલબ્ધ નથી, એટલે તેમના સ્વરૂપના સંબંધમાં આપણને કલ્પના જ કરવાની રહે છે. મૂર્તિ કિંવા ચિત્ર કાઢતાં કારીગરની દષ્ટિ તેમાં વિશેષ સૌન્દર્ય દર્શાવવાની હોય, એમાં કંઇ તેનો દોષ ગણાય નહીં. પણ રામાયણમાં શ્રી રામના સ્વરૂપ વિષે જે હકીકત આવેલી છે, તે ઉપરથી તેના સંબંધમાં થોડી પણ યથાર્થ કલ્પના આપણને આવી શકે છે. બાલકાંડના પ્રારંભમાં શ્રી રામની શ્રેષ્ઠતાની નિશાનીઓ

જણાવતાં સાથે સાથે તેમના સ્વરૂપ સંબંધે પણ આવો ઉલ્લેખ છે:—

विपुलांसो महाबाहुः कंबुग्रीवो
महाहनुः ॥ १-१-९

महोरस्को महेष्वासो गूढजन्हुर-
रिंदमः ॥

आजानुबाहुः सुशिराः सुललाटः
सुविक्रमः ॥१०॥

समः समविभक्तांगः स्निग्धवर्णः
प्रतापवान् ॥

पीनवक्षा विशालाक्षो लक्ष्मी-
वॉच्छुभलक्षणः ॥११॥

"તેમના ખભા ઉન્નત છે, અને બાહુ જાડા છે. તેમનો કંઠ શંખ જેવો છે (તેના પર શંખની પેઠે ત્રણ રેખાઓ છે), હડપચી માંસલ છે, તેમનું વક્ષઃસ્થળ વિશાળ છે, અને તે પ્રચંડ ધનુષ્ય ધારણ કરે છે. તેના ખભાના સાંધા બિલકુલ જણાતા નથી. તે શત્રુને મારનાર રામ આજાનુબાહુ (ગોઠણ સુધી પહોંચતા હાથવાળા) છે. તેનું મસ્તક અને કપાળ વિશાળ છે. તેની શક્તિ પ્રશસ્ત છે. તેનો દેહ પ્રમાણભૂત હોઇને નેત્ર વગેરે અવયવ પરસ્પરથી ભિન્ન છે. તેનાં છાતી અને નેત્ર વિશાળ છે." અહીં શ્રી રામના ગુણ વિષે અનેક ઉલ્લેખ છે, પણ તે છોડી દઇને શરીર સંબંધી જેટલો ઉલ્લેખ છે તેટલોજ અહીં લીધો છે. એમાંનો કેટલોક ઉલ્લેખ વ્યાયામની સંભવનીયતા જરૂર બતાવે છે. શ્રી રામચંદ્રના સ્વરૂપ સંબંધે આથી અધિક વર્ણન અશોક વનમાં મારુતિરાયે સીતાજીને ઉદ્દેશીને કરેલા ભાષણમાં છે (૫-૩૫). એમાં આવેલું વર્ણન ઉપર જણાવેલા વર્ણન કરતાં વિસ્તૃત છે, અને મૂળમાં વાંચવા જેવું છે. તેમાં રામનો વર્ણ શ્યામ હોવાનું જણાવેલું છે, અને તેની ઊંચાઈ ચાર હાથ (चतुष्किकु) જણાવેલી છે. શ્રી રામચંદ્રનાં પરાક્રમો ઉપરથી તેની શરીરયષ્ટિ જેવી હોવાનું આપણે કલ્પી શકીએ, તેવીજ હોવાનું રામાયણના આ વર્ણન ઉપરથી જણાઇ આવે છે, એટલે આપણું અનુમાન ખરું હોવાની ખાત્રી થાય છે.

શ્રી રામનાં આવાં પરાક્રમો તથા આવી શરીરસંપત્તિ ઉપરથી તે વખતના સમાજ સંબંધે કંઇ નિશ્ચિત અનુમાનો કરી શકાય નહીં. કેમકે રાજા સંપન્ન હોય તો પ્રજા પણ સંપન્ન હોય જ, એમ કહી શકાય નહીં. હાલના વખતમાં તો તેનાંથી ઊલટાંજ ઉદાહરણો મળી આવે છે. પરંતુ જે સમયનો આપણે વિચાર કરીએ છીએ, તે સમયે રાજા અને પ્રજા વચ્ચે સંબંધ કેવા પ્રકારનો હતો તે જોઇએ, તો તેનું અનુમાન કરવું (રાજા જેવી પ્રજા હોય એમ માનવું એ) અસ્થાને નહીં ગણાય. વળી શ્રી રામચંદ્રના શરીરબળ સંબંધી અનુમાનો કરવામાં, રામાયણમાં રામ-ચરિત્ર જ વર્ણવેલું હોવાથી જેવાં પ્રમાણો તે સંબંધી મળી શક્યાં, તેવાં તે વખતના સમાજનું તેમાં વર્ણન ન હોવાથી તે વિષેનાં પ્રમાણો મળવાં શક્ય જ નથી. રામાયણના પ્રારંભમાં અયોધ્યાના વર્ણનમાં તે દેશ બધી રીતે કેવો સમૃદ્ધ હતો તે જણાવેલું છે. અને સમૃદ્ધિથી શરીરબળ આવતું હોવાથી તે વખતનો સમાજ શરીરબળમાં પણ સંપન્ન હતો, એમ કહેવામાં કંઇ ખોટું ન ગણાય. તે સંબંધે વિશેષ આધાર નથી છતાં રાજા દશરથના વખતમાં અયોધ્યામાં મહારથીઓ કેવા હતા તે વર્ણવતાં જણાવેલું છે કે "મત્ત થઇને અરણ્યોમાં ગર્જના કરતા સિંહ, વાઘ અને વરાહોનો તીક્ષ્ણ શસ્ત્રોથી જ નહીં પણ પોતાના બાહુબળથી વધ કરનારા" તેઓ હતા (૧-૪-૨૧). તેજ પ્રમાણે બીજી જગાએ (૧-૬-૧૪ માં) "તેના નગરમાં કોઇ

અશક્ત ન હતું" એમ જણાવી બધા સશક્ત હતા એમ સૂચવેલું છે. આ રીતે તે વખતના સમાજના શરીરબળ વિષે આ આધારો ઉપરથી અનુમાનો કરી શકાય છે. બાળ કાંડના પ્રારંભમાં વિશ્વામિત્ર યજ્ઞના રક્ષણ માટે રાજા પાસે રાજપુત્રોને લઇ જવાની માગણી કરવા આવેલાનું જણાવેલું છે. તે ઉપરથી તે વખતનો બ્રાહ્મણ-સમાજ દુર્બળ હશે એવી શંકા થયા વગર રહેતી નથી. પણ તેનું નિરાકરણ વિશ્વામિત્રે ત્યાંજ કરેલું છે. "યજ્ઞદીક્ષા લીધેલી હોવાથી રાક્ષસોનો શાપથી નાશ કરવા હું પ્રવૃત્ત થતો નથી" (૧-૧૯). અરણ્યમાં શ્રી રામ ગયા પછી ઋષિઓનાં અનેક મંડળો તેના પાસે સ્વસંરક્ષણની વિનંતિ કરવા માટે આવેલાં હતાં. તે વખતે પણ રાક્ષસોનો નાશ પોતે ન કરવા માટે ઉપર બતાવેલું કારણ તેમણે જણાવેલું છે (૩-૧૦-૧૨-૧૩). અહીં બ્રાહ્મણોનું તપોબળ દર્શાવીને તેમની દુર્બળતા છાવરી દીધી છે એમ કોઇ કહેશે, અગર તેવી સમજુતીથી કદાચ કોઇ આક્ષેપ કરશે, તો તેનો પણ ઉત્તર આપી શકાશે. તપોબળ ઉપરથી કદાચ શરીરબળનું અનુમાન ન કરી શકાય, પરંતુ તપશ્ચર્યા કરવા માટે પણ શરીરબળની કેટલી આવસ્યકતા રહે છે, તેનો તો વિચાર કરવોજ પડશે. તપશ્ચર્યાથી શરીર પુષ્ટ ન થાય એ ખરું છે, પણ શરીરબળ કંઇ તેથી નષ્ટ થઇ જાય નહીં. વ્રતસમાપ્તિ કર્યા પછી શરીરની એ ખામી દૂર કરવા અડચણ ન જ હોય. બીજું એ કે બ્રાહ્મણો શસ્ત્ર લઇને લડાઇ લડવા આવતા નહીં, પણ શસ્ત્રાસ્ત્ર વિદ્યાનું શિક્ષણ તો તે જ આપતા. શ્રી રામ વસિષ્ઠના શિષ્ય હતા એ પ્રસિદ્ધ છે. વિશ્વામિત્રે શ્રી રામને કેટલાંક અસ્ત્રો આપેલાનું રામાયણમાં જણાવેલું છે. અને તે ઉપરથી તેઓ લડાઇ કરવા આવેલા નહીં, પણ અસ્ત્રવિદ્યા તો તેમણે છોડી ન હતી એ ખુલ્લું છે. અને અસ્ત્રોનું શિક્ષણ આપવામાં પણ શરીરબળ અવસ્ય જોઇએ એ કહેવાની જરૂર જ નથી. રાક્ષસોનો નાશ કરવામાં તપોબળ ગુમાવવાની બીક બતાવીને ઋષિઓ પોતાનું ઓછું શરીરબળ છુપાવતા હતા એવો જો કોઇ આક્ષેપ કરે, તો તે આ રીતે વૃથા થાય છે. ઋષિઓ શરીરબળ હોવા છતાં તે જાણી જોઇને વાપરતા નહીં. હાલમાં પણ તેવી સમજુતી લોકોને છે, અને તે પ્રાચીન કાળથી ચાલતી આવેલી હોઇ જે તે સમયને અનુરૂપ છે. ગઇ સત્યાગ્રહની લડાઇમાં પોલીસોએ નિષ્કારણ લાઠી ચલાવેલી છતાં સ્વયંસેવકોએ કેવળ અહિંસાનું વ્રત પાળવાના હેતુથી તેનો પ્રતિકાર ન કર્યો, તે આપણે જોયુ છે અને તેનું ગૌરવ સ્વીકાર્યું છે. તો પછી પ્રાચીન સમયમાં તપ-વૃથા ન જાય તેવા હેતુથી રાક્ષસોનો પ્રતિકાર ન કરનારા ઋષિમુનિઓને દોષ કેમ આપવો? અને તેના શરીરબળ વિષે શંકા કાં લાવવી?

શરીરસંપત્તિની જોડે વિશેષ લક્ષમાં રાખવા જેવી અને અનુકરણ કરવા જેવી વાત જે હતી તે સાદી રહેણીની હતી. શ્રી રામ એટલા મોટા રાજ્યના અધિપતિ હતા, છતાં તેની રહેણી એક સામાન્ય વ્યક્તિના જેવી સાદી હતી. અને તેથી વનવાસનો પ્રસંગ અકસ્માત આવ્યો તો પણ તે માટે સજ્જ થવામાં તેને જરાપણ વાર લાગી નહીં. વનમાં રહેવામાં જાતે કષ્ટ વેઠીને નિર્વાહ કરવો પડતો, છતાં સાદી રહેણીનો નિત્યનો અભ્યાસ હોવાથી તેને તે બાબતનું દુઃખ જણાયું નહીં. પ્રજાજનોની વૃત્તિ (રહેણી) પણ તેવીજ હોવાથી શ્રી રામની જોડે વનમાં જવાનો બધાએ નિશ્ચય કર્યો, અને તે તત્કાળ તેમણે પૂર્ણ કરી બતાવ્યો. શ્રી રામચંદ્રે ભુલાવ્યા, તેથી તે બધાને પરત આવવું પડયું એ જુદી વાત. પરંતુ પહેલા દિવસે તો બધા લોકો રાતના વખતે અરણ્યમાં કેવળ ઝાડો નીચે પડી રહ્યા હતા એ લક્ષમાં લેવા

જેવું છે શ્રી રામ ધનુર્વિદ્યામાં અપ્રતિમ હતા, છતાં અયોધ્યામાં હતા તે વખતે અશ્વારૂઢ થઇને તે મૃગયા માટે વખતો વખત જતા; અને જંગલમાં ગયા પછી મૃગયાનો બધો વ્યવહાર તેને પગે ચાલીને અને કાંટામાં ફરીને કરવો પડતો, પણ તેને તે પ્રસંગે વિશેષ કષ્ટ જણાવ્યુ એવું વર્ણન કયાંય પણ આવેલું નથી સીતાજીને પણ સાદી રહેણીનો અભ્યાસ હોવાથી તેને વનવાસનું દુઃખ અસહ્ય જણાયું નથી. રાવણને ત્યાં બંધનમાં હતાં, તે વખતે તેને અતિશય ત્રાસ થયેલો, છતાં તેની પ્રકૃતિ નીરોગી અને બળવાન્ હોવાથી તેમાં તે ટકાવ કરી શકયાં. પતિએ ત્યાગ કર્યા પછી ઋષિ જોડે આશ્રમમાં તેને ૧૩ વર્ષ સુધી રહેવું પડ્યું. તેનું ચરિત્ર શુદ્ધ હોવાથી તે મનનાં મજબૂત હતાં, તેની જોડે તેની શરીરયષ્ટિ પણ તેવીજ મજબૂત હતી. તેથીજ વનની કષ્ટમય રહેણીનું પણ અનિષ્ટ પરિણામ તેનાપર થયું નહીં. વિવાહ પછીથી વનવાસ સુધી અને રાજ્યારોહણ પછીથી તેનો ત્યાગ કર્યો ત્યાં સુધી જ-તેટલો જ વખત સીતાજીનો સુખમાં ગયો. એ વખત પણ અત્યંત ટૂંકાએ વર્ષનો પણ નહીં હોય. બાકી ચૌદ કે તેર વર્ષ તો તેણે કેવળ અરણ્યમાં કાઢ્યાં. સ્ત્રીઓ વ્યાયામ કરતી હતી, એવો ઉલ્લેખ રામાયણમાંથી મળી આવતો નથી એ ખરું; તથાપિ સીતાજીની શરીરપ્રકૃતિ ઉપરથી તે વખતની સ્ત્રીઓ નામ પ્રમાણે અબળા ન હોતી, એમ કહેવાને તો કંઇ ચિંતા નથીજ.

સીતાજી અને શ્રી રામચંદ્ર એમની ઉમર વિવાહ વખતે કેટલી હતી, તે સંબંધે અમે સમાલોચનમાં સ્વતંત્ર વિવેચન કરેલું છે. પણ તે બાબત આની સાથે સંબંદ્ધ છે, તેથી તે સંબંધમાં અહીં એટલું જણાવીએ છીએ કે તે વખતે વિવાહ બાળપણમાં થતા હતા. અને પ્રૌઢપણમાં થતા હશે તે પણ કેટલાક આધુનિક સુધારકોના વિચાર પ્રમાણે બહુ પ્રૌઢ વયે થતા ન હતા. વિવાહ વખતે શ્રી રામચંદ્રની ઉમર સોળ વર્ષની હતી, અને સીતાજી તેનાથી નાનાં પણ વિશેષ પ્રૌઢ હતાં, એવું રામાયણના ઉલ્લેખો ઉપરથી અમે ઠરાવ્યુ છે. અને, તે ઉપરથી તે વખતના વિવાહકાળની મર્યાદા પણ તેવી જ હોવાનુ અનુમાન અમે કરેલું છે. પણ તે બાબત સંબંધપૂરતી અમે અહીં જણાવી છે. અમારો પ્રધાન વિષય તો તે વખતની શરીરસંપત્તિ અને તે ઉપરથી અનુમાની શકાય તેવા વ્યાયામનું વિવેચન અહીં કરવાનો છે. અને તે અમે અહીં સુધી યથામતિ પણ પૂરેપુરં કરેલું છે. તેવો વ્યાયામ, તેવી શરીરસંપત્તિ, અને તેવું ઇંદ્રિયદમન સંપાદન કરીને રામરાજ્યના પ્રજાજન થવાની આપણી યોગ્યતા થાય, તો રામરાજ્યનો અનુભવ મળવાને વિલંબ શો લાગે?

---

શ્રી.

# મહાભારત સમયની બલોપાસના.



લેખક :



રા ચિંતામણ વિ. વૈદ્ય,
ભારતાચાર્ય

મહાભારતના સમયમાં એટલે ઇ. સ. પૂર્વે ૩૦૦૦ થી ઇ. સ. ૩૦૦ વર્ષ સુધી હિન્દુસ્તાનમાં કસરત (મહેનત) કરીને શરીર સુદૃઢ અથવા તો પ્રચંડ બળવાળું કરવાનો સંપ્રદાય બધાં શહેરોમાં અને ગામડાંઓમાં, તથા બધા લોકોમાં, વિશેષે કરીને બ્રાહ્મણ ક્ષત્રિયોમાં હતો એમાં કંઇ શંકા નથી. મહાભારતમા અને હરિવંશમાં એ સંબંધનાં વર્ણનો સ્થળે સ્થળે છે, તે વખતના ખેલના અને કસરતોના પ્રકાર કેવા કેવા હતા, તે કહી શકાતું નથી. પણ દંડ, મગદળ વગેરે પ્રકાર હશે જ. અને કુસ્તીના પ્રકાર તો સર્વત્ર હતા લડાઇઓમાં પણ એકલા હાથની કુસ્તીઓ ચાલતી, અને એ કુસ્તીઓ પ્રાણાતિક હતી. તેમાં જુદા જુદા પ્રકારના દાવ પેચ હતા. પણ તેનાં નામો તે વખતનાં એટલે કે સંસ્કૃત હતાં. અને તે આ વખતે ઓળખાય તેવાં નથી. શસ્ત્રયુદ્ધમાં ધનુષ્ય બાણની લડાઇ શ્રેષ્ઠ હતી. પણ તે આ કસરતના પ્રકારોમાં ગણાતી નહીં. તેના પછીના નંબરે ગદાયુદ્ધ હતુ. તેમાં શરીરસામર્થ્યની ખાસ અપેક્ષા રહેતી અને તે ઘણા ભાગે હાલની લાઠીના દાવો જેવું હતું. લાઠીની લડાઇઓ

પણ તે વખતે હશે એમાં શંકા નથી. આજ પણ કુસ્તી એટલે નિયુદ્ધ અને લાઠીનો પ્રઘાત ઉત્તર હિન્દુસ્તાનમાં સર્વત્ર છે.

એ સંબંધી સૌથી પ્રસિદ્ધ ઉદાહરણ શ્રી કૃષ્ણ અને બળરામનું જ છે. વ્રજમાં (ગામડાંમાં) ખુલ્લી હવા, પુષ્કળ દૂધ અને જોઇએ તેટલી ફુરસદ હોવાથી ગોપોમાં કસરત અને કુસ્તી અતિશય ચાલતાં. એ બધામાં શ્રી કૃષ્ણ અને બળરામ અત્યંત સામર્થ્યવાન્ અને પ્રસિદ્ધ થયા. કંસે તેની કીર્તિ સાંભળીને તેને મથુરા બોલાવ્યા. હાલના વખતમાં જેવો કુસ્તી જોવાનો નાદ ભારતીય લોકોને છે, તેવોજ તે વખતે પણ હતો. શ્રી કૃષ્ણના અંગ ઉપર કંસની આજ્ઞાથી તે વખતે મસ્ત હાથીને દોડાવવામાં આવ્યો. હાથમાં કંઇપણ ન રાખીને એકલા બાહુવડે હાથી સામે ઝૂઝવાની કળા તે વખતે ચાલુ હતી, અને પછીનાં કેટલાંક વર્ષો સુધી પણ તે કળા આપણે ત્યાં જીવંત હતી. શ્રી કૃષ્ણે તે હાથીને કેવી રીતે માર્યો તે મેં શ્રી કૃષ્ણચરિત્રમાં વર્ણવેલું છે, અને તેનુ ચિત્ર પણ દર્શાવેલું છે. હાથી જેવો સામે આવીને માણસ (કૃષ્ણ) ઉપર તેના દાંત ખોસવા જાય છે, તેવા જ શ્રી કૃષ્ણે તેના દાંત બેઉ હાથે ખેંચી લીધા, અને હાથી તે વખતે નીચે નમેલો હતો, તેથી લાગલા જ તે દાંત તેના ગંડસ્થળ ઉપર મારીને શ્રી કૃષ્ણે તેનું મસ્તક ફોડી નાખ્યું. આ બનાવ અશક્ય નથી કે કવિની કલ્પનાનો નથી. કુસ્તી વખતે ચાણૂર વગેરેને શ્રી કૃષ્ણબળરામે કેવી રીતે માર્યા, તેનું વર્ણન પણ મહાભારતમાં આપેલું છે. ચાણૂર વગેરે મલ્લ, રાજાઓને ત્યાં હાલમાં હોય છે, તેમજ કંસને ત્યાં હતા, તેવાજ વિરાટ રાજા પાસે કીચક અને તેના પહેલવાનો એવા હતા, કે તેની ધાક લોકોને પૂરેપૂરી રહેતી. અર્થાત્ કુસ્તીની કળા ભારતીયોમાં ઘણી પ્રાચીન છે, અને આજ પણ તે શ્રેષ્ઠ પ્રકારની છે; તે પંજાબી મલ્લે પાશ્ચાત્ય મલ્લ ઉપર મેળવેલા વિજયથી સિદ્ધ છે.

કુસ્તી સિવાયના ખેલો અને કસરતના પ્રકારો એટલે રથચર્યા, ગજચર્યા, તલવારનું યુદ્ધ અને ગદાયુદ્ધ એ હતાં. તે બધું શીખવનાર બ્રાહ્મણો હતા. એ ઉપરથી બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બન્ને શરીરસામર્થ્યમાં અગ્રેસર હતા એમ જણાય છે. ધૃતરાષ્ટ્રના સો પુત્રો, અને પાંચ પાંડવો તથા અશ્વત્થામાને દ્રોણાચાર્યે શીખવીને તૈયાર કરેલા, અને તેની હોશિયારી રંગભૂમિ ઉપર કૌરવનગરીમાં લોકોને બતાવેલી, તેનું વર્ણન મહાભારતમાં આદિપર્વના ૧૩૪ મા અધ્યાયમાં છે તે જોવું. રથચર્યા પછીથી નષ્ટ થઇ, પણ ગદાયુદ્ધ સિવાયના બીજા પ્રકારો હજુ કાયમ છે. ઢાલ–તલવારનુ યુદ્ધ પણ હાલમાં નષ્ટપ્રાય છે. તે બધામાં "लाघवं सौष्टवं शोभां स्थिरत्वं दृढमुष्टिताम्" તરફ લક્ષ રહેતું. અર્જુનની રથચર્યાનું વર્ણન મનોહર છે :—

'क्षणात् प्रांशुः क्षणात् ह्रस्वः क्षणाच्च रथधुर्गतः ।
क्षणेन रथमध्यस्थः क्षणेनावतरन् महीम् ॥'

કર્ણ તદ્દન નીચેના વર્ગનો મનુષ્ય, પણ અર્જુનની બરોબરી કરે તેવો પ્રત્યેક કામમાં તે નિપુણ હતો. તેણે "રણાંગણમાં આવીને મારી જોડે રથયુદ્ધ કર" એવી માગણી કરી, તે વખતે તે રાજપુત્ર નથી તેથી તેની સાથે હું ખેલી શકું નહીં એવી તકરાર અર્જુને લીધી. પણ ગુણનો વિચાર કરતાં જાત કે વયનો વિચાર ન કરવો, એવો તેને જવાબ મળ્યો. એ જવાબ આજ પણ માન્ય છે. કેમ કે અખાડામાં વૈદિક બ્રાહ્મણ અને સાધારણ શૂદ્ર બંને સમાન ગણાય છે.

મહાભારતના વખતની કુસ્તીનું વર્ણન બીજે પણ એક સ્થળે છે તે અહીં આપવા જેવું છે. જરાસંધ એ મગધ દેશનો રાજા તે કુસ્તીના સામર્થ્ય ઉપરથી જ બધા ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ થયો હતો. તેને માર્યા સિવાય રાજસૂય યજ્ઞ કરી શકાશે નહીં, એવું શ્રી કૃષ્ણે ધર્મરાજાને કહ્યું. તેથી તેની આજ્ઞા લઇને શ્રી કૃષ્ણ, અર્જુન અને ભીમસેન તેને જીતવા માટે ગયા. ક્ષત્રિય જે રીતે યુદ્ધ માગે, તે રીતે જ તેની જોડે યુદ્ધ કરવું જોઇએ, એવી તે સમયની ધાર્મિક યુદ્ધનીતિ હતી. જરાસંધને તે ત્રણેએ કહ્યું કે 'અમારા પૈકી ગમે તે એકની સાથે ગમે તે કોઇપણ એક રીતે લડાઇ કર'. ત્યારે જરાસંધે ભીમસેન જોડે યુદ્ધ કરવાનું પસંદ કર્યું. "તું કૃષ્ણ તો મારી સામેથી કેટલીએ વખત નાસી ગયો છે, અને અર્જુન કંઇ પહેલવાન નથી", એવું તેણે જણાવ્યું. આ વખતે જરાસંધ કેવો તૈયાર થયો, અને કુસ્તી કેવી થઇ, તેનું વર્ણન આ રીતે આપેલું છે:—

> आदाय रोचनां माल्यं मांगल्यान्यपराणिच
> धारयन्नगदान् मुख्यान्निर्वृतीर्वेदनानि च ॥४॥
> अवमुच्य किरीटं सः केशान् समनुगृह्यच ।
> उदतिष्ठज्जरासंधो वेलातिग इवार्णवः ॥५॥
> करग्रहणपूर्वं तु कृत्वा पादाभिवन्दनम् ।
> कक्षैः कक्षां विधुन्वानावास्फोटं तत्र चक्रतुः ॥११॥
> स्कंधे दोर्भ्यां समाहत्य निहत्य च मुहुर्मुहुः ।
> अंगमंगैः समाश्लिष्य पुनरास्फालनं विभो ॥१२॥
> चित्रहस्तादिकं कृत्वा कक्षाबंधं च चक्रतुः ।
> गलगंडभिघातेन सस्फुलिंगेन चाशनिम् ॥१३॥
> बाहुपाशादिकं कृत्वा पादाहतशिरावुभौ ।
> उरोहस्तं ततश्चक्रे पूर्णकुंभौ प्रयुज्यतौ ॥१४॥
> करसंपीडनं कृत्वा गर्जंतौ वारणाविव ।
> नर्दन्तौ मेघसंकाशौ बाहु प्रहरणावुभौ ॥१५॥

(મહાભારત, સભાપર્વ, અધ્યાય ૨૩ મો)

જેવા હાલમાં કુસ્તી કરનારા મલ્લ તૈયાર થાય છે અને કુસ્તી કરે છે, ઘણા ભાગે તેવું જ વર્ણન આમાં છે. માત્ર કુસ્તી કરતાં પહેલાં કંઇક દમને રોકવાની ઔષધિ ખાવાનો ચાલ હાલ છે કે નહીં તે કહી શકાય નહીં. પ્રથમ એકમેકને વંદન કરવું, પછી હાથના ઉપરના ભાગને થપાટીને પાછળ હઠવું અને પછી ભીડવું, એવો ચાલ આજપણ છે. પછીથી તેના અનેક દાવપેચો રમાય છે, જેનાં નામ સંસ્કૃત હોવાથી આપણને સમજાતાં નથી. મલ્લ થાકીને બાજુએ જાય તે વખતે તેનાપર હલ્લો કરવો નહીં, એવો તે વખતે પ્રઘાત હતો. અમુક કોઇ દાવપેચ ન કરો એમ માત્ર તે કહી ન શકે કેમકે કુસ્તી પ્રાણાંતિક થતી. પણ હું હાર્યો, થાક્યો, એમ કહીને મલ્લ પાછો ફરે, તો તેને છોડી દેવો એવી નીતિ હતી. શ્રી કૃષ્ણે તેને નહીં ગણકારતાં, તેર દિવસ સુધી એક સરખી કુસ્તી કરીને જરાસંધ થાકીને બાજુએ ગયો

તે વખતે તેને હાર મારવાનો ભીમસેનને ઇશારો કર્યો, તે શા માટે? તેનો ઉત્તર એટલોજ દઇ શકાશે, કે ધર્મયુદ્ધ મિત્રત્વના અને સામાન્ય વ્યવહારના પ્રસંગે જ યોગ્ય ગણાય. જ્યાં શત્રુત્વથી યુદ્ધ કરવાનું હોય, ત્યાં Everything is fair in war, એ બધા લોકોની નીતિ પ્રમાણે શ્રી કૃષ્ણે પણ કર્તવ્ય ગણ્યું.

આવો જ પ્રકાર પછીના ભીમદુર્યોધનના ગદાયુદ્ધ વખતે બન્યો. એ યુદ્ધ ઘણું જ સુંદર વર્ણવેલું છે. હાથમાં ગદા લઇને યોદ્ધાઓ મંડળાકાર ફરતાં ફરતાં પ્રસંગ સાધીને એક-મેક ઉપર કેવા ગદાપ્રહાર કરતા હતા, તે તેમાં સારી રીતે જણાવેલું છે માથા ઉપર (જ્યાં શિરસ્ત્રાણ રહેતું), તથા છાતી વગેરે મર્મ-સ્થાનો પર પ્રહાર થતાં કોઈ નીચે બેસે, તો તેના પર પછી પ્રહાર ન કરાતો. વળી કમર નીચે પ્રહાર ન કરવો એ ગદાયુદ્ધમાં મોટો પ્રબંધ હતો. પાશ્ચાત્ય દેશોમાં પણ Strike below the belt ને ગેરવાજબી ગણે છે. એટલા માટે એવો પ્રહાર ચૂકવવા સારુ મલ્લ ઉછળીને ઊંચો કૂદે છે. ભીમસેને શ્રી કૃષ્ણના ઇશારા ઉપરથી દુર્યોધનના એવા ઉછાળા વખતે પોતાનો ઘા રોકી રાખ્યો નહીં, પણ તેના સાથળ ઉપર જોરથી પ્રહાર કર્યો. તે વખતે સાથળ ફૂટી પડ્યો અને દુર્યોધન નીચે પડ્યો. આ વખતે એ બન્નેને મલ્લ વિદ્યા અને ગદા યુદ્ધ શીખવનાર બળરામ ત્યાં હાજર હતા, તે ખિજાઇને અધર્મ કરનાર ભીમસેન ઉપર ધસ્યા, એ બધા જાણે છે. તે વખતની શ્રી કૃષ્ણ-ની નીતિ નવીન હોઇને બળરામને પસંદ ન હતી તે આને અધર્મનું યુદ્ધ માનતા હતા. શ્રી કૃષ્ણની તે નીતિ નવીન હતી, પણ તે કેવળ દુષ્ટ શત્રુ ઉપરજ ચલાવવાની હતી તે લક્ષમાં રાખવું જોઇએ.

મહાભારતમાં ભીષ્મ વગેરે પર્વમાં હજારો યુદ્ધનાં વર્ણનો છે. તેમાં કુસ્તી, ગદાયુદ્ધ, અને અસિયુદ્ધ પણ કેટલાંક વર્ણવેલાં છે. તેમાંથી કેટલીક માહિતી અહીં આપવા જેવી છે. તલવાર જોડે ઢાલ તો હોય જ. તેમાં પણ ઢાલ ફૂટે એટલે બીજી લેતાં સુધી તલવાર ચલાવવી નહીં, વગેરે નિયમ જણાય છે. કેવળ તલવારોનું આ યુદ્ધ થતું. આવું યુદ્ધ મહારાષ્ટ્રમાં નિજામશાહી વખતે બહુ પ્રિય હતું, એવું વર્ણન ફિરસ્તાએ કરેલું છે. તેને પકંગબાજી કહેતા. શિવાજી મહારાજ પણ તે જાણતા હતા એમ લાગે છે.

શરીરસંવર્ધન કરીને બીજાને મારવાનું સામર્થ્ય અને તે કળા આ શાંતતાના વખતમાં જરૂરની ન જણાય, છતાં તે પ્રસંગ વિશેષે ઉપયોગી થઇ પડે છે; માટે તે પ્રત્યેકે મેળવવી જોઇએ, એમાં મને લાગે છે કે કોઇને વિવાદ નહીં હોય.

### આહાર.

સાધારણ રીતે ભરતખંડના લોકોનો ખોરાક મહાભારતના સમયે મુખ્ય મુખ્ય ધાન્યનો હતો. એ ધાન્યો તે ચોખા, ઘઉં, જુવાર અને સાતુ (જવ) વગેરે હતાં. શ્રીમંત લોકોમાં અને ક્ષત્રિયોમાં ભાતમાં માંસનું મિશ્રણ કરીને જેને હાલમાં પુલાવ કહેવામાં આવે છે તે જ પકવાન્ન ખાવાનો રિવાજ હતો એમ જણાય છે. ધૃતરાષ્ટ્રે સભાપર્વમાં દુર્યોધનને "તું ઉત્તમ વસ્ત્રો પહેરે છે, અને માંસભાત (અગર પુલાવ) ખાય છે, છતાં તું કૃશ કાં થયો છે?" એવો પ્રશ્ન પૂછેલો છે. વિદુરનીતિમાં કહેલું છે કે "જે શ્રીમંત હોય છે, તે બહુધા જેમાં માંસ વિશેષ હોય, એવો ખોરાક ખાય છે, મધ્યમ સ્થિતિવાળા દૂધ, ઘી વગેરે ગોરસ જેમાં વિશેષ હોય, તેવો ખોરાક ખાય છે; અને ગરીબ લોક જેમાં તેલ વિશેષ હોય તેવો ખોરાક ખાય છે". પ્રથમ આર્યોની વસ્તી હિમાલયની તળેટીમાંથી પંજા-બથી તે ઠેઠ મિથિલા સુધી થઈ. આ દેશોમાં

મુખ્ય અનાજમાં ચોખા નીપજતા હતા; અને આજ પણ એ પ્રદેશમાં ચોખા ઉત્તમ પ્રકારના થાય છે. એટલે કુદરતી રીતે જ પ્રાચીન કાળે એટલે ભારતના યુદ્ધકાળે આર્યોના ખોરાકમાં મુખ્યતઃ ચોખા હતા. આ પ્રદેશમાંથી હળવે હળવે આર્યો દક્ષિણ તરફ ગરમ મુલકમાં પ્રસર્યા. એ સ્થળનું મુખ્ય ઉત્પન્ન ચોખા નહીં, પણ યવ કે જવ અને ઘઉં હતાં; અને હાલ પણ તેજ છે. આ દેશમાં (દક્ષિણમાં) રહેવા આવનાર આર્યોને ભાત ન મળવાથી ત્યાં રહેવામાં તેને એક પ્રકારનું દુર્ભાગ્ય લાગ્યું. હાલમાં માત્ર ચોખા કરતાં ઘઉંને શ્રેષ્ઠ અન્ન તરીકે, ગણવામાં આવે છે. સાતુ એ ધાન્ય ચોખા કે ઘઉં કરતાં સારું નથી; છતાં તેની પ્રશંસા મહાભારતમાં કેમ આવે છે તે સમજાતું નથી; છતાં સાતુને શેકેલા ખાવાનો રિવાજ તે વખતે હતો, અને સાકર મેળવીને તેનાં લાડુ વગેરે પકવાન બનતાં.

એકંદરે સામાન્ય જનસમૂહમાં ગોરસ વિશેષ ખાવાનો રિવાજ હતો. દૂધ, ઘી, બહુધા ગાયનાં જ ખાવામાં આવતાં. ભેંસનું દૂધ વાપરવાની હકીકત મળી આવતી નથી. ભેંસ તે વખતે હતી નહીં એમ નથી, પણ ભેંસ અને પાડો નિંદ્ય ગણાતાં. તે ઉપરાંત સાકર, મગ, અને સૂંઠની કંઇ ચીજો તૈયાર કરતા. શાક આમટી વગેરે ચીજો પણ ખાવામાં આવતી. વળી ખીર વગેરે જેવાં પેય પણ બનાવવામાં આવતાં, અને તે બહુધા મીઠાં બનાવાતાં. એ ઉપરાંત અપૂપ અને મોદકનાં પણ વર્ણનો છે. ઘી બધા ખોરાકમાં શ્રેષ્ઠ હતું, એ કહેવાની જરૂર નથી જ. आयुरेव घृतम्.

મયસભાગૃહમાં પ્રવેશ કરવાના પ્રસંગે દસ હજાર બ્રાહ્મણોને જમાડેલા એવું મહાભારતમાં જણાવેલું છે. તે વખતે ધર્મરાજે ઉત્તમ ઉત્તમ કંદમૂળ તથા ફળો અને વરાહનાં તથા મૃગનાં માંસો, ઘી-મધ અને તેલના મિશ્ર પદાર્થો અને નાનાવિધ માંસના પ્રકારો વગેરેથી એ લોકોને સંતુષ્ટ કર્યા એવું વર્ણન છે. આ ઉપરથી જે રીતે પાશ્ચાત્ય આર્યો-ગ્રીક જર્મન વગેરે માંસાહાર કરે છે, તે જ રીતે મહાભારતની લડાઇ વખતે ભારતના આર્યો-બ્રાહ્મણ ક્ષત્રિયો અને વૈશ્યો-માંસાહાર કરતા એ નિર્વિવાદ છે. પરંતુ મહાભારતની રચના વખતે અર્થાત્ સૌતિના વખતે ભારતના આર્યોની સ્થિતિ બહુજ બદલાઇ ગઇ હતી. તે વખતે આ આર્યોએ, વિશેષે કરીને બ્રાહ્મણોએ અને તેમાં પણ વિશેષ કરીને અધ્યાત્મ માર્ગ તરફ વળેલા યોગીઓએ માંસાહારનો ત્યાગ કરેલો હતો. વળી, બૌદ્ધ, જૈન અને ભાગવતધર્મમતનો લોકોમાં પ્રચાર થવાથી જનસમૂહમાં અહિંસાની મહત્તા વધી ગઇ હતી. ગ્રીક લોકોએ એવું લખી રાખેલું છે કે હિન્દુસ્તાનના ઘણા ખરા લોકો વનસ્પતિનો આહાર કરનારા છે. આરાયન ઇતિહાસકાર લખે છે: "અહીંના લોકો જમીનની ખેતી કરે છે, અને અનાજ ઉપર ઉપજીવિકા ચલાવે છે." મદ્ય જેવા મોહક અને લટવાક પક્ષીના માંસ જેવા મીઠા પદાર્થો બ્રાહ્મણોએ નિવૃત્તિધર્મને પ્રધાન માનીને આપ ખુશીથી છોડી દીધા. આ કારણથી બ્રાહ્મણોની છાપ સમાજ ઉપર સારી પડી, અને ભારતીય આર્યોના સમાજના તેઓ અગ્રણી તથા ધર્મગુરુ બન્યા, એમાં કંઇ આશ્ચર્ય લાગવાનું કારણ નથી. બ્રાહ્મણોના આ વર્તનની અસર આખા સમાજ ઉપર થઇ.

મદ્યપાન અને દ્યૂત એ બે વ્યસનો તે વખતે નિદાન ક્ષત્રિય વર્ગમાં બહુજ પ્રમાણમાં હતાં. ભારતની લડાઇ વખતે અર્થાત્ શરૂ શરૂમાં તો ભારતીય આર્યો મદ્ય અથવા સુરાને અશાસ્ત્રીય ન માનતા.

ક્ષત્રિયોમાં તો મદ્યપાનની બંધી ન હતી જ. એટલું જ નહીં, પણ મદ્યપાન બદલ તે

લોકો—પાશ્ચાત્ય આર્ય—જર્મન લોકોની પેઠે—પ્રસિદ્ધ હતા એમ કહીએ તો પણ ચાલે. લડાઇ ઉપર જતાં મદ્ય પીઇને જવાનો રિવાજ હતો. પણ શુક્રાચાર્યે બંધી કર્યા પછી તેણે બાંધી દીધેલો નિયમ એવો કડકપણે અમલમાં આવ્યો, કે સુરાપાન પંચ મહાપાતકમાં ગણાયુ, અને એ પ્રતિબંધ પછી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણેને સરખો જ લાગુ થયો.

ભારતની લડાઇ વખતે આ રીતે સુરાપાન બંધ ન હતું, પણ મહાભારતની રચના વખતે (ઇ. સ. પૂ. ૩૦૦ ના વખતે) સુરાપાનથી બ્રાહ્મણોનું બ્રાહ્મણત્વ નષ્ટ થાય છે એવું માનવામાં આવતું હતું. તે વખતે અને તે પછીથી ક્ષત્રિયો અને રજપૂત લોકોમાં પણ સુરાપાનને મહા પાતક માનવામાં આવતું.

હિન્દુસ્તાનના ક્ષત્રિય લોકોનો બીજો મોટો દોષ કહીએ, તો એ હતો કે તેમને દ્યૂત માટે બહુ પ્રેમ હતો. એ તેમનો પ્રેમ અને તેની આસક્તિ એટલી બધી હતી કે કોઇ દ્યૂત માટે બોલાવે, તો તેને ના પાડવી એ ક્ષત્રિયોને અપમાનકારક લાગતું. આને લીધે જ યુધિષ્ઠિરને દ્યૂત ખેલવું પડેલું. પરંતુ એ વ્યસનથી થનારા ખરાબ પરિણામોનું ભાન તે વખતે થવા માંડ્યુ હતું એમ જણાય છે. મદ્ય અને દ્યૂત એ બન્ને વ્યસનોથી અલગ રહેવાની તાકીદ નારદમુનિએ યુધિષ્ઠિરને આપેલી હતી. દ્યૂતથી કલહ અને સુખ તથા દ્રવ્યનો નાશ એ બે અનર્થો ઉત્પન્ન થાય છે, એવું શ્રી કૃષ્ણે પણ યુધિષ્ઠિરને કહેલું હતું. હાલના વખતમાં ઘોડાની શરતો, અને પાનાંની બીજી રમત, એ બન્ને દ્વારા સભ્ય સમાજમાં દ્યૂતે પુનઃ પ્રવેશ કરવા માંડ્યો છે. લોકોએ તે સંબંધમાં વેળાસર ચેતવાની જરૂર છે. તે જ પ્રમાણે મદ્યપાન પણ સારા વર્ગમાં પસરવા લાગ્યુ છે, એ બદલ સમાજે અમેરિકાની સ્થિતિ જોઇને ડહાપણ લેવું ઘટે.

## સ્વચ્છતા.

ભારતીય આર્યો આચરણથી પણ સ્વચ્છ હતા, અને તેના પ્રાતઃ સ્નાન વગેરે આચારો શુદ્ધ હતા, એવી સાક્ષી ગ્રીક લોકોએ લખીને આપેલી છે. "રોજ ભોજન પહેલાં હાથપગ સ્વચ્છ ધોઇને ભોજન કરવાનો તેમનો વહીવટ હતો. ભોજનમાં થાળીમાં બાકી પડી રહેલી વસ્તુ કદી પણ કોઇને પણ પીરસવામાં આવતી નહીં. રસોઇનાં વાસણો હંમેશાં સ્વચ્છ ઘસવામાં આવતાં, અને માટીનાં હોય તો ફેંકી દેવામાં આવતાં. સ્નાન કર્યા પછી તેઓ એકમેકને અડતા ન હતા, અને મલમૂત્રના વિસર્જન પછી તેમનો સ્નાન કરવાનો ચાલ હતો. વળી રોજ સ્વચ્છ ધોયેલાં વસ્ત્રો પહેરવાનો તેમનો રિવાજ હતો". આવી હકીકત હુએનસંગે લખી રાખેલી છે. અર્થાત્ ભારતીય આર્યોમાં સ્વચ્છ રહેવાનો પ્રઘાત પ્રાચીનકાળથી છે.

## લગ્નની ઉમર.

છોકરીનાં લગ્ન પ્રૌઢ વયે કરતા હતા. મહાભારતમાં જેટલાં વિવાહનાં વર્ણનો છે, તે બધામાં કન્યા પ્રૌઢ-ઉમર લાયક હોવાનું જણાય છે. લગ્નના દિવસે જ પતિ પત્નીનો સમાગમ થવાનો તે વખતે ચાલ હતો, એ નિર્વિવાદ છે. સોળ વર્ષની છોકરી થયા પછી લગ્ન થતાં. એ વખતે છોકરાની ઉમર એકત્રીસ વર્ષની અગર વધારે રહેતી. આ રીતે પતિપત્ની યોગ્ય વયે સંસાર માંડતાં, અને તેમનાથી થતી પ્રજા સશક્ત અને તેજસ્વી નીવડતી. પતિ પત્ની યોગ્ય એટલે તરણ વયનાં થાય તે પહેલાં તેમનો વિવાહ કરવો, એ લોકોમાં અતિશય તિરસ્કાર પાત્ર અને ભીતિપ્રદ ગણાતું. આ રીતે પ્રૌઢ વયની છોકરી થતી ત્યાં સુધી તેનું વર્તન શુદ્ધ રહે તે બદલ ઘણી કાળજી રાખવામાં આવતી. લગ્ન વખતે વહુ મોટી હોય અને અનુપયુક્ત

હોય તે માટે ધર્મશાસ્ત્રનો આગ્રહ હતો, અને લોકોમાં પણ તે માટે ઘણો કટાક્ષ રહેતો, એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે તે જ રીતે કોઇ પણ છોકરીએ અવિવાહિત રહેવું નહીં, એવો પણ ધર્મશાસ્ત્રનો આગ્રહ હતો. આ હકીકત ભારતીય સમાજની શુદ્ધતાના સંબંધમાં ઘણી મહત્ત્વની છે. પ્રૌઢ કન્યા અવિવાહિત રહે નહીં, એવો સમાજનો આગ્રહ હોવાથી એકંદર સમાજની નીતિમત્તા સારી રીતે જળવાઈ રહેવામાં આ નિયમ કારણભૂત થયો હતો. પાશ્ચાત્ય સમાજમાં આવો નિયમ કોઈપણ જગાએ દૃષ્ટિએ પડતો નથી. લગ્ન થયા પછી તો પતિવ્રતા ધર્મથી રહેવાનો આર્ય સ્ત્રીઓમાં ઘણો કડક નિયમ હતો. હાલમાં આપણે ત્યાંના મિશ્ર સમાજમાં પાશ્ચાત્ય દેશોમાંથી અનેક પ્રકારના ખરાબ રોગોનો પ્રચાર થયો છે. પણ આર્યોની નીતિમત્તા ઘણી ઊંચી હોવાથી તે વખતની પ્રજા નીરોગી અને તેજસ્વી નીપજતી હતી, અને તે વખતના સમાજનાં સ્ત્રી પુરુષોનું આરોગ્ય, શરીર સામર્થ્ય તથા આયુષ્યનું પ્રમાણ ઘણું સારું રહેતું હતુ; એ આર્યોના શરીર સામર્થ્યની અને આયુષ્યની માહિતી આપેલી છે તે ઉપરથી જણાઇ આવશે મહાભારતના સમયે પડદાનો રિવાજ ન હતો, પણ તે તે પછીના વખતમાં ધીમે ધીમે દાખલ થયો પડદો ન હોતો, તો પણ યુરોપિયન લોકોની પેઠે મિશ્ર સમાજ હતો એમ જણાતું નથી. છતાં ઘરમાં સ્ત્રીઓની યોગ્યતા ઘણી વધારે હતી, અને બહાર પણ તે છૂટથી ફરી શકતી. ગામ બહાર મોટાં ઉદ્યાનો હતાં. સાંજના વખતે સુવર્ણાલંકારોથી ભૂષિત થઇને છોકરીઓ તેમાં રમવા જતી હતી. પ્રત્યેક શહેરમાં મોટા મોટા બાગ હતા, અને ત્યાં સ્ત્રી-પુરુષો ઉત્સવ ઊજવવા જતાં. તે વખતની સ્ત્રીઓ પતિવ્રતા, તેજસ્વી, અને પાણીદાર સ્વભાવની હતી. લગ્ન વખતે બંને પ્રૌઢ વયનાં હોવાથી પતિ પત્નીનો સંબંધ વિશેષ સ્નેહનો અને માનપૂર્વકની સ્વતંત્રતાનો રહેતો.

## શિક્ષણ પદ્ધતિ.

પ્રાચીન કાળે શીખવા માટેની સરકારી શાળાઓ ન હતી. છતાં પ્રત્યેક બ્રાહ્મણનું ઘર તે શીખવાની શાળા હતું. ગુરુને ઘેર જઇને વિદ્યાર્થીઓ શીખતા હતા, અને ગુરુએ પોતાને ઘેર જ વિદ્યાર્થીઓને શીખવવું એવો નિયમ હતો. આવી રીતે જેમ પ્રાચીન વર્ણ વ્યવસ્થામાં શિક્ષકોની પુર્ણ સવડ કરેલી હતી, તેમ પ્રત્યેક *ત્રૈવર્ણિકે શીખવું જ જોઇએ એવો પણ નિયમ* એ વર્ણવ્યવસ્થામાં હતો. હાલમાં આપણે ફરજિયાત શિક્ષણનો ઉકેલ વિચારીએ છીએ, પણ પ્રાચીન કાળે આ પ્રશ્નનો ઉકેલ વર્ણવ્યવસ્થાએ જ કરેલો હતો. પ્રત્યેક બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે શીખવુંજ જોઇએ એવો પ્રાચીન નિયમ હતો. ગુરુને ઘેર જઇને પ્રત્યેક ત્રૈવર્ણિક છોકરાએ શીખવું એવી સખતાઈ હતી; અને તેટલા માટે ઉપનયન સંસ્કાર તે વખતે ધર્મમાં દાખલ કરેલો અમલમાં હતો. તે રીતે પ્રત્યેક છોકરાને ગુરુને ઘેર શીખવા માટે જવું પડતું, અને ત્યાં કેટલોક વખત રહેવું પડતું. ઉપનયન સંસ્કારનું હાલમાં ખાલી સંસ્કાર સ્વરૂપ રહ્યુ છે, અને તેનો મુખ્ય હેતુ ભુલાઇ ગયો છે. પણ તેવું મહાભારતના સમયમાં ન હતું. નિદાન ભારતના સમયના પ્રારંભમાં તો ન હતું. પ્રત્યેક છોકરાને ગુરુને ઘેર રહીને શિક્ષણ લેવાની એ વખતે સખતાઇ હતી. હવે એ શિક્ષણ મુખ્યત્વે ધાર્મિક હતું એ વાત ખરી, તથાપિ વેદવિદ્યા ઉપરાંત ઇતર વિદ્યાઓ પણ સાથે સાથે શીખવવામાં આવતી એ નિર્વિવાદ છે. અને સાધારણ રીતે સર્વ પ્રકારનું શિક્ષણ એક જ ગુરુને ઘેર રહીને મેળવવાનો સંપ્રદાય હતો. આવા શિક્ષણમાં કમીમાં કમી બાર વર્ષો તો લાગતાં, કોઇ જગાએ તો તેના કરતાં પણ

વિશેષ વર્ષો લાગતાં, અને કોઇ જગાએ કંઇ કમી પણ લાગતાં તો પણ આ નિયમ તો એટલો કડક હતો કે જ્યાં સુધી શિષ્ય અથવા છોકરો વિદ્યા શીખતો હોય, ત્યાં સુધી તેનું લગ્ન થતું નહીં. જેમ ગુરુને ઘેર જવું એ એક ધાર્મિક વિધિનું કર્મ હતું, તેમ વિદ્યા મેળવીને ગુરુને ઘેરથી પાછુ આવવું એ પણ એક ધાર્મિક વિધિનું જ કૃત્ય ગણાતું. અને તેનું સમાવર્તન એટલે કે પરત આવવું એવું નામ હતું આ સમાવર્તન ગુરુની પરવાનગી લીધા પછી થતું, એટલે છોકરો પરીક્ષામાં પાસ થયો એવું ગુરુ પ્રમાણપત્ર આપે તે પછી જ તેનો છૂટકો થાય અને ઘેર જવાની પરવાનગી મળે. આવું સમાવર્તન થયુ એટલે તે પછી લગ્ન કરવાની પરવાનગી ગણાતી. એ પછી પણ કેટલાક વૈરાગ્યયુક્ત બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ લગ્ન કરવાની ભાંજગડમાં ન પડતાં ગુરુને ઘેરજ રહીને વિદ્યાભ્યાસ તથા તપશ્ચર્યા ચાલુ રાખતા, અને સંસારમાં બિલકુલ જ ન પડતા. આવાને નૈષ્ઠિક બ્રહ્મચારી કહેતા, અને તે ગુરુને ઘેર ન રહેતાં, બીજી જગાએ સ્વતંત્ર રહે તો પણ ચાલતું. અર્થાત્ તેઓ આજન્મ બ્રહ્મચર્ય પાળતા; અને બ્રહ્મચારીના કડક નિયમો આચરતા. આને જ પ્રથમ આશ્રમ કહેતા, અને તે આશ્રમ પ્રાચીન કાળે પ્રત્યક્ષ અમલમાં હતો, એ નિર્વિવાદ છે. કલિકાળમાં દીર્ઘકાળ બ્રહ્મચર્ય વર્જ્ય છે, એવી પુરાણોમાં સમજૂતી આપેલી છે, અને તે એક દૃષ્ટિએ યોગ્ય છે; કેમ કે સ્મૃતિ શાસ્ત્રોમાં જણાવ્યા પ્રમાણેનું ખરેખરું બ્રહ્મચર્ય આજકાલ પળાવાનું નહીં, અને પળાતું પણ નથી એ ખુલ્લું છે. તો પણ પ્રાચીન કાળે મહાભારતના સમય સુધી એવું બ્રહ્મચર્ય પાળવાનો સંપ્રદાય ચાલુ હતો, એમ માનવાને હરકત નથી. આ બ્રહ્મચર્યાશ્રમના નિયમો શા હતા તે મહાભારતમાં કેટલીક જગાએ જણાવેલું છે. અહીં તેનો આપણે થોડો સારાંશ આપીએ :-

"આયુષ્યનો પહેલો ચતુર્થાંશ બ્રહ્મચર્ય પાળવું. ધર્મતત્ત્વનુ જ્ઞાન મેળવવા ગુરુને ઘેર અથવા ગુરુના પુત્ર પાસે રહેવું. ગુરુના પછી સૂવું અને પહેલાં ઊઠવું. તે પછી શિષ્યે દાસ તરીકે કરવાનાં કામો કરવાં. એ કામો કર્યા પછી ગુરુ પાસે જઇને અધ્યયન કરવું. શુચિર્ભૂત અને કાર્યદક્ષ રહેવું. ગુરુએ ભોજન કર્યા પહેલાં ભોજન કરવું નહીં ગુરુના ચરણનો સ્પર્શ જમણા હાથથી જમણા પગનો અને ડાબા હાથથી ડાબા પગનો કરવો. જે ગંધ અથવા રસ બ્રહ્મચારીને સેવન કરવાનાં નથી, તે સેવન કરવાં જ નહીં, અને શાસ્ત્રમાં કહેલા બ્રહ્મચર્યના બધા નિયમ પાળવા. આ રીતે ગુરુને પ્રસન્ન કરીને અને તેને દક્ષિણા આપીને યથાવિધિ સમાવર્તન કરવું અને તે પછી ગુરુની પરવાનગીથી સ્ત્રી કરવી". (શાં. અ. ૨૪૩; ભા. પુ. ૬ પૃષ્ઠ ૫૧૬) આ રીતે ગુરુને ઘેર કામ કરવું, એ બધા જ વિદ્યાર્થીઓને ફરજિયાત હતું. અને એ રીતે શ્રી કૃષ્ણાદિકે પણ કામ કરેલું, તેમ હરિવંશમાં જણાવેલું છે. એ રીતે શારીરિક કામ કરનાર વિદ્યાર્થી શરીરે સુદૃઢ થાય, આ એક તેનો મોટો લાભ હતો. વિદ્યાર્જન કરતાં શારીરિક શ્રમ જરૂર કરવો પડતો. ગુરુને ઘેર નિયમથી રહેવું પડતું, અને બધા પ્રકારના કડક નિયમો પાળવા પડતા સાથેસાથે અન્નપાન વગેરે સાત્ત્વિક અને મિત રહેતા હોવાથી તે વખતે બુદ્ધિ પણ તીવ્ર થતી, અને શરીરો નીરોગી રહેતાં, એમાં આશ્ચર્ય શું ?

## ભારતીય આર્યોનું શારીરિક સ્વરૂપ.

મહાભારતના સમયે હિન્દુસ્તાનના લોકો શરીરે ઊંચા અને મજબૂત હતા, એ વાત અનેક વર્ણનો ઉપરથી નજરે પડે છે. મેગેસ્થિનિસે આવું વર્ણન કરેલું છે:— "એકંદર એશિયા ખંડના લોકોમાં હિન્દુસ્તાનના લોકો શરીરે વધારે ઊંચા અને મજબૂત

છે." તેનું કારણ તેણે એવું જણાવેલું છે કે, "અહીં ખાવા પીવાની સારી સવડ હોવાથી અહીંના લોકો સાધારણ ઊંચાઇ કરતાં વિશેષ ઊંચાઇના હોય છે. અને તેના ચહેરા ઉપર તેજસ્વિતા જણાય છે." પણ એટલુંજ કારણ પૂરતું નથી. એક તો આ લોકો આર્યવંશના હતા, અને તે લોકોની તે વખતની વૈવાહિક સ્થિતિ ઉત્તમ પ્રકારની હતી. બીજું, પતિ કે પત્ની વિવાહ વખતે પૂર્ણ વયમાં જોડાતાં, અને બન્નેનું બ્રહ્મચર્ય, વિવાહ સુધી ઉત્તમ રીતે જળવાવાની ગોઠવણ આશ્રમવ્યવસ્થાને લીધે સારી રીતે હતી. આને લીધે પ્રજા સશક્ત તથા તેજસ્વી નીપજતી. વળી ત્રીજું કારણ એવું હતું કે ભારતીય આર્યોને-વિશેષે કરીને ક્ષત્રિયોને શારીરિક બળ વધારવાનો વિશેષ નાદ હતો, અને તે સંબંધની કલા તે વખતે ઘણે અંશે પૂર્ણતા પામેલી હતી. ચંદ્રવંશી ક્ષત્રિયોમાં મલ્લવિદ્યા સંબંધી મોટું અભિમાન હતું. ભીમ અને જરાસંધના પ્રાણાંતિક બાહુ-યુદ્ધનું જે વર્ણન મહાભારતના સભાપર્વમાં આપેલું છે, તે ઉપરથી મલ્લવિદ્યા તે વખતે કેટલી પૂર્ણતાએ પહોંચેલી હતી તે જણાઇ આવે છે (સભા. અ. ૨૩). એ ઉપરાંત પણ બીજા ઘણા મલ્લોનાં વર્ણનો મહાભારતમાં છે. બળરામ અને કૃષ્ણ એ બન્ને મોટા મલ્લ હતા; અને કંસના પાસે ચાણુર વગેરે કેટલાક મલ્લ હતા તેને તેણે જીતેલા. જરાસંધ પાસે હંસ અને ડિંભક નામના બે મલ્લ હતા, અને તે બન્ને અને જરાસંધ એ ત્રણે મલ્લ ત્રણ લોકને જીતવાને સમર્થ હતા એમ શ્રી કૃષ્ણે જણાવેલું છે (સ. અ. ૧૯, ભા. પૃ. ૫૦૯). રાજા વિરાટ પાસે પણ કીચક અને તેના અનુયાયી મહામલ્લો હતા. સારાંશ તે વખતે પ્રત્યેક વીરને શારીરિક શક્તિની અતિશય જરૂર રહેતી. એકંદરે યુદ્ધમાં પણ શારીરિક શક્તિનો વિશેષ ઉપયોગ થતો. ગદાયુદ્ધ અને ગજયુદ્ધ એ મલ્લોથીજ થઇ શકે તેવાં હતાં. હાથીની જોડે એકલા બાહુવડે લડનાર શ્રી કૃષ્ણ તથા ભીમસેન જેવા મલ્લ તે વખતે હતા. આ હકીકત આ વખતે અશક્ય જેવી લાગે છે. પણ મનુષ્ય શારીરિક બળ કેટલું વધારી શકે છે, અને યુદ્ધમાં નૈપુણ્ય કેટલું મેળવી શકે છે, તેની ઘણા ભાગે મર્યાદા જ નથી. ગદાયુદ્ધ એ પણ મલ્લનુ જ કામ હતું, અને સાર્વભૌમ સમ્રાટ દુર્યોધન પણ તેમાં પ્રવીણ હતો. ધનુર્વિદ્યામાં પણ શારીરિક શક્તિની જરૂર હતી. મજબૂત ધનુષ્ય ચડાવવાને ઘણીજ તાકાત જોઇએ સારાંશ, પ્રાચીનકાળનાં બધા યુદ્ધોમાં શારીરિક શક્તિની જરૂર હતી. એને લીધે ક્ષત્રિયો અને બ્રાહ્મણો પણ શારી-રિક શક્તિ કેળવવાની કળાનો અભ્યાસ કરતા રહેતા. દેશમાં ખોરાકની સારી સવડની તેમને અનુકૂળતા હોવાથી તેમનો આ પ્રયત્ન સારી રીતે સફળ થતો; અને મૂળની બીજ શક્તિની પણ તેને સારી મદદ હતી. એકંદરે આશ્રમવ્યવસ્થા તથા સમાજસ્થિતિ આ રીતે અનુકૂળ હોવાથી ભારતીય આર્યો સ્પાર્ટન લોકોની પેઠે શારીરિક શક્તિના અનેક વ્યવસાયોમાં અગ્રણી હતા, એમાં કંઇ નવાઇ નથી. પ્રાચીન કાળથી તે મહાભારતના કાળસુધી તેની આ ખ્યાતિ કાયમ હતી. સિકંદરને પૌરસ રાજાનુ લક્ તથા અતિ બળવાન્ શરીર જોઇને તથા તેનું શૂરત્વ મનમાં લાવીને જે અતિશય કૌતુક લાગેલું, તેનું કારણ એ જ હતું. પંજાબના તથા ગંગા યમુનાના પ્રદેશના આર્ય લોકો આજ પણ ઊંચા અને સશક્ત છે; અને તેમનામાં આજ પણ મલ્લવિદ્યાનો અતિશય નાદ છે; એ પ્રાચીનકાળના લોકસ્વભાવની અસર આજ સુધી ચાલુ છે એમ કહેવા હરકત નથી.

### વર્ણ.

ધૃતરાષ્ટ્રને વનમાં મળવા માટે સ્ત્રીઓ

સાથે પાંડવો ગયા, તે વખતે સંજયે ઋષિઓને પાંડવોની ઓળખાણ કરાવી, તેમાં આવું વર્ણન છે:—"શુદ્ધ સુવર્ણ જેવો ગૌર, લક્ટ બાંધાનો, જેનું નાક મોટું છે, આંખો વિસ્તીર્ણ અને લાંબી છે, તે યુધિષ્ટિર છે. તેની પેલી તરફ તપ્ત સુવર્ણ જેવો ગૌર, જેના ખભા પુષ્ટ અને પહોળા છે, બાહુ દીર્ઘ અને લક્ટ છે, તે આ વૃકોદર. તેની પાછળ શ્યામવર્ણવાળો, સિંહના જેવા ઉન્નત સ્કંધવાળો, કમળના જેવાં લાંબાં નેત્રવાળો તે વીર અર્જુન છે. રૂપમાં, શીલમાં અને બળમાં જેની બરોબરી કરનાર આ આખી પૃથ્વીમાં કોઈ નથી તે આ બન્ને નકુલ અને સહદેવ છે. નીલ કમળ જેવી અંગકાન્તિવાળી આ કમલપત્રાક્ષી દ્રૌપદી છે. શુદ્ધ સુવર્ણ જેવી ગૌરવર્ણ આ સુભદ્રા છે. અને આ ગૌરવર્ણી તે નાગકન્યા ઉલૂપી છે." હિંદુસ્તાનનાં ભારતીય આર્યોનાં નાક ઊંચાં અને આંખો મોટી હતી, એ વાત કવિ-કલ્પનાની નથી; કેમકે આજ પણ તેવાં લક્ષણો હિંદુસ્તાનની વરિષ્ટ જાતિના લોકોને બહુજ લાગુ પડે છે મહાભારતનાં એવાં વર્ણનો એ કવિની કલ્પનાનાં નથી હુએનસંગે પણ હિંદુસ્તાનના લોકોનું તેવું જ વર્ણન કરેલું છે. ભારતીય આર્યો શરીરે ઊંચી કાઠીના હતા, એવું વર્ણન મહાભારતમાં સ્થળે સ્થળે છે. અને તાલ વૃક્ષની પેઠે તેઓ સીધા સરળ અને ઊંચે વધેલા છે એવાં વર્ણનો હમેશાં આવે છે. વૃષ-સ્કંધ અથવા કપાટવક્ષ એવાં પણ વર્ણનો બહુ આવે છે. આ ઉપરથી ઉન્નત ખભાના અને પહોળી છાતીના લોક ભારતીય આર્યોમાં વિશેષ માનનીય ગણાતા હતા એમ જણાય છે આ રીતે ભારતીય આર્યોનું મહાભારતના સમયમાં આવું શારીરિક સ્વરૂપ હતું.

### આયુષ્ય.

હવે આપણે ભારતીય આર્યોના દીર્ઘાયુષ્ય સંબંધી થોડો વિચાર કરીએ. શરીરની સુસ્થિતિ હોવાથી અને દેશમાં ખોરાકની સારી સવડ હોવાથી, તેમજ પંજાબ અને મધ્ય દેશની હવા નીરોગી તથા સૂકી હોવાથી, ભારતીય આર્યો દીર્ઘાયુષી થતા એ સાહજિક છે. મહાભારતમાં વર્ણન કરેલા લોકો એ રીતે દીર્ઘાયુષી હતા. તપના બળથી હજારો વર્ષનું આયુષ્ય મેળવનાર ઋષિ લોકો અપવાદ રૂપ માનીએ, પણ સામાન્ય વર્ગ પણ દીર્ઘાયુષી હતો એમ સ્પષ્ટ જણાય છે. શ્રી કૃષ્ણની ઉમર યુદ્ધ વખતે ૮૩ વર્ષની હતી. અર્જુનની ૬૫ ની અથવા તેથી વધારે હતી. શ્રી કૃષ્ણ નિજધામ ગયા, તે વખતે તેની ઉમર ૧૦૧ અથવા ૧૧૯ વર્ષની હતી. તે વખતે શ્રી કૃષ્ણના પિતા વસુદેવ જીવતા હતા એટલે તેની ઉમર નિદાન ૧૪૦ વર્ષની હોય. દ્રોણાચાર્યની ઉમર યુદ્ધ વખતે ૮૫ વર્ષની હતી. ભીષ્મા-ચાર્યની ઉમર તો સો ઉપર હોવી જોઇએ. સારાંશ, ભારતના વખતે લોકો દીર્ઘાયુષી હતા એમ કહેવું જ પડશે. અને એ જ પરિસ્થિતિ મહાભારતની રચનાના વખતે પણ હતી. એ વાત ગ્રીક લોકોના પુરાવા ઉપરથી સાબિત થાય છે. હિન્દુસ્તાનમાં ૧૪૦ વર્ષ સુધી લોકો જીવતા રહે છે, એવું ગ્રીક ઇતિહાસકાર આરાયને પણ લખી રાખેલું છે. 'સો વર્ષની ઉપરની ઉમરના લોકો અહીં ઘણાક છે અને તેનું એક જુદું જ નામ છે', એવું ગ્રીકોએ લખી રાખેલું છે. એકંદરે ઉમરની મર્યાદા ૧૦૦ વર્ષની હોય એવું મહાભારતમાંના અનેક ઉલ્લેખો ઉપરથી જણાઇ આવે છે. મહાભારત વખતે ૩૦૦ અથવા ૪૦૦ વર્ષના લોક હતા, એવું માનવું બિલકુલ શક્ય નથી. શાંતિ પર્વમાં ભીષ્માચાર્યે સૂત કિંવા પૌરાણિક ૫૦ વર્ષનો હોવાનું જણાવેલું છે. એટલે ૫૦ વર્ષે મનુષ્યની બુદ્ધિ પ્રગલ્ભ થઇને તેના સ્વભાવમાં શાંતતા આવે છે એવું અહીં માનેલું જણાય છે. તે જ પ્રમાણે—

ये तु विंशतिवर्षा वै त्रिंशद्वर्षाश्च मानवाः ।
अर्वागेव हि ते सर्वे मरिष्यन्ति शरच्छतात् ॥

આવું શાંતિ પર્વમાં જણાવેલું છે (શા. અ. ૧૦૪-૨૦).

"જે લોકો વીશ ત્રીશની અંદરના છે તે બધા સો વર્ષની પહેલાંજ મરનાર", આ વાક્ય ઉપરથી આયુષ્યની મર્યાદા અતિશય ગણીએ તો પણ ૧૨૦ કે ૧૩૦ ની જ ગણાય. આ કરતા વિશેષ આયુષ્યની ગણના કોઇ જગાએ કરેલી હોય તો તે અતિશયોક્તિ કિંવા અપવાદરૂપ હોય. પરંતુ આજના કરતા તો મહાભારતના સમયમા તથા ભારતીય યુદ્ધના સમયમા આયુર્મર્યાદા સારી રીતે લાંબી હતી, એનુ મહાભારત ઉપરથી અને ગ્રીક લોકોના પુરાવા ઉપરથી નિર્વિવાદ ઠરે છે.



શ્રી.

# પુરાણ સમયમાં વ્યાયામ.




**પૌ**રાણિક સમયે આર્યલોક કઇ પદ્ધતિથી વ્યાયામ કરતા હતા, તે આપણને અનેક પુરાણોમાંથી મળી આવતાં તે સંબંધનાં જુદાં જુદાં વર્ણનો ઉપરથી ઠરાવવું પડે છે. એ વર્ણનો ઉપરથી જો કે હાલની પેઠે વ્યાયામનો સર્વાંગ પરિપૂર્ણ વિચાર તો ન થઇ શકે, તો પણ પુષ્કળ વાતો સંબંધી નિશ્ચિત વિચાર જરૂર કરી શકાય તેમ છે.


: લેખક :



પં. અનન્ત ગોપાળશાસ્ત્રી ફડકે, વ્યાકરણાચાર્ય, મીમાંસાતીર્થ, અધ્યાપક, ગવર્નમેન્ટ સંસ્કૃત કોલેજ, બનારસ.


## પુરાણના વર્ણનવિચારો સંબંધી બે સૂચના.

પુરાણના ઉલ્લેખો ઉપરથી વ્યાયામની અનેક પદ્ધતિઓનો વિચાર કરતાં પહેલાં વાચકોને એક બે સૂચના કરવાની જરૂર જણાય છે. પહેલી એ કે પુરાણમાં યુદ્ધ સંબંધી જે વર્ણનો મળી આવે છે તે ઘણીજ અતિશયોક્તિથી ભરેલાં જણાય છે. છતાં તે વર્ણનના મુખ્ય પ્રમેયો અસત્ય નથી. એટલે શત્રુ ઉપર ચઢાઈ કરતાં શત્રુના નાશ માટે અને આપણા સંરક્ષણ માટે જે ઉપાયો લીધેલા તેમાં જણાવવામાં આવે છે, તે વધતા ઓછા પ્રમાણમાં વ્યાયામપ્રદર્શનોમાં આજ પણ આપણા જોવામાં આવે છે; અને પ્રસંગે અશક્ય દેખાતા શક્તિનો પ્રયોગો શક્ય પણ થાય છે. બીજી સૂચના એ કે પુરાણોમાં જુદે જુદે ઠેકાણે જે કેટલાંક ટૂંકા વર્ણનો મળે છે તે વર્ણનોમાં કોઈ કોઇ જગાએ દાવપેચના ઉલ્લેખ આવે છે. એ દાવપેચ હાથમાં કેમ કરી શકાય, તે તે વર્ણનો ઉપરથી સ્પષ્ટ રૂપમાં સમજાય નહીં, તોપણ શરીરસંરક્ષણને માટે અને

સંવર્ધનને માટે આવશ્યક એવા બધા કાર્યો તે દાવપેચોથી સધાતાં હતા, એમ માનવાને હરકત નથી એ વર્ણનો નિઃસંદિગ્ધ ઉપલબ્ધ ન થતાં હોવાથી હાલની પેઠે વ્યાયામના આક્રમક અને સંરક્ષક એવા બે ભેદ પાડીને અમે તે આપેલા નથી. પણ વસ્તુત તેવા બે ભેદ નથી જ. દાખલા તરીકે કાનીના દાવ અટકાવવાના શીખતી વખતે મારવાના દાવ પણ પ્રથમ પૂર્ણપણે આવડવા જોઇએ જ. વળી કાની તરફના મુષ્ટિયુદ્ધોમા ખાસ નોંધવા લાયક સંરક્ષક ઉપાયો જણાતા પણ આવતા નથી

## પુરાણના સમયની સ્થિતિ.

પૌરાણિક કાળમા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણ વર્ણનુ બ્રહ્મચર્યાદિ આશ્રમો સ્વીકારવા, એ અત્યાવશ્યક કર્તવ્ય મનાતુ હતુ. કોઈ ગમે તેટલો મોટો ચક્રવર્તી રાજા હોય તો પણ તેને પોતાના દીકરાને ઉપનયન થતા જ ગુરુને ઘેર શિક્ષણ લેવા માટે મોકલવો પડતો. ગુરુને ઘેર ગયા પછી તેની યોગ્યતા પ્રમાણે અને તેના પછીના જીવનના કર્તવ્યો યોગ્ય રીતે તે કરી શકે તેવી રીતનું શિક્ષણ તેને ગુરુ આપતા હતા અને એ શિક્ષણથી સુસંસ્કૃત થયેલો વિદ્યાર્થી પછીથી તેના ઉપર આવતી જવાબદારી ઉત્તમ રીતે પાર પાડતો.

## વીર્યહાનિ થતાં કરવું પડતું પ્રાયશ્ચિત્ત.

બ્રહ્મચારીને વેદાધ્યયન જેમ આવશ્યક ગણાતું, તેમ વેદાધ્યયનની જોડે જોડે શુક્ર સંરક્ષણ કરવુ, અને શરીર સુદૃઢ રાખવું, એ પણ આવશ્યક ગણાતુ જો તેમા કંઈપણ ગડબડ જણાતી તો તે માટે ઘણી કડક શિક્ષા ભોગવવી પડતી "અવકીર્ણ પ્રાયશ્ચિત્ત" કરીને ધર્મશાસ્ત્રમા એક પ્રાયશ્ચિત વિધિ છે[1] બ્રહ્મચારીના હાથથી જો સ્ત્રીસંબંધ થાય, તો તે વિધિ વડે તેને પ્રાયશ્ચિત્ત કરવુ પડે તે પ્રાયશ્ચિત્તનો વિધિ વાચતા કોઈપણ બ્રહ્મચારી તેવુ કૃત્ય કરવાનુ કદી માલુમ જ ન કરે એમ સમજાય છે આવો પ્રસંગ પોતાના ઉપર ન આવે તે માટે પ્રત્યેક બ્રહ્મચારી ખબરદાર રહેતો માનસિક દોષ (સ્વપ્નાવસ્થા) થાય, તો સર્વ બળોના મુખ્યદેવ સૂર્યની ઉપાસના શુદ્ધતા માટે કરવી પડતી[2]

## ઋષિઓના આશ્રમો અને કુલપતિ.

તે વખતના ઋષિઓના આશ્રમો શહેરથી ઘણા જ દૂર હતા પવિત્ર નદીને કાંઠે, પ્રશાંત અરણ્યમા ઋષિઓ રહેતા, અને તેમના પાસે

---

૧ એ પ્રાયશ્ચિત્ત એટલે પદભ્રષ્ટ બ્રહ્મચારીએ ચબૂતરા ઉપર બેસીને ગર્દભનો હોમ કરવો, અને તે ગર્દભનુ સકેશ ચર્મ પહેરી એક વરસ સુધી પોતાનુ અપકૃત્ય લોકોને જણાવતા ફરતા રહી ભિક્ષાવૃત્તિથી નિર્વાહ કરવો

'अवकीर्णी तु काणेन रासभेन चतुष्पथे ।
पाकयज्ञविधानेन यजेत निर्ऋतिं निशि' ॥ મનુ૦

'तस्याजिनमूर्ध्वबालं परिधाय लोहितपात्र. सप्तगृहान्
भैक्ष्यं चरेत् कर्माचक्षाण. संवत्सरेण शुद्धयति' ॥ ઇતિ ગૌતમ૰

આ વિધિ કોઇને પણ ન કહેતા ચોરીથી કરવો અશક્ય જ છે, અને વરસભર ગધેડાનુ ચામડું પહેરીને ભિક્ષા માગવી, એથી તો જીવવા કરતા મરવુ સારુ એમ લાગે એટલે કોઇપણ બ્રહ્મચારી આવુ અપકૃત્ય કરવાનુ સાહસ ન કરે એ નક્કી છે

૨ स्वप्ने सिक्त्वाब्रह्मचारी द्विज. शुक्रमकामतः ।
स्नात्वार्कमर्चयित्वा त्रि. पुनर्मामित्यृचं जपेत् ॥ મનુ૦ ૨-૧૮૧.

પુષ્કળ ગાયો રહેતી. એક એક ઋષિ જે કુલપતિ[૧] કહેવાતા, તે દસ દસ હજાર વિદ્યાર્થીઓનું પોષણ અન્ન વસ્ત્ર આપીને કરતા હતા. કુલપતિ એ શબ્દનો અર્થ તે વખતે જે પ્રસિદ્ધ હતો તે ઉપરથી જણાય છે કે એવા કુલપતિ એક બે નહીં પણ પુષ્કળ હતા.

### ગુરુને ઘેર ગુરુશિષ્યનો વ્યવહાર.

ગુરુને ઘેર વિદ્યાર્થી આવ્યા પછી ત્યાં તેણે પોતાની કે કુળની મોટાઇ કે આબરૂ છોડી દઇને ગુરુના ઘરનાં બધાં કામો—ગાયને પાળવી, ધાન્ય, બળતણ, સમિધ, કંદમૂળ, ફળ, પાણી વગેરે લાવવાં—એ કામો, શિક્ષણ લીધા પછી બચત રહેતા વખતમાં કરવાં પડતાં.[૨] અને એ કામો કંઇ પણ ભેદભાવ ન રાખતાં વિદ્યાર્થીઓ ઘણી ખુશીથી કરતા હતા. ગુરુ પણ વિદ્યાર્થીઓને પુત્ર પ્રમાણે પાળતા. વિદ્યાર્થીઓ પ્રભાતમાં ઊઠતાંવેંત ઇન્દ્ર, સૂર્ય અને અશ્વિનીકુમારના બળની પવિત્ર વૈદિક ગાથા મોટે બોલતા. અને પવિત્ર નદીને કાંઠે જઇને સ્નાન કરતા.[૩] ત્યાં શરીરના પ્રત્યેક અવયવને સુદૃઢ બનાવનાર જુદાં જુદાં આસનો તથા પ્રાણાયામ તે કરતા, તથા મનને બળિષ્ટ કરનાર સંધ્યા ત્યાં કરીને ગુરુની જોડે તે ઘેર આવતા. ત્યાં પ્રાતર્હોમ થતો, અને તે પછી દૂધ પીઇને ઇન્દ્ર, સૂર્ય, વરુણ, અગ્નિ વગેરેનાં બળનાં વર્ણનોવાળી વેદસંહિતા બોલતા. પછી મધ્યાહ્ન સ્નાન તથા મધ્યાહ્ન સંધ્યા, પ્રાણાયામ અને બ્રહ્મયજ્ઞ પવિત્ર નદીને કાંઠે કર્યા બાદ ગુરુને ઘેર જઇ તેઓ ભોજન કરતા. ભોજન પછી બપોરના વખતે જુદા જુદા વિષયો ઉપર પ્રૌઢ વિદ્યાર્થીઓ વિચાર કરતા તથા સાયંકાળે ગુરુના ઘરનાં કામો કરીને સાયંસંધ્યા કરવા ગુરુની જોડે શાંત સ્થળે જતા. ત્યાં સવારની પેઠે જ વ્યાયામ, આસનો, પ્રાણાયામ વગેરે કરતા. પ્રત્યેક વિદ્યાર્થીને સંધ્યા પછી ગુરુને નમસ્કાર કરવા પડતા. ગુરુ તે વખતે હંમેશાં પ્રત્યેક વિદ્યાર્થીને યોગ્ય પૂછગાછ કરતા, અને કંઇ દોષ કે ખામી જણાતી તો તે દૂર કરતા.

વિદ્યાર્થી જેટલી યોગ્યતાવાળો હોય, તે પ્રમાણે તેને યોગ્ય માર્ગ બતાવીને તેની યોગ્યતા મુજબ શિક્ષણ આપીને ગુરુ તેને બધી રીતે સમર્થ બનાવતા હતા. શિષ્ય યોગ્ય હોય, અને પુત્ર યોગ્ય ન હોય, તો વિશિષ્ટ વિદ્યા પુત્રને ન શીખવતાં શિષ્યને જ શીખવવામાં આવતી.[૪]

આ રીતે સર્વદા શુદ્ધ, ઉદાર અને શારીરિક તથા માનસિક બળથી સંપન્ન એવા ગુરુના સાન્નિધ્યમાં રહેવાથી વિદ્યાર્થીઓ પણ શારીરિક તથા માનસિક બળથી સંપન્ન, સાંસારિક સુખો

---

૧ मुनीनां दशसहस्रं योऽन्नदानादिपोषणात् ।
अध्यापयति विप्रर्षिरसौ कुलपतिः स्मृतः ॥

૨ કૃષ્ણે સાંદિપનિ ગુરુને ઘેર કરેલાં કામો ઉપરથી આ સમન્વય છે—
'काश्या सान्दिपनिं नाम ह्यवन्तीपुरवासिनम् ।
यथोपसाद्य तौ दान्तौ गुरौ वृत्तिमनिन्दिताम् ॥ (...ભાગ૦ ૧૦-૪૫-૩૦-૩૧)

૩ 'प्रातरग्निं प्रातरिन्द्रं हवामहे' (ઋ૦ ૫-૪-૮) 'प्रातर्यावाणा प्रथमा यजध्वम्' (ઋ૦ ૪૪-૧૮) 'प्रातरयो नवोयोनि' (ઋ૦ ૨-૬-૨૧) એ વગેરે અગ્નિ, અશ્વિનીકુમાર, ઇંદ્ર, વગેરે દેવતાઓનાં સૂક્તો બોલતા હતા.

૪ આવી હકીકત દ્રોણચરિત્રમાં મળી આવે છે; દ્રોણાચાર્યે બ્રહ્માસ્ત્ર પ્રયોગ અશ્વત્થામાને ન શીખવતા અર્જુનને શીખવેલો હતો.

બદલ એફિકર અને પોતાના પરાક્રમથી નૂતન સૃષ્ટિ નિર્માણ કરવાની મહાકાંક્ષા સેવનારા બનતા હતા.

બધા પ્રકારનું શિક્ષણ એક જ ગુરુની પાસેથી લેવામાં આવતું. અને કોઇ પ્રસંગે બીજા ગુરુ પાસે પણ શિક્ષણ લેવા જતા. એ આપણને કૃષ્ણ, સાંદિપનિ અને પાંડવ તથા દ્રોણાચાર્યનાં ચરિત્રો પરથી સમજાય છે.

બધા પ્રકારના શાસ્ત્રોનું શિક્ષણ ઘણા ભાગે બ્રાહ્મણો જ આપતા હતા, " નકુળે મુનિ શ્રેષ્ઠ પાસેથી રહસ્યસહિત ધનુર્વેદ તથા દિવ્ય શસ્ત્રાસ્ત્રો ગ્રહણ કર્યાં ",[1] એ પદ્મપુરાણના વર્ણન ઉપરથી સમજાય છે. અગ્નિ પુરાણમાં તો બ્રાહ્મણ-ક્ષત્રિયોને ધનુર્વેદ શીખવનાર ગુરુ વિપ્ર જ હોવો જોઇએ એવું જણાવેલું છે.[2]

## પ્રત્યેક વર્ણનાં ભિન્ન ભિન્ન કર્તવ્યો.

તે વખતે દરેક વર્ણનું એક એક પ્રધાન કાર્ય નિશ્ચિત ઠરેલું હોવાથી પોતપોતાનું ધ્યેય સાધવા પ્રત્યેક વર્ણ અત્યંત પરિશ્રમ લેતો હતો. દૈવિક અને માનુષિક બધા પ્રકારનું બળ મેળવવું, ક્ષત્રિયોને બળ સંપાદન કરવાનું શિક્ષણ આપવું, અને સમાજનું બધાં સંકટોમાંથી રક્ષણ કરવું, એ બ્રાહ્મણોનું કર્તવ્ય સમજવામાં આવતું. તેથી ઊલટું, પ્રાણ જાય તો ભલે પણ લડાઇમાંથી વિજય મેળવ્યા સિવાય પાછું ફરવાનું નહીં, એવું સર્વોત્કૃષ્ટ અને અત્યંત કઠણ કર્તવ્ય ક્ષત્રિયોએ દૃષ્ટિસમક્ષ રાખેલું હતું.[3] તેને લીધે જ પ્રત્યેક ક્ષત્રિય બાળક બ્રહ્મચર્યાશ્રમથી જ બળ માટે પૂરતી કાળજી રાખતો હતો. તે વખતે લડવાના પ્રસંગો હરઘડીએ આવતા, અને તેવો પ્રસંગ આવે તે વખતે તેમાંથી બચાવ કરીને નીકળવા માટે બધા પ્રકારનું બળ ખાસ જરૂરનું જણાતું.

આ રીતે તે વખતની પરિસ્થિતિનો વિચાર કર્યા પછી, એ લોકો બળસંપાદન કેવી રીતે કરતા હતા એ વાતનો વિચાર કરવા માટે, પુરાણ ગ્રંથોમાં આવેલા ઉલ્લેખો ઉપરથી વિચારવાના કેટલાક મુદ્દા ઠરાવીએ, અને પછી તેનો ક્રમપૂર્વક વિચાર કરીએ. ટૂંકામાં તે મુદ્દાઓ નીચે પ્રમાણે ઠરાવેલા છેઃ—પ્રત્યેક વર્ગના બળ સંપાદન કરવાના માર્ગ, લડાઇ કરતાં કરવા પડતા દાવપેચ, પશુઓ જોડે લડાઇ કેવી રીતે થતી તેની હકીકત, અને મલ્લયુદ્ધ, બીજાં શસ્ત્રયુદ્ધો તથા બીજી હકીકત વગેરે.

વ્યાયામવિષયક પૌરાણિક વિવિધ વર્ણનો જોતાં તે વખતે પ્રત્યેક જાતનો મનુષ્ય જુદાં જુદાં બળોની ઉપાસના ( સાધના ) કરતો હતો, અને પ્રત્યેકનું સ્વતંત્ર ધ્યેય હતું. બ્રાહ્મણ ઘણા ભાગે મંત્રોપાસના, પ્રાણાયામાદિ વિશિષ્ટ ક્રિયા, અને શસ્ત્રાસ્ત્રાદિકોનાં વિવિધ શિક્ષણ, વગેરે સાધનોથી અતકર્ય બળ મેળવતા. મંત્રોપાસનાથી પ્રાપ્ત થતું બળ બધાં બળો કરતાં શ્રેષ્ઠ ગણાતું. બ્રાહ્મણોનું સર્વ સામાન્ય ગુરુત્વ આ જ મંત્રસામર્થ્યને લીધે હતું. પુરાણોમાં આ બળનાં અનેક ઉદાહરણો પ્રસિદ્ધ છે. દુષ્ટ વેનરાજાને ઋષિઓએ કેવળ ક્રોધના હોકારાથી મારી નાખેલો.[4]

---

१ सविसर्गं धनुर्वेदं सशास्त्रोपसंयमम् । शस्त्रास्त्राणि च दिव्यानि जग्राह मुनिसत्तमात् ॥ (પદ્મ. ભૂ. ખં. ૧૦૫-૫૯)

२ धनुर्वेदे गुरुर्विप्रः प्रोक्तो वर्णद्वयस्य च । (અગ્નિ. પુ. અ. ૨૪૯ શ્લોક ૭)

३ न निवर्तेत संग्रामात् क्षात्रं वृत्तमनुस्मरन् । (મ. પુ. ૨૧૯-૧૦)

४ इत्थं व्यवसिता हन्तुमृषयो रूढमन्यवः । निर्जघ्नुर्हुंकृतैर्वेनं हतमच्युतनिन्दया ॥ (શ્રી. ભા. ૪-૧૦-૩૪)

બ્રાહ્મણ કોઇ પ્રસંગે શસ્ત્રાસ્ત્રનો ઉપયોગ પણ કરતા હતા. પણ તે તેનું ધ્યેય કદાપિ ન હતું. જામદગ્ન્ય રામ, તથા ભારદ્વાજ દ્રોણ એ બન્ને બ્રાહ્મણ સમાજમાં અત્યંત બળવાન તથા શસ્ત્રાસ્ત્ર વિદ્યા શીખેલા, અને તેનો પ્રસંગે ઉપયોગ કરનારા બળવાન્ યોદ્ધા તરીકે પ્રખ્યાત હતા. તેમણે દેવતાની ઉપાસના કરીને, બ્રહ્મચર્ય પાળીને તથા અનેક શસ્ત્રાસ્ત્રાદિકના શિક્ષણથી અતકર્ય માનસિક તથા શારીરિક બળ મેળવેલું હતું. જામદગ્ન્ય રામ એ એકલાજ અનેક વખત હૈહય કુળના ક્ષત્રિયો જોડે તથા ઇતર ક્ષત્રિયો જોડે લડેલા

## ક્ષત્રિયોનું બળ.

ક્ષત્રિયો મંત્રબળ સંપાદન કરીને પણ શસ્ત્રાસ્ત્રનું શિક્ષણ વિશેષ અભ્યાસથી કરતા. કેમ કે લડવું એ જ તેમનું ધ્યેય હતું. ક્ષત્રિય કુમાર ઉપનયન લઇને ગુરુને ઘેર ગયા પછી આવશ્યક એવું વેદાધ્યયન કરતો, અને તે થયા પછી યોગ્ય બ્રાહ્મણ ગુરુ પાસેથી ધનુર્વિદ્યાનું શિક્ષણ લેતો. ક્ષત્રિય કુમારને ધનુર્વિદ્યાનું શિક્ષણ આપતાં વિવિધ પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો ચલાવવાના અનેક પ્રયોગો પણ શીખવવામાં આવતા. આ પ્રયોગો શીખવતાં લડાઇ વખતે કરવા પડતા દાવપેચ પણ શીખવાતા. આવા દાવપેચોનું સુંદર વર્ણન અગ્નિપુરાણમાં ૨૪૯ થી ૨૫૨ અધ્યાયમાં છે, તે જિજ્ઞાસુઓએ જોવું. તેમાંની કેટલીક મુખ્ય મુખ્ય વાતો અહીં જણાવીએ છીએ.

## પાંચ પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો.

ક્ષત્રિયોને પાંચ પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો ચલાવવાનું શિક્ષણ લેવાનું આવશ્યક હતું. તે પાંચ પ્રકાર આ પ્રમાણે-यंत्रमुक्तम्[1]=ગોફણ અથવા ધનુષ્યાદિક વડે પથ્થર કિંવા બાણ ચલાવવાં. पाणिमुक्तम्[2]=શિલા, ભોગળ વગેરે ફેંકવાનો અભ્યાસ કરવો. मुक्तसंधारितम्[3]=પ્રાસ વગેરે ચલાવવાં (ફેંકીને મારેલાં શસ્ત્ર પરત લેવાં), अमुक्तम्[4]=તલવાર વગેરે ચલાવવી नियुद्धम्[5]=શસ્ત્ર વગરનું મલ્લયુદ્ધ કરવું.

આ પાંચ પ્રકારનું લડવાનું શિક્ષણ ચાલુ હોવાની સાથે સાથે, લડતી વખતે કરવી પડતી અનેક પ્રકારની ઊભા રહેવાની પદ્ધતિનો પણ અભ્યાસ કરવો પડતો. જેવી કે समपद=પગ ગોઠણ વગેરે અવયવો જોડીને સરળ, ટટ્ટાર ઊભા રહેવું.[6] वैशाख=બે પગ વચ્ચે ત્રણ વેંતનું અંતર રાખીને સ્તબ્ધ ઊભા રહેવું.[7] એજ રીતે મંડલ, આલીઢ, પ્રત્યાલીઢ વગેરે અનેક પદ્ધતિઓ છે.

## આધુનિક લશ્કરી પદ્ધતિની સાથે મળતી આવતી પદ્ધતિ.

આ બધી પદ્ધતિઓનો અભ્યાસ ક્ષત્રિય બાળકોને પ્રથમ કરવો પડતો. એ અભ્યાસથી

---

૧ क्षेपणीचापयन्त्राद्यैर्यन्त्रमुक्तं प्रकीर्तितम् । (અ. પુ. ૨૪૯-૪)

૨ शिलातोमरयन्त्राद्यं पाणिमुक्तं प्रकीर्तितम् । (અ. પુ. ૨૪૯-૪)

૩ मुक्तसंधारितं ज्ञेयं प्रासाद्यमपि यद्भवेत् ।

૪ खड्गादिकममुक्तं च

૫ नियुद्धं विगतायुधम् ॥ (અ. પુ. ૨૪૯-૫)

૬ अङ्गुष्ठगुल्फपाण्यंघ्रयः श्लिष्टाः स्युः सहिता यदि । दृष्टं समपदं स्थानमेतल्लक्षणतस्तथा ॥ (અ. પુ. ૨૪૯-૯)

૭ बाह्याङ्गुलिस्थितौ पादौ स्तब्धजानुबलावुभौ ।
त्रिवितस्त्यन्तरास्थानमेतद्वैशाखमुच्यते ॥ (અ. પુ. ૨૪૯-૧૦)

શરીરના બધા અવયવો મજબૂત બનતા, અને તેને લીધે લડવામાં જો કદી વધારે વખત લાગતો, તો પણ થાક ન લાગતો. કેટલીક પદ્ધતિ એવી હતી કે જે શત્રુના જુદા જુદા પ્રકાર ચૂકવવા માટે વપરાતી. એ જ રીતે બાણુ છોડવાની પણ અનેક પદ્ધતિ હતી. તે બધી પદ્ધતિથી છાતી, હાથ વગેરે અવયવોના સ્નાયુઓ અત્યંત જોરાવર બનતા. માથા ઉપર ઊડતા કિંવા આપણી બાજુથી જતા પક્ષીને તાકીને મારવાનો અભ્યાસ પણ કરવો પડતો.[1] તેને લીધે કુદરતી રીતે જ દૃષ્ટિ અને ચિત્ત સ્થિર થતાં. પાશ (ફાંસો) ફેંકવાનું શિક્ષણ આપવાની પદ્ધતિ પણ આધુનિક લશ્કરી પદ્ધતિ સાથે તદ્દન મળતી આવે છે. ઘાસથી ભરેલા ચામડાનું પુરુષાકૃતિ પૂતળું કરવામાં આવતું, અને તેના ઉપર પાશ ફેંકવાનો અભ્યાસ કરવામાં આવતો[2].

### અનેક શસ્ત્રો ચલાવવાના દાવપેચ

આ ક્ષેપમાં ખડ્ગ વગેરે ચલાવવાના પ્રકારોનું કેવળ દિગ્દર્શન કરાવવામાં આવે છે. ખડ્ગ યુદ્ધના જમણી તરફે, ડાબી તરફે અને માથા ઉપર ખડ્ગ ફેરવવાના એકંદર ૩૨ દાવ છે. પાશ ચલાવવાના પણ श्येनपात=શ્યેન પક્ષીની પેઠે પાશ ચલાવવો, गजपात=હાથીની પેઠે પાશના સપાટા મારવા, ग्राहग्राह्य=મગરની પેઠે જોરાવર પકડ લેવી, દાબી દેવું, વગેરે ૩૨ પ્રકાર છે. छेदनं=તોડવું, भेदन=કાણું પાડવું, વગેરે ચક્ર ચલાવવાના સાત પ્રકાર છે. શળ ચલાવવાના પણ આસ્ફોટ વગેરે ૭ પ્રકાર છે. दृष्टिघात= આંખ ઉપર પ્રહાર કરવો, दण्डाघात=દંડ (હાથ) ઉપર પ્રહાર કરવો, વગેરે તોમર (ભોગળ) ચલાવવાના પ્રકાર પણ ઘણા જ છે. आहित, गोमूत्र, प्रभूत, कमलासन વગેરે ગદાધારણ કરવાના પણ પુષ્કળ પ્રકાર છે. मुद्गर (મગદળ) ચલાવતાં તાડન, છેદન, ચૂર્ણન વગેરે પ્રકારોનો અભ્યાસ કરવાની જરૂર છે. भिन्दिपाल તથા लगुड-(લાકડું-લાઠી) ચલાવતાં શ્રાંત, વિશ્રાંત વગેરે પ્રકાર આવશ્યક હતા. पट्टिश અને वज्र ચલાવતાં અનય, મધ્ય, પર વગેરે પદ્ધતિનો અભ્યાસ કરવો પડતો. હરણ, છેદન, ઘાત, વગેરે કૃપાણ ચલાવવાના દાવપેચ છે. ત્રાસન, રક્ષણ વગેરે ક્ષેપણી ચલાવવામાં ઉપયોગી પડે છે. તેવા જ ગદાયુદ્ધના પણ અનેક પ્રકાર છે. આ બધા પ્રકારોનું સવિસ્તર વર્ણન જિજ્ઞાસુઓએ પૂર્વે જણાવેલા સ્થળે (અગ્નિ પુરાણ અ. ૨૪૯ થી ૨૫૨ માં) જોવું. નિયુદ્ધ એટલે બાહુયુદ્ધ તેમાં પણ દાવપેચના અનેક પ્રકાર છે. તે પૈકી થોડાનું અહીં દિગ્દર્શન કરાવીએ છીએ.

### બાહુયુદ્ધ કરતાં કરવા પડતા દાવપેચ.

आकर्षणं=આપણા તરફ પ્રતિપક્ષીને ખેંચવો, विकर्षणम्=ધક્કો મારીને ખેંચવો, बाहूनाम् मूलम्-કોણીના ખૂણા મારવા, અગર કોણી પકડવી, ग्रीवाविकर्षणम्=ડોક મરડવી, पृष्ठभंगः- પીઠની કરોડ તોડવી, पर्यासन=બે સાથળની વચમાં પકડવો, विपर्यास=ઊંચકીને ફેંકવો, पशुमारं=પશુની પેઠે મારવો, (મૂઠીઓ વડે મારવો), अजाविक्रम्=બકરા કે ઘેટાની પેઠે ટક્કર લેવી, पादप्रहार=લાત (પાટુ) મારવી, आस्फोट=દંડ (હાથ) થાપટવા, પછાડવા, कटिरेचितकं=કમર ઢીલી કરવી, मात्र स्रेवः=

---

૧ पूर्वेण मुष्टिना ग्राह्यः स्तनाग्रे दक्षिणे शरः । हरणं तु ततः कृत्वा शीघ्रं पूर्वे प्रसारयेत् ।
(અ. પુ. ૨૪૯–૨૫)

૨ वामहस्तेन संग्रह्य दक्षिणेनोद्धरेत्ततः, कुण्डलस्याकृतिं कृत्वा भ्राम्यैकं मस्तकोपरि ॥
क्षिपेत्तूणमये तूर्णं पुरुषे चर्मवेष्टिते । (અ. પુ. ૨૫૧–૪–૫)

શરીરને દબાવવું, स्कंधगतं=ખભા ઉપર ચડવું અથવા લેવું, महीव्याजनम्=જમીન ઉપર પડી ગયાનું બાનું કરીને પ્રતિપક્ષીને ફસાવવો, उरोललाटघात=છાતી ઉપર છાતી અને માથા ઉપર માથું પછાડવું, અગર છાતી અને માથા ઉપર પ્રહાર કરવો, उध्धूतम्=ઊંચે લઇને મસળવું, अवधूतं=નીચે દબાવીને મસળવું, तिर्यङ्मार्गगतं=ક્રીડા સ્થાનની બહાર ફેંકવું, अवक्षेपं=નીચે ધકેલવું, जानुबंधं=ગોઠણથી દબાવવું, भुजबंधं=હાથ વડે દબાવવું, વગેરે અનેક પ્રકારના દાવપેચ બાહુયુદ્ધમાં કરવા પડે છે; અને તે બધા પ્રકારનું શિક્ષણ પ્રત્યેક ક્ષત્રિય કુમારને લેવું પડતું.

આ બધા શિક્ષણને લીધે શરીરના અવયવો મજબૂત રીતે વધેલા, તથા આજાનુબાહુ, અને લડાઈમાં મારું કે મરું એવા ક્ષાત્રધર્મને કદી નહીં વીસરનારા, આખા જગત્ ઉપર સત્તા ચલાવવાને સમર્થ તથા ઇંદ્રની ગાદીમાં પણ ભાગ પડાવવાને તૈયાર, એવા ક્ષત્રિય કુમારો ઉત્પન્ન થતા હતા એમાં કંઇજ નવાઇ નથી. એ સંબંધે પુરાણોમાં અનેક ઉદાહરણો પ્રસિદ્ધ છે. તેમાંથી અહીં એક જ આપીએ છીએ. પદ્મપુરાણના ભૂમિખંડના ૨૨ મા અધ્યાયમાં એક કથા છે. દિતિને કશ્યપથી બળ નામનો પુત્ર થયો. કશ્યપના કહેવા ઉપરથી તે બળે બળપ્રાપ્તિ માટે બ્રહ્મચર્ય પાળીને સો વર્ષ સુધી તપશ્ચર્યા કરી, પછી તે બળ તપોવીર્યથી ઘણોજ બલિષ્ટ થયો.[1] તે બલિષ્ટ બળને જોતાંની સાથે જ ઇંદ્ર અસંત ભયભીત થયો, અને તેણે તે બળને અર્ધું રાજ્ય આપીને 'તું તથા હું સુખેથી રહીએ' એવી શરતથી તેની સાથે સંધિ કરી.[2]

## વૈશ્ય વર્ગમાં બલસંપાદન કરવાની પદ્ધતિ.

વૈશ્ય વર્ગમાં કોઇ પ્રસિદ્ધ મલ્લ અથવા શસ્ત્રધારી હતો એવું વર્ણન ઘણા ભાગે મળતું નથી. છતાં ઉત્તમ પદ્ધતિથી બધા વ્યાયામો વૈશ્ય વર્ગમાં થતા હતા, તે બદલ શંકા નથી. कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् આવો તેનો સ્વાભાવિક વ્યવસાય હોવાથી તેને ગાયોને ચારવા માટે નાનપણમાં જ અરણ્યમાં જવું પડતું હતું, તથા ત્યાં અનેક પ્રકારના ખેલો અને વ્યાયામ કરવાની તેને સહેજે સગવડ મળતી હતી. વૈશ્યકુમારો ઉપનયન લઇને ગુરુને ઘેર શિક્ષણ માટે જતાં પહેલાં ગાય બળદ લઇને બધા મળીને અરણ્યમાં જતા, અને ત્યાં જુદા જુદા ખેલ ખેલતા. તેને લીધે તેના સ્નાયુઓ મજબૂત થતા હતા, એમ નક્કી પણે કહી શકાય. વગડામાં તેઓ ગોફણથી પથ્થર વગેરે ફેંકતા હતા.[3] કોઈ વખત બળદ જેવા બનીને એકમેક સાથે ઝૂઝતા હતા[4] કોઇ કોઇ વખત સંતાઈ જવાની રમત રમતા અને કોઈ વખત નદીમાં ઊતરીને તેનાપર પુલ બાંધતા. ઝાડો ઉપર ચડીને વાનરની પેઠે કૂદકા પણ મારતા.[5] ઘણી વખત એકમેકનું ભાતું (ખાવાનું) મૂકેલાં શીંકાં ચોરતા અને તે ચોરી પકડાઈ જતાં તે શીંકાં પોતાના સોબતીઓ તરફ ફેંકતા. તે વળી બીજા તરફ અને બીજો ત્રીજા તરફ ફેંકે, એમ બહુ વખત ચાલતું. છેવટ તે શીંકાં જેને તેને પાછા મળતાં,

૧ दितिपुत्रो महातेजा महाकायो व्यवर्धितः । बलं वीर्यं तथा क्षात्रं तेजोधैर्यसमन्वितम् ॥

૨ अर्धं भुंक्ष्व महाप्राज्ञ ऐन्द्रमेव महत्पद । वर्तितव्यं सुखेनापि चावाभ्यां दैत्यसत्तमम् ॥ (પ. પુ. ભૂ. ખં. અ. ૨૨)

૩ क्षेपणैः क्षिपतः क्वचित् (ભાગ. ૧૦–૧૧–૩૯)

૪ क्वचित्कृत्रिमगोवृषैः, वृषायमाणौ नर्दन्तौ युयुधाते परस्परम् ॥ (ભાગ. ૧૦–૧૧–૪૦)

૫ निलायनैः सेतुबन्धैः मर्कटोत्प्लवनादिभिः (ભાગ. ૧૦–૧૧–૫૯)

શરીરને દબાવવું, **स्कंधगतं**=ખભા ઉપર ચડવું અથવા લેવું, **महीव्याजनम्**=જમીન ઉપર પડી ગયાનું બાનું કરીને પ્રતિપક્ષીને ફસાવવો, **उरोललाटघात**=છાતી ઉપર છાતી અને માથા ઉપર માથું પછાડવું, અગર છાતી અને માથા ઉપર પ્રહાર કરવો, **उध्दूतम्**=ઊંચે લઇને મસળવું, **अवधूतं**=નીચે દબાવીને મસળવું, **तिर्यङ्मार्गगतं**= ક્રીડા સ્થાનની બહાર ફેંકવું, **अवक्षेपं**=નીચે ધકેલવું, **जानुबंधं**=ગોઠણથી દબાવવું, **भुजबंधं**= હાથ વડે દબાવવું, વગેરે અનેક પ્રકારના દાવપેચ બાહુયુદ્ધમાં કરવા પડે છે; અને તે બધા પ્રકારનું શિક્ષણ પ્રત્યેક ક્ષત્રિય કુમારને લેવું પડતું.

આ બધા શિક્ષણને લીધે શરીરના અવયવો મજબૂત રીતે વધેલા, તથા આજાનુબાહુ, અને લડાઈમાં મારું કે મરું એવા ક્ષાત્રધર્મને કદી નહીં વીસરનારા, આખા જગત્ ઉપર સત્તા ચલાવવાને સમર્થ તથા ઇંદ્રની ગાદીમાં પણ ભાગ પડાવવાને તૈયાર, એવા ક્ષત્રિય કુમારો ઉત્પન્ન થતા હતા એમાં કંઇજ નવાઇ નથી. એ સંબંધે પુરાણોમાં અનેક ઉદાહરણો પ્રસિદ્ધ છે. તેમાંથી અહીં એક જ આપીએ છીએ. પદ્મપુરાણના ભૂમિખંડના ૨૨ મા અધ્યાયમાં એક કથા છે. દિતિને કશ્યપથી બળ નામનો પુત્ર થયો. કશ્યપના કહેવા ઉપરથી તે બળે બળપ્રાપ્તિ માટે બ્રહ્મચર્ય પાળીને સો વર્ષ સુધી તપશ્ચર્યા કરી, પછી તે બળ તપોવીર્યથી ઘણોજ બલિષ્ટ થયો.[1] તે બલિષ્ટ બળને જોતાંની સાથે જ ઇંદ્ર અસંત ભયભીત થયો, અને તેણે તે બળને અર્ધું રાજ્ય આપીને 'તું તથા હું સુખેથી રહીએ' એવી શરતથી તેની સાથે સંધિ કરી.[2]

### વૈશ્ય વર્ગમાં બલસંપાદન કરવાની પદ્ધતિ.

વૈશ્ય વર્ગમાં કોઇ પ્રસિદ્ધ મલ્લ અથવા શસ્ત્રધારી હતો એવું વર્ણન ઘણા ભાગે મળતું નથી. છતાં ઉત્તમ પદ્ધતિથી બધા વ્યાયામો વૈશ્ય વર્ગમાં થતા હતા, તે બદલ શંકા નથી. **कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम्** આવો તેનો સ્વાભાવિક વ્યવસાય હોવાથી તેને ગાયોને ચારવા માટે નાનપણમાં જ અરણ્યમાં જવું પડતું હતું, તથા ત્યાં અનેક પ્રકારના ખેલો અને વ્યાયામ કરવાની તેને સહેજે મવડ મળતી હતી. વૈશ્યકુમારો ઉપનયન લઇને ગુરુને ઘેર શિક્ષણ માટે જતાં પહેલાં ગાય બળદ લઇને બધા મળીને અરણ્યમાં જતા, અને ત્યાં જુદા જુદા ખેલ ખેલતા. તેને લીધે તેના સ્નાયુઓ મજબૂત થતા હતા, એમ નક્કી પણે કહી શકાય. વગડામાં તેઓ ગોફણથી પથ્થર વગેરે ફેંકતા હતા.[3] કોઈ વખત બળદ જેવા બનીને એકમેક સાથે ઝૂઝતા હતા[4] કોઇ કોઇ વખત સંતાઈ જવાની રમત રમતા અને કોઈ વખત નદીમાં ઊતરીને તેનાપર પુલ બાંધતા. ઝાડો ઉપર ચડીને વાનરની પેઠે કૂદકા પણ મારતા.[5] ઘણી વખત એકમેકનું ભાતું (ખાવાનું) મૂકેલાં શીંકાં ચોરતા અને તે ચોરી પકડાઈ જતાં તે શીંકાં પોતાના સોબતીઓ તરફ ફેંકતા. તે વળી બીજા તરફ અને બીજો ત્રીજા તરફ ફેંકે, એમ બહુ વખત ચાલતું. છેવટ તે શીંકાં જેને તેને પાછાં મળતાં,

૧ दितिपुत्रो महातेजा महाकायो व्यवर्धितः । बलं वीर्यं तथा क्षात्रं तेजोधैर्यसमन्वितम् ॥

૨ अर्धं भुंक्ष्व महाप्राज्ञ ऐन्द्रमेव महत्पद । वर्तितव्यं सुखेनापि चावाभ्यां दैत्यसत्तमम् ॥ (પ. પુ. ભૂ. ખં. અ. ૨૨)

૩ क्षेपणैः क्षिपतः क्वचित् (ભાગ. ૧૦–૧૧–૩૯)

૪ क्वचित्कृत्रिमगोवृषैः, वृषायमाणौ नर्दन्तौ युयुधाते परस्परम् ॥ (ભાગ. ૧૦–૧૧–૪૦)

૫ निलायनैः सेतुबन्धैः मर्कटोत्प्लवनादिभिः (ભાગ. ૧૦–૧૧–૫૯)

(ભાગ ૧૦-૧૧-૫૯). તેજ પ્રમાણે ઉપર પક્ષી ઊડતાં હોય, તેની છાયા જોડે દોડવું, મોર નાચતા હોય તેની પેઠે નાચવું, વાનરનાં બચ્ચાંની પૂછડી પકડીને ખેંચવી, ને ઝાડ ઉપર ચડે તો તેની સાથે ઝાડ ઉપર ચડવું, ઝાડની ડાળીઓ વાળી દેવી, પાણીમાં તરનારાં પક્ષીઓની જોડે તરવું, દેડકાંની જોડે કૂદકા મારતા ચાલવું, પાણીમાં ડૂબતા રહેવું, પ્રતિધ્વનિ સાંભળીને મોટેથી બૂમ પાડવી (ભા. ૧૦-૧૨-૮-૧૦), આવા આવા અનેક ખેલ ખેલતા.

**વૈશ્ય વગેરેના જુદા જુદા ખેલ.**

હાથી ઝાડને જે રીતે કચકચાવીને હલાવી નાખે છે, તે રીતે ઝાડોને હલાવવાનો પણ અભ્યાસ કરાતો, એવું બળરામના વર્ણન પરથી જણાય છે.[1] ઝાડ ઉપર ચડીને પાણીમાં કૂદકા મારવાનો પણ અભ્યાસ કરવામાં આવતો. કૃષ્ણે ઊંચા કદંબ વૃક્ષ ઉપર ચડીને દંડ (હાથ) ચાપટીને પાણીમાં કૂદકો માર્યો, અને ઘણા વેગથી તે તરતા તરતા ગયા, ઇત્યાદિ વર્ણન ઉપરથી તે જણાય છે.[2] વનમાં ગયા પછી નાચવું, ગાવું, લડવું એવા ખેલો સર્વદા ચાલતા, એવાં પણ વર્ણનો છે.

रामकृष्णादयो गोपा ननृतुर्युयुधुर्जगुः (ભાગ ૧૦-૧૮-૯) બાહુયુદ્ધના ખેલો પણ ખેલવામાં આવતા હતા.—वल्गतो युद्धतो मिथः (ભાગ ૧૦-૧૫-૨૫) અને नियुद्धश्रमकर्शितः (ભાગ ૧૦, ૧૫-૧૬). શરીરને વધારવાનો પણ અભ્યાસ કરવામાં આવતો, એવું બકાસુર શ્રી કૃષ્ણને ગળી ગયો, તે વખતે પોતાનો દેહને વધારીને શ્રી કૃષ્ણ બકાસુરના મુખમાંથી બહાર નીકળી ગયા, એ વર્ણન ઉપરથી સમજાય છે.[3] તે જ પ્રમાણે પોતાની આસપાસ ગોળ ગોળ ફરવું, કૂદકા મારવા, હાથ ખેંચવા, બાહુયુદ્ધ કરવું, બીલી ફળથી રમવું, આંખે પાટા બાંધીને અડક અડક કરવું, હરણ અથવા પક્ષીને પકડવા માટે તેની પાછળ દોડવું, હાથની પાલખી બનાવીને બીજાને તેમાં બેસાડીને લાવવો, ઘોડા ઘોડા રમવું, ઇત્યાદિ અનેક ખેલ ખેલતા હતા. એવાં વર્ણનો મળે છે.[4] આ બધા ખેલો વૈશ્ય લોકોના છોકરામાં જ ખેલતા એવું નહીં, પણ તેમાં બધા વર્ણના છોકરાઓ ભાગ લેતા હતા એમ જણાય છે. ગણેશ પુરાણમાં પણ મલ્લયુદ્ધ કરવું,[5] ચોટલી પકડી એકમેકને પાડવા, માથાવડે, ગોઠણો વડે, કોણીઓવડે અને પગોવડે પરસ્પર લડવું, અને પીઠ ઉપર, તથા ખભા ઉપર ચડવું, તેમ જ અંદર અંદર બે પક્ષ

---

૧ वलः प्रविश्य बाहुभ्यां तालान्सपरिकंपयन् ।
फलानि पातयामास मतङ्गज इवौजसा । (ભાગ. ૧૦-૧૫-૨૮)

૨ "कृष्णः कदम्बमधिरुह्य ततोतितुङ्गमास्फोट्य गाढरशनोन्यपद्धतिपोदे ।
तस्य ह्रदे विहरतो भुजदण्डधूर्णतः" (ભાગ. ૧૦-૧૬-૬-૮)

૩ चूर्णीचिकीर्षोरात्मानं तरसा विवृधे गले । (ભાગ. ૧૦ ૧૨-૩૦)

૪ आचेरुर्विविधाः क्रीडा वाह्यवाहकलक्षणाः ।
यत्रारोहन्ति जेतारो वहन्ति च पराजिताः । (ભાગ. ૧૦-૧૮-૨૧)

૫ मल्लयुद्ध च ते चक्रुर्द्वदशोऽनेकधा बहु । पातयामासुरागृह्य शिखाया ते परस्परम् ॥
जघ्नुः शिरः शिरोभिश्च जानुभिर्जानुनी तथा । कूर्पर कूर्परेणैव चरण चरणेन च ॥
रुरुहुः पृष्ठभागं ते स्कन्धभाग परस्परम् । लत्ताप्रहाराभिर्जघ्नुरुदरे मस्तकेऽपि च ।
(ગ. પુ. ૯૦-૨૫-૨૮)
ययुर्बहिर्मुदायुक्ता धृत्वा हस्तान् परस्परम् । द्विभागी भूयचिक्रीडुर्नानायुद्धविचेष्टितैः ॥
मस्तक मस्तकेनैव वक्षसा वक्ष एव च । बाहुभ्यां चैव बाहू च निजघ्नुस्ते परस्परम् ॥

પાડી ને દેવદાનવ બનીને હાથવડે, માથાવડે તથા છાતીવડે પરસ્પર લડવું, એવા ઉલ્લેખ છે. [૧]દૈત્યોનો પરાજય અને દેવોનો જય થાય એમ ઠરેલું જ હતું. કોઈ કોઈ વખત પાણીથી, દડાથી, તથા કાદવથી પણ ખેલતા હતા.

તેજ પ્રમાણે કોઈ ઊંચી જગાપર ઊભા રહેતા,[૨] અને કોઈ જમીન ઉપર. જમીન પર ઊભા રહેલા છોકરાઓ ઊંચે ઊભા રહેલા તરફ ફળો ફેંકીને મારતા. મગર, માછલાં, દેડકાં, અને અનેક પક્ષી તેમ જ પુષ્કળ પાણી-વાળા કૂવાઓમાં ઊંચેથી ફૂદકા મારવામાં આવતા, તથા પાણીમાં જઈને પરસ્પર ઉપર પાણી ઉડાડતા (ગ. પુ. ૯૯–૨૦). લાંબેથી દોડતા આવીને પાણીમાં ફૂદકો મારવો (ગ. પુ. ૧૯૧–૧૨–૧૪), વગેરે અનેક વર્ણનો ઉપરથી નાની ઉમરમાં કયા કયા પ્રકારના ખેલ ખેલવામાં આવતા, તેની સારી કલ્પના આવે છે. આ બધા ખેલ શરીરના બધા સ્નાયુઓને જોરાવર કરનારા તથા મગરોથી ભરેલી નદીઓમાં તરવાથી નાનપણમાંજ અસાધારણ ધૈર્ય ઉત્પન્ન કરનારા હતા.

વૈશ્ય લોકોને પણ બ્રાહ્મણ તથા ક્ષત્રિયોની પેઠે ધનુર્વેદ શીખવાની છૂટ હતી. એ પાછળ જણાવેલા અગ્નિપુરાણના धनुर्वेदं गुरु-र्विप्रः प्रोक्तो वर्णद्वयस्यच । એ વચન ઉપરથી જણાઈ આવે છે. વર્ણદ્વય એ પદથી બ્રાહ્મણ, ક્ષત્રિય એ બે જ માનવામાં આવે, તો પણ વૈશ્યોને બધું શીખવાનો અધિકાર હોવાથી ધનુર્વેદનો પણ હતો જ અને તેઓ પણ તેનુ શિક્ષણ લેતાજ હતા પરંતુ તેમનું ધ્યેય માત્ર તે ન હતું. ગોરક્ષણ વગેરે કરતાં તેને નાનપણમાં સહેજે જુદા જુદા વ્યાયામો થતા.

### પશુઓ જોડે લડવાની પદ્ધતિ.

હવે જુદાં જુદાં જાનવરો જોડે કેવી પદ્ધતિથી લડતા હતા, અને પશુઓનું આક્રમણ થતાં એવા આપત્કાળ પ્રસંગે કેવી રીતે પોતાનું સંરક્ષણ કરતા, તે બદલ મળી આવેલાં વર્ણનોનો વિચાર કરીએ. શ્રીમદ્ભાગવત, હરિવંશ, પદ્મપુરાણ, ગણેશપુરાણ, વગેરે પુરાણોમાં જુદાં જુદાં પ્રાણીઓ જોડે થયેલી ઝટાપટીનાં વર્ણનો મળે છે. બળદ દોડીને અંગ ઉપર મારવા આવેલો હોય, તે વખતે મોઢા તરફ ચાલીને તેની સામે ન જતાં, પીઠ તરફ જઈને પાછલા પગ પકડીને તેને મારવામાં આવતો. શ્રીકૃષ્ણે જે વખતે બળદ દોડીને તેના અંગ ઉપર આવેલો, તે વખતે પૂછડા સહિત તેના પાછલા પગ પકડીને તેને ગોળ ગોળ ફેરવીને કોઠાના ઝાડ ઉપર પછાડીને તેને મારેલો.[૩] ગર્દભ ધસીને અંગ ઉપર આવેલો તે વખતે તેના આગલા પગ પકડીને તેને ફેંકી દીધો એવું પણ વર્ણન મળે છે.[૪] હાથી ધસીને અંગ ઉપર આવેલો તે વખતે તેની પાછળ જઈને તેની

---

૧ जलेन रजसा चैव कन्दुकैर्मुष्टिभिस्तथा ।
कर्दमैर्गोमयैः केचिदान्दोलनविकर्षणैः ॥
दैत्यभूताः जयं प्रापुः देवभूताः पराजयम् ॥ (ગ. પુ. ૯૩–૮–૧૧)

૨ आजघ्नुः फलघातेन भूमिस्था उपरिस्थितान् । (ગ. પુ ૯૮–૯૭)

૩ गृहीत्वाऽपरपादाभ्यां सहलाङ्गूलमच्युतः ।
भ्रामयित्वा कपित्थाग्रे प्राहिणोद्गतजीवितम् । (ભાગ. ૧૦–૧૧–૪૩)

૪ स त गृहीत्वा प्रपदोर्भ्रामयित्वैकपाणिना ।
चिक्षेप तृणराजाग्रे भ्रामणत्यक्तजीवितम् ॥ (ભાગ. ૧૦–૧૫–૩૨)

પૂછડી પકડીને તેને ફેરવેલો, અને જોડે જોડે પોતે પણ ગોળ ગોળ ફરતાં તે થાકયા પછી તેને મારેલો, એવું પણ વર્ણન છે.[1]

ઘોડો અંગ ઉપર દાંત ચાવતો ધસી આવેલો તે વખતે તેના મોઢામાં હાથ ઘાલીને તેને મારેલો હતો.[2] કંસના માવતે અત્યંત મત્ત બનેલા કુવલયાપીડ નામના હાથીને શ્રીકૃષ્ણના અંગ ઉપર છોડેલો, તે વખતે તે હાથીની જે ઝટાપટી શ્રીકૃષ્ણ જોડે થઇ તેનું વર્ણન આપવાથી જનાવરો જોડે કેવી રીતે લડાઈ થતી તેની બરાબર સમજ પડશે. એ વર્ણન હરિવંશમાં તેમજ શ્રીમદ્‌ભાગવતમાં પણ આપેલું છે.

"તે મોટો હાથી બરાબર મેઘની પેઠે ગર્જના કરતો હતો. કૃષ્ણ તેને ચીડવવા માટે ફૂદકા મારતા, તાળી બજાવતા અને દંડ થાપટતા તેની સામે જઇને ઊભા રહ્યા.[3] હાથીએ ઉપાડેલી સૂંઢ પોતી છાતી ઉપર લઇને (હાથી દંત પ્રહાર કરવા આવ્યો તે વખતે) તેના બે પગોમાંથી (જાતને બચાવીને) તે બે પગોની મધ્યમાં કૃષ્ણ ઘુસી ગયા (તેને લીધે હાથીને સૂંઢનો કે દાંતનો પ્રહાર કૃષ્ણ ઉપર કરવાનું અશક્ય થઈ પડયું). વાયુ જેમ મેઘને આ બાજુથી તે બાજુ નચાવે છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણે હાથીને ત્રાસ આપ્યો (અને હાથીએ પોતાના દાંતો વડે તથા સૂંઢ વડે અને તે જ રીતે પગો વડે પણ શ્રીકૃષ્ણને ચીડવવાનો પ્રયત્ન કર્યો). પણ કૃષ્ણ તેના દાંતના અને સૂંઢના હુમલામાંથી તથા પગની વચ્ચેથી છટકી ગયા અને પ્રથમની પેઠે જ હાથીને ત્રાસ આપતા રહ્યા. કૃષ્ણની આ અત્યંત ચપળતાથી હાથીની સૂંઢના પ્રહારો કૃષ્ણ ઉપર ન થતાં ઊલટ તેના જ અંગ ઉપર થતા હતા. તે જ પ્રમાણે કૃષ્ણને પકડવા માટે પોતાની જ આસપાસ એક સરખો ગોળ ગોળ ફરતો તે હાથી જેના પોતાના જ અવયવ તેના પોતાના જ અવયવોને વાગીને ત્રાસ આપતા હતા તેવો તે હાથી, પછી અત્યંત ત્રાસ પામીને મોઢા તરફના ભાગે જમીન ઉપર પડયો."

આ વર્ણન ઉપરથી પશુઓ જોડે યુદ્ધ કરવાની પદ્ધતિ તે વખતે પૂર્ણતાએ પહોંચી હતી; અને ક્ષત્રિયો તેનો અભ્યાસ કરતા હતા એમ જણાઇ આવે છે. પશુઓ જોડે થતી આ સાક્ષાત્ લડાઇથી મન તથા શરીર અત્યંત બલિષ્ટ થતાં હોય એમાં શંકા જ શી? ગણેશ પુરાણમાં રેડો અંગ ઉપર ધસીને આવેલો, તે વખતે તેને

---

१ कश्चित्पुच्छेगृहीत्वेभं भ्रामयित्वा परोक्षिपत् । (ગણુ. પુ. ૧૨૯-૧૭)

२ तस्योत्सिक्तस्थ बलवान् कृष्णोऽप्यमितविक्रमः ।
बाहुना भोगिनं कृत्वा मुखे क्रुद्धः समादधत् ॥ (હરિ. ૨૫-૬૬)

३ सन्निकृष्टे ततो नागे गर्जमाने यथा घने । सहसोत्पत्य गोविंदश्चके तालस्वनं प्रभुः ॥
क्ष्वेडितस्फोटितरवं कृत्वा नागस्यचाग्रतः । कर ससीकरं तस्य प्रतिजग्राह वक्षसा ॥
विपाणान्तरगोभूत्वा पुनश्चरणमध्यगः । बबाधे तं गजं कृष्णःपवनस्तोयदं यथा ॥
स हस्ताग्राद्विनिष्क्रम्न्तो विपाणागाश्चदन्तिनः विमुक्तः पादमध्याच्च कृष्णोद्विपमपोथयत् ॥
सोऽप्रतिक्रमयमूढस्तु हन्तुं कृष्णमशक्नुवन् । गजस्वेष्वेव गात्रेषु मथ्यमानो ररासह ॥
पपात भूमौ जानुभ्या दशनाभ्यां तुतोदच । मदं सुस्राव रोषाच्चधर्मापाये यथा घनः ॥
कृष्णस्तुतेन नागेन क्रीडीत्वा शिशुलीलया । निधनाय मतिंचक्रे कंसद्विष्टेन चेतसा ॥
(હરિવંશ ૨૯-૨૭-૩૩)

પૂછડીથી પકડીને એક સરખો ફેરવીને પછાડીને માર્યો, એવું વર્ણન પણ મળી આવે છે.[૧]

પુરાણમાં મલ્લક્રીડા બદલ જે જે ઉલ્લેખો છે, તે ઉપરથી તે વખતે લોકોમાં તે વિદ્યા માટે ઘણું માન હતું એમ જણાય છે.

## કુસ્તી જોવા માટે આવેલા લોકોની વ્યવસ્થા.

રાજાઓ પણ પ્રસિદ્ધ મલ્લોને બોલાવીને વારંવાર આવા ખેલો કરાવતા હતા, અને તે જોવા માટે બધા દરજ્જાનાં સ્ત્રી પુરુષો એકત્ર થતાં હતાં. રાજાઓ તરફથી બધા પ્રેક્ષકોની જેની તેની યોગ્યતા પ્રમાણે બેસવાની વ્યવસ્થા કરવામાં આવતી. હારજીતનો નિર્ણય કરવા માટે સારા મધ્યસ્થ નીમવામાં આવતા. તેઓ અન્યાય થતો, તો સ્પષ્ટ બોલી બતાવતા.

## મલ્લયુદ્ધ પહેલાં ધનુર્યજ્ઞ.

રંગસ્થળ (કુસ્તીની જગા) ઉત્તમ રીતે શણગારવામાં આવતું, મલ્લોના સંઘ હતા અને એવી લડાઇ કરતાં પહેલાં કોઈ કોઈ વખત ધનુર્યજ્ઞ કરતા.[૨] એક સુંદર બળવાન ધનુષ્ય તેમાં મૂકતા અને તેની પૂજા કરતા. મોટા મોટા જે બહારના મલ્લ આવતા, તેને તે ધનુષ્યની દોરી ચડાવવી પડતી અને તે ઉપરથી તેમની શક્તિની કલ્પના થતી.

## મલ્લોનો વ્યવહાર.

મલ્લયુદ્ધની શરૂઆત થતાં પહેલાં મધ્યસ્થ નિર્ણય આપનારા લોકો કુસ્તીને માટે મલ્લોની જોડીઓ ઠરાવતા. એ જોડી ઠરાવવામાં અન્યાય થતો, તો લોકો બૂમાબૂમ કરી મૂકતા. પછી તેને શાન્ત પાડવા યોગ્ય કારણો કહેવાં પડતાં.[૩] પ્રતિપક્ષી કુસ્તીમાં પડ્યા પછી (ચીત થયા પછી) મલ્લયુદ્ધ બંધ રાખવામાં આવતું.

કુસ્તીની જગાએ અડાયા છાણાની રાખનો તથા લાલ ગેરનો ઢગલો, અને પાણીથી ભરેલાં પાત્રો રાખવામાં આવતાં. શરીરને રાખ લગાવીને ધોવું તથા ગેરુ અંગે ચોપડવો એવી મલ્લોની પદ્ધતિ છે.[૪] પ્રતિષ્ઠિત મલ્લ અંગે ગેરુ વગેરે લગાડવામાં અસભ્યતા માનતા. આવી લડાઇઓમાં સંયમ, સ્થિરતા, શૌર્ય, વ્યાયામ, સદાચાર અને બળ જો હોય, તો અવશ્ય સફળતા મળે એવું માનવામાં આવતું.[૫]

---

૧ पुच्छे गृहीत्वातित्वलौ भ्रामयित्वा पुनः पुनः ।
मुहूर्तात्पातितौ पृथ्व्याम् तान्विदार्य द्रुमानपि ॥ (ગ. પુ. અ. ૧૦૭-૧૭)

૨ धनुःशाला गतौ तत्र बालावपरितर्कितौ । स तयोर्दर्शयामास तद्धनुस्तम्भसन्निधम् ॥
अनारोप्यमसभेद्य देवैरपि सवासवैः । आरोपयामास नामयामास चासकृत् ॥
आनाम्यमान कृष्णेन प्रकर्पादुरगोपमम् । द्विधाभूतमभून्मध्ये धनुरायोगभूषितम् ॥
भग्त्वा तु तद्धनुःश्रेष्ठ कृष्णस्त्वरितविक्रमः ॥ (શ્રી. ભા. ૬૧-૪૮)

૩ अद्भिश्चातिश्रमो नित्यं विनेयः कालदर्शिभिः । करीषेण मल्लस्य सतत सत्क्रिया स्मृता ॥

૪ बालःकृष्णः महानध्रः कथं न स्याद्विचारणा । ततः किलकिलाशब्दः समाजे समवर्तत ॥
प्रागल्भेन च गोविन्दो वाक्यं चेदमुवाच ह ॥ (હરિ અ. ૩૦-૧૮)

૫ योयं करीषधर्मश्च तोयधर्मश्च रंगजः । कषायस्थ च ससर्गः समयो ह्येष कल्पितः ॥
सयमः स्थिरता शौर्यं व्यायामः सत्क्रियाबलम् ।
रंगे च नयता सिद्धिरेतद्युद्धविदा मतम् ॥ (હ. ૩૦-૧૩-૧૬-૨૧)

## રંગસ્થલવર્ણન.

હવે રંગસ્થલ જ્યાં થતું અને પ્રેક્ષકો જ્યાં બેસતા, તેની રચના કેવી કરતા હતા, તેનો વિચાર કરીએ.

કંસ જે વખતે મલ્લયુદ્ધ માટે તૈયાર કરેલું સ્થળ જોવા માટે આવ્યો, તે વખતે તેની રચના આ પ્રમાણે કરવામાં આવી હતી :—

તે સ્થળે સર્વત્ર હારબંધ કોચ ગોઠવેલા હતા. તેના ઉપરની છત માળની પેઠે ચડ ઉતર બાંધેલી હતી. તેને સુંદર થાંભલા નાખેલા હતા. ત્યાં રાજાને બેસવાને યોગ્ય એવાં પણ આસનો હતાં. વચમાંથી જવા માટે પણ રસ્તા રાખેલા હતા. આવું એ રંગસ્થળ જોયા પછી કંસે પોતાના નોકરોને આજ્ઞા કરીઃ "કાલે ચિત્રવિચિત્ર પતાકાથી તથા માળાઓથી કોચ અને રસ્તાઓ સુશોભિત કરજો. સુગંધી વસ્તુઓ નાખીને બધી જગા સુગંધી બનાવજો. રંગસ્થળમાં અડાયાની રાખનો ઢગલો તૈયાર રાખજો. બેસવા માટે સુંદર આસનો તથા માળા વગેરે આદરસત્કારનાં સાહિત્યો તૈયાર રાખજો. પાણી પીવા માટે પુષ્કળ પાણી ભરેલા સુવર્ણભૂષિત ઘડા બધી જગાએ ગોઠવજો. યુદ્ધધર્મ જાણનારા અને વાજબી નિર્ણય આપનારા યોદ્ધાઓ બોલાવજો. પ્રેક્ષકોને જોવા માટે નિમંત્રણો મોકલજો, અને બેસવા માટે બધાની યોગ્ય યોજના કરજો." (હરિ. ૨૮–૫-૧૫).

સવારે ઊઠતાંની સાથે, સૂર્ય ઊગતાંજ, કંસે રંગસ્થળ તૈયાર કરાવ્યું. વાજાંઓ વાગવા લાગ્યાં. કોચને પતાકા, વસ્ત્રો તથા માળાથી અલંકૃત કરવામાં આવ્યા. બ્રાહ્મણ, ક્ષત્રિય અને ઈતર નાગરિક લોકો તેમ જ રાજાઓ પોતપોતાની યોગ્યતા પ્રમાણે યોગ્ય આસનો ઉપર આવીને બેઠા. કંસ પણ બધા કોચોમાં શ્રેષ્ઠ, ખાસ તેના માટેજ તૈયાર કરેલા કોચ ઉપર પ્રધાનો સહિત આવીને બેઠો. વાદ્યો વાગતાં હતાં, પ્રેક્ષક મલ્લો દંડ થાપટતા હતા, અને કુસ્તી ખેલનારાઓ સગર્વ પોતાના ગુરુઓ જોડે આવ્યા. (ભાગ. ૧૦–૪૨ અનેક શ્લોકોનો સારાંશ).

## પરસેવો આવે ત્યારે રાખ લગાડતા.

કુસ્તી ખેલતાં ખેલતાં પરસેવો આવતો, તો અડાયા છાણાની રાખ શરીર ઉપર ચોળતા, તથા કપડાના ભીના કકડાથી પરસેવો લૂછતા, વગેરે કેટલાક પ્રકાર તે વખતે પણ બનતા જણાય છે (હરિ. ૩૦–૧૩). કુસ્તી ખેલનારા ખેલતાં ખેલતાં જો સ્થાન છોડીને દૂર જતા, તો નિર્ણય આપનારા મધ્યસ્થ લોકો તે બન્નેને યોગ્ય સ્થળે આણતા, અને પછી કુસ્તી કરવા દેતા એમ જણાય છે (હરિ. ૩૦).

## પ્રતિપક્ષી જોડે રખાતો વ્યવહાર.

રંગસ્થળમાં આવ્યા પછી તે બધા લોકોને ઉદ્દેશીને શ્રી કૃષ્ણે જે ભાષણ કરેલું, તે ભાષણ ઉપરથી કુસ્તી ખેલતી વખતે પ્રતિપક્ષી જોડે વ્યવહાર કેવો રખાતો હતો તેની બરાબર કલ્પના આવે છે. એ ભાષણ આ પ્રમાણે હતું:— "આ ચાણૂરે રંગસ્થળમાં પરાક્રમ બતાવવાની ઈચ્છાથી અનેક મલ્લોને મારેલા છે. મલ્લયુદ્ધમાં સામી બાજુનો મલ્લ ચીત થાય એટલે જીત થઈ એમ ગણવામાં આવે છે. પછી તેનો પ્રાણનાશ કરવા કારણ રહેતું નથી. લડાઈમાં મરણ થાય તો સ્વર્ગ મળે છે. મારનાર અને મરનાર એ બન્નેનું કલ્યાણ થાય છે. પણ મલ્લયુદ્ધમાં મૃત્યુ થાય, તો સ્વર્ગ મળે નહીં અને એ રીતે બીજાને હાર કરીને મેળવેલી જીત માટે લોકો સ્તુતિ પણ કરે નહીં. "પોતાનું પરાક્રમ દર્શાવવા જે મલ્લનો વધ કરે છે, તેનો વધ કરવો

જ ઉચિત" એવું (હરિ. ૩૦-૨૪-૩૦ માં) વર્ણન મળી આવે છે.[૧]

## નોકરની યોગ્યતા.

સમાજમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય, અથવા રાજાઓને ત્યાં નોકરી મળે, તે માટે ઉત્તમ શરીરસંપત્તિ તથા સર્વ શસ્ત્ર વિદ્યામાં પારંગતતાની જરૂર ગણાતી. અગ્નિ પુરાણમાં રાજસેવકનું આવું વર્ણન છેઃ "રાજાએ ઊંચા, શૂરા, છાતી વગેરે પહોળી હોય તેવા, અત્યંત ભક્તિ કરનારા, કદી પણ દુઃખ ન ગણકારનારા, સર્વદા ક્લેશ સહન કરવાને તત્પર એવા તથા હિતેચ્છુ એવા રક્ષકો નીમવા" (હરિ. અ. ૨૧-૪-૧૫)[૨]. તેજ પ્રમાણે ખડ્ગ ધારણ કરનારા લોકોનું વર્ણન જણાઈ આવે છે.[૩] તેમ જ વીર કેવા જોઇએ તેનું સુંદર વર્ણન પણ વાંચવા જેવું છેઃ "શૂર, ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલા, બળવાન, તેજસ્વી, રૂપવાન, સત્યપ્રિય, સજ્જન, ક્ષમાશીલ, ક્લેશસહિષ્ણુ, અત્યંત ઉત્સાહી, ધર્મજ્ઞ, હિતવાદી તથા ધનુર્વેદવિશારદ એવા વીર રાજાને ત્યાં રાખવા.[૪] (મ૦ ૨૧૫-૪-૮).

આ બધાં વર્ણનો ઉપરથી સામાન્ય ક્ષત્રિયોને પણ રાજાને ત્યાં નોકરી મેળવવી, એ બધા પ્રકારના બળ સિવાય દુર્લભ હતી; અને ક્ષત્રિય વર્ગ પણ ગુરુને ઘેર શિક્ષણ મેળવીને યોગ્ય બળ સંપાદન કરતો, એવું જણાઈ આવે છે.

## લડાઇના શિક્ષણનો ઉપયોગ.

હવે સંપાદન કરેલા બળનો પ્રત્યક્ષ લડાઈમાં કેવો ઉપયોગ કરતા તે જોઇએ. નીચેનું વર્ણન જો કે દેવ દાનવની લડાઇનું છે, તો પણ તે ઉપરથી તે વખતના લોકોમાં લડાઇની જે પદ્ધતિ પ્રચલિત હતી તેનો અંદાજ કરવામાં ભૂલ થશે નહીં. આરંભ વખતે શસ્ત્રો લઇને લડવા માંડતા, પણ પછીથી લડતાં લડતાં શસ્ત્ર ભાંગી જાય, તો પ્રતિપક્ષી જે પ્રકારે લડે, તે પ્રકારથી લડવું પડતું. ગદાયુદ્ધમાં જુદી જુદી રીતે ગદાના પ્રહાર કરવાના અને તે ચૂકવવા વગેરેના દાવપેચ થતા. દેવી ભાગવતમાં તેનાં

---

૧ एतेन बहवो मल्ला निपातानन्तर हताः । रगप्रतापकामेन मल्लमार्गश्चदूषितः ॥
शस्त्रसिद्धिस्तु योधाना संग्रामे शस्त्रयोधिनाम् । रंगसिद्धिस्तु मल्लाना प्रतिमल्लनिपातजा ॥
रणे विजयमानस्य कीर्तिर्भवति शाश्वति । हतस्यापि रणे शस्त्रैर्नाकपृष्ठ विधीयते ॥
रणे ह्युभयतासिद्धिर्हतस्येह मतोऽपि वा । अयं तु मार्गो बलतः क्रियातश्च विनिस्मृतः ॥
ये तु केचित्स्वदोषेण राज्ञः पण्डितमानिनः । प्रतापार्थे हताः मल्लाः मल्लहन्तुर्वधो हि सः ॥
(હ. ૩૦–૨૯–૩૦)

૨ प्रांशवो व्यायताः शूराः दृढभक्ताः निराकुलाः । राज्ञाः रक्षिणः कार्या सदाक्लेशसहा हिताः ॥
(હ. અ. ૨૨૪–૧૫)

૩ सुरूपस्तरुणः प्रांशुर्दृढभक्तिः कुलोचितः । शूरः क्लेशसहश्चैवखड्गधारी प्रकीर्तितः ॥
(હ. અ. ૨૧૫–૧૮)

૪ शूरान्, कुलीनजातीयान् बलयुक्तान् च्छ्रियायुतान् । रूपसत्त्वगुणोपेतान् सज्जनान् क्षमयान्वितान् ॥
क्लेशक्षमान् महोत्साहान् धर्मज्ञांश्च प्रियंवदान् ॥ (મ. ૨૧૫–૪–૬)
कुलीनः शीलसंपन्नो धनुर्वेदविशारदः । हस्तिशिक्षाश्च शिक्षासु कुशलः श्लक्ष्णभाषितः ॥
(મત્સ્ય ૨૧૫–૮)

વર્ણનો છે. "એક દૈત્યે દેવી ઉપર ઘણાં બાણોની વૃષ્ટિ કરી. દેવીએ તે શરવૃષ્ટિને પાસે આવતાં પહેલાં જ બાણોવડે તોડી નાખી. પછી તે દૈત્ય લોખંડની ગદા લઇને સિંહ ઉપર બેઠેલી દેવી ઉપર ક્રોધપૂર્વક દોડયો, અને તેણે સિંહના માથા ઉપર ગદાનો પ્રહાર કર્યો. પરંતુ દેવીએ તે પણ ચૂકવ્યો."[1] (દે. ભા. ૯-૧૫) તેમ જ માર્કંડેય પુરાણમાં "બધાં શસ્ત્રો પૂરાં થયાં એટલે તે દૈત્ય દેવી ઉપર હાથની મૂઠીઓ વાળીને મુષ્ટિપ્રહાર કરવા દોડયો, અને દેવીના વક્ષસ્થલ ઉપર મુષ્ટિપ્રહાર કર્યો. તે વખતે દેવીએ એક જોરથી થાપટ (હાથના તળીઆનો પ્રહાર) મારીને તેને જમીન ઉપર પાડયો". (દે. ભા ૪૦)[2]

પદ્મપુરાણના પાતાળ ખંડમાં પણ પુષ્કલ અને વીરભદ્રની લડાઇમાં મુષ્ટિપ્રહારનું સુંદર વર્ણન આપેલું છે. તે ઉપરથી મુષ્ટિયુદ્ધ કેવું થતું તેની કલ્પના આવે છે. "મહા બળવાન પુષ્કલે વીરભદ્ર ઉપર મુષ્ટિ વડે પ્રહાર કર્યો. પછી તે એકમેકને પગ વડે, ગોઠણ વડે, સાથળ વડે અને લોઢા જેવા હાથ વડે પ્રહાર કરતા હતા. એવી તેની લડાઈ ચાર રાત્રી દિવસ ચાલી" (પ. પુ. ૪૫).[3] તેવું જ વર્ણન ગણેશપુરાણમાં પણ મળી આવે છે. "શંકર જોડે બાહુ યુદ્ધ કરવા માટે તે રાક્ષસ આવ્યો અને પાસે આવીને શંકરને બાહુની વચમાં દબાવી નાખવા તેણે ખૂબ પ્રયત્ન કર્યો"[4] (ગ. પુ. ૧૨૭-૬)

## મુષ્ટિયુદ્ધ.

મુષ્ટિયુદ્ધ કરતાં ચરણ પ્રહાર, તથા ચરણ પકડીને ખેંચવા, વગેરે અનેક પ્રકાર થતા હતા. અમુક કોઈ જુદીજ પદ્ધતિથી કૂદકો મારીને શત્રુને પકડવો વગેરે બાબતનું પણ વર્ણન મળી આવે છે: "બધાં શસ્ત્રાસ્ત્રો પૂરાં થયા પછી લાતો વડે તથા મૂઠીઓ વડે બધાં સૈન્ય એકમેકનો નાશ કરવા લાગ્યાં. કોઈ કૂદકો મારીને એવી ખૂબીથી તે પ્રતિપક્ષી ઉપર પડ્યો કે તેને લીધે પ્રતિપક્ષી કચરાઈ ગયો."[5] તે જ પ્રમાણે

१ इत्युक्त्वा शरवृष्टिं स चकार दानवोत्तमः । देवी चिच्छेद तान्बाणैरप्राप्तांस्तु निजांतिके ॥
असिलोमागदां गुर्वी लौहीमुद्यम्य वेगतः । दुद्राव चण्डिकां कोपात्सिंह मूर्ध्नि जघान ह ॥
उत्पत्य तरसादैत्यो गदापाणिः सुदारुणः । सिंहमूर्ध्नि समारुह्य जघान गदयाम्बिकाम् ॥
कृतं तेन प्रहारं तु वंचयित्वा विशांपते । (दे. ५-१५-४-९०)

२ तथापि सोऽप्यधावत्तांमुष्टिमुद्यम्य वेगवान् । स मुष्टिं पातयामास हृदये दैत्यपुंगवः ॥
देव्यास्तं चापि सा देवी तलेनोरस्यताडयत् ।
तलप्रहाराभिहतो निपपात महीतले ॥ (भा. पु. ४०)

३ मुष्टिना ताडयामास वीरभद्रं महाबलः । अन्योन्यं मुष्टिभिर्घ्नन्तावूरुभिर्जानुभिस्तथा ॥
परस्परवधोद्युक्तौ परस्परजयैषिणौ । एवं चतुर्दिनमभूद्रात्रिंदिवमपीशयोः ॥
मुष्टिना चरणाघातैः बाहुभिः सुखरैः महत् । (प. पु. ४५)

४ एवमुक्त्वा बाहुयुद्धं कर्तुं शंकरमाययौ ।
बाहुभ्या वेष्टितुं यावदित्येव सोऽसुरोहरम् । (ग. पु. १२८-६)

५ क्षीणेषु शस्त्रबाणेषु लत्ताभिर्मुष्टिभिः पुनः । ययुधुः सर्वे सैन्यानि नाशयन्ति परस्परम् ॥
कश्चित् चरणौ धृत्वा पोथयामास वैरिणम् । कश्चिदुड्डीय—न्यपतच्चूर्णयामास वै परम् ॥
(ग. पु. ११४-९)

"કોઈ પોતાનું શરીર ફુલાવીને અને કૂદકો મારીને વજ્ર જેવી મૂઠીનો પ્રહાર શત્રુના મસ્તક ઉપર કરવા લાગ્યો."[૧] શ્રીકૃષ્ણનું અને જાંબવાનનું વજ્ર જેવી મૂઠીઓ વડે દસ દિવસ સુધી એક સરખું યુદ્ધ થયેલું. તે જ પ્રમાણે બીજાં બાહુ યુદ્ધોનાં વર્ણનો પુરાણોમાં છે.[૨]

આ બધાં વર્ણનો જો કે પૌરાણિક પદ્ધતિએ લખેલાં જણાશે, પણ તે લડાઇઓમાં જણાઇ આવતા દાવપેચ હાલ પણ જોવામાં આવે છે, અને થઈ શકે તેવા છે. આ વર્ણનો ઉપરથી એટલું તો નક્કીપણે કહી શકાશે, કે આ બાહુયુદ્ધો કેવળ અસાધારણ પ્રસંગે લડવાનાં બીજાં સાધન નષ્ટ થયાં હોય ત્યારે કિંવા બીજું કાંઇ સાધન ઉપલબ્ધ ન હોય ત્યારે જ–કરવામાં આવતાં એમ નહીં; પણ તે યુદ્ધ પદ્ધતિનો પહેલાંથીજ યોગ્ય અભ્યાસ કરી રાખવામાં આવતો, અને ઈતર શસ્ત્રોની પેઠે તેનો પણ યોગ્ય વખતે ઉપયોગ કરવામાં આવતો. એટલું જ નહીં પણ શત્રુ તરફથી શૂળ જેવાં આયુધો ફેંકવામાં આવેલાં, તે વખતે પાસે બીજું કંઇપણ સાધન ઉપલબ્ધ ન હોવાથી શત્રુનો તેવો પ્રહાર મૂઠી વડે અટકાવી પાછાનાં પણ વર્ણનો મળે છે.[૩]

### ચક્રયુદ્ધ.

હવે એ સિવાયનાં ઇતર શસ્ત્રોનો પ્રયોગ પ્રત્યક્ષ યુદ્ધમાં કેવો કરતા હતા, તે સંબંધે જે વર્ણનો મળી આવે છે તેનો વિચાર કરીએ. ચક્રનો યુદ્ધમાં ઉપયોગ કરવામાં આવતો. શક્તિ, તોમર વગેરે શસ્ત્રો પણ ચક્રના જોરદાર આઘાતથી તોડયાનાં વર્ણનો મળે છે. શક્તિ તોમર જેવાં શસ્ત્રો ચક્રથી તોડવા માટે અસાધારણ બળની તથા તેની જ જોડે ચક્ર ફેંકવાની જુદી જુદી પદ્ધતિની પૂર્વ તૈયારી હોવી જોઇએ એ નિશ્ચિત છે. હાલમાં કોઈ વખત પંજાબ તરફ શીખ લોકોમાં ચક્રના પ્રયોગ જોવામાં આવે છે. "મુંડ દૈત્યે અનેક ચક્રો દેવી ઉપર ફેંકયાં. તે પછી પણ દેવી ઉપર તેણે શક્તિનો પ્રયોગ કર્યો, તે શક્તિ પોતાના અંગ ઉપર આવે છે એવું જોઇને દેવીએ તેને ચક્રથી તોડી નાખી".[૪] "દેવીએ તે શક્તિને ચક્રથી અને તોમરને બાણથી તોડી નાખ્યું".[૫] આવાં વર્ણનો પુરાણોમાંથી મળે છે. કોઈ જગાએ

---

૧ कृत्वा महत्तरं रूपमुड्डीय तं जघानह । मुष्टिघातेन शिरसि वज्रेणेव महाचलम् ॥ (ग. पु. ९३–१६)

पुनस्तेन धृतौ वीरौ शिखायां तावुभावपि । भ्रामयित्वा बहुतरं पातितौ तौ धरातले ॥ (ग. पु. १२०–५)

२ पञ्चवर्षसहस्राणि बाहुप्रहरणो विभुः । (मार्कं. ८१–७२)
बाहुयुद्धेन युयुधे—(मार्कं. ३-१३)

३ कोपाध्मातो निशुंभोऽथ शूल जग्राह दानवः ।
आयातं मुष्टिपातेन देवी तच्चाप्यचूर्णयत् ॥ (मार्कं. ८९–१२)

४ छादयामास चक्रैश्च मुण्डः क्षितैः सहस्रशः । (मार्कं. ८७–१६)
......शक्तिं चिक्षेप सोऽसुरः । तामप्यस्य द्विधाचक्रे चक्रेणाभिमुखा गताम् ॥ (मार्कं. ८७)

५ ......तथाशक्तिमथाददे । चिच्छेद देवी चक्रेण ।
चिच्छेदापतत्तस्य मुद्गरं निशितैः शरैः । (मार्कं. ९०–११)

શરીર ઉપર તલવારનો ઘા થતાં તલવાર તૂટી પડી એવું વર્ણન પણ મળે છે.[૧]

અર્વાચીન ઇતિહાસમાં પણ શિલાપ્રહારનાં ઉદાહરણો મળી આવે છે. લડતાં લડતાં તલવાર કે આયુધ તૂટી જાય, તો તે વખતે ગમે તે સાધનથી લડીને પણ વિજય મેળવ્યાનાં વર્ણનો આપણને આજકાલના ઇતિહાસમાંથી પણ મળી આવે છે.

હાલમાં જેનું અસ્તિત્વ નથી, અને તેથી જે ક્યાંય પણ જણાઈ આવતું નથી, તે પાશયુદ્ધ પણ તે વખતે પ્રચારમાં હતું. પુરાણનાં વર્ણનો ઉપરથી કોઈ કોઈ દેવતાઓનું પાશ એ જ વિશિષ્ટ હથિયાર હતું એમ જણાય છે. વરુણને પાશી એવું સ્વતંત્ર નામ આપેલું છે, તે પરથી તે સમજાશે. પાશયુદ્ધના પણ અનેક પ્રકાર હતા. પાશના દાવ પેચ કરવામાં અત્યંત ચપળતા, પ્રતિપક્ષીની હિલચાલ ઉપર પૂર્ણ લક્ષ અને સાહસ એ ગુણો આવશ્યક જોઇએ. એ દાવ પેચ અને તેનો પ્રસંગે ઉપયોગ કરવાની કળા પૂર્ણ તૈયારી સિવાય આયતે વખતે વાપરી શકાય નહીં જ. પાશયુદ્ધમાં પાશ ફેંક્યો અને તે ફોગટ ગયો એવું વર્ણન ઘણા ભાગે કોઈ પણ જગાએ મળતું નથી. પાશના પ્રયોગો ઘણું ભાગે દેવતાઓએજ કરેલા જણાય છે. અને તે ઉપરથી તેઓ જ આ કલાનો અભ્યાસ વિશેષ આસ્થાપૂર્વક કરતા હતા એમ લાગે છે. પુરાણમાં પાશયુદ્ધનાં અનેક વર્ણનો મળી આવે છે, તેમાંનાં કેટલાંક ઉપરથી તે યુદ્ધની કલ્પના આવી શકશે. "જમીન ઉપર રાક્ષસોને પાશીવડે ખેંચ્યા."[૨] "મોટા જાડા રાક્ષસ ઉપર પાશ ફેંકીને તેને પાશથી બાંધ્યો."[૩] "લાલ આંખો કરીને તેણે અત્યંત જોરાવર પાશ ફેંક્યો"[૪] વગેરે. દસ હાથ લાંબો, ગોળ, અને હાથથી પકડી શકાય તેવા ફાંસાવાળો, કપાસનો અથવા મુંજની દોરીનો પાશ બનાવવામાં આવતો.[૫] કવચિત્ ચામડાની દોરીનો પણ બનાવવામાં આવતો[૬]. એ પાશ કાખમાં રાખવામાં આવતો, અને ઘટતે વખતે ડાબા હાથે પકડીને તથા જમણા હાથથી દોરી લાંબી ખેંચીને તેના ગોળ આંટા વાળીને અને ગોળ ફેરવીને તેને શત્રુના મસ્તક ઉપર ફેંકવામાં આવતો.[૭] કૂતરાં વગેરે જનાવરોને દોરી વડે પકડતાં જેણે જોયાં હોય, તેને કદાચ આ યુદ્ધની થોડી કલ્પના આવી શકશે. પાશનો પ્રત્યક્ષ લડાઇમાં ઉપયોગ કરતાં પહેલાં ઘાસ ભરેલા પુરુષની આકૃતિ ઉપર તેને ફેંકવાનો અભ્યાસ કરતા હતા, એવું વર્ણન અગાઉ આવેલું છે.

---

૧ तस्याः खड्गो भुजं प्राप्य पफाल नृपनन्दन ॥ (માર્કં. ૮૩-૬)

૨ असुरान् भुवि पाशेन बध्वाचान्यानकर्षयत् । (માર્કં. ૮૨-૫૬)

૩ साक्षिपत्तस्य वैपाशं तं बबन्ध महासुरम् । (માર્કં ૮૩-૨૮)

૪ ततः परशुना रामस्तीक्ष्णो नामितविक्रमः ।
क्रोधसरक्तनयनो मुमोच पाशमुद्द्यम् ॥ (ગ. પુ. ૯૮-૩૧)

૫ दशहस्तो भवेत् पाशो वृत्तः करमुखस्तथा ।

૬ गुणकार्पासमुञ्जाना भङ्गरस्नाय्वर्कचर्मिणाम् ॥ (અ. પુ. ૨૫૯-૨)

૭ कर्तव्यं शिक्षितं तस्य स्थानं कक्षासु वै तदा ।
वामहस्तेन संगृह्य दक्षिणेनोद्धरेत्ततः ।
कुण्डलस्याऽऽकृतिं कृत्वा भ्राम्यैकं मस्तकोपरि ॥ (અ. પુ. ૨૫૧-૩-૪)

પાશનો પ્રયોગ ખૂમાખૂમ પાડનારા, આક્રમણ કરવા માટે દોડનારા, અને બીઇને નાશી જનારા શત્રુ ઉપર કરવામાં આવતો.[1] પ્રતિપક્ષી પાશની વચમાં બરાબર પકડાઈ જતો કે પાશ યોગ્ય રીતે આમળીને શત્રુને બાંધી લેવામાં આવતો.[2]

## યુદ્ધમાં પરશુનો ઉપયોગ.

પાશની પેઠે પરશુનો પણ યુદ્ધમાં ઉપયોગ થતો. પરશુને ફેરવવાના, ફેંકવાના તથા મારવાના અનેક પ્રકાર હતા. કેટલાક તો પરશુનો જ યુદ્ધમાં ઉપયોગ કરતા; એવા વીરોમાં પરશુરામ મુખ્ય ગણાતા. તેનું નામ રામ હતું; છતાં તેનું ખાસ શસ્ત્ર પરશુ હોવાથી સ્પષ્ટ કલ્પના આપનાર પરશુરામ એવા મોટા નામથી જ તે પ્રખ્યાત થયા તેણે પરશુના આઘાતથી જ સહસ્રાર્જુનને હસ્ત રહિત કરેલો.[3]

## મુસળ તથા હળનો ઉપયોગ.

બળરામનું મુસળયુદ્ધ તો ખાસ પ્રસિદ્ધ છે. મુસળના પણ અનેક દાવપેચ થતા, અને તેનો અભ્યાસ પણ ઝીણવટથી કરવો પડતો.[4] હળધર એ બળદેવનું બીજું નામ છે. હળથી શત્રુને ખેંચી લેવાના અનેક દાવ તે જાણતા હતા. અને તે ઉપરથી જ તેમનું તેવું નામ પડેલું હતું.

## શિલાયુદ્ધ.

મોટી જાડી શિલાઓનો પણ યુદ્ધમાં ઉપયોગ કરવામાં આવતો. નાના સરખા પથરા તો એક પ્રકારના યંત્રમાં અથવા ગોફણવડે ફેંકવામાં આવતા. પથરા ફેંકવાની પણ એક કળા હતી, અને તેના પણ કેટલાક ઠરાવેલા નિયમ હતા. લાંબા વખતના પ્રયત્ને તાકેલી જગાએ શત્રુ ઉપર પથ્થર ફેંકવાની કળા હસ્તગત થતી. યુદ્ધમાં પથરાનો ઉપયોગ કર્યાનાં વર્ણનો પણ કેટલાંક મળી આવે છે[5]. પથરા ફેંકવાથી વિશેષતઃ હાથના અને છાતીના સ્નાયુઓને મજબૂત થવામાં મદદ મળતી. "અસ્ત્ર જાણનાર મારુતિએ ચંપક ઉપર અનેક શિલાનો વરસાદ કર્યો. ચંપકે પણ તે બધી શિલા તત્કાળ જ તોડી નાખી".[6] શિલાયુદ્ધનું આ ઉદાહરણ પદ્મપુરાણમાં મળે છે. "યુદ્ધમાં દેવીએ અનેક શિલા અને વૃક્ષોના પ્રહાર વડે ઉદગ્રને માર્યો".[7] આવું વર્ણન માર્કંડેય પુરાણમાં આવેલું છે.

## લાઠી વગેરે આયુધોનો ઉપયોગ.

ઉપર જણાવેલાં શસ્ત્રાસ્ત્રો ઉપરાંત લાઠી, પટ્ટિશ, શૂળ, અને ખડ્ગ ચલાવવાના અનેક પ્રકાર હતા, તે અગાઉ જણાવેલું છે. આ બધાનો બ્રહ્મચર્યાશ્રમમાં ઝીણવટથી અભ્યાસ કરવામાં આવતો. દેવતામાંના કેટલાક યોદ્ધાઓ ગદાયુદ્ધમાં ઘણાજ પ્રખ્યાત થયા છે, અને બીજાં આયુધો હશે તો પણ ગદા એ જ તેમનું હથિયાર

---

१ वाल्गिते च प्लुतेचैव तथा प्रव्रजितेषु च ॥ (અ. પુ. ૨૫૧-૬)

२ विजित्वा तु यथान्यायं ततो बन्धं समाचरेत् ॥ (અ. પુ. ૨૫૧-૭)

३ ततःपरशुना रामस्तीक्ष्णो नामित विक्रमः ।
चिच्छेद बाहुसाहस्रं कार्तवीर्यस्य दुर्मतेः । (પ. ૬૭-૪૨)

४ शरघातैर्भिन्दिपालैः परिघैर्मुसलैरपि । (ગ. પુ. ૧૧૩-૩૨)

५ त्रासनं रक्षण घातो बलोद्धरणमायतम् । क्षेपणीकर्मनिर्दिष्टं यंत्रकर्मतदेव तु ॥ (અ. ૨૫૨-૧૯)

६ शिलाःस मोचयामास हनुमान् परमास्त्रवित् । चम्पकस्ताः शिलाः सर्वा क्षणाच्चूर्णितवान्भृशम् ॥ (પદ્મ. ૬૨-૬૩)

७ उदग्रश्च रणे देव्या शिलावृक्षादिभिर्हतः ॥ (માર્ક. ૮૩-૧૭)

હતું. ભગવાન્ વિષ્ણુ, હનુમાન, જરાસંધ, ભીમસેન, વગેરે વિભૂતિ ગદાપ્રિય તરીકે પ્રખ્યાત છે.

હવે ગદાનો યુદ્ધમાં પ્રત્યક્ષ કેવી રીતે ઉપયોગ કરતા હતા, તે બરાબર સમજવા માટે એક બે ગદાયુદ્ધનાં વર્ણનો આપીએ છીએ. "હિરણ્યાક્ષે પાતાળમાંથી ઉપર ચડી આવતા વરાહ ઉપર નજીકમાં નજીકમાં આવીને ઘણા જોસથી ગદાનો પ્રહાર કર્યો. પરંતુ વરાહે ગદાનો તે આઘાત સહજમાં ચૂકવ્યો. પછી વરાહ એક સરખી ગદા ફેરવતા રહેલા હિરણ્યાક્ષની ડાબી ભમર ઉપર પોતાની ગદાનો પ્રહાર કરવા ગયો, પણ હિરણ્યાક્ષે તેની ગદા ઉપર ગદા મારીને તે પ્રહાર ચૂકવ્યો. આ રીતે મોટી મોટી ગદાઓ વડે વરાહ અને હિરણ્યાક્ષ પરસ્પર પ્રહાર કરતા હતા. પરસ્પર ઈર્ષા રાખનારા અને એકમેકને પરાજિત કરવાના હેતુથી ગોળાકાર ફરતા તે બંને વીરોનું યુદ્ધ બહુ ભારી —ગદાઓના મારથી બન્ને ખળભળી ગયેલા હોવાથી બહુ ભયંકર–થયું. વરાહે પછી કૂદકો મારી પોતાના સામે નિર્ભયપણે ફરતા તે હિરણ્યાક્ષની હડપચી ઉપર ગદાનો પ્રહાર કર્યો. હિરણ્યાક્ષે પણ તે પ્રહારની જોડેજ પોતાની ગદાનો એક સપાટો તેની ગદા ઉપર ચોડી દીધો. તે સપાટાથી વરાહની ગદા તેના હાથમાંથી છૂટી પડી, પણ યુદ્ધનીતિને અનુલક્ષીને હિરણ્યાક્ષે તેના ઉપર એ સ્થિતિમાં પ્રહાર કર્યો નહીં. પછી વરાહે ચક્ર ધારણ કર્યું અને હિરણ્યાક્ષે તે જોતાં જ "મરી ગયો" એમ બોલી, કૂદકો મારીને તેના ઉપર ગદાનો પ્રહાર કર્યો".

વાયુની પેઠે આવતી તે શત્રુની ગદા ઉપર ડાબા પગે ઠોકર મારીને વરાહ બોલ્યો, "ચક્ર લે અને સરખી લડાઈ કર, તો જ છુતીશ." આવા બોલ સાંભળતાં હિરણ્યાક્ષે ક્રોધ કરીને તેના ઉપર ફરી ગદા ફેંકી. પણ પહેલાંની પેઠેજ તેને પણ વરાહે સહેજ–રમતમાં ઝીલી લીધી. આ રીતે પોતાનું બધુ ગદાકૌશલ્ય ફોગટ ગયુ જોઇને તથા વરાહ પોતાની ગદા લડવા માટે તેને આપતો હતો તે છતાં (સ્વાભિમાનથી) તેને તિરસ્કારીને, હિરણ્યાક્ષ ત્રિશૂળ ધારણ કરીને ફરી લડવા દોડ્યો. પણ હિરણ્યાક્ષનું તે ત્રિશૂળ વરાહે પોતાના ચક્રવડે સહેજમાં તોડી નાખ્યું. તે જોતાંજ હિરણ્યાક્ષે બહુ ક્રોધ કરીને વરાહના વિસ્તીર્ણ વક્ષસ્થળ ઉપર મૂઠીવડે ધક્કો માર્યો. પણ તે મોટો આઘાત પણ સહન કરીને, જાણે કંઈજ વાગ્યું નથી એમ બતાવીને, વરાહે હિરણ્યાક્ષના કાનના મર્મસ્થાન ઉપર જોરથી પ્રહાર કર્યો અને તેને જમીન ઉપર લાંબોજ કરી દીધો (ભાગ. ૩–૧૪–૧૮–૧૦ અ. ૧૯–૨–૧૬–૨૫).[1]

---

[1] भगवांस्तु गदावेगं विसृष्टं रिपुणोरसि । अवञ्चयत्तिरश्चीनो योगारूढ इवान्तकम् ॥
पुनर्गदां स्वामादाय भ्रामयन्तमभीक्ष्णशः । अभ्यधावद्धरिः क्रुद्धः संरम्भाद्दष्टदच्छदम् ॥
ततश्चगदयारातिं दक्षिणस्यां भ्रुवि प्रभुः । आजघ्ने सतु तां सौम्यगदयाऽकोविदोऽहनत् ॥
एवं गदाभ्यां गुर्विभ्यां हर्यक्षो हरिरेवच । जिगीषया सुसंरब्धावन्योन्यमभिजघ्नतुः ॥ विचित्र मार्गांश्चरतोः...... ॥
ततः सपत्नं मुखतश्चरन्तमकुतोभयम् । जघानोत्पत्य गदया हनावसुरमक्षजः ॥
सा हता तेन गदया विहता भगवत्करात् । विघूर्णिता पतद्रेजे० ॥ વગેરે
तेनेत्थमाहतः क्षत्तर्भगवानादिसूकरः । नाकम्पत मनाक्क्वापि स्त्रजाहत इव द्विपः ॥
तं मुष्टिभिर्विनिघ्नन्तं वज्रसारैरधोक्षजः । करेण कर्णमुलेऽहन्यथात्वाष्ट्रं मरुत्पतिः ॥
(श्री. भा. ३–१४–१८–१९ तथा २–१९–२–१५–२५)

## બીજાં ગદાયુદ્ધ

જરાસંધ અને ભીમસેન વચ્ચે પણ આવુંજ ભયંકર ગદાયુદ્ધ થયેલું હતું. તેમાંનું કેટલુંક વર્ણન લક્ષમાં લેવા જેવું છે. બ્રાહ્મણનો વેશ ધારણ કરીને શ્રી કૃષ્ણ, ભીમસેન અને અર્જુન એ ત્રણ જણ જરાસંધ પાસે ગયા, અને ત્રણેએ તેના પાસે યુદ્ધભિક્ષા માગી ત્યારે જરાસંધે શ્રી કૃષ્ણને કહ્યું કે 'તું તો બીકણ છે,' અને અર્જુનને કહ્યું કે 'તું કમજોર અને ઉમરમાં નાનો છે.' આ રીતે એ બંનેને જરાસંધે ના પાડી. માત્ર સમાન બળવાળા ભીમસેન જોડે લડવા તે તૈયાર થયો. પછી જરાસંધે ભીમસેનને એક મોટી ગદા આપી, અને તેઓ નગરની બહાર ઊંચીનીચી ન હોય તેવી સરખી સપાટ જમીન ઉપર ગદાયુદ્ધ માટે ગયા. વજ્ર જેવી કઠણ ગદા વડે રણોન્મત્ત થયેલા તે બંને વીર પરસ્પર પ્રહાર કરવા લાગ્યા એક વખત જમણી તરફ તો બીજી વખત ડાબી તરફ એમ ભુલાવવાનો પ્રયત્ન કરતા તે લડતા હતા. તે લડતા હતા તે વખતે વજ્રથી પર્વતના કડડે કકડા થાય તેવા અગર અંદરો અંદર ઝૂઝતા ગજેંદ્રોના દાંત એકમેક ઉપર પછડાતાં જેવો કડકડાટ (મોટો અવાજ) થાય, તેવા ગદાપ્રહારોના અવાજ થતા હતા એ રીતે તેઓ પોતાના બાહુબળથી પરસ્પરના ખભા ઉપર, કમર ઉપર, હાથ ઉપર, સાથળ ઉપર અને પગની પાની ઉપર એકસરખા સપાટા લગાવતા હતા. તેથી ગદાના ટુકડે ટુકડા થઇ ગયા. પછી તેઓ લોખંડ જેવી કઠણ અને જોસ ભરેલી પોતાની મૂઠીઓ વડે લડવા લાગ્યા. તે વખતે ધમાગધ એવા નાદ થતા હતા. એ રીતે વિદ્યા અને સામર્થ્યમાં તુલ્ય એવી એ જોડીનું પચીશ વખત યુદ્ધ થયું.[1]

એ જ રીતે ભગવાન શ્રી કૃષ્ણ તથા કાનયવનનું પણ ગદાનું તથા મુઠીનું ઘણું ભયંકર યુદ્ધ થયેલું, તેનું વર્ણન પદ્મપુરાણમાં છે.[2] આ બંને વર્ણન ઉપરથી ઘણી ખરી વાતો ઉપર પ્રકાશ પડી રહે છે પ્રતિપક્ષી પ્રાણ લેવા માટે સામે ઊભો હોય, અને લડતાં લડતાં તેનું શસ્ત્ર ભગ્ન થાય, તો તેવી સ્થિતિમાં પણ ધર્મયુદ્ધના પવિત્ર નિયમોને સંભારીને તેનો વિશ્વાસઘાત કરવામા આવતો ન હોતો. યુદ્ધ ચાલુ હોય ત્યારે ઊનટ સુલટ ચક્કર લેવાં પડતાં, કેમ કે સમાન યોદ્ધા સાથે લડતાં તેને ભુલાવવાના પ્રયોગો કર્યા સિવાય વિજય મેળવવો કઠણ જ પડે. આ યુદ્ધની બરાબર કલ્પના મુક્ત પ્રાનની રામશીના જેણે જોઇ હશે તેને આવી શકશે.

### મલ્લયુદ્ધ.

મલ્લયુદ્ધ કેવી રીતે કરવામાં આવતા, અને તેનો અભ્યાસ કેવો કરવામાં આવતો, એ મલ્લયુદ્ધનાં જે ઉદાહરણો પુરાણોમાંથી મળી આવે છે તે ઉપરથી સમજવામા આવશે. કૃષ્ણ તથા બળરામ ચાણુર અને મુષ્ટિક જોડે લડયા, તે વખતે કેવળ બાર વર્ષના હતા. કૃષ્ણ ચાણુર વગેરેનું યુદ્ધ મલ્લયુદ્ધોમાં વિશેષ પ્રખ્યાત છે. જે વખતે કૃષ્ણ બળરામ દંડ (હાથ) થાપટીને સિંહનાદ કરતા રંગસ્થળમાં ઊતર્યા, તે વખતે ત્યા એકઠા થયેના બધા પ્રેક્ષકોને નિરતિશય

१ सोऽपि तथेत्यवदत्ततो द्वन्द्वयुद्धाय मारुतिं वरयामास ।
तयोर्भीमजरासन्धयोर्भयकर मल्लयुद्ध निरन्तर पञ्चविंशतिवारमभूत् ॥ ૫. ઉ. ૭૭૯ વગેરે

२ युयुधे वासुदेवेन गदया यवनेश्वरः ।
कृष्णोपि कदन तेन कृत्वा चिरमनामयः ॥ (५ पु. ३७४-५०)

આનંદ થયેલો પછી ક્રોધથી લાલ થયેલા કંસે ચાણૂર જેમાં મુખ્ય હતો તેવા મલ્લોને કૃષ્ણ જોડે લડવા માટે અને મુષ્ટિક વગેરે મલ્લોને બળરામ જોડે લડવા માટે જવા જણાવ્યું. તે વખતે સ્ફૂર્તિપ્રેરક વાજાં વાગતાં હતાં. અને ચાણૂરમલ્લ શ્રી કૃષ્ણ બળરામને ઉદ્દેશીને બોલ્યો, "હે કૃષ્ણ, હે રામ, તમે બંને વીરોની પ્રશંસા પામેલા છો, અને બાહુયુદ્ધમાં કુશળ છો, એમ જાણીને મહારાજા કંસે તે જોવાની ઇચ્છાથી તમને બોલાવેલા છે. ગાયો ચારતાં ચારતાં તમે પુષ્કળ યુદ્ધો કર્યાં હશે, પણ હવે તમે અને અમે યુદ્ધ કરીએ, આવો. કાયા, વાચા અને મન વડે પ્રજાએ રાજાને પ્રિય હોય તેવી ક્રિયા કરવી જોઇએ ".[1] ભા. ૬. ૩૧-૩૫.

"દંડ (હાથ)તથા સાથળ થાપટીને, હાથમાં હાથ તથા પગમાં પગ ભરાવીને, કોણી ઉપર કોણી પછાડીને, માથા ઉપર માથાનો અને છાતી ઉપર છાતીનો પ્રહાર કરીને તથા ધક્કેલીને, પછાડીને, અને દબાવીને, વગેરે અનેક પ્રકારે તેઓ લડ્યા.[2] શ્રી કૃષ્ણના કઠોર બાહુપાશમાં દબાવાથી ચાણૂર કેવળ ગાભરો બની ગયો. પણ પછી શ્યેન પક્ષીની પેઠે ઊડીને તેણે હાથની મૂઠી વાળીને કૃષ્ણની છાતી ઉપર જોરથી આઘાત કર્યો. કૃષ્ણે તે આઘાતને પુષ્પમાલાની પેઠે ઝીલી લીધો, અને જરા પણ ન ડગતાં ચાણૂરને બાહુ વચ્ચે પકડીને ગોળ ગોળ ફેરવીને જોરથી જમીન ઉપર પટક્યો."[3]

આ રીતે ચાણૂર અને શ્રી કૃષ્ણનું બે હાથીની લડાઈ જેવું ભયંકર યુદ્ધ થયુ. "તે આઘાત પ્રત્યાઘાત કરતા હતા, કંટકવાળા બાહુઓ વડે લડતા હતા, અચાનક એકાએક સપાટા લગાવતા હતા, મર્દન ઉન્મર્દન કરતા હતા, ફેંટાફેંટી કરતા હતા, મૂઠીઓવડે મારતા હતા, વગડના જેવા કઠોર અવાજો કરતા હતા, વજ્ર જેવા ખીલાના આઘાતો કરતા હતા, નખના અગ્ર ભાગો એકમેકને ભરાવતા હતા, પગ વડે દારુણ લાતો મારતા હતા, તથા પથ્થરની પેઠે અવાજ કરતા ગોઠણો વડે એક બીજાને દાબતા હતા. એ રીતે અનેક અવયવો વડે અને ઉપાયો વડે તેઓ ઘણા વખત સુધી પરસ્પરની જોડે લડ્યા. છેવટે શ્રી કૃષ્ણે ચાણૂરને બાહુથી સખત દબાવીને માથા ઉપર મૂઠી વડે તથા છાતી ઉપર ગોઠવણ વડે પ્રહાર કર્યો, અને તેને ધૂળમાં મેળવી દીધો; તેની ગર્દન તૂટી ગઈ, આંખો

---

૧ जनेष्वेवं ब्रुवाणेषु तूर्येषुनिनदत्सु च । कृष्णरामौ समाभाष्य चाणूरो वाक्यमब्रवीत् ॥
हे नन्दसुतो हे राम भवन्तौ वीरसंमतौ । नियुद्धकुशलौ श्रुत्वा राजाहुतौ दिदृक्षुणा ॥
प्रियं राज्ञः प्रकुर्वत्यः श्रेयो विन्दन्ति वै प्रजाः ।
मनसा कर्मणा वाचा विपरीतमतोऽन्यथा ॥ (ભાગ. ૧૦-૪૩-૩૨-૩૩)

૨ हस्ताभ्यां हस्तयोर्बध्वा पद्भ्यामेवच पादयोः ।
अरत्नी द्वे अरत्नीभ्यां जानुभ्या चैवजानुनी ॥ (ભાગ. ૧૦-૪૪-૩)

૩ तैस्तैर्नियुद्धविधिभिर्विविधैरच्युतेतरौ । युयुधाते यथान्योन्य तथैव बलमुष्टिकौ ॥
भगवद्गात्रनिष्पातैर्वज्रनिष्पेषनिष्ठुरैः । चाणूरो भज्यमानाङ्गो मुहुर्ग्लानिमवापह ॥
स श्येनवेग उत्पत्य मुष्टीकृत्य करावुभौ । भगवन्तं वासुदेवं क्रुद्धो वक्षस्यबाधत ॥
नाचलत्तत्प्रहारेण मालाहत इव द्विपः । बाह्वोर्निगृह्य चाणूरं बहुशो भ्रामयन्हरिः ॥
भूपृष्ठे पोथयामास तरसा क्षीणजीवितम् ॥ (ભાગ. ૧૦-૪૪-૧૯-૨૩)

બહાર આવી ગઈ અને લોહીલંબોળ થઇને તે રંગસ્થળમાં પડ્યો.[૧]

આ તરફ બળરામે મુષ્ટિકને પકડેલો અને કૃષ્ણે પછી તોશલને પકડ્યો. પર્વતના શિખરની પેઠે ઊંચકીને કૃષ્ણે તેને સેંકડો વખત ફેરવ્યો, અને ફેરવીને ધડ દઇને જમીન ઉપર ફેંકી દીધો. અને, બળરામે પણ મુષ્ટિકને મૃત્યુલોકમાં મોકલી દીધો એટલે તો આન્ધ્રમલ્લો ઉપર તે બંનેની છાપ પડી ગઈ. જેના પર મુષ્ટિપ્રહાર થયો તે ચાણૂરમુષ્ટિકની પેઠે મર્યો જ[૧] આ રીતે ત્રણ મહામલ્લોનુ મરણ થતાં તે ભીતિપ્રદ દેખાતું રંગસ્થળ નિર્મલ્લ થઈ ગયું. જે વખતે આ મલ્લયુદ્ધ થયું, તે વખતે શ્રી કૃષ્ણ–બળરામની જોડી કેવળ બાર વર્ષની હતી.[૨]

**બીજાં મલ્લયુદ્ધ.**

કૃષ્ણાંશ નામનો એક બાર વર્ષનો કુમાર મલ્લવિદ્યામાં પ્રવીણ હતો. એક રાજાએ તેનું સ્વાગત કર્યું, તે વખતે ત્યાં બીજા પુષ્કળ પ્રતિષ્ઠિત મલ્લો બેઠેલા હતા. પણ તેમાં કૃષ્ણાંશની બરોબરી કરે તેવો એક પણ ન હતો. તેટલામાં રાજપુત્ર બીજા સો મલ્લો લઇને આવ્યો. "તેમની જોડે મારું મલ્લયુદ્ધ થાય" એમ કૃષ્ણાંશે કહ્યું. પણ તે કઠોર વાક્ય સાંભળીને બીધેલા રાજાએ કૃષ્ણાંશને કહ્યું, "તું યુદ્ધમાં ચતુર છે, અને આ મારો પુત્ર અત્યંત સુકુમાર છે, માટે આ બીજા મલ્લો જોડે તું ખુશીથી ચાર હાથ કર.' પણ તે કાંઇ પણ ન સાંભળતાં કૃષ્ણાંશે રાજપુત્રને પકડ્યો, અને તેની જોડે લડવાની શરૂઆત કરી, અને એકેએક જોડે કુસ્તી કરીને તે બધાને કૃષ્ણાંશે યમલોકમાં મોકલી આપ્યા.[૩]

---

१ एव सजल्पतामेव ताभ्या युद्ध सुदारुण । उभाभ्यामभवद्घोर वारणाभ्या यथा वने ॥
कृतप्रतिकृतैश्चित्रैर्बाहुभिश्चसकंकटैः । सन्निपातावधूतैश्च प्रमाथोन्मथनैस्तथा ॥
तावुभावपि संश्लिष्टौ यथा शैलमयौ तथा । क्षेपणैर्मुष्टिभिश्चैव वराहोद्धत निस्वनैः ॥
कील वज्रनिपातैश्च प्रसृष्टाभिस्तथैवच । शलाकानखपातैश्च पादोध्धूतैश्च दारुणैः ॥
जानुभिश्चाष्मनिर्घोषैः शिराभ्या चावघट्टितैः । तद्युद्धमभवद्घोरमशस्त्र बाहुतेजसा ॥
दोर्भ्यामानम्य कृष्णस्तु चाणूर शीर्णजीवितम् । प्राहरन्मुष्टिना मूर्ध्नि वक्षस्याहत्य जानुना ॥
निरसृते साश्रुरुधिरे तस्य नेत्रे सबन्धने । तापनीये यथाघण्टे कक्षोपरि विलम्बिते ॥
सन्निपाते तु तौ मल्लौ प्रथमे क्रोधमूर्च्छितौ । कृष्णस्तोशलमुद्यम्य गिरिशृंगोपम बली ॥
भ्रामयित्वा शतगुण निष्पिपेष महीतले ।...अन्ध्रमल्लमहामल्लोमण्डलानि व्यदर्शयत् ॥ व.
(હ. વં. ૩૦–૪૪–૫૨)

२ चाणूरे मुष्टिके कूटे शले तोशलके हते । शेषाः प्रदुद्रुवुर्मल्लाः सर्वे प्राणपरीप्सवः।
(ભા. ૧૦-૪૪–૨૮)

३ दशाद्वेच वयःप्राप्त कृष्णाशे मल्लकोविदे । नाना मल्लाःसमाजग्मुस्तेनराज्ञैव सत्कृताः ॥
तेषामध्ये सकृष्णाशो बहुशाली अभूदिह । उर्वीयाधिपतेः पुनः षोडशाद्ववयाबली ॥
शतमल्लैश्चसहितः कदाचित्ससमागतः । तेन सार्धं भवेन्मल्लयुद्ध मम नृपोत्तम ॥
क्व भवान्वज्रसदृशः क्व सुतोऽस्य सुकोमलः ।...अभयं भुजयोः शीघ्रं गृहीत्वासोऽयुधद्बली ॥
क्षणमात्र रण कृत्वा भूमिमध्ये तमाक्षिपत् । अभयस्य भुजोभग्नस्तनजातो बलेन वै ॥ व.
(ભવિષ્ય પુ. ૩૩ ખં. અ. ૧૦–૧૬–૩૦)

**ચાણૂર વગેરેના નાશ થવાનાં કારણ.**

કોઈપણ યુદ્ધ કરતાં તે કેટલા આગ્રહથી અને ઈર્ષાથી કરવામાં આવતું, તે જાણવા માટે નીચેનું એક ઉદાહરણ વાંચવાથી બસ થશે. એ યુદ્ધ લવ અને પ્રતિપક્ષના એક સેનાપતિ એ બે વચ્ચે થયેલું,[૧] "તલવાર લઇને આવેલા સેનાપતિને લવે ભુજા ઉપર પ્રહાર કરીને તલવાર સાથે તેનો હાથ તોડી નાખ્યો. એટલે તેણે ખિજાઇને ડાબા હાથમાં ગદા લઇને ફરી લડવાની શરૂઆત કરી. લવે તે હાથ પણ ગદા સહિત તોડી નાખ્યો. હવે તે સેનાપતિ પગ વડે પ્રહાર કરવા લાગ્યો. લવે તેના પગ પણ તોડી નાખ્યા. એટલે તે અત્યંત ચિડાઇને માથા વડે જ પ્રહાર કરવા માંડ્યો. (પદ્મ. પુ. પા. ખં. ૪૦-૪૪)

ઉપરના વર્ણન ઉપરથી મલ્લયુદ્ધ કેટલી ઇર્ષાથી તથા કેવી બેફિકરાઇથી કરવામાં આવતાં હતાં, તે બરાબર સમજવામાં આવશે. જો કે નિયુદ્ધ એટલે બાહુયુદ્ધ અથવા કુસ્તીમાં પ્રતિપક્ષીને ચીત કરવો એટલું જ બસ ગણાતું, અને તે શ્રી કૃષ્ણે રંગસ્થળમાં ઊભા રહીને કરેલા ભાષણ ઉપરથી સ્પષ્ટ છે, તો પણ ચાણૂર, જરાસંધ વગેરે પ્રખ્યાત મલ્લોનો શ્રી કૃષ્ણે ઘાત કર્યો, તેનું કારણ પણ તે ભાષણમાં જણાવેલું છે. "આ ચાણૂરે પરાક્રમ દર્શાવવાના હેતુથી અનેક મલ્લોને મારેલા છે. પોતાનું પરાક્રમ દર્શાવવા જે મલ્લોને ઠાર મારે છે, તેનો વધ કરવો જ ઉચિત છે."[૨] મલ્લયુદ્ધના નિયમો જે તોડતા નહીં, તેનો વધ થતો નહીં પરંતુ જેઓ મલ્લયુદ્ધમાં અનેકોને મારતા હતા, તે રાક્ષસી લોકોનો નાશ જ કરવામાં આવતો. અને તેથી જ ભીમસેને હીડિંબ, જરાસંધ વગેરેનો તથા કૃષ્ણબળરામે ચાણુર, મુષ્ટિક વગેરેનો નાશ કર્યો.

મલ્લયુદ્ધમાં હમેશાં પ્રાણ જવાની બીક ન રહેતી, પણ પ્રતિપક્ષી દુષ્ટ હોય તે વખતે પ્રાણ જવાની પણ ભીતિ રહેતી. એટલે એવો પ્રતિપક્ષી હોય, તે વખતે જુદા પ્રકારના દાનપેચ કરીને તેના અવયવોને બેશુદ્ધ બનાવવાનું શિક્ષણ પણ એ વખતમાં આપવામાં આવતું હોવું જોઇએ, એ નક્કી જણાય છે.

**મલ્લશરીર વર્ણન.**

આ બધાં યુદ્ધવર્ણનો ઉપરાંત બીજાં અનેક અસ્ત્રયુદ્ધનાં વર્ણનો પુરાણમાંથી વાંચવામાં આવે છે પરંતુ તેનો કેવળ મનોબળ સાથે સંબંધ છે. શરીરબળ સાથે સંબંધ ન હોવાથી તે અહીં આપ્યા નથી. હવે મલ્લોની શરીરરચનાનાં મળી આવતાં વર્ણનો અહીં આપવાં આવશ્યક લાગે છે. ભરતનાં શરીરો જાડાં, લાંબાં, પુષ્ટ અને ઘાટદાર

૧ खड्ग हस्त समायात शूर सेनापतिं लवः ।
चिच्छेद भुजमध्य च खड्गपाणिः समापतत् ॥
छिन्न खड्गधर हस्त वीक्ष्य कोपाच भूपतिः ।
वामेन गदया हन्तु प्रचक्राम भुजेन तम् ॥
सोऽविच्छिन्नो भुजस्तस्य साङ्गदस्तीक्ष्णसायकैः ।
तदा प्रकुपितो वीरो पादाभ्यामहनल्लवम् ॥ (પં. પા. ખં. ૬૦-૪૦-૪૪) વગેરે.

૨ एतेन बहवो मल्लाःनिपातानन्तर हताः ।
रणप्रताप कामेन मल्लमार्गश्च दूषितः ॥
......येतुकेचित्स्वदोषेण राज्ञःपण्डितमानिनः ।
प्रतापार्थे हता मल्लाः मल्लहन्तुर्वधो हि सः ॥ (હરિ. ૩૦-૨૮-૩૦)

બનતાં હતાં, એ શ્રી કૃષ્ણ, બળરામ અને ઉદ્ધવનાં જે કેટલાંક વર્ણનો મળે છે તે ઉપરથી નક્કી થાય છે,[૧] શરીરો હાથીના જેવાં હતાં,[૨] એવું શ્રી કૃષ્ણ અને બળરામના વર્ણન ઉપરથી જણાય છે. તે જ પ્રમાણે તેમની છાતી પણ પહોળી અને અત્યંત મજબૂત બનતી. કેમકે મુષ્ટિયુદ્ધમાં અગર બીજાં શસ્ત્રાસ્ત્રોના યુદ્ધમાં અનેક પ્રહારો છાતી ઉપર થતા, છતાં યુદ્ધ કરનાર નિશ્ચળ જ રહેતો, એવાં વર્ણનો મળી આવે છે. મલ્લ પોતાના શરીર ઊંચાં અને વજ્ર જેવાં કઠણ બનાવવાનો પ્રયત્ન કરતા હતા. ચાણૂર અને મુષ્ટિકનું આવું વર્ણન આવેલું છે "તેનું અંગ વજ્ર જેવું જોરાવર હતું. તે પર્વત જેટલા ઊંચા હતા."[૩] ભગવાન કૃષ્ણનું વર્ણન પણ કેટલેક અંશે એવું જ છે. શ્રી કૃષ્ણ અખાડામાં ઊતર્યા તે વખતે મલ્લોને તે જાણે વજ્ર જેવા જણાયા.[૪]

## શસ્ત્રાસ્ત્રો ચલાવવાની શરીર ઉપર અસર.

મલ્લોમાં ચપળતા પણ ઘણી હતી. શ્રી કૃષ્ણનું હાથી જોડે જે યુદ્ધ થયું તેના વર્ણન ઉપરથી તે નક્કી જણાય છે. ઝાડો ઉપરથી કૂદકા મારવા, પાણીમાં તરવું, દોડવું, અનેક જાનવરો જોડે યુદ્ધ કરવું, હાથી ઉપર ચડવું, તથા લાઠી, ગદા, તરવાર, ત્રિશૂળ અને તોમર વગેરે શસ્ત્રો ચલાવવાં. તેને લીધે સ્વાભાવિક રીતે જ છાતી, સાથળ, ગર્દન, પીંડીઓ, પગ, હાથ, પીઠ, ખભા અને મસ્તક એ બધા શરીરના મુખ્ય મુખ્ય ભાગના સ્નાયુઓ અત્યંત જોરાવર અને ગમે તેમ વાળી શકાય તેવા કુદરતી રીતે જ થતા.

વળી બ્રહ્મચર્યનું યોગ્ય રીતે પાલન થવાથી ઓજસ કેટલું આવતું, તે લવ જોડે થયેલા સેનાપતિના યુદ્ધના વર્ણન ઉપરથી અત્યંત સ્પષ્ટ જણાય છે. એ સ્થિતિ અશક્ય છે, એટલે કે એમાં અતિશયોક્તિ કરેલી છે, એમ માનવા કારણ નથી. આધુનિક ઇતિહાસમાં પણ ધડ લડેલાં એવાં વર્ણનો મળે છે. તે જ પ્રમાણે શ્રી કૃષ્ણના હાથી જોડે યુદ્ધના જેવાં વર્ણનો પણ ઇતિહાસમાં વાંચવામાં આવે છે.

આ પ્રમાણે પૌરાણિક સમયે ચાતુર્વર્ણ્યની પ્રત્યેક વ્યક્તિને વ્યાયામ અત્યંત આવશ્યક હતો, એવું પુરાણમાંથી મળી આવતાં વર્ણનો ઉપરથી જણાઇ આવે છે. તે વખતની ધાર્મિક નિયમોને અનુસરતી આહારવિહાર પદ્ધતિથી સમાજનો પ્રત્યેક ઘટક બલિષ્ટ અને ઓજસ્વી બનતો. ચારે આશ્રમ યોગ્ય રીતે પળાતાં હોવાથી સમાજમાં અકાળ મરણ કે નિર્બળ સંતતિ થતી જ નહીં. શૂદ્રોને તેના કામ ધંધાને અંગે નાનપણથી જ વ્યાયામ મળી રહેતો. રાજાઓ પોતાના પાસે શૂરવીર, સત્યપ્રિય અને બલિષ્ટ નોકરવર્ગ રાખતા. તેને લીધે સહેજે જ સમાજમાં બળ માટે અત્યંત આદર અને ભાવ રહેતો. વૈશ્યવર્ગનો પશુપાલનનો સ્વાભાવિક ધંધો હોવાથી અનેક હિંસ્ર પશુઓથી તેને અરણ્યમાં રક્ષણ કરવું પડતું. એટલે સ્વાભાવિક રીતે જ તેને નાનપણથી જ શસ્ત્રાસ્ત્રો ચલાવવાનું અને બળ મેળવવાનું આવશ્યક થતું. રામ

૧ 'वृहद्भुजौ' (ભા. ૬૭-૨૯) 'प्रलम्बपीवरभुजः' (ભા. ૭૦-૪૯)
'प्रलम्बबाहून्' (ભા. ૮-૧) पृथुदीर्घचतुर्बाहुः (ઉ. ૭૩-૪૧)

૨ 'स्थलक्षतौ बालगजौ' (ભા. ૭૩-૪૧)

૩ क्व वज्रसारसर्वाङ्गौ मल्लौ शैलेन्द्रसन्निभौ । (ભા. ૧૦-૪૪-૮)

૪ 'मल्लानामशनिर्नृणांनरवरः' (ભા. ૧૦-૪૩-૧૭)

અને કૃષ્ણ એ જ રીતે અરણ્યમાં જુદા જુદા ખેલ ખેલતાં અને કુસ્તી લડતાં બાર વર્ષની ઉંમરમાં જ પ્રખ્યાત મલ્લ થયા. ચાણૂર મલ્લે અખાડામાં જે શ્રી કૃષ્ણ જોડે બાથણ કર્યું તે પરથી એ બરાબર સમજાય છે.[1]

## ઉપસંહાર

ક્ષત્રિયોનું તો જુદાં જુદાં શસ્ત્રો ચલાવવાં અને લડવું એ સ્વકર્મ જ હોવાથી શરીર અત્યંત બલિષ્ટ થાય એવી રીતનાં આહારવિહાર તેમણે રાખવાં અને વ્યાયામ કરવો એ તેમનાં આવશ્યક કર્તવ્ય ગણાતાં. બ્રાહ્મણોનું પણ બીજા બે વર્ણને શસ્ત્રાસ્ત્રોમાં તૈયાર કરવાનું કર્તવ્ય જ ગણાતું.[2] અને જાતે તે બધી જાતની શરીરસંરક્ષક વિદ્યામાં તૈયાર થયા સિવાય બીજાઓને તેમાં તૈયાર કરવાનું અશક્ય હોવાથી તેઓ જાતે પણ તે બધી વિદ્યામાં તૈયાર રહેતા હતા.

આ રીતે પુરાણોમાં વ્યાયામ સંબંધી કેવાં વર્ણનો મળે છે, અને તે ઉપરથી તે વખતે શરીરસંરક્ષક તથા શત્રુનાશક કઈ કઈ પદ્ધતિઓ ઉપલબ્ધ હતી તે તથા મલ્લવિદ્યા સંબંધે કેવાં વર્ણનો મળે છે, તે વગેરે હકીકત યથાશક્તિ જણાવી છે. એ સંબંધમાં બીજો કોઈ સમર્થ લેખક વધારે સુંદર, વધારે વિસ્તૃત અને વધારે સ્પષ્ટ વિચાર કરી શકે એવું છે. પણ એવો પ્રયત્ન કરનાર યોગ્ય અધિકારીને કેવળ દિશાસૂચન થાય તેટલા હેતુથી જ આ લેખ લખેલો છે. આ લેખમાં કેટલાક શસ્ત્રાસ્ત્રોના દાવપેચ માટે તેમ મલ્લવિદ્યાના પણ દાવપેચો માટે થોડી શંકાઓ રહેલી છે પણ કાલાંતરે તે સ્પષ્ટ થશે એવી આશાથી સુજ્ઞ વાચકો સમક્ષ તે જેવીને તેવી જ રહેવા દીધી છે. અમને પણ તે હવે પછી સ્પષ્ટ થશે અને બીજાં નવાં સાધનો મળી આવતાં વિશેષ સમજાશે, તો અમે પણ તે સંબંધે હવે પછીથી યોગ્ય સ્થળે અમારા વિચારો પ્રદર્શિત કરીશું.

---

१ नित्य प्रमुदिता गोपाः वत्सपाला यथास्फुटम्। वनेषु मल्लयुद्धेन क्रीडन्तश्चारयन्ति गाः ॥ (ભા. ૧૦–૪૩–૩૪)

२ धनुर्वेदे गुरुर्विप्रः प्रोक्तो वर्णद्वयस्य च ॥ (અગ્નિ પુ. ૨૪૯, શ્લો. ૭)

શ્રી.

# મુસલમાની સમયના ખેલો.



: લેખક :



રા. રા. ગો. સ. સરદેશાઇ,
ઇતિહાસ લેખક

**મુસલમાની** રાજ્ય વખતે, અને તેમાં પણ મુખ્યત્વે મોગલ કારકિર્દીમાં કયા કયા ખેલો પ્રચારમા હતા, અને તે પૈકી હાલ કયા કયા ચાલુ રહેલા છે, એ સંબંધની સુસંગત માહિતી વ્યાયામજ્ઞાનકોશ માટે લખી મોકલવા વ્યાયામ માસિકના માનનીય સંપાદકે મને લખેલુ તેને અનુસરીને આ અલ્પ વિવેચન મેં લખી મોકલ્યુ છે. વ્યાયામના સંપાદકે શરૂ કરેલો આ પ્રયત્ન ભાવી રાષ્ટ્રોન્નતિને ઉપકારક હોવાથી તે સંદર તેમને અભિનંદન આપવાની જરૂર છે માત્ર ખેદ એટલો જ લાગે છે કે તેમની મહાકાંક્ષા પ્રમાણે મુસલમાની સમયના ખેલોની માહિતી મારા વાચનમા વિશેષ આવેલી નથી ઐતિહાસિક પ્રવૃત્તિમા મારું ધ્યેય મુખ્યત રાજકીય વિવેચન તરફ હોવાથી ખેલો સંબંધે કે અન્ય સામાજિક વ્યવસાય તથા તથા લોકસ્થિતિ સંબંધે જોઇએ તેવી માહિતી મળવી ઘણી મુસ્કેલ છે ફારસી ભાષામાં એ સમયના પુષ્કળ ગ્રથો છે, તેમાથી આવી માહિતી જરૂર મળે, પરંતુ મને તે ભાષા અવગત નથી એટલે તેમાનો જેટલો ભાગ અંગ્રેજીમાં છપાયેલો છે, તેના ઉપર જ મારે આધાર રાખવો પડ્યો છે એ બધા અંગ્રેજી ગ્રથો પણ મેં ઝીણવટથી વાંચ્યા નથી, અને બીજા વ્યવસાયના લીધે હમણાં તે વિષય ઉપર એટલો શ્રમ લેવાને મને અવકાશ પણ નથી. અર્થાત્ આ બાબતમા

વાચકોને તીવ્રપણે નિરાશ કરવાનો દોષ મારા ઉપર આવવાનો છે.

આટલી પ્રસ્તાવના કરીને હવે હું વિષય ઉપર આવું છું. કોઈ પણ રાષ્ટ્રનો વ્યવસાય ઘણો ખરો તેની પરિસ્થિતિને અવલંબીને હોય છે. મરેઠાઓનું રાજ્ય જતાં અંગ્રેજી અમલમાં તેમના સ્વતંત્ર વ્યવસાયો બંધ પડયા, અને આપણું રાષ્ટ્ર મરણોન્મુખ થયું. તેનું પરિણામ એ થયું કે પૂર્વેના મરેઠી સમયના રાષ્ટ્રીય લશ્કરી ખેલો તથા ગમ્મતો બંધ પડયાં, અને ટેનિસ, ક્રિકેટ, બિલિયર્ડ વગેરે પાશ્ચાત્ય ખેલોની બોલબાલા ચાલુ થઈ. તેની અસર એ થઈ કે રાષ્ટ્રમાં જીવન્ત મરદાનગી ભરેલું જે નૂર હતું તે ગયું અને ઉછીનું આણેલું–કૃત્રિમ નૂર આવ્યું. તેમાં પણ વિજ્ઞાનની પ્રગતિથી મોટરો જેવાં યાંત્રિક બળોનો પ્રચાર થવાથી બળદ, ઘોડા, હાથી, ઊંટ, વગેરે જનાવરોનો ઉપયોગ દિવસે દિવસે કમી થવા લાગ્યો. આગબોટની વૃદ્ધિ થતાં સ્વૈર જલસંચાર પણ બંધ પડયો. આગગાડીના ફેલાવાથી જવા આવવાનું સુગમ થઇ પડતાં, યાત્રા, ઓરસ, મેળા વગેરે પ્રસંગના નિમિત્તે પૂર્વે ચાલતાં, ગમ્મતનાં વ્યાયામનાં અને સામાજિક વ્યવહારનાં સાધનો નષ્ટપ્રાય થયાં. અર્થાત્ પૂર્વની પરિસ્થિતિ હવે આપણે કેવળ કલ્પનાથી ઘણા ભાગે અંદાજવી પડશે.

મરેઠાઓની પહેલાંનાં બસો ત્રણસો વર્ષોની મુસલમાનોની રહેણી કરણી ઘણી જ ભિન્ન હોવી જોઇએ. બારમા શતકમાં જંઘીસખાન અને ચૌદમા શતકમાં લંગડો તૈમુર એશિયા ખંડ પાદાક્રાંત કરીને જગજ્જેતા થયો. ચિનાઈ સમુદ્રથી ભૂમધ્ય સમુદ્ર સુધીના વિસ્તીર્ણ ભૂપ્રદેશનાં નદીનાળાં, ખીણ કોતરો, હિમાચ્છાદિત પ્રદેશ, અને રણોમાંથી લાખોનું હથિયારબંધ લશ્કર જે લઇ આવ્યો, તેને આરામ કે ગમ્મત કેવળ લશ્કરી સ્વરૂપનાં જ મળ્યાં હોય. ઘોડાના દરેક પ્રકારના મરદાની ખેલ, શરનો, હાથીની લડાઇઓ, હિંસક અને રાનીપશુઓનો શિકાર, વગેરે લશ્કરી સ્વરૂપનો જ તેમનો આનંદ હોવો જોઇએ. બાબર તથા શિવાજી છત્રપતિના જીવનમાં પુષ્કળ સામ્ય છે. તેમાં પણ બાબરને નસીબની ઉપાધિ વધારે વેઠવી પડેલી. શિયાળામાં કાબુલ જતી વખતે રસ્તામાં બરફ પડેલો, અને આરામ લેવાની જગા મળી નહીં; તેથી તેને તે બરફમાં જ છાતી જેટલો ઊંડો અને શરીર જેટલો લાંબો ખાડો ખોદીને રાત કાઢવી પડેલી! ધનુષ્ય બાણ, ભાલાં, ખંજર, ગદા, અને નાની બંદુકો વગેરે હથિયારોના ખેલ તે વારંવાર ખેલતો, અને તેમાં પ્રાવીણ્ય મેળવવાને પોતાના સિપાઇઓને તે વિશેષ ઉત્તેજન આપતો. તેણે પોતાના પુત્રને એવું લખી મોકલ્યું હતું, કે "અડચણો વેઠીને સંકટો વટાવવાની તથા પરાક્રમો દાખવવાની તક તું કદી વ્યર્થ જવા દઇશ નહીં. અને ગમે તેવું સંકટ આવ્યું હોય, તોપણ પરાકાષ્ટાનો પ્રયત્ન કરવાને ચુકીશ નહીં. રાજ્યકર્તાને આળસ કે પ્રમાદ જરાપણ ન જોઇએ".

હાલના વિજ્ઞાનની પ્રગતિના યુગમાં માનવીજીવનના પૃથક્ ટુકડા જાણે પડી ગયા છે. કચેરીનું કામ, બુદ્ધિના વ્યવસાયો, રમત ગમ્મત, અને ભોજન તથા વિશ્રાંતિ વગેરે બાબતો એકમેકથી અલગ થઇ ગઇ છે, અને તે દરેક માટે સ્વતંત્ર વ્યવસ્થા કરવી પડે છે. આવો પ્રકાર મોગલોના સમયમાં ન હતો. ઉપર જણાવેલાં બધાં કામો તે વખતે એકમેક જોડે જોડાયલાં રહેતાં. ભોજન કરતાં કરતાં લડાઇ કરવી પડતી, અને લડાઇ ચાલુ હોય ત્યારે પણ રમત ગમ્મત ચાલુ રહેતી રાતના વિશ્રામ લેવાને વખતે કોઇ જગાએ છાપો મારવો, દોડીને ધારેલી જગાએ પહોંચવું, વગેરે કામો ગુપ્તપણે કરવાં પડતાં. પેશવાઇ વખતે પરશુરામ ભાઉ પટવર્ધન જેવો

ગૃહસ્થ મોરચા ઉપર બેસીને શેતરંજ રમતો હતો, તે આપણે જાણીએ છીએ. જીવ લઇને નાસતાં નાસતાં હુમાયુને હમીદા જોડે લગ્ન કર્યા, અને તે લગ્નની જ સંતતિ અકબર. અર્થાત્ તે વખતનું એકંદર જીવન એ બધા વ્યવસાયોના એકત્ર સરવાળા જેવું હતું લડાઇ કરવી, પ્રવાસ કરવો, લશ્કરને તૈયાર કરવું, શિકાર કરવો, ખેલો ખેલવા અને ગમ્મત કરવી, એ બધા વ્યવસાયો એકમેકની જોડે સંલગ્ન હતા. અને એ જ કારણને લીધે તે વખતના ખેલોની પૃથક્ પૃથક્ માહિતી આજ આપણને વિશેષ મળી આવતી નથી.

તરવાની કળા તે વખતે સરેરાશ ઉત્કૃષ્ટ પ્રચારમાં હતી. પાણીમાં પેસી જઇને જીવ બચાવ્યાનાં અનેક ઉદાહરણો ઇતિહાસમાં છે. બક્સરની લડાઇમાં પરાભવ થતાં જીવ બચાવવા માટે હુમાયુને ગંગામાં કૂદકો મારેલો, અને એક ભિસ્તીની પખાલની મદદથી તે સામે કાંઠે પહોંચેલો. બાબર જણાવે છે કે મધ્ય એશિયાથી કાશી સુધીની એકે એક નદી મેં જાતે તરીને ઓળંગેલી, અર્થાત્ હાલમાં કૃત્રિમ ખાડાઓ કરીને કિંવા મેદાનો કે બંધ બાંધીને અડચણો જીતવાની શરતો (obstacle races) ખાસ પ્રેક્ષકોને બતાવવા માટે બનાવવી પડે છે; તેને બદલે તે વખતે બધાનો જીવનક્રમ જ એવો અગવડો ભરેલો, સાહસની જરૂરવાળો અને સંકટપૂર્ણ હતો. દિલ્લીથી આગ્રા સુધી યમુના નદીમાં તરીને અનેક સરદારોએ પોતાના જીવ બચાવેલો, તેનાં ઉદાહરણો જોઇએ તેટલાં છે. ગાજીઉદ્દીન, નજીબખાન અને ઇસ્માઇલ બેગને એક કરતાં વધારે વખત એમ કરવું પડેલુ. અલાઉદ્દીન ખીલજી, શિવાજી મહારાજ, નાદિરશાહ, મહમદશાહ અબદલ્લી, બાજીરાવ અને સદાશિવરાવ પેશવા વગેરે પુરુષોને તો સાહસ કરીને સંકટમાંથી ગમે તે રીતે પણ છૂટવાનું જાણે વ્યસન જ લાગેલું હતું. પદ્મિનીને હસ્તગત કરવાનું પણ લઇને અલાઉદ્દીને ચિતોડગઢ કબજે કર્યો, તે વખતે પડદાવાળી પાલખીઓમાં લડાયક સિપાઇઓ ગોઠવીને તેણે પોતાનો બચાવ કરેલો તે સુપ્રસિદ્ધ છે. રૂપવતી અને બાજબહાદુરની પ્રણયલીલાની સાક્ષી માંડવગઢનો ઐતિહાસિક ટાપુ આજ પણ આપે છે. શિવાજી મહારાજે પણ ટોપલાનો સંકેત કર્યા પછેલાં બીજા અનેક તેવા ઉપાયોની યોજના ગોઠવી હશે જ. હાલમાં આગ બુઝાવવાના ખોટા પ્રયોગ મુદ્દામ બનાવવા પડે છે. અગર કૃત્રિમ લડાઇઓ ગોઠવીને સિપાઈઓને તેનો અનુભવ આપવો પડે છે. તેવા બનાવો તે ધમાધમીના વખતમાં બધાને પ્રત્યક્ષ પરિચયમાં જ આવતા, અને ખાસ કૃત્રિમ ખેલો ગોઠવવા પડતા નહીં. પોલો, ચોપાટ અને શેતરંજ એ રમતો અકબરને બહુ જ પસંદ હતી અકબરે જનાનખાનાની સ્ત્રીઓ માટે મુદ્દામ પોલોની રમત તૈયાર કરેલી. પોલો એ શબ્દ જ મૂળ તૂર્કી ભાષાનો છે. ચીથરાનો દડો બનાવીને તે સળગાવીને આગના ગોળા જેવો બનાવતા, અને અકબર જનાનખાનામાં તે રમત સ્ત્રીઓ જોડે ઘોડા ઉપર બેસીને રમતો. એ રમત અકબરને ખાસ પસંદ હતી. પછીથી એ રમત લશ્કરના લોકો રમવા લાગ્યા, તે અધ્યાપિ ચાલુ છે. અને અહીંથી જ તે યુરોપમાં ગઈ. સ્ત્રીઓને અશ્વનૈપુણ્ય શીખવવા આ રમત જેવું બીજું ઉત્કૃષ્ટ સાધન ન હતું. અને પાશ્ચાત્યોની ક્રિકેટ તે જ આપણી લાકડી–દડાની રમત છે, એ તો દરેકને વગર કહ્યે જ સમજાય તેવું છે. મોગલ સમયના ખેલો અને ગમ્મતોની બરાબર કલ્પના આવવા માટે ફત્તેપુર સિક્રી–અકબરનું એ ઉજ્જડ શહેર દરેક અભ્યાસકે એક વખત તો જરૂર જોવું જોઇએ. ત્યાં વાડાની અંદરના વિસ્તીર્ણ પટાંગણનો નીચેનો બધો ભાગ આશરે નવચોરસ

કૂટની કુમ્મથી બાંધી કાઢેલો છે. મધ્યભાગે જુદા જુદા રંગની ચોખૂણિયા ફરશો બેસાડેલી છે, અને આબેહૂબ ચોપાટના જેવા પ્રચંડ પાટો બનાવેલા છે, જે અદ્યાપિ જેવા ને તેવા કાયમ છે કાળા, પીળા, લીલા અને લાલ એવા ચાર રંગની સોગટીઓને ઠેકાણે તેવા જ રંગનો પોશાક પહેરેલી દાસીઓ ઊભી રાખીને અકબર બાદશાહ એને તેની રાણીઓ હાથથી પાસા ફેંકીને આ સોગટાંની રમત રમતાં; અને સોગટીને બદલે તે દાસીઓને આગળ પાછળ ચાલવાની તેઓ મોઢેથી ઇશારત કરતા આ પાટની બ ને બાજુએ બાદશાહ અને રાણીઓને બેસવા માટે આરામ પહાણના ચોખૂણુ આસનો રાખેલાં શરદ્‌પુનેમ જેવી ચાદ ની રાતે આ રમત રમતા કેટલી શોભા દેખાતી હશે તેની કલ્પના થઈ શકશે. ફત્તેપુરસિક્રીનો એકંદર દેખાવ જ તે વખતની સ્થિતિ બતાવી આપે છે.

બીજી મોટી રમત તે શિકાર અને પતંગની હતી. જહાંગીર બાદશાહને શિકારનો તથા મસ્ત હાથીને ઠેકાણે લાવવાનો બહુ શોખ હતો દરેક બંદુકથી કેટલા વાઘ માર્યા એ તેણે જાતે લખી રાખ્યુ છે. બાજ પક્ષીનો શિકાર પણ સુપ્રસિદ્ધ હતો પતંગના ખેલનુ સ્વતંત્ર વર્ણન ક્યાય કરેલું મારા જોવામાં આવ્યુ નથી, તથાપિ ઓગણીસમા શતકના આરંભમા દોલતરાવ સિંધિયાની છાવણીમા પતંગ ખેલવાની ભારે દંગલ ચાલતી, તેનું ઉત્કૃષ્ટ વર્ણન બ્રાઉટને તેના પુસ્તકમાં આપેલુ છે તે ઉપરથી પતંગ ખેલવાની દંગલ બહુ પ્રાચીન સમયથી આ દેશમા ચાલુ હોયને તેની જબરી હરીફાઇઓ ચાલતી, એમાં શંકા રહેતી નથી. પતંગની લડાઇ વખતે એક પક્ષ બીજા પક્ષની પતંગ કાપીને લઇ આવે છે, તેમા હજારો લોકો દેહભાવ વીસરીને જે ધમાલ કરી મૂકે છે તેની થોડી પણ કલ્પના ઉત્તર હિન્દુસ્તાનમાં કેટલીક જગાએ આજ પણ તેવો પ્રકાર ચાલુ રહેતો જોતા આવી શકે છે

કુસ્તી, કસરત, લાઠી, બોથાટી, ફરીગદકા, સાઠમારી, ડાગદારી (ઘોડેસવાર ઉપર હાથીની દોડ), પશુપક્ષીની લડાઇ, વગેરે જે પ્રકારો આજે આપણને વધારે ઓછે અંશે વડોદરા જેવી રાજધાનીમા જોવા મળે છે, તે બધા મોગલ બાદશાહી વખતે હાલના કરતા પણ વિશેષ પ્રચલિત હતા, અને તેમા બાદશાહ, તેના મન્દારો તથા ઇતર સામાન્ય વર્ગ ઘણા ઉત્સાહથી ભાગ લેતા હતા, એમા ગિનતુન શકાતા નથી પાડાની લડાઇ, તથા બળદ ઘોડાની, ગાડીઓની અને રથની શરતો પણ વિશેષ પ્રચારમા હતી.

હાલની પેઠે જ જુદા જુદા ખેલોનો ક્રમ ઠરેલો હતો સક્રાંતિ વખતે પતંગ અને પછી લખોટીઓ, હોળીના વખતે કુસ્તી, આટાપાટા તથા શૃંગારિક અને બીભત્સ ખેલો; શરદ્‌પુનેમ અને દિવાળીના તહેવારોમાં ચોપાટ; શ્રાવણી અમાસ વખતે બળદોની પૂજા અને તેના ખેલ અને દશરા વખતે લશ્કરી રમતો; તેમજ મુસલમાનોના ઓરસ, તાબૂત વગેરે પ્રસંગોએ જુદી જુદી રમતો, આ બધુ આજની બદલાયેલી પરિસ્થિતિમા પણ વત્તે ઓછે અંશે આપણા જોવામાં આવે છે. મોગલ બાદશાહીની જાહોજલાલી વખતે તો આ રમતો અત્યંત ઉત્કૃષ્ટાવસ્થામાં હતી. માત્ર તેનાં વ્યવસ્થિત વર્ણનો આજે આપણને ઉપલબ્ધ નથી સન ૧૮૦૮–૧૦ ના દરમિયાનની દોલતરાવ સિંધિયાની રહેણી કરણી બ્રાઉટને વર્ણવેલી છે. તેમાં સ્ત્રીઓના નાચ, છોકરા છોકરીઓના ખેલ, બૈરાઓના તથા ગવૈયાઓના ગાયનો, બહુરૂપીની રમતો, દોરી ખેંચવાથી ચાલતાં પૂતળા, ભાડોના અને બીજા તમાશા, લાવણીઓ, હોળીની દંગલ, વગેરેનાં હૃદયંગમ

વર્ણનો બ્રાઉટને લખેલાં અવશ્ય વાંચવા જેવાં છે. તે ઉપરથી તે વખતની સ્થિતિની કલ્પના આવી શકશે. લગ્ન પ્રસંગે વેવાણનું રિસાવું, તથા પગ નીચે કાપડ નાખીને ચાલવું, વગેરે પ્રકાર હાલના કરતાં પણ તે વખતે વિશેષ રૂઢ હતા. લશ્કરની હિલચાલ વખતે તેની જોડે વ્યાયામના અખાડાઓ રહેતા. એ હકીકત સને ૧૭૯૨ માં પરશરામ ભાઉ પટવર્ધન જોડે રહેતા કેપ્ટન લિટલ નામના અંગ્રેજ સેનાપતિએ જણાવેલી છે. આવી પૂર્વકાલીન સંસ્કૃતિ નાટકો તથા કાદંબરીઓ વગેરે દ્વારા સમાજ સન્મુખ રજુ કરવાનો વિશેષ ઝીણવટ ભરેલો પ્રયત્ન બંગાળના પ્રસિદ્ધ કવિ રવીન્દ્રનાથ ઠાકુર જેવા વિદ્વાન અને કલ્પનાશીલ ગૃહસ્થ હાલમાં કરી રહ્યા છે. અને તે રીતે પ્રાચ્ય તથા પાશ્ચાત્ય જીવનને જોડવાનો પ્રયત્ન બહારથી ન જણાઈ આવે તે રીતે તેમણે વિશ્વભારતી દ્વારા ચલાવેલો છે. તેવો જ પ્રયત્ન આપણે ત્યાં પણ થવો જોઇએ. શ્રી. ગાયકવાડ સરકારે દેશી રમતોનું એકીકરણ કરેલું છે તે આપણા જાણવામાં છે. આવા ઉદ્યોગોનું એકત્ર પરિણામ વ્યાયામજ્ઞાનકોશ દ્વારા થશે તો રાષ્ટ્રના એક મહત્ત્વના અંગનો ઉત્કર્ષ કરવાનું શ્રેય તેને અવશ્ય મળશે.

---



# મરેઠી રાજ્યમાં બલોપાસના.



-: લેખક :-



ઇતિહાસ ભૂષણ રા.સા. ગંગાધર કેશવરાવ દેશપાંડે

બલં બલવતામસ્મિ, શ્રીમદ્‌ભગવદ્ ગીતાના અ. ૭ ના શ્લો. ૧૧ નું આ ચરણ છે. તેનું ભાષાન્તર આ પ્રમાણે છે:— 'બળીઆમાં જે બળ, તે હું જાણ નિશ્ચળ' એટલે બળવાન્ અગર સામર્થ્યવાન્ લોકોમાં જે બળ અગર સામર્થ્ય જણાય છે, તે નિશ્ચિતપણે હું જ છું, એમ શ્રી કૃષ્ણ ભગવાન્ અધિકારયુક્ત વાણીથી દર્શાને કહે છે. Right is might એવું હંમેશાં પ્રતિપાદન કરવામાં આવે છે. પણ દુનિયામાં ખરી તેથી ઊલટું જ હંમેશાં અનુભવમાં આવે છે. Might is right એ જ તત્ત્વ બધાને માન્ય જણાય છે. નહીં તો "બળીઆના બે ભાગ" એ કહેવત ખાત્રીથી પડી ન હોત. Servival of the fittest એ કહેવતનો અર્થ પણ ઉપર જણાવેલી રીતે જ ઘણા ભાગે કરવામાં આવે છે. નહીં તો થી ભગવાનને "બળ એ હું જ" એમ કહેવાનું કારણ ન હતું.

ઋગ્વેદમાં ઇંદ્રનું વર્ણન આપેલું છે, તે ઉપરથી ઋગ્વેદની રચના વખતે બલવર્ધન સંબંધે આપણા પૂર્વજ ઋષિઓના

કેવા વિચારો હતા તે જણાઇ આવે છે. અને તે વિચારો ઉપરથી તેઓ જાતે કેવા સામર્થ્યવાન્ હતા તે અનેક ઋષિઓનાં પરાક્રમો ઉપરથી સમજી શકાય છે. ઈંદ્રનું અતુલ પરાક્રમ, અપ્રતિમ શરીર, વિલક્ષણ સાહસ, દૂરદૃષ્ટિ અને દક્ષતા વગેરે ગુણનાં વર્ણનો પ્રત્યેક ઋષિએ મુક્તકંઠે કરેલાં જણાય છે.

ઇંદ્ર એ બળ સાગર છે, (૧–૧૧–૨), શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે, (૮–૫૦–૨); બધા દેવોમાં અતિ બલિષ્ટ દેવ છે, તેનામાં બધા દેવોનું પૌરુષેય, બળ તથા શાણપણ એકત્ર થયેલું છે, (૧–૮૦–૧૫), તેની તુલના કોઇ પણ દેવથી થતી નથી, (૬–૧૧–૧૦). કોઇ પણ તરુણ કે વૃધ્ધ તેના ઘડામાં બેસવાને પણ લાયક નથી, (૭–૨૧–૭). સ્વર્ગમાંનું કે પૃથ્વી ઉપરનું કોઇ પણ પ્રાણી શક્તિના સંબંધમાં ઇંદ્રની બરોબરી કરી શક્યું ન હતું. તેને વૃષભ એવું નામ ઘણા માનપૂર્વક આપવામાં આવતું. તેના અમાપ સામર્થ્યની પેઠે તેનું સોમપાનસામર્થ્ય પણ અસાધારણ હતું.

વેદમાં અગ્નિનું સહસઃ સુનુ એટલે શક્તિનો પુત્ર એવું નામ છે. એ ઉપરથી શક્તિમાન્ પુરુષની પ્રજા અગ્નિ જેવી તરુણ અને સાહસિક જ થવી જોઇએ, એવો સહેજે નિષ્કર્ષ નીકળે છે, અને તેથી જ યજ્ઞયાગ અગર દરરોજ કરવામાં આવતા વૈશ્વદેવ પ્રસંગે અગ્નિની પ્રાર્થના કરતાં બીજી માગણીની જોડે જ 'અમોને હે હવ્યવાહન, બળ, વીર્ય અને આરોગ્ય વગેરે આપ' એવી પ્રાર્થના કરવામાં આવતી, તે યોગ્ય જ છે.

ओजिष्ठोऽहं मनुष्येषु भूयांसं ।

યજુ. ૮–૩૯

"હું સર્વથી સામર્થ્યવાન્ થાઉં" એવી તે વખતના ઋષિઓની આ પ્રાર્થના છે.



बलमसि बलं मयि देहि ।

"હે પ્રભો, તું બલસ્વરૂપ છે, (માટે) મને બળ દે", એવી પણ યજુર્વેદ વખતના ઋષિઓએ ભગવાનને વિનંતિ કરેલી છે.

स बलो अनुपच्युतः ।

બળવાનને તેની જગા ઉપરથી ખસેડવો એ અશક્ય છે, એમ અથર્વ વેદમાં જણાવેલું છે (૨૦–૪૭–૩).

આ ઉપરથી વેદના સમયમાં દેવોની પ્રાર્થના કરતાં ઋષિઓ "તું બલસ્વરૂપ છે, માટે અમને બળ દે" એમ વિનવતા; અને તે પ્રમાણે તેઓ બળવર્ધન કરીને શત્રુઓને જીતતા, એ વાત સ્પષ્ટ જણાય છે

बलं देहि तनुषु नो बलमिन्द्रानलुत्सुनः
बलं तोकाय तनयाय जीवसे त्वंहि
बलदा असि । (૫–૩–૫૩–૧૮)

"હે ઇંદ્ર, અમારાં શરીરો બળવાન્ બનાવ. અમારાં હળોને જોડેલા બળદોની જોડીને બળ દે. અમારાં છોકરાં છૈયાં સુરક્ષિત રહે, માટે તેને બળ દે; કેમ કે તું જ બળ દેનાર છે".

આપણા પૂર્વજ ઋષિઓ ઇંદ્રને કહે છે:—

समिन्द्र राया समिषा रभेमहि।
सं वाजेभिः पुरुपाश्चन्द्रैरभिद्युभिः।
सं देव्या प्रमत्या वीर शुष्मया।
गो अग्रयाश्वावत्या रभेमहि॥

(૫–૧–૫–૩–૫)

"હે ઇંદ્ર, અમને વિપુલ દ્રવ્ય તથા અન્ન આપો, અને અમાપ તથા અખૂટ બળ અગર શક્તિ આપો. તમારી કૃપાથી અમને અત્યંત બળવાન તથા શૂરવીર પુત્ર પ્રાપ્ત થાઓ, અને તે જ પ્રમાણે ગાય તથા ઘોડાઓ વિપુલ મળો".

સોમની પ્રાર્થના કરતાં ઋષિઓ કહે છે:–

अस्मे सोमश्रियमधि निधेहि शतस्य नृणाम्।
महिश्रवस्तु विनृम्णम् ॥ (ઋ. ૫-૧-૪૩-૭)

"હે સોમ, અમને પ્રચંડ બળ દે, અને ઘણી કીર્તિ દે, તથા અમને સો લોકો ઉપર રાજ્ય કરવાનો અધિકાર દે'.

ઋભુની પ્રાર્થના કરતા ઋષિઓ કહે છે:—

"હે ઋભુઓ, તમારા સામર્થ્યથી અમને યજ્ઞયાગ કરવા માટે આયુષ્ય આપો. તથા અમારામાં પરાક્રમ અને બળ આવે તે માટે અમને ઉત્તમ સંતતિ તથા પેટપૂરતુ અન્ન આપો. વળી, અમે અમારા પોતાના બધા શૂર પુરુષો જોડે નિર્વિઘ્નપણે આ જગતમાં રહી શકીએ, તે માટે અમારી સેનામાં જોમ ઉત્પન્ન કરો".

છાંદોગ્ય ઉપનિષદ્‌ના અ. ૭ ના ખં. ૮ માં આરંભમાં જ નીચે પ્રમાણે બળપ્રશંસા કરેલી જણાય છે. તેના બધો ભાગ બહુ મજાનો હોવાથી અહીં ઉતારીએ છીએ:—

बलंवाव विज्ञानाद्भूयोपि ह शतं विज्ञानवतामेको बलवानाकम्पयते, स यदा बली भवत्यथोत्थाता भवत्युत्तिष्टन्परिचरिता भवति, परिचरन्नुपसत्ता भवत्युपसीदन्द्रष्टा भवति, श्रोता भवति, मन्ता भवति, बोद्धा भवति, कर्ता भवति, विज्ञाता भवति, बलेन वै पृथिवी तिष्ठति, बलेनान्तरिक्षं, बलेन द्यौर्बलेन पर्वताः बलेन देवमनुष्याः, बलेन पशवश्च, वयांसिच, तृणवनस्पतयः, श्वापदान्याकीटपतङ्गपिपीलकं, बलेन लोकस्तिष्ठति बलमुपास्स्वेति ॥

"બળ એ ખરેખર વિજ્ઞાન કરતાં શ્રેષ્ઠ છે. કેમ કે એકલો બળવાન્ માણસ સો વિદ્વાનોને થથરાવે છે. ને સામર્થ્યવાન થાય છે કે તરત જ ઊઠીને ઊભો થાય છે. એવો ઊઠીને ઊભો થએલો માણસ પૂજ્ય માણસની સેવા કરવાને અગર કોઈ પણ મહત્કાર્ય કરવાને સમર્થ હોય છે. સેવા કરનાર માણસ લોકપ્રિય થાય છે. લોકપ્રિય થનાર મનુષ્ય પછી દ્રષ્ટા એટલે જોઈ-સમજી શકે તેવો થાય છે. તે જ શ્રવણ કરી શકે તેવો થાય છે, તે જ મનન કરી શકે તેવો થાય છે, તે જ જ્ઞાન સંપન્ન થાય છે, તે જ કર્તૃત્વવાળો થ૫ છે. અને તે જ વિવેકશીલ થાય છે. બળ વડે જ પૃથિવી સ્થિર રહે છે. બળ વડે અંતરિક્ષ, બળવડે આકાશ, બળવડે પર્વતો, બળવડે જ મનુષ્યો, અને બળ વડે પશુ પક્ષી ઘાસ વનસ્પતિ વગેરે તથા જંતુઓ, પતંગિયાં, કીડીઓ વગેરે સ્થિર રહે છે. પ્રાણીમાત્રનું અસ્તિત્વ બળ ઉપર જ અવલંબે છે. માટે बलमुपास्स्व એટલે કે બળની ઉપાસના કર. (અહીં શારીરિક અને માનસિક એમ ઉભયવિધ બળ ગણવું જોઇએ.)

શ્રી વિદ્યાવાચસ્પતિ સદાશિવ શાસ્ત્રી ભીડે કહે છે:—"પ્રસ્તુત મંત્રમાંના બળ શબ્દનો અર્થ શારીરિક સામર્થ્ય એવો કરવો જોઇએ, એમ તેના વર્ણન ઉપરથી જણાય છે. પણ શારીરિક બળને માનસિક બળની બિલકુલ ગરજ જ નથી એમ સમજવુ નહીં. કેમકે માનસિક બળના આધારે જ શારીરિક બળ કાર્યક્ષમ થાય છે. તેમ જ માનસિક બળ હોય, એટલે બસ, શારીરિક બળની બિલકુલ કિમ્મત જ નહીં, એમ કહેવું એ પણ અવ્યવહારુ, અશાસ્ત્રીય, તથા વેદના અભિપ્રાયથી વિરુદ્ધ છે. શારીરિક બળ આગળ એકલા વિજ્ઞાન બળના કેવા હાલહવાલ થાય છે તે આ મંત્રમાં સ્પષ્ટ બતાવેલુ છે. સહનશીલતાના જેટલીજ પ્રતિકાર શક્તિની પણ માનવીના જીવનમાં અત્યંત આવશ્યકતા છે. એટલે જ્ઞાની મનુષ્યે પણ શારીરિક બળની ઉપેક્ષા કરવી ઘટતી નથી. જ્ઞાનને વિજ્ઞાનથી સંપન્ન કરવામાં પણ શારીરિક બળની જરૂર

રહે છે. ગુરુસેવા કે અભ્યાસ પણ શારીરિક બળ વગર કેમ થઈ શકે? માટે જ વિજ્ઞાન કરતાં–બુદ્ધિ કરતાં શારીરિક બળનું મહત્ત્વ અધિક હોવાનું વેદમાં જણાવેલું છે. વિદ્વત્તા, સદાચરણ, તપશ્ચર્યા, વગેરે પારમાર્થિક વાતો પણ શારીરિક બળ ઉપર અવલંબે છે, તો પછી વ્યવહારની વાતોનું તો કહેવું જ શું?

नायमात्मा बलहीनेन लभ्यः।

એમ મુંડકોપનિષદ્‌માં કહેવું છે. અર્થાત્ મનુષ્યના વહેવાર તથા પરમાર્થ સર્વસ્વનો આધાર જેના ઉપર છે તેવા શારીરિક બળની ઉપાસના પ્રત્યેકે કાળજીપૂર્વક કરવી, એવો વેદોનો ઉપદેશ છે.

स यो बलं ब्रह्मेत्युपास्ते यावद्बलस्य
गतं तत्रास्य यथा कामचारो भवति॥

"જે કોઈ બળની બ્રહ્મબુદ્ધિથી ઉપાસના કરે છે, તેની ગતિ બળની વ્યાપ્તિ પર્યંત અવ્યાહત પહોંચે છે".

ઉત્તમ બળ ઉત્પન્ન થવાને ઉત્તમ અન્નની આવશ્યકતા છે. માટે જ ભગવદ્‌ગીતાના ૧૭ મા અધ્યાયમાં સાત્ત્વિક આહાર કયો લેવો, અને તે લેવાથી શા લાભ થશે, તે વિગતવાર જણાવેલું છે. તેટલા માટે, ઉત્તમ બળપ્રાપ્તિની ઈચ્છા રાખનારાએ ઉત્તમ તથા શુદ્ધ સાત્ત્વિક અન્નનોજ ઉપયોગ કરવો જોઇએ. વેદના સમયમાં આપણા આ આર્યાવર્તમાં જ્યાં ત્યાં ગાયજ ગાય નજરે પડતી. અને ગોધનને બધાથી ઉત્તમ ધન ગણવામાં આવતું. વેદમાં ઋષિઓએ પોતાને વિપુલ ગોધન આપવા પરમેશ્વરની વારંવાર પ્રાર્થના કરેલી જણાઈ આવે છે. ગાય આપનાર માટે જ પરમેશ્વરને ગોદ (ગાયને આપનાર) કહેલો છે. ગોદ એટલે જ પાશ્ચાત્ય પ્રજાનો God. ગાય આપનાર તે ગોદ અગર God. વિપુલ ગોધન હોવાથી બધાને ગાયનું દૂધ મુબલક મળતું, અને શરીર સ્વાભાવિક રીતે જ નીરોગી તથા સામર્થ્યવાન બનતાં.

પરમેશ્વરનું દશ્યરૂપ સૂર્યમાં સ્પષ્ટ જણાતું હોવાથી અને સૂર્ય જ આખી સૃષ્ટિનો ચાલક, જગતનો આત્મા, તથા તેના સિવાય જગતમાં કંઈ જ હોવું શક્ય ન હોવાથી, સૂર્યોપાસના સ્વાભાવિક રીતે જ શરૂ થઇ. સૂર્યની આરાધના કરવી એટલે જ બળ સંપાદન કરવું, સામર્થ્ય વધારવું; એ વાત અનુકૂળ લાગવાથી જ સૂર્યને નમસ્કાર કરવા, એ ત્રૈવર્ણિકોનાં નિત્ય કૃત્યો પૈકી એક આવશ્યક કૃત્ય ઠર્યું. જેના અંગમાં બળ નથી, તેને જગતમાં રહેવું જ શક્ય નથી. બળહીનને કંઈ મળવું પણ શક્ય નથી, તેને જીવતો હોવા છતાં મરેલા જેવો જ ગણવા હરકત નથી. તે સદૈવ પરાવલંબી જ રહેવાનો. અર્થાત્ દુર્બળતા મનુષ્યને ડગલે ડગલે નડે છે. તેના હાથથી શક્તિના અભાવે કોઇપણ કામ વ્યવસ્થિત થવું શક્ય નથી. છાંદોગ્ય ઉપનિષદ્‌માં કહ્યા પ્રમાણે બળ એ બધાં સાધનોનું મૂળ છે.

રામાયણમાં અને મહાભારતમાં બળ સંબંધે અત્યંત વિચારણીય વચનો છે, તે એકત્ર આપવાથી ઘણાં બોધપ્રદ થશે; માટે અહીં આપીએ છીએ:—

લક્ષ્મણ શ્રી રામને કહે છે:—

उत्साहो बलवानार्य नास्त्युत्साहात्परंबलं।
सोत्साहस्यहि लोकेषु न किंचिदपि दुर्लभम्॥
(રામાયણ, ૪–૧–૧૨૧)

"હે આર્ય, ઉત્સાહ એ અત્યંત બળવાન છે. ઉત્સાહ કરતાં બીજું શ્રેષ્ઠ બળ નથી. ઉત્સાહી પુરુષને જગતમાં દુર્લભ એવું કંઇ જ નથી". એકલું બળ પણ બસ નથી: તેની સાથે

જેમ શીલ અને ઉત્સાહ જોઇએ, તેમ કાર્ય પણ જોઇએ.

१ गुणाश्चपण्मितभुक्तं भजन्ते ।
आरोग्यमायुश्च बलं सुखंच ॥
अनाविलं चास्य भवत्यपत्यं ।
नचैनमाद्यून इतिक्षिपन्ति ॥
(મ. ભા. ૫-૩૭-૩૪)

"મિતાહાર કરનારને છ ગુણ પ્રાપ્ત થાય છે. આરોગ્ય, દીર્ઘ આયુષ્ય, બળ અને સુખ તેને મળે છે, તથા તેની સંતતિ નીરોગી થાય છે, અને કોઇ તેને ખાઉધરો કહેતું નથી".

२ स्वबाहुबलमाश्रित्य योऽभ्युज्जीवति मानवः । स लोके लभते कीर्तिं परत्र च शुभांगतिम् ॥ (મ.ભા. ૫-૧૩૩-૪૫)

"પોતાના બાહુબળ વડે જે મનુષ્ય આત્મોદ્ધાર કરે છે તેને આ લોકમાં કીર્તિ અને પરલોકમાં ઉત્તમ ગતિ મળે છે". આ ઉપરથી જે પુરૂષ બળની ઉપાસના કરે છે, તે સદ્‌ગતિ પામે છે, એમ સ્પષ્ટ જણાય છે.

3 सुप्रणीतो बलौघौहि कुरुते कार्यमुत्तमम् । अन्धंबलं जडं प्राहुः प्रणेतव्यं विचक्षणैः ॥ (૨-૨૦-૧૬)

"બળ મેળવ્યા પછી તે બળનો એટલે શક્તિનો પ્રવાહ કુશળતાથી વાળીએ (દોરીએ), તો તેનાથી ઉત્તમ પ્રકારનું કાર્ય થાય છે. બળ એ આંધળું હોઇને અચેતન છે. તેનો શાણા પુરષે ઇષ્ટ કાર્ય માટે ઉપયોગ કરી લેવો જોઇએ." અંગ્રેજી ભાષામાં એક કહેવત છે તે આ જ અર્થની હોવાથી તે અહીં આપવામાં કંઇ ખોટું નથી. It is good to have the strength of a giant, but it is wicked to use it as a giant એટલે ર [illegible] બળ [illegible] હોય તે સારું પણ તે (બળ) નો ઉપયોગ રાક્ષસી અગર રાક્ષસની પેઠે કરવો એ સારું નહીં.

४ श्रियो बलममात्यांश्च बलवानिह विन्दति । योह्यनाढ्यः स पतितस्तदुच्छिष्टं यदल्पकम् ॥ (૧૨-૧૩૪-૪)

"ઐશ્વર્ય, સામર્થ્ય અને અમાત્ય એ બધું બળસંપન્ન હોય તેને પ્રાપ્ત થાય છે. જે બળસંપન્ન ન હોય તે ખરેખર પતિત હોય. જરા જેટલી સત્તા હોય, તે કેવળ ઉચ્છિષ્ટ ગણાય".

५ वरो बलवतां धर्मः सुखं भोगवतामिव नास्त्यसाध्यं बलवतां सर्वं बलवतां शुचि ॥ (૧૨-૧૩૪-૮)

"સુખ જેવી રીતે ભોગસાધનો જેને અનુકૂળ હોય, તેને સ્વાધીન થાય છે, તેવી જ રીતે બળસંપન્ન હોય તેને ધર્મ સ્વાધીન થાય છે. જેની પાસે બળ છે તેને અસાધ્ય એવું કંઇ જ નથી. બળવાન હોય તેનું બધું જ પવિત્ર હોય".

६ अन्यो धर्मः समर्थानामापत्स्वन्यश्च भारत ॥ (૧૨-૧૩૦-૧૪)

ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે: "હે ભારત, સામર્થ્ય હોય તે વખતે આચરવાનો ધર્મ જુદો, અને સકંટપ્રસંગનો ધર્મ જુદો."

७ अतिधर्माद्बलं मन्ये बलाद्धर्मः प्रवर्तते ॥

ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે: "મને લાગે છે કે બળ એ ધર્મ કરતાં શ્રેષ્ઠ છે; કેમ કે બળ હોય તો જ ધર્મની પ્રવૃત્તિ થાય છે." બધા જંગમ પદાર્થો જે રીતે પૃથ્વીના આધારે રહે છે, તે રીતે બળના આધારે જ ધર્મ રહે છે.

८ कर्मणा एन केनैव मृदुना दारुणेन च उद्धरेद्दीनमात्मानम् । समर्थो धर्ममाचरेत ॥ (૧-૧૪૦-૭૨)

"સૌમ્ય કે તીવ્ર કોઈ પણ ઉપાયથી પ્રથમ આપણે હીન સ્થિતિમાંથી ઉદ્ધાર કરવો, અને સમર્થ થઇને ધર્માચરણ કરવું".

૯ धर्मः सत्यं तथा वृत्तं बलं चैव तथाप्यहम् । शीलमूला महाप्राज्ञ सदा नास्त्यत्र संशयः ॥ (૧૨-૧૨૪-૬૨)

લક્ષ્મીજી પ્રહ્લાદને કહે છે, "ધર્મ અને સત્ય તથા સદ્વર્તન, સામર્થ્ય અને હું (લક્ષ્મી) એ બધાનું મૂળ શીલ જ છે, એમાં સંશય નથી".

૧૦ यस्यैव बलमोजश्च स धर्मस्य प्रभुर्नरः॥ (૧૨-૧૫૨-૧-૭)

"જેનામાં સામર્થ્ય અને તેજ હોય છે, તે જ મનુષ્ય ધર્માચરણ કરવાને સમર્થ છે".

૧૧ बलवांश्च यथाधर्मं लोके पश्यतिपूरुषः सधर्मो धर्मवेलायां भवत्यभिहतः परः॥ (૨-૬-૧૫)

"ધર્મનિર્ણય કરવાનો વખત આવે, ત્યારે જગતમાં બળસંપન્ન પુરુષ ઠરાવે છે તે ધર્મ ઠરે છે. બીજાએ (દુર્બળે) ઠરાવેલા ધર્મની પાયમાલી થાય છે".

૧૨ बलवन्तो ह्यनियमा नियमा दुर्बलीयसाम् ॥ (૧૪-૧૨-૨૨)

"બળવાનોને નિયમ લાગુ નથી પડતા. દુર્બલો માટે નિયમ હોય છે".

૧૩ धूमो वायोरिव वशे बलं धर्मोऽनुवर्तते अनीश्वरो बले धर्मो द्रुमे वल्लीव संश्रिता ॥ (૧૨-૧૨૪-૭)

"ધૂમ્ર વાયુને તાબે રહે છે, તેમ ધર્મ બળને અનુસરે છે બળ વગરનો અસમર્થ ધર્મ વૃક્ષના આશ્રયે રહેનારી લતાની પેઠે બળ ઉપર અવલંબીને રહે છે".

૧૪ धर्मो रक्षति रक्षितः ॥ (૩-૩૧૩-૧૨૮)

આપણે ધર્મનો ઘાત કરીએ, તો ધર્મ જ આપણો ઘાત કરે છે; અને આપણે ધર્મનું રક્ષણ કરીએ, તો ધર્મ આપણું રક્ષણ કરે છે.

૧૫ शरीरस्य विनाशेन धर्म एव विशिष्यते ॥ (૧-૨૧૩-૨૦)

આપણા પ્રાણ ખર્ચીને પણ ધર્મ પાળવો, એ જ અધિક શ્રેયસ્કર છે. લક્ષ્મીજીએ પ્રહ્લાદને કરેલા (પ્રથમ આવી ગયેલા ૯ મા) શ્લોકમાં શીલને ધર્મ, સત્ય, સદ્વર્તન, સામર્થ્ય અને લક્ષ્મી એ બધાનું મૂળ ગણાવેલું છે. એટલે તે બધી વાતોમાં ઉત્તમ શીલની અત્યંત જરૂર છે. હવે શીલ ઉત્તમ હોય તો શું ફળ મળે તે મહાભારત જણાવે છે.

૧૬ शीलेनहि त्रयो लोकाः शक्या जेतुं न संशयः । नहि किंचिदसाध्यं वै लोके शीलवतां भवेत् ॥ (૧૨-૧૨૪-૧૫)

"શીલના બળ વડે ત્રણે લોક જીતવા શક્ય છે એમાં કંઇ સંશય નથી. ખરેખર શીલસંપન્ન મનુષ્યને અસાધ્ય કંઇ જ નથી".

શિવાજી છત્રપતિનું શીલ ઉત્તમ હતું, માટે જ તેણે સર્વત્ર વિજય મેળવ્યો; અને અસાધ્યને સાધ્ય કરી બતાવ્યું. શીલ અને પરાક્રમના જોરથી તેણે અનેક અદ્ભુત કૃત્યો કરી બતાવ્યાં અને રાષ્ટ્રની ઉન્નતિ કરી. શીલના જોરથી જ પાંડવો અનેક સંકટોમાંથી પાર ઊતર્યા, અને આખરે વિજયી થયા. શીલ વડે જ શ્રી રામનું નામ અજરામર થયું.

૧૭ शूरः सर्वं पालयति सर्वं शूरे प्रतिष्ठितम् । (૧૨-૯૯-૧૮)

"શૂર પુરુષ બધાનું રક્ષણ કરે છે. શૂરવીરના આધારે બધુ રહે છે".

૧૮ सर्वं वलवतो वशे (૧૨-૧૩૪-૩)

"સર્વ કંઇ બળવાનના હાથમાં હોય છે".

૧૯ सव वलवतां पथ्यं सर्वं वलवतां शुचि। सर्वं वलवतां धर्मः सर्वं वलवतां स्वकम् ॥ (૧૫-૩૦-૨૪)

"બળસંપન્નને બધું જ પથ્ય છે, અને પવિત્ર છે. તેને યોગ્ય લાગે તે બધું ધર્મ છે, અને બધું તેની સત્તામાં જ હોય છે".

૨૦ संहताहि महावलाः ॥ (૮-૩૪-૭)

"સંઘ જમાવીને એકત્ર રહેલા લોક અત્યંત બલાઢ્ય હોય છે". બળવાન થવાની ઇચ્છા હોય તો સંઘ જમાવીને એકત્ર રહેવું. એટલે સંઘે શક્તિઃ એ ન્યાયે બળપ્રાપ્તિ થવી જ જોઇએ. અને એ રીતે મહા બળવાન્ થનારને અશક્ય કંઈ જ નથી.

૨૧ भेदे गणा विनश्युर्हि भिन्नास्तु सुजयाः परैः। तस्मात्संघातयोगेन प्रयतेरन्गणाः सदा ॥ (૧૨-૧૦૭-૧૪)

"સંઘમાં ભેદ પડે કે તેનો સર્વથા નાશ થઈ જ ચુકયો. કેમ કે અંદર ફાટફૂટ થઇ કે શત્રુ તેનો સહજમાં પરાભવ કરી શકે છે. એટલા માટે, સંઘે હંમેશાં સંપીને કાર્ય કરવાં અંગ્રેજીમાં પણ કહેવત છે કે" Union is strength and discord is destruction.

૨૨ वलवान्वा कृती वेति कृती राजन् विशिष्यते ॥ (૯-૩૩-૯)

શ્રી કૃષ્ણ યુધિષ્ઠિરને કહે છે: "હે રાજન્, બળવાન અને કૃતી એમાં શ્રેષ્ઠ કોણ, એનો વિચાર કરતાં કૃતી (એટલે દાવપેચ જાણનાર યુક્તિવાન) શ્રેષ્ઠ ઠરે છે".

બળ પ્રાપ્ત થયા પછી તે કાયમ ટકાવવાને બ્રહ્મચર્યની ઘણી જરૂર છે. માટે મહાભારત જણાવે છે:—

૨૩ ब्रह्मचर्यं परोधर्मः ॥ (૧-૧૭૦-૭૧)

"બ્રહ્મચર્ય પાળવું એ શ્રેષ્ઠ ધર્મ છે."

૨૪ ब्रह्मचर्येण जीवितम् ॥ (૧૩-૭-૧૪)

"બ્રહ્મચર્યથી (દીર્ઘ) આયુષ્ય પ્રાપ્ત થાય છે."

૨૫ ब्रह्मचर्ये स्थितं वीर्यं। ब्रह्मचर्ये स्थितं तपः ब्रह्मचर्ये स्थितं धैर्यं। ब्रह्मचर्ये स्थितं यशः ब्रह्मचर्ये स्थितं पुण्यं। ब्रह्मचर्ये पराक्रमः स्वातंत्र्यमीश्वरत्वंच। सर्वं वीर्ये प्रतिष्ठितम् ॥ (શિવદાસ વામન)

"બ્રહ્મચર્ય સંભાળવાથી વીર્ય, તપ, ધૈર્ય, યશ, પુણ્ય, પરાક્રમ અને સ્વાતંત્ર્ય-અરે ! ઇશ્વિરત્વ પણ પ્રાપ્ત થશે, એવો બ્રહ્મચર્યનો પ્રભાવ છે".

તેટલા જ માટે બ્રહ્મચર્ય પાળવા માટે અને બળ વધારવા માટે નિત્ય વ્યાયામ કરવાની અત્યંત આવશ્યકતા છે.

૨૬ व्यायामाल्लभते ह्यायुर्वलं वीर्यपराक्रमम्। शान्तिं पुष्टिं धृतिं कांतिं चिराऽऽरोग्यं न संशयः ॥

"વ્યાયામથી આયુર્વૃદ્ધિ તથા બળવૃદ્ધિ ઝપાટાબંધ થાય છે, સામર્થ્ય અને કષ્ટ સહન કરવાની શક્તિ વધે છે, શાંતિલાભ થાય છે (મન નિર્વિકાર થાય છે), શરીર ઘાટદાર, પુષ્ટ અને બલિષ્ટ થાય છે, ધૈર્ય તથા નિર્ભયતા અને અખંડ આરોગ્ય પ્રાપ્ત થાય છે, એમાં કંઈ સંશય નથી."

શ્રી. નાનાસાહેબ વૈદ્ય પોતાના "મહાભારતના ઉપસંહાર" નામના ગ્રંથમાં લખે છે:—

"મહાભારતના સમયે ક્ષત્રિયોને શારીરિક બળ વધારવાનો વિશેષ નાદ હતો, અને તે

માટેની કળા તે વખતે ઘણા ભાગે પૂર્ણતાએ પહોંચી હતી. ચંદ્રવંશી ક્ષત્રિયોમાં મલ્લવિદ્યા માટે ઘણું અભિમાન હતું. ભીમસેન અને જરાસંધના પ્રાણાંતિક બાહુયુદ્ધનું મહાભારતના સભાપર્વમાં જે વર્ણન આપેલું છે, તે ઉપરથી મલ્લવિદ્યા તે વખતે કેટલી પૂર્ણતાએ પહોંચેલી હતી, તે લક્ષમાં આવી જશે. (સભાપર્વ અ. ૨૩) એ સિવાય બીજા પણ અનેક મલ્લોનાં વર્ણનો મહાભારતમાં છે. બળરામ અને કૃષ્ણ પણ બન્ને મોટા મલ્લ હતા. કંસને ત્યાં ચાણુર વગેરે મલ્લ હતા. તેને તેણે જીતેલા. જરાસંધ પાસે હંસ અને ડિંભક નામના બે મલ્લ હતા, અને તે બન્ને તથા જરાસંધ એ ત્રણ મલ્લ ત્રણ લોકને પણ જીતવાને સમર્થ છે, એવું શ્રી કૃષ્ણે કહેલું છે, (સભા. અ. ૧૯ ભા. પા. ૫૦૯). વિરાટ રાજા પાસે પણ કીચક અને તેના અનુયાયી મહામલ્લ હતા. તે વખતે પ્રત્યેક વીરને શારીરિક શક્તિની અતિશય જરૂર હતી. એકંદરે યુદ્ધમાં પણ શારીરિક શક્તિનો જ ઉપયોગ થતો હતો. ગદાયુદ્ધ અને ગજયુદ્ધ પણ મલ્લો જ કરી શકે તેવાં હતાં હાથી જોડે એકલા બાહુ વડે યુદ્ધ કરનારા શ્રી કૃષ્ણ અને ભીમસેન જેવા મલ્લ તે વખતે હતા. એ બનાવ આ વખતમાં અશક્ય લાગે છે; પણ મનુષ્ય શારીરિક બળ કેટલું વધારી શકે છે, અને યુદ્ધમાં કેટલું નૈપુણ્ય મેળવી શકે છે, એનું કાંઇ માપ ઘણે અંશે નથી. ગદાયુદ્ધ એ પણ મલ્લોનું જ કામ હતું. અને દુર્યોધન જેવો સાર્વભૌમ સમ્રાટ્ પણ તેમાં પ્રવીણ હતો. ધનુર્વિદ્યામાં શારીરિક બળનો ખાસ ઉપયોગ હતો. મજબૂત ધનુષ્યને કાન સુધી ખેંચીને બાણ છોડવામાં ઘણા જ બળની જરૂર પડતી. સારાંશ, પ્રાચીન કાળની બધા પ્રકારની લડાઇઓમાં શારીરિક બળની બહુ જ આવશ્યકતા રહેતી, અને તેને લીધે બ્રાહ્મણ તથા ક્ષત્રિયો શારીરિક બળ મેળવવાની કલાનો અભ્યાસ કરતા હતા."

ઇરાનના રાજાએ ગ્રીસ દેશ પર સવારી કરી હતી, તે વખતે તેની જોડે ભરતખંડના ધનુર્ધારી લોકોની સેના હતી. તેની શક્તિ માટે તથા ધનુર્વિદ્યા માટે ઇતિહાસમાં નોંધ થયેલી છે.

અગ્નિપુરાણમાં ઘણી જગાએ મલ્લવિદ્યા સંબંધી ઉલ્લેખ આવેલા છે. તેના અધ્યાય ૨૮૧ના શ્લોક ૩૧-૩૩ માં વ્યાયામ સંબંધી કેટલીક સૂચના કરેલી છે, તે નીચે જણાવવામાં આવે છે :—

પેટમાં અન્નપચન ન થયું હોય ત્યાં સુધી કોઇ પણ વ્યાયામ કરવો નહીં. તેમ જ ભોજન લીધા પછી તરત જ કે પાણી પેટપૂર પીધા પછી તરત જ વ્યાયામ કરવો નહીં. દિવસ ઊગ્યા પછી ત્રણ કલાક સુધી વ્યાયામ કરવો નહીં, અને અખાડામાં વ્યાયામ કર્યા પછી તરત જ ઠંડા પાણીથી સ્નાન કરવું નહીં. સહેજ ગરમ પાણીથી સ્નાન કરવાથી થાક જાય છે. શ્વાસ અટકાવી રાખવો નહીં. વ્યાયામ કરવાથી ઠંડી મટી જાય છે. શરીરમાંનો વાયુ મટાડવા મર્દનની ઘણી જરૂર છે, અને પિત્ત મટાડવા સ્નાનની ઘણી જરૂર છે. જે વ્યાયામ કરે છે તે ચપળ અને સહનશીલ થાય છે, અને તેને ઠંડી કે ગરમીની અસર એકદમ થતી નથી, તથા તેને થાક લાગતો નથી. શ્રી હર્ષચરિત્રમાં બાણકવિએ અનેક વર્ણનો આપેલાં છે, તેમાં શ્રી હર્ષના શરીરરક્ષકોનું પણ વર્ણન આપેલું છે. બાણ કહે છે.—"આ રક્ષકોની શરીરકાંતિ સુવર્ણ જેવી હતી, અને તે અત્યંત બળવાન હતા" એટલે શ્રી હર્ષના વખતમાં શરીરની કાળજી ઉત્તમ પ્રકારે કરીને બળવૃદ્ધિ કરવામાં આવતી એમ સ્પષ્ટ જણાઈ આવે છે. દક્ષિણમાં રાષ્ટ્રકૂટ રાજાઓના વખતમાં દરેક ગામડામાં અખાડા હતા, તેમાં બળ વધારવા માટેનું તથા યુદ્ધ કરવાનું શિક્ષણ કાળજીપૂર્વક આપવામાં આવતું હતું. કોઈ કોઈ ગામડામાં કેટલાંક એવાં કુટુમ્બો હતાં કે જેમાંથી સૈન્યની ભરતી કરવામાં આવતી

હતી. અને તે સૈન્યને "શ્રેષ્ઠબળ" એવું નામ અપાતું હતું. ગઘ્રકૂટોની સેના વિશેષ વિજયી નીવડતી, તેની નોંધ ઇતિહાસમાં છે.

શ્રી જ્ઞાનેશ્વર મહારાજે શ્રી જ્ઞાનેશ્વરી ગ્રંથમાં સ્થળે સ્થળે જે યુદ્ધકળાનાં વર્ણનો આપેલાં છે, તે ઉપરથી તે વખતના યાદવ રાજાની સેના સંબંધી સારી માહિતી મળી આવે છે. શ્રી જ્ઞાનેશ્વરદર્શન એ પુસ્તકના બીજા ભાગમાં શસ્ત્ર સંબંધી ખંડમાં રા. શાંતારામે આ માહિતી વધુ વિસ્તૃત રીતે સમજાવેલી છે. તે ઉપરથી નીચેનો ઉતારો આપવામાં આવે છે:—

"શ્રી જ્ઞાનેશ્વર મહારાજે જ્ઞાનેશ્વરી એ ગ્રંથ પોતાની ૧૫ વર્ષની ઉમરે એટલે શકે ૧૨૧૨ ઇ. સ ૧૨૯૦ માં લખેલો તે વખતે દેવગિરિમાં યાદવવંશી રામરાજા ગાદી ઉપર હતા. શ્રી જ્ઞાનેશ્વર મહારાજના પિતામહ ગોવિંદપંતના ભાઈ હરિપંત એ મોટા લડવૈયા હતા. તેના વડીલ ત્રિબંકપંત તે બીડના દેશાધિકારી હતા. હરિપંતને "સેનાનાયક" એવી પદવી મળેલી હતી. તે એક લડાઇમાં ઇ. સ. ૧૨૧૩ માં મરણ પામ્યા. તેની જોડે રહેતા સૈન્યમાં પ્રતિપક્ષીને સુવરાવી દે–લાંબા જ કરી નાખે–તેવા એક હજાર મલ્લ હતા. આ મલ્લો (જોડી) મોટા લડવૈયા હતા. તેને મરણની બીક બિલકુલ ન હતી. તે હાથી જેવા બળવાન હતા."

"શ્રી જ્ઞાનેશ્વર મહારાજે વર્ણન કર્યા પ્રમાણે યાદવ રાજાઓના વખતમાં મરદાનગીની કંઇ સીમા ન હતી. દાંડપટ્ટા ફેરવવામાં નિષ્ણાત એવા પુષ્કળ વીર પુરુષો હતા. દાંડી એટલે એક છેડે મોટી ગાંઠ હોય તેવી કાઠી અગર લાઠી, તેને મોગર પણ કહેતા; અને એવી મોગર ફેરવનાર પદાતિ કહેવાતા. પટ્ટા એટલે ઘણા જ પાતળા પાનની તરવાર. તરવારનું પાન વળતું નથી પણ પટ્ટાનું પાન ગમે તેમ વળે છે. એટલે પટ્ટા ને ખડ્ગ–લતા પણ કહેવામાં આવતું (૧૫-૨૬૬). તેને સહેજ રમતમાં ફેરવી શકાતી, માત્ર તે ફેરવનારમાં ભરપૂર તથા અખૂટ બળ જોઇએ. એ પટ્ટો જે કોઇ આડે આવે તેને કાપી જ નાખે. અને તે હાથમાં આવે કે બીજું બધું ભુલાઈ જાય કોઇની પણ દયા માયા તેને લાગે નહીં. એવી અસાધારણ ચંચળતા–તરવરાટવાળી મરદાનગી તેમાં જોઇએ તે જેનામાં હોય તે મિયાનમાંથી પટ્ટાને એકદમ બહાર કાઢે, અને હાથમાં ધારણ કરીને ઊભો રહે, તથા જે આવે તેને ધકેલે. આવી તૈયારીથી જે આ હથિયાર ફેરવે તેની સામે કોણ ટકી શકે? પટ્ટો ફરવા લાગે કે તે ફેરવનાર અને ફરનાર (હથિયાર) બધુંજ ભુલાઈ જાય, અને કેવળ ચકચકાટ (તેજ) દૃષ્ટિએ પડે. તે તેજની સામે કોણ ઊભું રહી શકે? એવો પટ્ટો ફેરવનાર તે વીર પુરુષ કહેવાય. ખડ્ગલતાનું આવું વિગતવાર વર્ણન જોતાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજ પણ તેને ફેરવવામાં નિષ્ણાત હશે એમ લાગે છે."

"દાંડપટ્ટાની પેઠે નિષ્ણાત ભાલાઇત (ભાલું ફેરવનાર) પણ હતા. પોતાના હથિયારને કદી ન વીસરનાર એવા તરવારબહાદુર પણ હતા, અને એક સરખાં બાણનો વરસાદ વરસાવનાર બાણાવળી પણ હતા. આવી મરદાનગી હોવાથી રાજાને સામાન્ય લશ્કર પણ વધારે રાખવાનું કારણ ન હતું."

આ બધાં કામો બળ વિના થવાં શક્ય ન હતાં. એટલે બધાનું લક્ષ બળ વધારવા તરફ વિશેષ હતું. તે તરફ દુર્લક્ષ થતાં જ આળસ પેઠું, આત્મવિશ્વાસ ગયો અને યાદવ રાજા પરતંત્ર થયા. જ્યાંથી બળ ગયું,ત્યાંથી ભગવાનનું અધિષ્ઠાન ગયું, અને જ્યાં ભગવાનનું અધિષ્ઠાન ન હોય ત્યાં કંઈ જ ન હોય એવી સ્થિતિ થઇ. શ્રી સમર્થે એટલા જ માટે "હરકોઇ ચળવળ કરવામાં સામર્થ્ય જોઇએ અને શ્રી ભગવાનનં

અધિષ્ઠાન જોઇએ,” એમ ખાસ આગ્રહપૂર્વક કહેલું છે.

શ્રી જ્ઞાનેશ્વર મહારાજ પછી શ્રી એકનાથ, મુક્તેશ્વર, દાસોદિગંબર, શ્રી તુકારામ, અને શ્રી સમર્થ, એ બધા ભગવદ્‌ભક્તોએ પોતપોતાની રીતે બળ, ધૈર્ય અને શૂરતા સંબંધે જેટલુ લખી શકાય તેટલું લખેલું છે.

યાદવોનું રાજ્ય ગયા પછી દક્ષિણમાં વિજયનગરમાં ઈ. સ. ૧૩૩૬ માં હિંદુ રાજ્ય સ્થાપન થયુ અને ઈ. સ. ૧૩૪૬ માં અલ્લાઉદ્દીન હુસેનગંગુ બ્રાહ્મણીએ કલબર્ગામાં બ્રાહ્મણી રાજ્યની સ્થાપના કરી. આ બન્ને રાજ્યો વચ્ચે હમેશાં ઝઘડા ચાલુ રહેતા, તેથી લોકોને બળ વધારતા રહેવાની વિશેષ જરૂર જણાઈ.

બ્રાહ્મણી રાજ્યનો પહેલો બાદશાહ અલ્લાઉદીન હુસેનગંગુનો પુત્ર મુજાહિદ અસાધારણ બળવાન હતો. તે ૧૪ વર્ષનો હતો તે વખતે કુસ્તીમાં તેના પ્રતિપક્ષીની ડોક તેણે મરડી નાખેલી અને તેને હાર કરેલો, એવું ઇતિહાસકાર મહમદ કાસમ ફેરિસ્તાએ લખેલું છે. વિજયનગરનો કૃષ્ણદેવરાય ઈ. સ. ૧૫૦૯ થી ૧૫૩૧ સુધી ગાદી ઉપર હતો. તે મહારાજાધિરાજ સિંહાસનાધીશ્વર કહેવાતો, અને બધી રીતે પરાક્રમી, પૂર્ણ સ્વતંત્ર, નિરકુશ સત્તા તથા અધિકાર ચલાવનાર, પોતાનુ વજન, મહત્ત્વ અને દેખાવ સંભાળી રાખનાર, પ્રભાવશાળી તથા પ્રતાપી હતો. મૂળથી જ તે સારા મજબૂત બાંધાનો અને કસાયલો હતો, અને પછીથી કસરત એક સરખી કાયમ કરીને તેણે પોતાનું શરીર નમૂનેદાર બનાવ્યુ હતું તે વહેલો પ્રભાતમાં ઊઠીને મગદળની જોડ ફેરવતો, તથા દાંડપટ્ટાના હાથ સારી રીતે કરતો. તેને પરિણામે તેના શરીરના બધા સ્નાયુઓ તથા છાતી ભરાવ અને આદર્શરૂપ થયાં હતાં. તે કુશળ ઘોડેસવાર હતો. તેના શરીરનો દેખાવ અને ચર્યા ભવ્ય હતાં. એટલે તેની સાથે જેને પ્રસંગ પડનો, તે બધા ઉપર તેની સારી જ છાપ પડતી. તેની પોતાની અસંખ્ય સેનાનો નાયક તે પોતે જ હતો. તે ઘણો ઉદાર, અંતઃકરણનો કોમળ, અને સ્વભાવનો દિલદાર હતો. સવારમાં વહેલો ઊઠતાંની સાથે તે તલનું તેલ પોણોશેર પીઈ જતો. પછી આખે શરીરે તેલ ચોળીને અને લંગોટ બાંધીને ખૂબ ખૂબ વજનવાળા માટીના મગદળ તે ફેરવતો. પછી તે પોતાને ત્યાં રાખેલા એકાદ મલ્લ જોડે કુસ્તી અને કસરત કરતો. પરસેવાની સાથે બધું તેલ નીકળી જાય ત્યાં સુધી તરવારના અને દાંડપટ્ટાના હાથ કરવાની તેને ટેવ હતી. તેનો આ બધો વ્યાયામ સૂર્યોદયની પહેલાં જ પૂરો થતો.

રાજાનું આવું ઉદાહરણ લોકોની આંખ સામે હોવાથી તેનું અનુકરણ લોકો પણ અંતઃકરણપૂર્વક કરતા. તેના રાજ્યમાં સર્વત્ર લઠ્ઠ અને જામેલા શરીરવાળા લોક દેખાતા. તેના અંતઃપુરમાં રક્ષક બાઇઓમાં પણ ઢાલ તલવાર બાંધીને તેનો ઉપયોગ કરનારી, દાંડપટ્ટા ખેલનારી, તથા કુસ્તી લડનારી બાઇઓ હતી. આ ઉપરથી તેના રાજ્યમાં બળવર્ધન તરફ લોકોનું કેટલું લક્ષ હતું તે જણાઇ આવેછે. પોર્ચ્યુગીઝ વકીલ પ્રિસ્તવાઓ-ડી ફ્રિયુરિડોએ મહારાજાધિરાજ કૃષ્ણદેવરાયના દૈનિક ચરિત્રનુ ઘણુ સુંદર વર્ણન આપેલું છે, તે બહુ બોધક છે. “દરરોજ મલ્લોની કુસ્તીઓ થતી. રંગસ્થળની આસપાસ ઉત્તમ રીતે શણગારેના હાથીઓ ઊભા રખાતા. અંદર ફક્ત મલ્લ અને જેઠી એને જ પેસવાની પરવાનગી હતી. રાજાની સમક્ષ પાન ખાવાની રજા ફક્ત મલ્લોને જ હતી બીજો ગમે તેવો મોટા દરજ્જાનો સરદાર હોય, તો પણ તેને ન હતી. રાજા સિંહાસન ઉપર બેઠા પછી, મલ્લોની કુસ્તીઓ શરૂ થતી.” ફ્રિયુરિડો જણાવે છે કે “આ મલ્લની કુસ્તીઓમાં અને પોર્ચ્યુગિઝ મલ્લોની કુસ્તીઓમાં ઘણો તફાવત હતો. કુસ્તી ખેલનારા આ મલ્લો એકમેકને એવા કંઈ જોરથી

થાપટ અને ધક્કા તથા સપાટા મારે છે કે તેને લીધે આંખો ફૂટી જાય છે, દાંત પડી જાય છે, અને ચહેરો ફાટીને કદરૂપો બની જાય છે. વળી કોઇ મલ્લો બેભાન પણ થઈ જાય છે, તે વખતે તેને ઊંચકીને લઇ જવા પડે છે. આવી કુસ્તી માટે અધિકારીઓ તથા પરીક્ષકો પણ નીમેલા હોય છે. તેઓ અખાડામાં હાજર રહીને પ્રત્યેક મલ્લ યોગ્ય રીતે તથા કાયદેસર કુસ્તી ખેલે તેની તજવીજ કરે છે, તથા હારજીત ઠરાવવાની અને ઇનામ આપવાની વ્યવસ્થા કરે છે. કુસ્તીનું આ કામ ત્રીજા પહોરથી સંધ્યાકાળ સુધી ચાલતું." આવાં અનેક વર્ણનો આપ્યા પછી આ વકીલ જણાવે છે કે "આખી દુનિયામાં આવા દેખાવો બીજી કોઈ જગાએ ક્વચિત્જ જોવામાં આવશે. તે દેખાવો જોતાં ઘણા જ ચમત્કારિક લાગે છે. એ સ્વપ્ન છે કે અદ્‌ભુત દૈવી ચમત્કાર છે એવું આપણને વારંવાર લાગી આવે."

નૂનિજ કહે છે: "આ રાજા પાસે એક હજાર જેઠીઓ હંમેશાં તૈયાર હોય છે. તહેવારોમાં તેમની દરરોજ કુસ્તીઓ થાય છે. આ મલ્લો એકમેકને ધારદાર ચક્રોવડે જોરથી મારીને જખમી કરે છે. બધામાં જેને વિશેષ જખમો થાય તેને રાજા તરફથી દુશાલા વગેરે ઇનામ મળે છે. એ કામ માટે એક અધિકારી હોય છે. આ લોકો રાજદરબારમાં બીજી કશી નોકરી કરતા નથી.

દ્વંદ્વયુદ્ધમાં કોઈ કોઇનો પ્રાણ લે તો તેની શિક્ષા થતી નહીં. ઉલટ તેને બહુ માન મળતું, એટલું ખરું કે દિવાનની પરવાનગી મેળવ્યા સિવાય કોઇથી પણ દ્વંદ્વયુદ્ધ કરાતું નહીં. અહમદનગરની નિજામશાહી વખતે શરીરની કાળજી તરફ વિશેષ લક્ષ રખાવાતું હતું. તેને પરિણામે દરેક જગાએ લોકો બેફિકર ફરતા નજરે પડતા.

શ્રી શિવાજી મહારાજના વખતમાં બળવૃદ્ધિ માટે વિશેષ લક્ષ રખાવાતું હતું. તેમાં બ્રાહ્મણવર્ગ સૂર્યનમસ્કાર ઉપર વિશેષ લક્ષ આપતો હતો. શ્રી સમર્થ રામદાસ સ્વામી દરરોજ બે હજાર સૂર્યનમસ્કાર કરતા.

શ્રી સમર્થ કહે છે:—

શક્તિથી મળતાં સુખો,
શક્તિવીણ વિટંબણા,
શક્તિથી પ્રાણીઓ, સારા
વૈભવો માણતા દિસે. (૨૬)
કોણ પૂછે અશક્તોને ?
રોગી ને કૃશ જે દિસે,
કળા કે કાંતિ છે નાહીં,
યુક્તિ બુદ્ધિ કંઈ નહીં ! (૨૭)
શક્તિ જો સારી, તો કાયા
ને માયા વધતી રહે,
શક્તિમાં સુખ સર્વે છે,
શક્તિ આનંદ ભોગવે. (૨૮)
સાર સંસાર શક્તિથી,
શક્તિથી શક્તિ ભોગવો;
શક્ત તે સર્વનો ભોગી,
શક્તિવીણ દરિદ્રતા. (૨૯)
શક્તિથી મળતાં રાજ્યો,
યુક્તિથી યત્ન થાય તો,
જોડાયે શક્તિયુક્તિ જ્યાં,
શ્રી આવે દોડતી તહાં. (૩૦)
યુક્તિ તે કળા સઘળી,
શક્તિની તુલના નહીં,
કરે ના ભૂલ જે ક્યાંયે
તેનાં રાજ્યો સમસ્ત છે. (૩૧)
યુક્તિથી ચાલતી સેના,
યુક્તિથી યુક્તિ વાધતી,
સંકટે રક્ષતી યુક્તિ
સૈન્ય રાજ્ય સમગ્રને. (૩૨)
અતિશે શ્રમનાં કાર્યો,
શક્તિથી મસ્તો કરે,
અશક્તો-કાયરો ભાગે,
સદા દુશ્ચિત્ત લાલચુ ! (૩૩)
(અધ્યાત્મસાર)

આ ઉપરથી શ્રી સમર્થના શક્તિ વિષે કેવા

વિચાર હતા તે સ્પષ્ટ જણાઈ આવે છે. સામર્થ્ય સિવાય આત્મવિશ્વાસ આવે નહી, અને આત્મવિશ્વાસ વગર પરાક્રમનાં કે ધૈર્યનાં કામો બિલકુલ થઇજ શકે નહીં. તેટલા માટે બલોપાસના જરૂર કરવી ઘટે.

શ્રી શિવાજી મહારાજના વખતમાં પ્રતાપરાવ મોરે વિજાપુરના દરબારમાં શૃંગારપુરના સુર્વે વિરુદ્ધ ફરિયાદ લઇને ગયા હતા, પણ એક વર્ષ સુધી તેની દાદ લાગી નહીં. કોઇ પણ રીતે બાદશાહની મુલાકાત થાય એવી તે વાટ જોતો હતો. તે જાણતો હતો કે મારી મર્દાનગી બાદશાહને બતાવવાની જો સંધિ સાંપડે તો મારું કામ સફળ થઇ જાય. તે વખતે બાદશાહના દરબારમાં અનેક જોડીઓ (મલ્લો) ની કુસ્તીઓ થયા કરતી, તે તકનો લાભ લઇને પ્રતાપરાવે બાદશાહના એક જોડી જોડે કુસ્તી કરી અને તેને જીત્યો. ફરી બાદશાહે તેના બળની પરીક્ષા કરવા તેના ઉપર એક વાઘ છોડ્યો. પ્રતાપરાવ ઘણો શૂરવીર હતો. અણીનો પ્રસંગ જોઇને તે વીરે જરા પણ ન ડગમગતાં તલવાર વાપરીને તે વાઘનું માથું ઉડાવી દીધું. તેનું આ અસામાન્ય ધૈર્ય તથા તલવાર ચલાવવાની કુશળતા જોઇને બાદશાહ ખુશી ખુશી થઈ ગયો, અને તેને પોતાની જ પાસે રાખી લીધો. પ્રતાપરાવના આવા અસાધારણ શૌર્ય માટે તેને હિમ્મતબાજ એવો ઇલ્કાબ આપ્યો અને જાવળી ગામ ઇનામમાં આપ્યું.

શ્રી શિવાજી મહારાજે જે અસાધારણ કૃત્યો કર્યાં, તે ઉપરથી શ્રી સમર્થે વર્ણવ્યા પ્રમાણે શક્તિ અને યુક્તિ એકત્ર થતાં એવાં પરિણામ આવી શકે છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. શ્રી શિવાજી મહારાજનું જીવનકાર્ય એટલે શક્તિ અને યુક્તિના સંયોગથી મળેલો અસામાન્ય અને અદૃષ્ટપૂર્વ વિજય. જેવું શ્રી મારુતિરાયનું ચરિત્ર તેવુંજ શ્રી શિવરાયનું ચરિત્ર.

मनोजवं मारुततुल्यवेगं।
जितेंद्रियं बुद्धिमतां वरिष्ठम् ॥

શ્રી મારુતિરાયનાં આ બધાં વિશેષણો શ્રી શિવરાયને લાગુ પડે છે, અને તેથી જ શ્રી શિવરાયની મહત્તા છે. શક્તિ સિવાય બધું વ્યર્થ છે, માટે શક્તિ જરૂર મેળવવી જોઇએ; અને તે મેળવવા તથા વધારવા અખંડ યત્ન કરવો જોઇએ. શ્રી શિવાજી મહારાજના વખતમાં પર્વત જેવા લઠ્ઠ પુરુષો, જેના ખભા ઊંચા અને પુષ્ટ, અને જેની છાતી વિસ્તીર્ણ હોઇને જે હંમેશાં લડવાને સજ્જ રહેતા તેવા પુરુષો સર્વત્ર નજરે પડતા; અને એવા જ પુરુષોના હાથે મહારાજે અસાધારણ સાહસનાં કાર્યો કરાવી લીધાં. ભીમસેન જેવા તાનાજી માલુસરે, બાજી પાસલકર અને યેસાજી કંકે અતુલ પરાક્રમો કરીને પોતાનાં નામો અમર કરી મૂક્યાં. આ પુરુષોને કંઇપણ અશક્ય ન હતું. તે સદૈવ સજ્જ હતા. અને સ્વામીના કામોમાં જ તેણે પોતાના દેહ ખર્ચ્યાં. ધન્ય તે સેવક અને ધન્ય તે સ્વામી!

શ્રી છત્રપતિ શિવાજી મહારાજ ભાગાનગર ગયા, તે વખતે તેના મનોરંજન માટે બાદશાહ અબ્દુલ તાનાશે હાથીની સાઠમારી ગોઠવેલી. તેમાં અતિ વિકરાળ હાથી રંગસ્થળમાં છોડ્યો અને શ્રી શિવાજી મહારાજ તરફ જોઇને બાદશાહ બોલ્યો, "મહારાજ, આપના પાસે આવો હાથી જણાતો નથી." મહારાજ પોતાની જમણી બાજુએ ઊભેલા બાળમિત્ર યેસાજી કંક તરફ જોઇને બોલ્યા: "યેસબા, બાદશાહ કહે છે કે આપણી પાસે હાથી નથી. આ વિકરાળ હાથી જોડે લડનાર કોણ?" "હું સરકાર" એમ કહીને લાગલાં જ તેણે કપડાં ઉતાર્યાં. તેનું અંદરનું ચઢીકચ્છ પહેરેલું ઘાટદાર શરીર તથા ભરાવ છાતી જોઇને બધા ચકિત થઇ ગયા. યેસાજીએ મહારાજને તથા બાદશાહને મુજરો કર્યો. અને હાથી જોડે લડવા હુકમ માગ્યો.

નિઃશસ્ત્ર કે સશસ્ત્ર જેવો હુકમ થાય તેમ લડવાની તેની તૈયારી જોઈ બધા આશ્ચર્યથી છક થઈ ગયા. મહારાજની આજ્ઞા પ્રમાણે યેસાજી નિઃશસ્ત્ર તથા સશસ્ત્ર તે હાથી જોડે લડ્યો. બધાએ તેનું ધૈર્ય, પરાક્રમ, શક્તિ અને યુક્તિ જોઈ તેની પ્રશંસા કરી. વખતો વખત હાથી તેને મારવાને ધસી આવતો, પણ યેસાજી યુક્તિ કરીને તેમાંથી બચી જતો આખર હાથી ચિડાયો, અને તેણે હલ્લો કર્યો. હમણાં જ તે પકડી લેશે એમ સૌને લાગ્યુ પણ યેસાજીએ ચપળતાથી છટકીને તલવાર ચલાવી તેની સુંઢ કાપી નાખી. બધે જય જય કાર થઈ રહ્યો. જેની પાસે આવા નિધડક છાતીવાળા વીરરત્નો છે, તે દિગ્વિજયી થવા જ જોઈએ એમ બધા બોલવા લાગ્યા. બાદશાહ પણ આશ્ચર્યથી સ્તંભિત થઈ ગયો. તેણે પોતાના ગળામાંનો રત્નનો હાર યેસાજીને દેવા માટે કાઢ્યો. પણ યેસાજી કૃતજ્ઞાપૂર્વક મુજરો કરી "મારો ધણી મને આપવાવાળો સમર્થ છે' એમ કહી પાછો હઠ્યો. આવા અસંખ્ય વીર મહારાજ પાસે હતા, તેથી જ મહારાજ વિકટ પરિસ્થિતિમાં પણ લડીને વિજયી થયા.

શાહજી મહારાજ પાસે પણ જેઠી તથા મલ્લ હતા. એક વખત તેના સમક્ષ અખાડામાં બે મલ્લો ખડ્ગયુદ્ધ કરતાં તલવારો ફેંકી દઈને આવેશમાંને આવેશમાં ક્રોધથી એકમેકને ઠોંસા મારવા લાગ્યા. શાહજીનો રખાત પુત્ર કોયાજી રાજે પણ કુસ્તી કવાયત તથા અશ્વારોહણમાં અત્યંત નિપુણ હતો. તે મલ્લવિદ્યા નરપદ્કસા નામના પ્રખ્યાત જેઠી પાસે શીખ્યો હતો.

શ્રી શિવાજી મહારાજના વડીલ ભાઈ સંભાજી રાજે પણ મલ્લવિદ્યામાં નિષ્ણાત હતા. યુવરાજ સંભાજી રાજે આગ્રામાં હતા અને તેની ઉમર ૯ વર્ષની હતી, તે વખતે બાદશાહ ઔરંગઝેબે તેને કુસ્તી કરવાની આજ્ઞા કરેલી. તે વખતે પોતાની બાલ્યાવસ્થા હતી તો પણ તે આજ્ઞા તેણે ધૃતશારી કાટેલી, એવું તેમણે શ્રી તુળજાપુર ભવાનીને વાર્ષિક નિમણૂક બાંધી આપ્યા બદલના સંસ્કૃત લેખમાં અભિમાનપૂર્વક જણાવેલું છે. પરંતુ તેઓ મલ્લવિદ્યા ઉત્તમ પ્રકારની જાણતા હતા

પેશ્વાઓમાં શ્રીમંત બાજીરાવ સાહેબ, ચિમનાજી આપ્પા, નાનાસાહેબ અને સદાશિવરાવ ભાઉ એ અખાડામાં દંડ તથા મગદળની કસરતો કરતા હતા. શ્રીમંત સદાશિવરાવ ભાઉ સૂર્યનમસ્કાર કરતા. તેમનુ શરીર નમસ્કારને લીધે શરીરના જામેલા સ્નાયુઓ ઉપરથી પાણીપતના મેદાનમાંથી ઓળખવામાં આવ્યુ હતું. દોલતરાવ સિંધિયા જોડે રહેલા બ્રાઉટન સાહેબે તેના Letters written in a Mahratta camp during the year 1809 નામના પુસ્તકમાં અખાડા, કુસ્તીઓ અને પહેલવાન એ મથાળાવાળા ૧૯ નંબરના પત્રમાં નીચેની હકીકત આપેલી છે:—

"Our Sipahis have commenced the exercises which are customary at this season of the year. The natives all over India are exceedingly fond of these diversions; which are regulated by certain ceremonials, observed with the most scrupulus etiquette. The first exercise is generally the Dand, the second is the Kusti or Wrestling at which the natives of Indian exhibit great skill and activity, the third exercise is the Moodgurs and the Lezim, the former thick clubs of hardwood about 2 feet or upward in length and from 14 to 20 pounds in weight which are wielded about some what in the manner of our

dumb-bells; the latter Lezim is a Stiff bow of Bamboo bent by strong iron chain to which a number of small round plates of the same metal are affixed for the purpose of increasing the weight and making a jungling noise. All these modes of exercising tend to open the chest, set up the body and strengthen the muscles and the effect produced by them upon a young lad at the end of the season is astonishing. The Maharaja (Doulatrao Shinde) is a great patron of wrestlers and retains a celebrated wrestler in his service, to whom he makes a daily allowance of a sheep and 20 pounds of milk. Great men in India take a pride in having the best wrestlers in their service, who are permitted to make use of their horses, elephants, etc. whenever they please. Nay to such a pitch is this passion for gymnastic exhibition carried, that the art is sometimes practised by women, who study to make their bodies hardy and their flesh firm by following the prescribed regimens and go about challenging the wrestlers in the different villages through which they pass to try a fall. These amazons sometimes attain to such a degree of proficiency, that it is rare for the most experienced of their male opponents to overthrow them. It must be added, however, that the best wrestlers often decline engaging in these contests from the fear of incurring the disgrace of being worsted by a woman."

આ ઉતારા ઉપરથી પેશ્વાઈના છેવટના વખતમાં પણ–અર્થાત્ બ્રાઉટન સાહેબના લખાણ ઉપરથી ઇ. સ. ૧૮૦૯ સુધી–આખા હિંદુસ્તાનમાં દંડ કાઢવા, કુસ્તીઓ કરવી, મગદળ ફેરવવા, તથા લેઝિમ ખેલવા, વગેરે બાબતો અત્યંત પસંદગીની હતી, એમ જણાય છે. પ્રત્યેક શ્રીમંત પાસે પહેલવાનો રહેતા, અને તે મલ્લવિદ્યાના પુરસ્કર્તા હતા. બ્રાઉટન સાહેબના મત પ્રમાણે એક વર્ષમાં જ આ વ્યાયામથી તરુણોની શક્તિમાં તથા દેખાવમાં દશ્ય તફાવત પડી જતો. શરીર સુદૃઢ થઇને છાતી ભરાવદાર તથા સ્નાયુઓ બળવાન બનતા અને દિલમાં ઉત્સાહ ઉત્પન્ન થતો. વૈદિક સમયથી તે પેશ્વાઈ આખર સુધી સાર્વત્રિક બળવર્ધન તરફ જનતાનું પૂરતું લક્ષ હતું. વળી તેને લીધે પ્રત્યેકને આત્મવિશ્વાસ રહેતો, અને પ્રત્યેક ગામડાના અખાડામાં તરુણો જ્યાં ત્યાં વ્યાયામ કરતા જણાઈ આવતા. હાલમાં માત્ર એ વિદ્યા પરત્વે તરુણ જનતામાં સાર્વત્રિક ઉદાસીનતા દૃષ્ટિએ પડે છે. એ સ્થિતિ બદલાવી જોઇએ. પુરુષે તથા સ્ત્રીએ કંઈ ને કંઈ વ્યાયામ નિત્ય કરવો જ જોઇએ, બળવર્ધન કરવું જોઇએ, અને પોતાનુ આયુષ્ય વધારવું જોઇએ તથા તે સત્કાર્યમાં વાપરવું જોઇએ.

सर्वे सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः

એવી પ્રાર્થના કરીને આ આપણા પ્રાચીન ભરતખંડ ઉપર તે દયાઘન પરમેશ્વરની કૃપા થાય, અને તે આપણને ઉદયોન્મુખ કરે એવું કહીને આ બહુ જ લંબાયલો લેખ પૂરો કરું છું.

શ્રી.

# મરેઠી રાજ્યમાં વ્યાયામ.



: લેખક :



પ્રો દત્તાત્રય વામન પોતદાર.

ભારતવર્ષમાં યુદ્ધકળા કાંઈ નવી નથી. મહાભારત અને રામાયણમા અનેક યુદ્ધોનાં, યોદ્ધાઓનાં તથા યુદ્ધનાં સાધનોનાં વર્ણનો છે. એ યુદ્ધ કરવાવાળા સાહજિક જ સુદૃઢ અને શક્તિમાન એવા વીર જ હોવાના. ગદાયુદ્ધ કરવાવાળા તો ઘણા જ બલિષ્ઠ હોવાનુ આપણે વાંચીએ છીએ. દાવ, તલવાર અને બાણનાં બાથાં, તથા તેની જોડે ગદા, મુદ્‌ગર, પરશુ, ચક્ર, તોમર વગેરે અનેક હથિયારોનો ઉલ્લેખ પુરાણોમાં આવે છે. શતઘ્ની એટલે સોને એક સાથે મારી નાખનાર એવા હથિયારનો પણ ઉલ્લેખ રામાયણમાં છે. એ રીતે યુદ્ધવિદ્યા હિંદુસ્તાનમાં અને તેથી મહારાષ્ટ્રમા પણ આજ દસ વીશ શતકથી તો પ્રચલિત છે. જેને મરેઠી રાજ્ય કહેવામાં આવે છે તે રાજ્યને આગળ આણવામાં પણ મોટે ભાગે યુદ્ધવિદ્યા જ કારણભૂત થયેલી છે. અને યુદ્ધવિદ્યાના પેટામાં મલ્લવિદ્યા આવે જ.

સાધારણ રીતે છત્રપતિ શિવાજી મહારાજના વખતથી મરેઠી રાજ્ય સ્થાપન થયું ગણાય છે. તો પણ શિવાજી મહારાજના વડીલ શાહજી રાજે કે જેણે નિઝામશાહીને છેવટમાં પોતાના પરાક્રમથી છક કરી હતી તેના પણ પહેલાં મરેઠાઓ રાજદરબારમાં આગળ આવવા લાગ્યા હતા. એ શાહજીના વખતમાં ખુદ નિઝામશાહીમાં અખાડા ચાલુ હતા, અને કોઇ કોઇ વખત અંદર અંદર દ્વંદ્વયુદ્ધો કેવાં થતા તે સંબંધે, તથા પ્રાણહાનિ કેવી થતી તે સંબંધે, હિન્દુસ્તાનના એક ઇતિહાસકાર મહમદ કાસિમ ફેરિસ્તાએ

હકીકત લખી રાખેલી છે. બ્રિગ્ઝે કરેલા તેના અંગ્રેજી ભાષાંતરનો નીચે આપેલો ઉતારો લક્ષમાં લેવા જેવો છે:—

"The practice of *yekung (single stick) was also introduced by this prince, who was himself well skilled in the sword, and delighted much in the exercise; accordingly, as is ever the custom, the people being eager to copy the prince, both high and low devoted themselves to it, and instead of colleges, as is usual in Mohammedan cities, school for single-sword and wrestling were established in all quarters of the city of Ahmudnuggur. Nothing was talked of but this art in every assembly, till at length things grew to such a pitch in the strife-engendering climate of the Deccan, that people vaunted over their neighbours; and brawls arising between rash young men, they frequently begged to make good their causes before the King, who used to see them combat with swords in his absence; and he who gave the first wound was considered the victor. In consequence of this encouragement, a crowd of young men were in the habit of assembling daily at the palace for the purpose of displaying their skill, till at length a day seldom passed without one or two persons being killed. The king, thinking it time to discountenance this practice, gave orders, that no more exhibitions of this sort should take place in his presence, though the combatants were at liberty to settle their disputes on the outside of the town; and it was commanded, that if either party were killed in fair combat, no retaliation should be required. This vile custom is so congenial to the Mohammedans of the Deccan, that it has spread far and wide from Ahmudnuggur; and it is so fashionable at the present day, that even learned divines and philosophers, as well as nobles and princes, practise duelling; and if their children show any backwardness in this way they do not esteem them as lads of proper spirit."

બ્રિગ્ઝે આ ઉતારાની ટીપમાં જણાવેલું છે કે તે વખતે ૧૫ વર્ષ ઉપરનો એવો એક પણ મરેઠાનો છોકરો ન હતો કે જેને તલવાર

* Yekung bazy is when the sword or stick alone is used. Do-ung bazy is when the shield, or two swords are wielded, one in each hand. The Marrattas excel in this exercise at the present day: and scarcely a Marratta lad of fifteen will be found who is not an expert swordsman.

વાપરતા ન આવડતી હોય, આ ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે. આવી સ્થિતિ ઘણા ભાગે શાહજી રાજેના વખતમા પણ હોવી જોઇએ સિંદૂના, તેના પણ પૂર્વના યાદવ અને રાષ્ટ્રકૂટોના વખતમા પણ મહારાષ્ટ્ર લડાઈના કામમા તૈયાર હોવુ જોઇએ ભાસ્કર કવિએ શિશુપાલવધના મરેઠી ભાષાંતરમા રણના તોરા, રણના પિરછ, રણના સગા, રણના ધણી, રણના ઢાળ, રણના મોખરી, રણમા બીવડાવનાર, વગેરે અર્થના જે શબ્દો વાપરેલા છે, તથા ઓદણ ખાંડુ વગેરે હથિયારોનો જે ઉલ્લેખ કરેલો છે, તે ઉપરથી શાલિવાહનના અગિયારમા બારમા શતકમા મહારાષ્ટ્ર યુદ્ધવિદ્યાની અને યુદ્ધપ્રવીણ હતુ એમ માની શકાય પછી એકનાથના વખતમા "રુકિમણી સ્વયંવર" વગેરે ગ્રંથમા જે યુદ્ધવર્ણનો આવે છે, અને તેમા તીરગુપ્તી, માણીની કટાર, ભાથાના બાણ, વીરોની એ ચતાણ, વીરકોડી, વાઘનખ, ધર્મવાટ, આનિપાટ, વગેરે જે શબ્દો અને ઉલ્લેખો આવે છે, તે ખુદ નાથનો યુદ્ધધર્મ સાથેનો પરિચય જણાવે છે, અને નાથના વખતના સુંદર રંગનુ સ્મરણ આપે છે.

શ્રી સમર્થની ખ્યાતિ એવી છે કે તેમણે હનુમાનની ઉપાસના મહારાષ્ટ્રમા રૂઢ કરી, અને ગામે ગામ અખાડા સ્થાપ્યા તેના બીજરૂપી સ્તોત્રો પ્રખ્યાત છે તેની ઉડતા મારુતિની કલ્પના, સેવક મારુતિની કલ્પના કરતા અધિક પ્રોત્સાહક અને સ્ફૂર્તિપ્રેરક છે આજકાલના રામદાસસેવકોનો અખાડા જોડે તેવો કંઇ સંબંધ જણાતો નથી. શ્રી સમર્થના વખતમા પણ તેના નજીકના શિષ્યોનો અને અખાડાનો સંબંધ કેવો હતો તે ખાત્રીપૂર્વક કહેવાય તેમ નથી તથાપિ શ્રી સમર્થે મલ્લવિદ્યા મહારાષ્ટ્રમા ફેલાવી અને લોકોમા બલોપાસનાની અભિરુચિ ઉત્પન્ન કરી, એવુ સામાન્ય કથન કરવાને તો કશી જ હરકત નથી સમર્થની વાણી અત્યંત તેજસ્વી છે, અને તેની પ્રેરક શક્તિ ઘણા જ ઊંચા પ્રકારની છે સમર્થે રચાવેલા સ્તોત્રો પૈકી નીચે એક સ્તોત્ર આપેલુ છે. તે ઉપરથી અખાડામા તૈયાર થયેલા લોક પૈકી જેને લડાઈમા ઊતરવુ હોય, તેણે વીર મારુતિની ઉપાસના કરીને હાથમા સોનાનુ મારુતિનુ માદળિયુ સાધન એવો પ્રબંધ સમર્થે કરેલો જણાય છે એવા હેતુથી કે શ્રી મારુતિ સંકટ સમયે દોડીને મદદમા આવે, એવો વિશ્વાસ રાખીને મહારાષ્ટ્રીય વીરો પોતાનુ કાર્ય ઉપાડવુ

**લઘુ મૂર્તિ શ્રી મારુતિની બનાવો**
**સુવર્ણે રચી, તાવીજે તે જડાવો,**
**બહુ ભાવથી હાથ મધ્યે ધરાવો,**
**રણે સામટા શત્રુઓને હઠાવો ! (૧)**

**લઘુ હેમમૂર્તિ હનુમાનજીની,**
**રૂપાના કુંડા તાવીજે ગોઠવેલી,**
**કરો નિત્ય પૂજા શનિવાર સર્વે,**
**પૂરો પ્રેમ ને ભાવ રાખી ઉમંગે (૨)**

**સ્વધામે જતા શ્રી પ્રભુ રામરાયે,**
**હનુમાનને રોકિયા એ જ કાજે,**
**સતાવે યદિ દુર્જનો સેવકોને**
**મૂકી ભક્તિને, રક્ષજો ખાસ તેને (૩)**

સમર્થ જેવા સંત મહંતોને યાદ કરીએ, અને શાહજીરાજે, શિવાજી મહારાજ, સંભાજી મહારાજ વગેરે અનેક મરેઠી વીરોના ચરિત્રો જોઇએ, તથા સૈન્યો ઊભા કરીને અને યુદ્ધ કરીને તેમણે અનિષ્ટ શત્રુઓ જોડે વિજયી ટક્કરો કેમ લીધેલી તે જોઇએ, તો તે પરથી પણ મહારાષ્ટ્રમા મલ્લવિદ્યા સારી અને જીવતી હતી એમ કહેવામા સંદેહ રહેતો નથી પરંપરાથી આ વિદ્યા મહારાષ્ટ્રમા ચાલુ જ હતી એમ સ્પષ્ટ કહી શકાય કયા કયા મલ્લ એ વખતે પ્રખ્યાત થયા, તેના અખાડા કયા અને કેવા ચાલતા, તેની પદ્ધતિ કેવી હતી, તે સાધનો કયા વાપરતા હતા, તેને ઉત્તેજન કેવુ મળતુ, તેનો દરજ્જો કેવો

હતો, વગેરે બાબતોનું વિવેચન કરવા જેટલી આપણી પાસે વિગતો નથી. પણ પરિણામ ઉપરથી અનુમાન કરીએ, તો ઉપર જણાવ્યા પ્રમાણે જ કહેવું પડે. શિવાજી મહારાજના શિક્ષણ બાબત જે થોડા ઉલ્લેખો મળે છે તેમાં પણ મામુલી વાતો જ મળી આવે છે. અશ્વારોહણ વિદ્યા, શસ્ત્રવિદ્યા વગેરેમાં મહારાજ પ્રવીણ થયા એવો એ ઉલ્લેખોનો ભાવાર્થ છે. અમાત્યના રાજ્યનીતિ સંબંધના પ્રકરણમાં આવો ઉલ્લેખ છે: "કુસ્તી કરવી, કસરત કરવી, વગેરે વિદ્યા શીખવવાના રાજગુરુઓ મલ્લ (જેઠી) વગેરે જે તે વિદ્યામાં નિપુણ હોય તેવા રાખવા."

પછીના પેશ્વાઇના વખતના કાગળપત્રોમાં કોઇ કોઇ જગાએ છૂટક ઉલ્લેખો મળી આવે છે તે ઉપરથી લાઠી, બોથાટી અને દંડ, બેઠક વગેરેનો અભ્યાસ તે વખતના ઘણા ખરા તરુણો કરતા એમ જણાઇ આવે છે. નાનાસાહેબ પેશ્વાએ પોતાના બંધુ રઘુનાથરાવ દાદાને તેઓ નાની ઉમરના હતા તે વખતે એક પત્ર લખેલો, જે રાજવાડેએ પ્રસિદ્ધ કરેલો છે. તેમાં નાનાસાહેબ જણાવે છે કે "વિરાટપર્વ પછીનું ભારત અવકાશે વાંચતાં રહેવું. નિયમપૂર્વક સો દોઢસો દંડ નિરંતર કાઢવા. કેવળ ઘોડા ફેરવવાના નાદમાં ન પડવું." આમાં દંડ કાઢવા માટે કરેલો ઉપદેશ ધ્યાનમાં લેવા જેવો છે. નારાયણરાવ પેશ્વાના એક લખાણ પરથી નંદરામ ભવાની નામનો પહેલવાન પુનામાં પેશ્વાની પાસે હતો એમ જણાય છે.

પેશવાના દફતર (ખં. ૩૨ લે. ૪૪) માં બીજો આવો ઉલ્લેખ મળે છે: "દસ બોથાટીઓ મજબૂત દાંડાવાળી અને છેડાના પાકા ગટ્ટાવાળી મોકલવી. તેમાં બે અમારા માટે બાર હાથ લાંબી અને ટૂંકી કાતળાની જોઇને મોકલવી. તથા દસ ભાલાં ફળાં તથા દાંડા સાથે તૈયાર કરાવીને મોકલવાં. બબ્બે ચચ્ચાર દિવસે ઘોડે ફરવા જતાં બોથાટીઓ બહુ લાગે છે." (કિત્તા લે. ૪૩) આવું નાનાને નારાયણરાવે લખેલું છે. 'નારાયણરાવ-વ્યવહાર-શિક્ષા' રાજવાડેએ મ. ઇ સા. ના ૪ થા ખંડમાં છાપેલી છે. તેમાં શ્રીમંતાઇનાં લક્ષણ ગણાવતાં જણાવ્યું છે કે 'વ્યાયામ કરીને શ્રમ સહન કરી શકાય તેવા થવું, ઘોડા ઉપર બેસવું, કસરત કરવી, વગેરે (ઇ.સ. ૧૭૭૧)' આ શિક્ષામાં બીજે એક ઠેકાણે આવી એક કલમ છે: "શરીરને સંભાળવા માટે (૧) આહાર માપથી લેવો, અને (૨) વ્યાયામનો અભ્યાસ કરવો."

વિશ્રામ બાગનો વાડો બાંધવાનો ઇજારો ત્રિંબકજી ડેંગળેએ રાખેલો. મેદાનમાં તાલીમખાનું (અખાડો) ગોઠવવાનો ઉલ્લેખ તેમાં છે. હરિવંશના ઇતિહાસમાં વળી વધારે મજાની હકીકત આવે છે: "શ્રીમંત નારાયણરાવ સાહેબ તોફાની હતા. કારભારીનું તેઓ બહુમાન જાળવતા ન હતા. એક દિવસ પર્વતી ઉપર પોતે ગયેલા, ત્યાં તેઓ બોથાટી રમતા હતા. અને એ રીતે રમતાં રમતાં શ્રીમંતે નાના ફડનીસની પાઘડી બોથાટીથી પાડેલી."

મલ્લવિદ્યા આપણે જાણતા હતા, તેના દાખલા પુરાણોમાં પુષ્કળ છે. કંસ ચાણુરનાં નામો તો પ્રસિદ્ધ જ છે. એ પ્રાચીન મલ્લવિદ્યાનું સ્વરૂપ આજ આપણે મોઘમ જ જાણીએ છીએ. વજ્રમુષ્ટિ નામનો તેનો એક પ્રકાર જે અહીં કોઇક જ સ્થળે પ્રચલિત છે, તે ઘણો જ જૂનો છે. યુરોપિયન બૉક્સિંગ જેવો જ તે પ્રકાર છે. પણ તે બૉક્સિંગ કરતાં પણ વધારે કઠણ અને ભયંકર હોય એમ લાગે છે. એ પ્રકાર પણ નષ્ટ થાય તે સારું નથી. એ વજ્રમુષ્ટિની વિદ્યા બ્રાહ્મણોમાં જ છે, એમ વડોદરાના પહેલવાન નરસાપ્પા વજ્રમુષ્ટિએ અમને જણાવ્યું. કદાચ

એ વિદ્યા દ્રાવિડી હોય એવો પણ એક તર્ક મનમાં આવે છે.

મુસલમાનો જોડે સંબંધ થયા પછી મલ્લ-વિદ્યા ઉપર તેમના સંબંધની પણ અસર થઇ હોવી જોઇએ. આજે જે કુસ્તીના જુદા જુદા પ્રકાર જણાય છે તેનો ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરીએ, તો તેનાં બીજ આ રાજકીય સંસ્કૃતિની અદલાબદલીમાં મળી આવ્યા સિવાય રહેશે નહીં જ. અહીંના કેટલાક મલ્લો મૌલા અલીનું નામ લે છે, અને બજરંગનું પણ નામ લે છે. મૌલાઅલીની પરંપરા શોધી કાઢીએ, તો આ સંબંધ ઘણો જ સ્પષ્ટ થશે.

મરેઠી રાજ્ય વખતે જ્યારે મહારાષ્ટ્રમાં યુદ્ધનો વ્યવસાય જાગ્યો, ત્યારે પાયદળ, ઘોડ-દળ, હાથીખાનું અને પછીથી તોપખાનું વગેરે બધા પ્રકારો માટે મહારાષ્ટ્ર તૈયાર થતું ગયું. એટલું જ નહીં પણ ચાલાક અને ચપળ ઘોડે-સવાર લસ્કરના જોર ઉપર જ મરેઠી સૈન્યે પોતાની ચળવળ એટલી ત્વરાથી ઉપાડી કે ભારેમાં ભારે અને અતિશય દુર્દમનીય એવા પ્રતિપક્ષીઓને પણ તેણે હંફાવી દીધા. શાલિ-હોત્ર (ઢોરોની દવા સંબંધી) વિદ્યા આપણામાં જૂના વખતથી હતી. પણ તે વખતમાં તેને નવી ઉત્તેજના મળી. અશ્વવિદ્યા તેમાંથી ઉદ્દ્ભવી. ઘોડેસવારીનો વ્યાયામ એ ઉત્કૃષ્ટ અને બલવર્ધક વ્યાયામ છે. તેનો નાદ મહારાષ્ટ્રીયોને લાગ્યો, અને તેને પરિણામે તેમની હાથપગની નસો બળવાન બની, તથા ખુલી હવાની મોજ લૂટ-વાનો લહાવો તેમને ભરપૂર મળવા લાગ્યો

મુસલમાની સમય પછી જ્યારે અંગ્રેજો જોડે પ્રસંગ પડયો, ત્યારે એકલા ઘોડેસવાર લશ્કરના જોર ઉપર પોતાનું પ્રભુત્વ ટકાવવું એ મરેઠાઓને કઠણ થઈ પડયું, પાયદળ ને કવાયત શીખવીને યુરોપિયનોએ તે અંગને વિશેષ બલિષ્ટ અને પ્રભાવશાળી બનાવ્યું, અને મરેઠાઓએ પણ તે ધોરણે પછીથી કવાયતી પાયદળ પણ તૈયાર કરવા માડયું. છેવટના શ્રી પ્રતાપસિંહ છત્રપતિ (સતારા) એમણે તો જૂનાં શાસ્ત્રોમાં જે ગરુડવ્યૂહ, ચક્રવ્યૂહ વગેરે જણાવેલા છે, તે પ્રમાણે નવીન વ્યૂહ કેવા રચવા તેના નકશા પણ ખાસ તૈયાર કરાવ્યા. એવા ૧૦-૨૦ અપ્રતિમ અને અપૂર્વ નકશા પુનાના ભારત ઇતિહાસ સંશોધક મંડળને મળેલા છે. તે જિજ્ઞાસુઓએ ખાસ જોવા જેવા છે. પાયદળના આ સુધારા પછી ઘોડદળ કરતાં તેનું જોર વધતું ચાલ્યું. પણ મરેઠાઓએ પાયદળ સુધા-રવા તરફ જોઇએ તેટલું લક્ષ આપ્યું જ નહીં. કવાયતી પાયદળમાં ઘણી ખરી ભરતી પરદેશી-ઓની જ થઇ, અને તેને લીધે એ વિદ્યા મહારાષ્ટ્રમાં ઊગી જ નહીં. શીખોએ તે ઉપાડી લીધી અને તેમાં તે બહુ જ સફળ થયા.

પહેલાંના વખતમાં સિપાઇગીરી કરવા સિવાય જાસૂસ, કાસદ, હલકારા, વગેરે માણસો પણ ટપાલ માટે બહુ જ જોઇતા. તે માટે પગથી કે ઊંટ અથવા ઘોડા ઉપર ચડીને ઉતાવળે ટપાલ પહોંચાડવાનું કામ કરનારા લાયક માણસો તે વખતે ઘણા હતા. પુનાથી કાશી કે પુનાથી દિલ્લી એવી દોડ તેને કરવી પડતી. ખાસ જાસૂસોની જોડી દોડાવવાના પ્રસંગો પણ વારંવાર આવતા. એક પ્રસંગે એક એવી જાસૂસ જોડીને પુનાથી તાબડતોબ કાશી પહોંચવામાં દિવસો લાગ્યા, એવી માહિતી મળી આવેલી છે. એટલે દોડવાનો વ્યાયામ કરનારા તથા દોડનારા પુષ્કળ માણસો તે વખતે હોવા જોઇએ. આજ પણ શરતો વખતે ઘણી ત્વરાથી સત્તાવીશ મૈલ દોડવાનું બળ મેળવવા પુષ્કળ માણસો પ્રયત્ન કરે છે. તેવી શરતો માત્ર તે જૂના વખતમાં ગોઠવાતી ન હોતી. ત્વરાથી

ટપાલ પહોંચાડનારને બક્ષિસ અપાતી, તથા બહુમાન મળતું, પણ હાલમાં જેમ યુરોપિયનોના અનુકરણથી શરતો ચાલે છે અને હરીફાઈના પ્રસંગો આવે છે, તેવી નિયમબદ્ધ વ્યવસ્થા તે વખતે ન હતી. ગ્રીસ દેશમાં મેરેથોન શરતો જેવી વ્યવસ્થા કેટલા સેંકડા સુધી ચાલુ હતી. આપણે ત્યાં પણ દ્રોણાચાર્યે, કૌરવ પાંડવ બાળકોનો જેવો દરબાર (બાળકોની કેળવણીની પરીક્ષા માટે) ભરેલો હતો, તેવા દરબાર પ્રથમ ભરાતા હશે. અને મરેઠી અમલ વખતે મલ્લકુસ્તી વગેરેની મેળા કે યાત્રા પ્રસંગે હંગામી હરીફાઈઓ ચાલતી, પણ તેનું નિયમબદ્ધ સ્વરૂપ જેવું પશ્ચિમમાં બંધાયું તેવું આપણે ત્યાં બંધાયલું નહીં.

સિપાઇગીરી ઉપરાંત જે ઈતર કારીગર વર્ગ હતો તે પૈકી ઘણાને શારીરિક મહેનતનાં કામો કરવાં પડતાં. લુહાર, સુતાર, કુંભાર, વગેરેને ઘણો વ્યાયામ—જોકે એકાંગી મળી રહેતો. પરંતુ હાલમાં બધાં કામો યંત્રથી થતાં હોવાથી આપણા શરીરના હાથ પગ વગેરે અવયવોનું બળ ટેવ જવાથી ક્ષીણ થતું હોવાનો મોટો ભય આવી ઊભો છે. નટ, ગારુડી વગેરે ધંધાદારી લોકો માટે પણ આવું જ કહી શકાય.

પુરુષની વાત બાજુ પર મૂકીને સ્ત્રીઓની જોઇએ તો પહેલાંના વખતનાં સ્ત્રીઓને ઘણાં ઘરકામ હાથે કરવાં પડતાં. દળવું, ખાંડવું, ધોવું, પાણી લાવવું, એ બધાં સ્ત્રીઓનાં નિત્યકર્તવ્ય હતાં વળી એમાંનાં ઘણાં બેસીને તથા છાયામાં રહીને કરવાનાં હોવાથી સ્ત્રીઓના વિશિષ્ટ અવયવોના વ્યાયામ માટે તે બહુ ઉપયોગી હતાં. તેવા જ છોકરીઓના અનેક ખેલ હતા. પરંતુ આપણા આળસથી અને અવિચારથી હાલમાં જે ફેરફાર રૂઢ થવા લાગ્યા છે, તે હિતદૃષ્ટિ વિચારીને કરેલા નથી; પણ અનેક રીતે દોપાવહ છે. સ્ત્રીઓના આરોગ્યની દૃષ્ટિએ આ ફેરફારો માટે ખરેખર સુજ્ઞ માણસો દ્વારા બારીક વિચાર કરવાનો સમય આવી લાગ્યો છે.

પહેલાંના વખતમાં સ્ત્રીઓમાં જે સાહસિક અને શૂરવીર હતી, તેને કોઇ કોઇ વખત સ્વતંત્ર સ્ત્રીસેનામાં નીમતા. આવી સ્ત્રીસેના નમૂના દાખલ રાખવામાં આવતી. મુસલમાન બાદશાહોનાં પ્રચંડ જનાનખાનાં હતાં. તેના ઉપર સશસ્ત્ર સ્ત્રીઓ દારોગિની તરીકે રહેતી. આવી દારોગિનીનો ઉલ્લેખ સામરાજના રુક્મિણીહરણમાં આવેલો છે. મિનાય પાસે એક સ્ત્રીઓની જ પલટણ હતી. એક સાહસિક યુરોપિયન સ્ત્રીએ એવી એક પલટણ ઊભી કરવાને કરેલો પ્રયત્ન ઇતિહાસમાં નોંધાયેલો છે. એટલે જે સ્ત્રીઓની યોગ્યતા અને અભિરુચિ યુદ્ધકાર્ય માટે હોય, તેને તેવી થોડી સવડ તે વખતમાં મળતી. રાણી દુર્ગાવતી જેવી શૂરી સ્ત્રીએ મોટી સેના લઇને અસફખાન જેવા બલિષ્ટ શૂરવીર સેનાપતિ જોડે ભારે જોસથી લડાઇ કરેલી, તેનો રૂંવાડાં ઊભાં કરે તેવો વૃત્તાંત અકબરના ઇતિહાસમાં છે. એ પરંપરા ઠેઠ ઝાંસીનાં રાણી લક્ષ્મીબાઇ સુધી પહોંચે છે. પરંતુ સ્ત્રીઓનું સુપ્રસિદ્ધ કર્મ યુદ્ધ નથી જ. એટલે એ સંબંધમાં આથી વિશેષ આગળ વધવાની જરૂર નથી.

ઘણા પ્રાચીન કાળથી મુસલમાની રાજકુટુમ્બોમાં **ચૌઘન** નામે એક પોલો જેવી ઘોડા ઉપર બેસીને રમવાની રમત ચાલતી આવેલી હતી. મુસલમાની ઇતિહાસમાં તેનો ઉલ્લેખ બહુ જૂના વખતમાં પણ મળી આવે છે એવા એક પ્રસંગનું ચિત્ર અમે ભારત ઇતિહાસ સંશોધક મંડળની પરવાનગીથી આગળ આપેલું છે, તે ઉપરથી વાચકોને તેની ખાત્રી થશે.

સૂર્યનમસ્કાર, પ્રદક્ષિણા, યોગ વગેરે પ્રકા-

રોથી પણ સમાજમાં વ્યાયામનો પ્રચાર ઘણો થતો હતો. યોગપદ્ધતિ તો બુદ્ધિનાં કામકાજ-વાળાને વિશેષ સવડપડતી અને ફળપ્રદ હોય એમ જણાય છે. કેમ કે તેમાં ધ્યાન વગેરે માનસિક બળ વધારવાનો સંબંધ વિશેષ નજીક આવે છે. અને, ઘણાં ધાર્મિક કાર્યોમાં પ્રદક્ષિણા, નમસ્કાર વગેરેનો સમાવેશ કરેલો હોવાથી ધર્મ-શ્રદ્ધાને લીધે જ પ્રત્યેક જણ પોતે જ પાપ-ભયથી એ કાર્યોનું સેવન કરતા હતા. પરંતુ હાલમાં ધર્મશ્રદ્ધાનો એ તંતુ ક્ષીણ થઇ ગયો છે. તેથી નવીન જોમ ઉત્પન્ન કરવા હવે સમાજો-પકારક ધ્યેય દષ્ટિસન્મુખ રખાવો જોઇએ અને તેને રોચક રૂપ આવવું જોઇએ.

આ રીતે જૂના વખતની વ્યાયામ સંબંધી પરિસ્થિતિની ટૂંકી સમાલોચના આપેલી છે. વિશેષ સાહિત્ય એકત્ર થતાં સવિસ્તર પ્રકરણ-વાર માહિતી આપવી અને સાંગોપાંગ વિચાર કરવો સુલભ થઈ શકશે.



શ્રી.

# પેશવાઓનો કસરતનો શોખ.



-: લેખક :-



રા. ય. ન કેળકર, પુના.

**પે**શવાના કુટુંબના બધા પુરુષો કસરતના અને મરદાની ખેલોના શોખીન હતા. પેશવા-દફતર, પટવર્ધન-દફતર, પુરંદરે-દફતર, વાડાની ડાયરી, અને પારસનીસનો ઈતિહાસ-સંગ્રહ વગેરે તે વખતનાં વિશ્વસનીય સાધનોમાંથી એ સંબંધી પુષ્કળ ઉલ્લેખો મળી આવે છે. તે એકત્ર કરતાં પેશવાના કુટુંબના પુરુષોની વ્યાયામપ્રિયતા વિષે, તથા તે વખતના એકંદર સમાજના પણ કસરત વિષેના શોખ ઉપર સારો પ્રકાશ પડે છે.

મોટા નાનાસાહેબ એટલે બાલાજી વિશ્વનાથ અને બાજીરાવ તથા ચિમાજી આપ્પા એમના સંબંધના સ્પષ્ટ ઉલ્લેખ મળી આવતા નથી. પણ એ ત્રણે પુરુષ યુદ્ધકલામાં અને મરદાની ખેલોમાં પ્રવીણ હતા એમ માનવાને હરકત નથી. નાનાસાહેબ પછીના સ્પષ્ટ ઉલ્લેખો મળી આવે છે. તે જાતે નિયમપૂર્વક પોતાના ખાસ તાલીમખાનામાં મહેનત (કસરત) કરતા હતા. તેણે પોતાના વિશ્વાસરાવ તથા માધવરાવ એ પુત્રોને પણ તેનો નાદ લગાડેલો હતો, અને તેની નહેનાતમાં ઈતર અનેક કલાવંતોની પેઠે નામાંકિત મલ્લો અને જોડી પણ રાખેલા હતા. નાનાસાહેબના રોજમેળમા ૧૭૫૪ સાલના જમાદિલઅવ્વલ મહિનાની ૨૮ તારીખે નીચે પ્રમાણે ઉલ્લેખ છેઃ "ઇતર ખર્ચ તાલીમખાના ખાતે નગદજો સારુ હા. ગોવિંદજી ભોઈ, તેલ ચંબેલીનુ વજન પક્કા શેર ૦)૯."

તા. ૨૧-૩-૨૭ ના રોજમેળમાં સરકારી તાલીમખાનાનું થોડું વર્ણન છે :—

## નાનાસાહેબનું તાલીમખાનું.

"મલ્હારરાવ બીકાજી પાસે સરકારના તાલીમખાનાની વસ્તુઓ હતી, તે પૈકી તેમણે મોકલી આપી તે જમા, હા. સોનાજી ધનવડેના તહેનાતી ખાસ બારદાર વિશ્રામજી શેલકા. વિગત:—૯ પથ્થરની જણસો (૨ નાના નાળ, ૨ મોટા નાળ, ૧ તરખૂચી, ૨ ચકરી નાળ, ૨ જડેલા નાળ), ૨ સીસાના નાળ, ૧૩ લાકડાની જણસો (૨ ગદા, ૧ નાની ગદા, ૧ સોટો, ૨ જોડી મગદળ, ૧ જોડી સુખડની, ૨ જોડી સીસમની, ૧ સુખડની ફરશી, ૨ જોડી મગદળ, ૧ નાની) એકંદરે ૨૪ જણસો સરકારમાં આવી અને તેનો જવાબ લખી આપ્યો.

"છ ૨૮ જમાદિલઆખર, આ વસ્તુઓ ભવાનસિંગના તહેનાતી ઉદેભાન ચોકીદારને તથા લછ્છા જોડી બીન એક જોડીને સોંપેલી છે." (પેશવાની ડાયરી ભા. ૩ પુ. ૧ પા. ૧૧૫)

આનંદરાવ નામનો એક ગૃહસ્થ નાનાસાહેબના આપ્તવર્ગમાં હતો, તેને તેમણે ઉત્તમ પહેલવાન બનાવ્યો હતો, અને અણીને વખતે નાનાસાહેબ તેને લડવા મોકલતા. એક વખત નાનાસાહેબ સતારામાં હતા, ત્યારે શાહુ છત્રપતિ પાસે કેટલાક મલ્લો લડાઇની માગણી કરવા આવ્યા. તે વખતે નાનાસાહેબે આ આનંદરાવને મહારાજના સમક્ષ એ મલ્લો જોડે લડાવેલો તેમાં આનંદરાવે કુસ્તી કરતાં એક જોડી (મલ્લ) ને જીવથી મારી નાખ્યો. શાહુ મહારાજે તેથી ખુશ થઇ તેને કેટલીક જમીન બક્ષિસ આપેલી. (પેશવા દફતર)

"ખમસખમ એટલે ૧૭૫૪ ની સાલના રોજમેળમાં જીલ્હેજ મહિનાની પહેલી તારીખે લચ્છા તથા કનૈયા એ બે મલ્લોની કુસ્તી કરાવી ૨૫ રૂપિયા બક્ષિસ આપ્યાનું લખેલું છે. તે જ પ્રમાણે તે સાલના બીજા એક મહિનામાં યેગા જોડીને ૭૫ રૂપિયા આપેલા છે. ખમસખમસેન રમજાન છ ૨૦ નો ખર્ચ જનમદાર ઇનામ ખાતે મદુસલાટ પહેલવાનને કુસ્તી લડાવી સનગ સીધા સામાનની ચિઠ્ઠી અંક ૩૦ ની."

## ભાઉસાહેબની ખ્યાતિ.

ભાઉસાહેબ પેશવાની કસરત માટે વિશેષ ખ્યાતિ હતી ચિંતામણરાવ વૈદ્ય "દુર્દૈવી રંગુ" નામની નવલ કથામાં "પાણીપતની લડાઇના મેદાનમા પણ સૂર્યોદય પૂર્વે હજાર નમસ્કાર કરવાનો તેમનો નિયમ ચૂકેના નહીં," એવુ લખેલું છે. આ વર્ણનમાં અતિશયોક્તિ હશે એમ માનવા કારણ નથી. દરરોજ વ્યાયામ કરવાની જેને ટેવ પડી હોય તેને, આખો દિવસ ગમે તેટલુ કષ્ટપ્રદ કામ કર્યું હોય, તોપણ, રોજના નિયમ પ્રમાણે કસરત કર્યા વગર રહેવાતું જ નથી. મોટા મોટા કંટ્રાક્ટરોના કારખાનાના મેદાનમાં તેના નોકરો માટે હંગામી અખાડા મુદ્દામ તૈયાર કરી આપવા પડે છે, તે આજ પણ જોવામાં આવે છે. સુતાર, લુહાર જેવા શારીરિક મહેનતના ધંધા કરવાવાળા લોકો પણ પ્રભાતમાં કે કામ પૂરું થયા પછી રાતે પણ કસરત કર્યા વગર રહી શકતા નથી. ભાઉસાહેબની બાબતમાં તો આ વાત જરાપણ ખોટી ન હોતી કેમ કે ઉદ્‌ગીરની ચડાઈ ઉપર નીકળતાં પહેલાં કોઇ મુજફરખાન ગાર્દીએ તેના ખૂનનો પ્રયત્ન કરેલો. છતાં તેના જખમો પૂરા રુઝાય ત્યાં સુધી પણ તેનો વ્યાયામ તેણે છોડેલો નહીં. પેશવા દફતરના પહેલા ભાગમાં ઉદ્‌ગીરની સવારીમાં હતા તે વખતે તા. ૧૬-૧૨-૧૭૫૯ ના રોજ તેમણે સ્વહસ્તે નાનાસાહેબને જે પત્ર લખેલો છે તેમાં તે જણાવે છે: "મારી પ્રકૃતિ હવે સારી છે. બે ત્રણ દિવસે વચમાં વચમાં એક જ વખત જમું છું. સંભાળીને જમવું પડે

છે. પરહેજી બિલકુલ નથી, તો પણ ભારે વસ્તુ વધારે ખાતો નથી. દવા પ્રથમ લેવાતી તે જ ચાલુ છે. જખમવાળા ભાગો હજી બરાબર રુઝાયા નથી. માથા ઉપરના જખમને લીધે અંગ થોડું થોડું દુખે છે. શક્તિ હજી બરાબર આવતી નથી. પીંડના દુખાવાથી દંડ નમસ્કાર થતાં નથી. તે ચાલુ થશે તે પછી વધારે સારું લાગશે થોડી શરૂઆત કરી છે." આ પત્ર ઉપરથી દંડ નમસ્કારનો વ્યાયામ ભાઉસાહેબ સવારીમાં હોય ત્યારે પણ કરતા હતા, એમ સ્પષ્ટ જણાય છે. વળી પેશવાના રોજમેળમાં એક નોંધ આ પ્રમાણે પણ મળે છે:—

"ખર્ચ જામદાર ખાતે ખાનગી રા. ભાઉ માટે કસરત સારૂ ચડ્ડીઓ વેતરાવી. હા. ગોવિંદ કેશવ."

## રાઘોબાદાદાની કસરત.

ભાઉસાહેબની પેઠે રાઘોબાદાદા પણ નિયમસર અખાડામાં જઈને કસરત કરતા હતા. એનો પુરાવો ખુદ રાઘોબાદાદાના કાગળો ઉપરથી મળે છે. પુરંદરે દફતરમાં પુરંદરે માસ્તરે સંશોધેલો રાઘોબાનો પત્ર નીચે પ્રમાણે છે:—

॥ શ્રી શંકર ॥

તા. ૨૯ રવિલોવલ

ચિરંજીવી રાજેશ્રી નાના (ધોંડોપંત પુરંદરે)ને. પ્રતિ રઘુનાથ બાજીરાવના આશિર્વાદ. અહીં કુશળતા છે ત્યાંની લખતા રહેશો. તમે પત્રનો ઉત્તર મોકલ્યો તે પહોંચ્યો. તેમાં લખેલી બાબત સવિસ્તર જાણવામાં આવી. તાવની વાત લખી, તે સખારામપંતે કરી હશે. પણ સહેજ વાતને વધારીને કરેલી જણાય છે. એ વખત દંડ કાઢું છું. દર બે દિવસે ઘોડા ઉપર ફરવા જાઉં છું, ખાઉં છું તે પચે છે. તમારી જાણ માટે આ લખું છુ. વિશેષ શું લખું ? આશિર્વાદ".

પેશ્વા—દફતર ભાગ ૧૮ ના ૫૫ નંબરના પત્રમાં રઘુનાથરાવ પોતાના ભાઈ જનાર્દન બાજીરાવને લખે છે: "મહમદહુસેન અને ઢોલેની કુસ્તી કરાવો. આજે નાનાને મેં કહ્યું છે કે મહમદહુસેન પાડશે. તેથી તીર્થરૂપ રાજેશ્રી ભાઉને કહીને કુસ્તી કરાવશો અને કોણ પાડે છે, તથા કેમ થાય છે તે સવિસ્તર લખજો. સત્વર કુસ્તી કરાવશો. તીર્થરૂપ આ કાગળ વાંચીને શું કહે છે તે લખશો." તે જ ભાગના ૮૯ મા પત્રમાં ફરી રઘુનાથરાવ ભાઉસાહેબને લખે છે કે—"તીર્થરૂપની સાથે અમારે શરત થયેલી છે. તો મહમદ હુસેનની કુસ્તી થવાની છે."

## વિશ્વાસરાવ અને માધવરાવ.

વિશ્વાસરાવ અને મોટા માધવરાવ એમને તો કસરતનો બાળપણથી જ અભ્યાસ હતો. ખમસખમસેન એટલે ૧૭૫૪ સાલના રમજાન મહિનાની ૧૩ તારીખના રોજમેળમાં એક આવી નોંધ છે: "ખર્ચ જણુસ ખાતે. રાજશ્રી વિશ્વાસરાવ તથા માધવરાવ માટે અખાડામાં લગાડવાની અગરબત્તી સુમારે ૧" આ વખતે માધવરાવ તથા વિશ્વાસરાવની ઉમર આશરે ૧૨ અને ૧૫ ની હશે.

૧૭૬૬ સાલે માધવરાવ બિમાર પડ્યા, તે વખતે તેની માતુશ્રી ગોપિકાબાઈએ એક પત્રમાં તેને આગ્રહપૂર્વક લખેલુ કે "કસરત તમારી પ્રકૃતિને અનુકૂળ નથી તો તે કરવાનું તમારે છોડી દેવું." તેનો તેણે ઉત્તર લખેલો કે "મને વડીલની આજ્ઞા કરતાં કાંઈ કસરત વધારે છે કે શું ? કસરત છોડી દઉં છું. હાલ માત્ર નમસ્કાર કરું છું" (ખરે પાન ૧૪૪). વ્યાયામ કરવાનો તેને છેક નાનપણથી અભ્યાસ હતો. પણ ક્ષયનો વ્યાધિ થવાથી તેનુ શરીર નીરોગી અને બળવાન બનેલું નહીં, એ દુર્દૈવ !

નારાયણરાવ પેશ્વાની કસરતો સંબંધી સ્પષ્ટ ઉલ્લેખ કોઈ જગાએથી મળી આવેલો

નથી. તથાપિ તેના મરદાની ખેલો વિષેના બે ચાર ઉલ્લેખ પેશવા–દફતર ભાગ ૩૨ માં આવેલા છે. ૩૪ નંબરના પત્રમાં તે સાધનો મોકલવા વિષે નાનાફડનવીસને લખે છે કે "દસ બોથાટીઓ મજબૂત દાંડાવાળી અને છેડાના પાકા ગટ્ટાવાળી મોકલવી. તેમાં બે અમારા માટે બાર હાથ લાંબી અને ટૂંકી હાતળીની જોઇને મોકલવી. તથા દસ ભાલાં ફળાં તથા દાંડા સાથે તૈયાર કરાવીને મોકલવાં બબ્બે ચચ્ચાર દિવસે ઘોડે ફરવા જતાં બોથાટીઓ બહુ ભાગે છે. બોથાટીઓ તથા ભાલાં સત્વર મોકલવાં."

સવાઇ માધવરાવના બીજા બધા શિક્ષણની જોડે તેના શારીરિક શિક્ષણની કાળજી પણ નાનાફડનવીસે યથાસ્થિત લીધી હતી. તેના મરદાની શિક્ષણ માટે તથા કસરત માટે યુરોપિયન લોકોએ પણ નજરે જોઇને માહિતી લખી રાખેલી છે. સતારાના પારસનીસ મ્યુઝિયમમાં સવાઇ માધવરાવની દિનચર્યાનું, ચારસો પાંચસો પત્રોનું એક સ્વતંત્ર દફતર જ છે. તેમાં તે સંબંધી કેટલાક ઉલ્લેખ વાંચેલાનું પ્રસ્તુત લેખકને સ્મરણ છે. ઘોડા ઉપર બેસીને ભાલા ફેંકવા, તથા દાંડપટ્ટા રમવા વગેરે મરદાની ખેલો માધવરાવ રમતા હતા. દાખલા તરીકે વાડ કૃત પેશવા ડાયરીમાંની તિસ્સા સમાનીન છ ૨૨ મહોરમની નોંધ જુઓ, (૧૭૮૮–૮૯).

"પરચુરણ ખર્ચ–રાજશ્રી રાવને માટે દાંડલાકડી રમતી વખતે હાથે બાંધવા સારુ રૂમાલ માટે કાપડ લેવા તસલમાત હનમંત ટિકેકર ખીજમતગારને કાપડ હાથ ૨૭, દર બે આના, આંક ૬".

## ગોપિકાબાઇનો ઉપદેશ.

કાવ્યેતિહાસ સંગ્રહમાં તા ૮-૧૧-૧૭૮૩ ના રોજ ગોપિકાબાઇએ તેના પૌત્ર સવાઇ માધવરાવને દિનચર્યા કેવી રાખવી એ સંબંધમાં જે નિયમો ઠરાવી આપેલા છે, તેમાં વ્યાયામ માટે નીચેની મહત્ત્વની કલમ જણાય છે: "તાલીમખાનામાં જઇને દંડ કાઢવા. દિવસે દિવસે શક્તિ પ્રમાણે દંડ વધારતા જવું. જોડે સમવયસ્ક ૪–૫ છોકરા સંભાવિત ગૃહસ્થોના રાખવા. તથા એક બે જોડી અને વિશ્વાસુ ગૃહસ્થ હંમેશાં રાખવા. જોડી પાસેથી કુસ્તીના દાવ શીખવા. પછી સમવયસ્ક મલ્લો જોડે પ્રકૃતિને અનુકૂળ ખોરાક નિયમસર લેવો."

ઇતિહાસ સંગ્રહમાં સવાઇ માધવરાવની જે બે ત્રણ દિનચર્યા છાપેલી છે, તે ઉપરથી તેને નાનપણથી જ વજ્રમુષ્ટિ અને કુસ્તી વગેરેની ઘણી અભિરુચિ લાગેલી જણાય છે. એક દિનચર્યામાં આવું જણાવેલું છે: "સિંધે બાળકો પાસે વજ્રમુષ્ટિની લડાઇઓ લડાવે છે. એકાદ થાકી જાય તો હાલાહત પાસે તેને સોટા મરાવે છે, અને પરાણે ઊભો કરીને તેને ફરી લડાવે છે. નાકમાંથી અને મોઢામાંથી લોહી ચાલે તો પણ છોડતા નથી. બે ચાર છોકરાઓ બિમાર પડી ગયા છે."

બીજી એક દિનચર્યામાં આવો ઉલ્લેખ છે. "બે પ્રહર સુધી છોકરાઓને લઇને બેસે. મનસ્વી રમતો રમાડે; અને વજ્રમુષ્ટિની ધ્વજા કરાવે, આમ ચાલ્યા કરે છે." ત્રીજી એક દિનચર્યામાં આવો ઉલ્લેખ છે. "ગણેશપંત પેઠેનો ભત્રિજો નમસ્કાર કરવા આવે છે. તેનું શરીર વાયુગ્રસ્ત છે. જાડું બહુ છે. તેથી તેને ચારે બાજુની ફરતી ઓશરીમાં બે દિવસથી પ્રદક્ષિણા દોડાવે છે, તથા બેઠકો કરાવે છે."

Poona in bygone days એ પુસ્તકમાં પારસનીસ કહે છે: "મરેઠી રાજ્યમાં બધાને મન ગમતા ખેલો તે મરદાની ખેલો. પેશવાઇ વખતે તે લોકોએ તેમાં પૂર્ણત્વ મેળવ્યું હતું. મૂઠીની કે વજ્રમુષ્ટિની અગર કુસ્તીની લડાઇઓ ઘણી જ ચરસ ભરી થતી. તેમાં પણ

કુસ્તીમાં જીતવું એ સહુથી મોટી વાત ગણાતી હતી, અને પેશવા તેવા પહેલવાનોને મોટી બક્ષિસ આપી તેનું ગૌરવ કરતા સવાઈ માધવરાવની તહેનાતમાં ગોવિંદ જેઠી, મિના જેઠી તથા તિમા જેઠી એ ત્રણ વજ્રમુષ્ટિ લડનાર હતા. તેને દરેક દશેરાના દરબાર વખતે અનુક્રમે ૧૫૦, ૧૪૭ અને ૧૦૦ રૂપિયાનો પોશાક મળતો. ૧૭૮૦ સાલના વૈશાખમાં ૨૭ સવાલના રોજની એક આની નોંધ મળે છે: "સવાલ અવલના મહિનામાં અથવા તો વૈશાખ ૨૭ ના રોજ જેઠી પટ્ટણકરની પાંચ લડાઇઓ થઈ તેની પૂજા માટે". પારસનીસના ઇતિહાસ સંગ્રહમાં સવાઇ માધવરાવના વખતના તહેવારો સંબંધી માહિતી આપનારા એક બે પત્રો ૧૬ માર્ચ તથા ૨૦ માર્ચ ૧૭૮૬ ના છાપેલા છે. તેમાં હોળીના દિવસે સવાઇ માધવરાવ સમક્ષ મુદ્દામ જેઠીની લડાઇ કરાવેલી તેનો ઉલ્લેખ છે: "જેઠીની લડાઈ કરાવી. આબાજી તથા ઇસરાની લડાઇ બે કલાક સુધી ચાલી. બંને સરખા જ નીવડયા એટલે મનાઇ થઈ (કુસ્તી બંધ કરાવી)."

## મોરોઆપ્પાજીના પત્રો.

એ જ સાલના મોરોઆપ્પાજીના ૧૧ ડિસેમ્બરના પત્રમાં આ પ્રમાણે હકીકત છે: "શ્રીમંતના વાડામાં ૨૫ જેઠીની લડાઇ (કુસ્તી) થઇ. કર્ણાટકમાંથી ખાસ ત્રણ જેઠી આવ્યા હતા. તેઓ અઢી મહિના રાતબ ખાઇને મસ્ત બન્યા હતા. કાલે તેની કુસ્તી થઇ. તે ત્રણ જેઠી પૈકી બેને અહીંના શહેરના અખાડામાં કેળવાયલા બે આદમીઓએ ચીત કર્યા. એકને મખવા ગોવાળે અને બીજાને કલ્યા ગોવાળે ચીત કર્યો. ત્રણ કર્ણાટકના જેઠી જોડે આબાજી સુતારની કુસ્તી થઈ. તેણે આબાજીને ચીત કર્યો. પછી અહીંના અખાડામાં કેળવાયલા આદમીઓની કુસ્તી થઈ કર્ણાટકના પહેલવાનોને રાતબ આપેલી છે. પખવાડિયું કે માસ થયા પછી ફરી લડાઈ થશે"

પ્રભાકરના ખરડાની લડાઈના પોવાડામાં ખરડાની લડાઈ જીતીને પેશવાની સવારી પુના પરત આવી, તે વખતે "જેવું લસ્કર પુના આવ્યું, સઘળું માણસ જોવા નીકળ્યું." તેમાં પેશવાના પરિવારમાં હંમેશની પેઠે પહેલવાનો અને જેઠીઓ હતા, એમ જણાવેલું છે. "પહેલવાન ને જેઠી મસ્ત હતા, ખોરાક તેનો બદામ પિસ્તાં હતો તથા સદા એવો કારભાર ચાલતો." તેજ પોવાડામાં પેશવાના તાલીમખાના માટે આવો ઉલ્લેખ છે: "ગારપીરના રસ્તા તરફે, તમામ ચાલ્યું ફરાસખાનું, જમણી બાજુ જમાદારખાનું, ડાબી બાજુ ઝવેરખાનું, દેવડી પાસે સરાફખાનું, ચકચકિત ખૂબ શાલેખાનું, મધ્યે રાયનું (સવાઈ માધવરાવનું) તાલીમખાનું, ખડ ખડ ખડ લેઝિમ વાગે."

પેશવા કુટુંબમાં બીજા બાજીરાવને આરોગ્ય અને આયુષ્ય બંનેનો લાભ બધાથી વિશેષ મળેલો હતો. તે નાનપણથી તોફાની હતા; એ વિષે તેના શિક્ષકે જ તેને આપેલું પ્રમાણપત્ર પ્રસિદ્ધ છે. પેશવા દફતર ભાગ ૩ જા માં તે સંબંધે પુષ્કળ ઉલ્લેખ છે: "આખો દિવસ બરાડા પાડવા અને કંઇ પણ શીખવું નહીં, એ ધંધો. રમતોમાં લક્ષ વધારે, જાણે નિરંકુશ હાથી!" પુનાની ગાદી ઉપર બેસાડવા માટે તેને જુન્નરથી તેડી લાવવા પટવર્ધનની એક ટુકડી ગયેલી. તેમાંના આબાજી કાળે તે વખતનું બાજીરાવનું વર્ણન લખતાં પહેલું જ વાક્ય લખે છે: "શ્રીમંતનું શરીરસામર્થ્ય સારું છે." બાજીરાવને કસરતનો શોખ બહુ હતો. પેશવા દફતર ભાગ ૨૨ માં તેમણે સ્વહસ્તે લખેલું પોતાનું ખાનગી જમાખર્ચ છાપેલું છે તે પૈકી બે નોંધ જુઓ. પહેલી નોંધ સબામયાતેન સાલની એટલે ૧૪-૧૦-૧૮૦૬ ની છે. તેમાં

"તાલીમખાનું નવા શુક્રવારના વાડા સામે વચમાં રસ્તો રાખીને બાંધેલું છે" એવો ૨૫૫ ઉલ્લેખ છે. બીજી નોંધ તિસામયાતેન સાલની એટલે તા. ૨૪–૬–૧૮૦૮ ની છે તેમાં "૩૬૦૦ રૂપિયાનો ખર્ચ તાલીમખાનામાં લાલ માટી લાવવાનો તથા તેને ઉત્તમ રીતે તૈયાર કરાવીને નખાવવાનો થયેલો છે" એવું જણાવેલું છે.

પુનામાં હતા ત્યાં સુધી બાજીરાવે તહેનાતમાં પહેલવાનો રાખીને કસરતનો શોખ મરજી પ્રમાણે પૂરો કર્યો, તેવો જ તે બ્રહ્માવર્ત ગયા ત્યારે પણ ટકાવી રાખ્યો. ત્યાં તેના ઔદાર્યથી કેવળ બ્રાહ્મણો જ એકઠા થયેલા નહીં, પણ કલાવંતો, ગવૈયાઓ, વાજાં બજાવનારાઓ, બહુરૂપીઓ અને તેની સાથે પહેલવાનો પણ હતા. તેમના પાસે બાલંભટ્ટ દાદા કરીને એક પ્રખ્યાત પહેલવાન હતા. તેની કુસ્તીની કુશળતા સુપ્રસિદ્ધ છે. તેણે લખનૌના નવાબ વજીદ અલ્લીશાહ તરફથી આવેલા એક ગર્વિષ્ટ પહેલવાનનો ગર્વ એક ક્ષણમાં ગાળી નાખ્યો હતો. બાલંભટ્ટની પેઠે જ સિદ્દિક, મોટા હરિ તથા નાનો હરિ એવા ત્રણ પહેલવાનો પણ બાજીરાવ પાસે હતા તે પણ પ્રખ્યાત હતા, અને બાજીરાવની તેનાપર ઘણી મહેરબાની હતી.

બાજીરાવની શરીર પ્રકૃતિ ઉત્તમ હતી, અને તેને પ્રવાસની તથા કષ્ટ વેઠવાની હોંશ પણ અસાધારણ હતી. નેપોલિયનની સવારીમાં પુષ્કળ ઘોડા મરતા એમ કહેવાય છે. બાજીરાવનું પણ તેવુંજ વર્ણન એક ખરે પત્ર નં. ૬૦૫૧ માં આવેલું છે: "૭ ૧૧ જીલ્હેજના રોજ શ્રીમંતની સવારી નીકળીને વનેશ્વર જવાની એવી ખબર મળી. સાંઝની છ ઘટિકા દિવસ હતો તે વખતે શ્રીમંત રાજેશ્રી આપ્પાસાહેબને અને રાઘોબાદાદાને અને દાજીસાહેબને કહેવરાવી મોકલ્યું કે આઠ દિવસ પૂરતો છડી સવારીનો સામાન લેવો અને સવારી જોડે આવવું. આ રીતે આજ્ઞા થઈ. સાંઝે બે ઘડી દિવસ હતો તે વખતે સવારી નીકળી અને સાસવડ ગઈ ત્યાં એક મુકામ થયો. બીજે દિવસે કૂચ કરીને બેલસરામાં મુકામ કર્યો. તે દિવસે ભૂલેશ્વર સાત ગાઉ જઈને ત્રીજે પહોરે પરત આવી ભોજન લીધું. માર્ગમાં ત્રણ ઘોડા અને ખાસાની પાલખીનો ભોઇ મૃત્યુ પામ્યા સવારી ઘણી ઉતાવળી." બાજીરાવના નાનાભાઇ ચિમાજી આપ્પાને પણ કસરતનો શોખ હતો એવો એક ઉલ્લેખ પોવાડામાં મળી આવેલો છે એ પોવાડો નિંદાત્મક છે તો પણ આપણને તેમાંથી ઉપયોગી માહિતી મળી આવે છે. કવિ કહે છે:—

> **"મોટો તે તપ કરે છે ગંગા કાંઠે,**
> **(અમૃતરાવ)**
> **વચલો તે રંગ રમે છે બૈરાં સાથે;**
> **(બાજીરાવ)**
> **નાનો તે કુસ્તી કરે છે જેઠી પાળી,**
> **(ચિમાજીઆપ્પા)**
> **ધરીને આવા ઢંગ રહ્યા છે સત્તા**
> **. બાળી !"**

હવે તે વખતની સામાન્ય જનતાના કસરતના શોખ ઉપર આવીએ. થોમસ બ્રાઉટન એ ૧૮૦૯ ની સાલમાં દૌલતરાવ સિંધિયાના લશ્કર જોડે "કમાન્ડર ઑફ ધી રેસિડેન્સ એસ્કોર્ટ ઍટ ધી કોર્ટ ઑફ સિંધિયા" એ હોદ્દાથી ફરતો હતો તેણે અનેક પ્રકારની પ્રત્યક્ષ જોયેલી હકીકત ઘણી કાળજીથી લખી રાખેલી છે. જેનું એક સુંદર પુસ્તક તૈયાર થયું છે. એ પુસ્તકમાં એક જગાએ સિંધિયાના સૈન્યનો મુકામ હતો ત્યાં, સૈનિકો અખાડા તૈયાર કરીને પ્રવાસમાં પણ પોતાની કસરતમાં ખંડ પડવા ન દેતા, તે સબંધી ઘણી સારી હકીકત આપેલી છે, અને તે પૂર્ણ રીતે વિશ્વાસપાત્ર છે. નિમારા ગામે મુકામ હતો તે વખતના તા. ૨૧ જુલાઇ ૧૮૦૯ ના પત્રમાં તે લખે છે:

"છેલ્લા કેટલાક દિવસમાં પુષ્કળ વરસાદ પડયો. અહીં અમારા સિપાઇઓએ આવા હંગામમાં પણ લઇ શકાય તેવો વ્યાયામ લેવાની જોરથી શરૂઆત કરી છે. આખા હિંદુસ્તાનના લોકોમાં તાલીમની અથવા કસરતની જાણે ઘેલછા જ લાગેલી છે એમ કહીએ તો ચાલે. અખાડા માટે કેટલાક નિયમો અને સમારંભો ઠરેલા હોય છે. અને તે અત્યંત કાળજીપૂર્વક પાળવામાં આવે છે. કાંકરી વગરની નરમ માટીવાળી વિશાળ જગા બની શકે તો ઝાડની છાયા વાળી પસંદ કરવામાં આવે છે. તે ખોદીને તેમાંના કાંકરા વીણી કાઢવામાં આવે છે. અને માટીને ઘૂંટી ઘૂંટીને ચિકાશ વગરની બનાવવામાં આવે છે. આવી તૈયાર કરેલી જગાને તે લોકો અખાડો કહે છે. તેને તેઓ ઘણો પવિત્ર માને છે. તેની અંદર જોડા લઇને જવાતું નથી. તેને એક છેડે માટીનો એક ઓટલો તૈયાર કરેલો રાખે છે. કસરત લેવા આવનાર દરેક તે ઓટલાને મુજરો કરે છે, અને એક મૂઠી ભરીને માટી તેને ચડાવે છે. કસરત લેવા આવનાર બધામાંથી જે વિશેષ કુશળ અને લડાયક બાંધાનો હોય તેને તે મોસમ પૂરતો અખાડાનો ખલીફ઼ ગણવામાં આવે છે. ખલીફ઼ એટલે વ્યવસ્થાપક અગર શિક્ષક. તે અખાડાની સાફસૂફી કરાવે છે તથા કુસ્તી વગેરે ખેલ શીખવે છે. અખાડામાં આવનાર પ્રત્યેક લંગોટ પહેરેલો હોય છે. તથા એક વિશિષ્ટ પ્રકારની ધોળી માટી શરીરે ચોળેલી હોય છે. વ્યાયામનો પહેલો પ્રકાર એટલે દંડ અને બીજો પ્રકાર એટલે કુસ્તી. હિંદુસ્તાનના લોકો આ કલામાં અત્યંત પ્રવીણ છે. કુસ્તીમાં એકલી શક્તિ કરતાં કૌશલ્ય ઉપર વધારે આધાર રહે છે. તથાપિ ગમે તેટલી કુશળતા હોય તોપણ કુસ્તી તે કુસ્તીજ. એમાં કાં તો હાડકું નીકળી આવે કે કાંતો ભાગી પડે, એ તો હંમેશાં હોય જ. દંડ કુસ્તી પછીના બીજા બે વ્યાયામ તે મગદળ અને લેઝિમ. મગદળ ૨–૨ાા ફૂટ લાંબા અને આશરે ૨૦ રતલ વજનના હોય છે. લેઝિમ એટલે એક મજબૂત નક્કર વાંસની લાકડી, તેને એક લોઢાની મજબૂત સાંકળી (દોરીની પેઠે) બાંધીને તેનું ધનુષ્ય બનાવેલું હોય છે. એ સાંકળનું વજન વધારવા વચમાં વચમાં લોઢાની પતરીઓ લગાડેલી હોય છે. એક વખત જમણા હાથે એ ધનુષ્યની દોરી (સાંકળ) શકય તેટલી ખેંચવાની અને બીજી વખત ડાબા હાથે તે દોરી શકય તેટલી ખેંચવાની, એવો એ ખેલ છે. વ્યાયામના આ બધા પ્રકારો ઉત્કૃષ્ટ છે. તેનાથી છાતી પહોળી અને ભરાવ બને છે. શરીર ઘાટદાર થાય છે અને સ્નાયુઓ બળવાન બને છે. મોસમની શરૂઆતમાં અખાડામાં આવવા લાગેલો નવીન ઉમેદવાર જુઓ, અને તેને જ મોસમની આખરે જુઓ, તો વિલક્ષણ તફાવત જણાઈ આવ્યા વગર રહેતો નથી. કસરત પૂરી થયા પછી બધા પઠ્ઠાઓ શિક્ષક આસપાસ એકઠા થાય છે, અને તે બોલાવે તે પ્રમાણે કંઈ કવન બોલે છે. પછી બધા તે શિક્ષકને પ્રથમ રામ રામ અથવા જયગુરુ કહે છે, અને પછી બધા અંદર અંદર કહે છે. ત્યારબાદ બધા એક હારમાં શિક્ષકની જોડે થોડા દંડ કાઢે છે, અને એક મોટા થાળમાં પ્રસાદ લાવી વહેંચે છે. આ રીતે અખાડામાં તૈયાર થયેલા માણસને પહેલવાન કહે છે."

"મહારાજ દૌલતરાવ સિંધિયાને આવા પહેલવાનોનો બહુ શોખ હતો. તેમણે એક ઘણા જ નામાંકિત કુસ્તી કરનાર પહેલવાનને હાલમાં તહેનાતમાં રાખેલો છે. તેને દરરોજ એક બકરો અને ૧૦ શેર દૂધ ખોરાકમાં આપવામાં આવે છે. પરમ દિવસે જ એક મથુરાનો પહેલવાન આવ્યો અને તે આ નવા રાખેલા મરેઠા પહેલવાન જોડે લડ્યો. મરેઠા પહેલવાને

તેને ચીત કરી દીધો. દૌલતરાવ તેથી એટલો ખૂશ થઇ ગયો કે તેણે ત્યાં ને ત્યાંજ ૫૦૦ રૂપિયાનું કડું પોતાના એ પહેલવાનના હાથમાં પહેરાવ્યું. હિંદુસ્તાનનો પ્રત્યેક મોટો સરદાર, સરંજામદાર કે દરકદાર જે હોય તે પોતાની તહેનાતમાં આવા પહેલવાનોને રાખવામાં ભૂષણ માને છે. અને તેના ઉપર તેની એટલી મહેરબાની હોય છે કે તે પહેલવાનને ચાહે તે વખતે ખાસા સવારીના હાથી તથા ઘોડાનો પણ ઉપયોગ કરવાની ખાસ પરવાનગી હોય છે. પહેલવાનીની આ ઘેલછા એટલી બધી વધી પડી છે કે અનેક સ્ત્રીઓએ પણ પુરુષોની પેઠે ઉસ્તાદો પાસેથી શીખીને પોતાનાં શરીરો પહેલવાનો જેવાં જ તૈયાર કરેલાં છે, અને તેઓ પણ ગામેગામ જે તે સ્થળોના પહેલવાનોને કુસ્તી માટે આમંત્રણ આપતી ફરે છે. કેટલીક વખત આવાં સ્ત્રી પહેલવાનો એટલાં તૈયાર હોય છે કે ભારેમાં ભારે પહેલવાનોની પણ આબરૂ લઇ નાખે છે, એટલે બહુધા બધા નામાંકિત પહેલવાન તેની જોડે કુસ્તી ખેલવાની ના પાડે છે."

---



શ્રી.

# શ્રી. ખંડેરાવ મહારાજ ગાયકવાડ એમની વ્યાયામપ્રિયતા.



પેશવાઇ સન ૧૮૧૮ માં અસ્ત થઇ. પણ તેના અનેક સરદારોનાં સંસ્થાનો અંગ્રેજી અમલમાં કાયમ રહ્યાં. એ સંસ્થાનોમાં મરેઠી પ્રજામાં પૂર્વથી ચાલતા આવેલા વ્યાયામનો શોખ પણ ચાલુ રહ્યો તે વખતના ઘણા ખરા સંસ્થાનિકોમાં શરીર-સામર્થ્ય કેળવવાની અભિરુચિ કાયમ હતી એ સંસ્થાનિકો પૈકી વડોદરાના શ્રીમંત ખંડેરાવ મહારાજ એમણે વ્યાયામના વિષયને ઘણાજ મોટા પ્રમાણમાં ઉત્તેજન આપેલુ હતું. બધી જાતની મરદાની વિદ્યાને તેમણે ઘણા ઉદાર હાથે મદદ કરેલી. તેઓ જાતે ઉત્તમ કુસ્તી કરતા, અને મલ્લવિદ્યાનો તેમને બહુજ શોખ હતો. રમજુ, ખુદા અને ભગીરથ જેવા નામાંકિત પહેલવાનો તેમની તહેનાતમાં હતા. વડોદરામાં કુસ્તીની દંગલો વારંવાર થતી અને તેમાં ભાગ લેનારાને સારાં ઇનામો આપવામાં આવતાં. તેને લીધે વડોદરામાં ઘણા યુવકો સારા કુસ્તી કરનારા તૈયાર



થયેલા હતા. ઉત્તમ તરનારા, ઉત્તમ મિનોટ કરનારા, ઉત્તમ કસરત કરનારા, ઉત્તમ વજ્રમુષ્ટિની કુસ્તી કરનારા અને ઉત્તમ ઘોડા ઉપર બેસનારા લોકોને તેમણે હિંદુસ્તાનમાંથી વીણી વીણીને પોતાની તહેનાતમાં રાખ્યા હતા; અને તેને લીધે તે બધી વિદ્યાનો પ્રચાર વડોદરામાં સહેજેજ થયો હતો. પંજાબમાં તો શ્રી. ખંડેરાવ મહારાજનુ નામ બહુજ વ્યાપૃત હતું. મલ્લવિદ્યાનું રક્ષણ એમણે કર્યું, તેથીજ મલ્લવિદ્યા પંજાબમાં રહી એવુ ગામા જેવા જગવિખ્યાત પહેલવાન આજ પણ કહે છે. પેશવાઇ પછીનાં ૫૦-૬૦ વર્ષો સુધી મરેઠા સંસ્થાનોમાં કસરતનો શોખ સારી રીતે ચાલુ રહ્યો. હિંદુસ્તાનના વ્યાયામના આશ્રયદાતાઓમાં શ્રીમંત ખંડેરાવ મહારાજનું સ્થાન ઘણા ઊંચા દરજ્જાનુ છે. વ્યાયામનો શોખ ગણાવતાં શ્રીમંત ખંડેરાવ મહારાજનુ નામ પ્રથમજ દૃષ્ટિ સન્મુખ આવે છે. વ્યાયામના ઉત્તેજન માટે તેમના વખતમા અઢી લાખ રૂપિયાનો વાર્ષિક ખર્ચ થતો.

તેને ચીત કરી દીધો. દોલતરાવ તેથી એટલો ખૂશ થઇ ગયો કે તેણે ત્યાં ને ત્યાંજ ૫૦૦ રૂપિયાનું કડું પોતાના એ પહેલવાનના હાથમાં પહેરાવ્યું. હિંદુસ્તાનનો પ્રત્યેક મોટો સરદાર, સરંજામદાર કે દરકદાર જે હોય તે પોતાની તહેનાતમાં આવા પહેલવાનોને રાખવામાં ભૂષણ માને છે. અને તેના ઉપર તેની એટલી મહેરબાની હોય છે કે તે પહેલવાનને ચાહે તે વખતે ખાસા સવારીના હાથી તથા ઘોડાનો પણ ઉપયોગ કરવાની ખાસ પરવાનગી હોય છે. પહેલવાનોની આ ઘેલછા એટલી બધી વધી પડી છે કે અનેક સ્ત્રીઓએ પણ પુરુષોની પેઠે ઉસ્તાદો પાસેથી શીખીને પોતાનાં શરીરો પહેલવાનો જેવાં જ તૈયાર કરેલાં છે, અને તેઓ પણ ગામેગામ જે તે સ્થળોના પહેલવાનોને કુસ્તી માટે આમંત્રણ આપતી ફરે છે. કેટલીક વખત આવાં સ્ત્રી પહેલવાનો એટલાં તૈયાર હોય છે કે બારેમાં બારે પહેલવાનોની પણ આબરૂ લઇ નાખે છે, એટલે ઘણુંખરા બધા નામાંકિત પહેલવાન તેની જોડે કુસ્તી ખેલવાની ના પાડે છે."

---



श्री.

# श्री. खंडेराव महाराज गायकवाड एमनी व्यायामप्रियता.



પેશવાઇ સન ૧૮૧૮ માં અસ્ત થઇ. પણ તેના અનેક સરદારોનાં સંસ્થાનો અંગ્રેજી અમલમાં કાયમ રહ્યાં. એ સંસ્થાનોમાં મરેઠી પ્રજામાં પૂર્વથી ચાલતા આવેલા વ્યાયામનો શોખ પણ ચાલુ રહ્યો તે વખતના ઘણા ખરા સંસ્થાનિકોમાં શરીર-સામર્થ્ય કેળવવાની અભિરુચિ કાયમ હતી એ સંસ્થાનિકો પૈકી વડોદરાના શ્રીમંત ખંડેરાવ મહારાજ એમણે વ્યાયામના વિષયને ઘણાજ મોટા પ્રમાણમાં ઉત્તેજન આપેલું હતું. બધી જાતની મર્દાની વિદ્યાને તેમણે ઘણા ઉદાર હાથે મદદ કરેલી. તેઓ જાતે ઉત્તમ કુસ્તી કરતા, અને મલ્લવિદ્યાનો તેમને બહુજ શોખ હતો. રમજુ, બુદ્દા અને ભગીરથ જેવા નામાંકિત પહેલવાનો તેમની તહેનાતમાં હતા. વડોદરામાં કુસ્તીની દંગલો વારંવાર થતી અને તેમાં ભાગ લેનારાને સારાં ઇનામો આપવામાં આવતાં. તેને લીધે વડોદરામાં ઘણા યુવકો સારા કુસ્તી કરનારા તૈયાર



થયેના હતા. ઉત્તમ તરનારા, ઉત્તમ સિનોટ કરનારા, ઉત્તમ કમરત કરનારા, ઉત્તમ વજ્રમુષ્ટિની કુસ્તી કરનારા અને ઉત્તમ ઘોડા ઉપર બેસનારા લોકોને તેમણે હિંદુસ્તાનમાંથી વીણી વીણીને પોતાની તહેનાતમાં રાખ્યા હતા; અને તેને લીધે તે બધી વિદ્યાનો પ્રચાર વડોદરામાં સહેજે જ થયો હતો પંજાબમાં તો શ્રી. ખંડેરાવ મહારાજનું નામ બહુજ વ્યાપૃત હતું. મલ્લવિદ્યાનું રક્ષણ એમણે કર્યું, તેથીજ મલ્લવિદ્યા પંજાબમાં રહી એવું ગામા જેવા જગવિખ્યાત પહેલવાન આજ પણ કહે છે. પેશવાઇ પછીનાં ૫૦-૬૦ વર્ષો સુધી મરેઠા સંસ્થાનોમાં કસરતનો શોખ સારી રીતે ચાલુ રહ્યો. હિંદુસ્તાનના વ્યાયામના આશ્રયદાતાઓમાં શ્રીમંત ખંડેરાવ મહારાજનું સ્થાન ઘણા ઊંચા દરજ્જાનું છે. વ્યાયામનો શોખ ગણાવતાં શ્રીમંત ખંડેરાવ મહારાજનું નામ પ્રથમ જ દૃષ્ટિ સન્મુખ આવે છે. વ્યાયામના ઉત્તેજન માટે તેમના વખતમાં અઢી લાખ રૂપિયાનો વાર્ષિક ખર્ચ થતો.

# બ્રિટિશ રાજ્યમાં શારીરિક શિક્ષણ.



— લેખક —



શ્રી લ. બ. ભોપટકર, પુના

હિંદુસ્તાનના પૂર્વ તરફના અને ઉત્તર તરફના પ્રાંતો અઢારમા શતકના બીજા અર્ધા ભાગમા ઇસ્ટ ઇન્ડિયા કંપનીના તાબામા આવ્યા. મહારાષ્ટ્ર, વરાડ, નાગપુર વગેરે મદ્રાસની ઉત્તર તરફના અને નર્મદાની દક્ષિણ તરફના પ્રાંતો ઓગણીશમા શતકના પહેલા અર્ધા ભાગમા ઇસ્ટ ઇન્ડિયા કંપનીના હસ્તક થયા, અને નર્મદાની ઉત્તર તરફના પ્રાંતોમા પણ સન ૧૮૫૮ સુધીમા કંપનીની સત્તા સ્થાપિત થઇ અર્થાત્ સને ૧૭૫૬ થી તે ૧૮૫૮ સુધીના લગભગ સો વર્ષમા કંપની સરકારે આખો હિંદુસ્તાન કબજે કર્યો અને ૧૮૫૭ ના ક્રાંતિ યુદ્ધનો ભડકો શાંત થતા હિંદુસ્તાનની બધી સત્તા અને મિલકત ગણી સરકારે કંપની સરકાર પાસેથી પોતાને હસ્તગત કરી.

કોઇ પણ સ્વતંત્ર દેશમાં યુદ્ધોપયોગી, બળસવર્ધક અને મનોરંજક એવા ત્રણ પ્રકારના ખેલો અને પદ્ધતિઓ જે રીતે પ્રચલિત હોય છે, તે જ રીતે સન ૧૮૫૮ ની પહેલાના વખતમા ઉપર જણાવેલા ત્રણે પ્રકારના ખેલો અને પદ્ધતિઓ હિંદુસ્તાનમા પણ પ્રચલિત હતા. અને તેણે ત્યા સુધીમા ઘણી મહત્વની કામગિરી બજાવેલી હતી.

પણ જ્યારથી અહીં બ્રિટિશ અમલ શરૂ થયો, ત્યારથી ... મન્વંતરનો જાણે ... થયો, એમ કહેવાને ... નજરી દષ્ટિએ ... થયો, અને ... ાગામા અ ... શક્ય તેટલો

આપણા તાબામાં કેમ રહે, તેની ચિંતા તે સત્તાને લાગુ પડી, અને તેથી તેણે તે દિશામાં ત્યારથી જે પ્રયત્નો શરૂ કર્યા તે અદ્યાપિ જરાપણ અટકાવ વગર ચાલુ જ છે.

રાજકીય સત્તાની સ્થિરતા માટે આધારભૂત એવાં અનેક મૂળ હોય છે, પણ તે બધાંમાં અત્યંત મહત્ત્વનું મૂળ તે લશ્કરી સામર્થ્ય! કોઇ પણ જીતનાર સત્તાનો વધારેમાં વધારે પ્રયત્ન એ લશ્કરી સામર્થ્યને દઢમૂળ બલકે વૃદ્ધિંગત કરવા તરફ જ રહે છે. એ હેતુ સિદ્ધ કરવાના માર્ગ બે: એક પોતાનું સામર્થ્ય વધારવું અને બીજો જીતાયલી પ્રજાનું સામર્થ્ય તેને ખસ્સી કરીને નામશેષ કરવું.

રાણી સરકારનુ રાજ્ય અહીં શરૂ થયા પછી આ બંને માર્ગનું જે અવલંબન કરવામાં આવ્યું છે; તેમાં જરાપણ અટકાવ થયો નથી. લશ્કરી સામર્થ્યની દૃષ્ટિએ યુદ્ધ કલામાં તથા યુદ્ધોપયોગી સાધન સામગ્રીમાં ગયાં સો વર્ષમાં જે જે સુધારણા થયેલી છે, અને કરવા જેવી જણાઇ છે, તે બધીનો સ્વીકાર કરીને બ્રિટિશ રાજપુરુષોએ અને લશ્કરી અધિકારીઓએ હિંદી સૈન્યને કુશળ અને કાર્યક્ષમ બનાવેલું છે. એટલુ કે આજ તે બીજા કોઇ પણ દેશના સૈન્યથી કોઇ પણ બાબતમાં રતિમાત્ર પણ પાછળ નથી. એક બાજુએ આ માર્ગ લીધેલો છે, છતાં પોતાની સત્તાને જરાપણ આંચ ન આવે એટલા માટે બ્રિટિશ સરકારે આટલી પ્રચંડ લોકસંખ્યાવાળા હિંદુસ્તાનને સંપૂર્ણ રીતે નિઃશસ્ત્ર બનાવી મૂકયો છે. વળી એટલેથી ન અટકતાં, પોતાની સત્તાને ઉપયોગી થઇ પડે તેવી, પણ તે કરતાં વધારે કંઇ પણ ઉપયોગ ન થાય તેવી અને ઉપયોગ કરી જ ન શકાય એવી એક વિચિત્ર શિક્ષણપ્રણાલી સન ૧૮૬૦ ના અરસામાં તેણે અહીં પ્રચલિત કરેલી છે, કે જે થોડા ફેરફારથી અદ્યાપિ ચાલુ છે. ટૂંકામાં કહીએ તો અહીંની હાલની શિક્ષણપ્રણાલી કારકુનો જાતના શિક્ષિતો તૈયાર કરવાનું જાણે એક મોટું કારખાનું જ બનાવેલું છે. તેના કરતાં તેનો કંઇ પણ વિશેષ ઉપયોગ હાલના શિક્ષિત કહેવરાવનારાઓ જાતે કરી શકતા નથી, અને બીજાઓને પણ કરાવી શકતા નથી.

અહીંની શિક્ષણપ્રણાલીનું ધ્યેય, ધોરણ અને માર્ગ ઉપર જણાવેલા આશયને અનુસરીને હોવાથી, તેના પરિણામે શરૂઆતમાં થોડાકને વ્યક્તિગત લાભ થયો હશે, પણ એકંદર રાષ્ટ્રની દૃષ્ટિએ તો તેથી અતિશય નુકસાન થયેલું છે, એમ કહેવામાં જરા પણ શંકા નથી. રાષ્ટ્રની દૃષ્ટિએ એમ કહેવામાં જરા પણ બાધ નથી, કેમકે ૧૮૬૦ થી ૧૯૩૫ સુધીનાં ૭૫ વર્ષ એ કંઈ રાષ્ટ્રની દૃષ્ટિએ થોડો કે ટૂંકો કાળ નથી. એટલા વર્ષમાં તો જાપાન જેવી પાછળ રહી ગયેલી પ્રજા અત્યંત આગળ આવી ગઈ છે. દુનિયાની બધી સ્વતંત્ર પ્રજાનાં ધ્યેય, મન, શરીર અને કર્તૃત્વ એ વર્ષોમાં અતિશય ઉચ્ચ તથા મહાન બનતાં ચાલ્યાં છે. હિંદુ મનને, શરીરને અને અંતઃકરણને પણ જો યોગ્ય અને મબલક ખોરાક આપવાની વ્યવસ્થા કરવામાં આવી હોત, તો તે પણ બીજાની પેઠે ઉચ્ચ અને મહાન બન્યાં જ હોત. પરંતુ તે નિર્જીવ અને નિઃસત્ત્વ થાય એવો જ ઉદ્દેશ, એટલે બીજું પરિણામ ક્યાંથી જ અને કેમ આવે?

એ રીતે અહીંની આધુનિક શિક્ષણપ્રણાલિકાના ધ્યેય અને માર્ગનું દિગ્દર્શન કરાવવામાં આવ્યુ. હવે તે શિક્ષણ આપવાનો વખત પણ દેશની પરિસ્થિતિને અનુસરીને ન રાખતાં રાજ્યકર્તાની પોતાની સવડ પ્રમાણે તેમણે ઠરાવેલો છે. વૈદકશાસ્ત્રના કુશળ અનુભવીઓનો એવો અભિપ્રાય છે કે ઉષ્ણ પ્રદેશમાં કામ કરવાનો યોગ્ય વખત તે સવારે અને બપોર પછી. વચલા વખતમાં જો વિશ્રાંતિ લેવામાં ન આવે તો તેનુ

માઠું પરિણામ ભોગવવાનો પ્રસંગ વહેલો મોડો પણ આવ્યા વગર કદી રહે જ નહીં. આને લીધે જ મોગલ અને મરેઠી રાજ્ય વખતે કારકુનોની કચેરી શું કે ગુરુજીની પાઠશાળા શું, પણ એ દરેકમાં કામ કરવાનો વખત સવાર અને બપોર પછીનો જ રહેતો. વળી એ અનુભવીઓનો બીજો પણ એવો અભિપ્રાય છે કે ઉષ્ણ પ્રદેશમાં રહેનારાઓનું મુખ્ય જમણ બપોરનું જ હોય, અને રાતનું જમણ તો સાધારણ હોય; તેમ જ મુખ્ય જમણ પછી પ્રત્યેકે થોડી વિશ્રાંતિ પણ જરૂર લેવી જોઈએ. બ્રિટિશ રાજ્યમાં ૧૮૬૦ પછી શરૂ થયેલો વહીવટ આ અનુભવીઓના ઉપર જણાવેલા બંને અભિપ્રાયોની તદ્દન વિરુદ્ધ છે. એનું અનિષ્ટ પરિણામ લોકોનાં આરોગ્ય ઉપર અને પ્રકૃતિ ઉપર કલ્પી પણ ન શકાય એવું થયેલું છે. એટલે દિવસે દિવસે પ્રજા રોગિષ્ટ, નિઃસત્ત્વ તથા છોકરાં જેવી જ થતી જાય છે.

બૌદ્ધિક શિક્ષણ જોડે શારીરિક શિક્ષણની કંઈ પણ વ્યવસ્થા કરી છે કે કેમ તે જોતાં ત્યાં પણ મીંડું જ! શીખ તથા મરેઠી સત્તા નષ્ટ થયા પછી થોડો વખત સુધી પૂર્વની શારીરિક શિક્ષણ પદ્ધતિ અસ્તિત્વમાં હતી, અને તેને થોડો ઘણો રાજ્યાશ્રય પણ મળતો હતો. પરંતુ પછીથી તે રાજ્યાશ્રય કમી ને કમી થતો જઈ આપણે ત્યાં તો મોટે ભાગે બંધ જ થઈ ગયેલો જણાય છે. જૂની શારીરિક શિક્ષણ પદ્ધતિથી તૈયાર થયેલા અનેક કુશળ યુવાનો રાજ્યાશ્રય–વિશેષતઃ હિંદી સંસ્થાનિકોનો રાજ્યાશ્રય મળતો હોવાથી નજરે પડતા હતા. પરંતુ રાજ્યાશ્રયના અભાવે તે સંખ્યા ઘણી જ ઝપાટાબંધ કમી થતી જાય છે; અને જો વખતસર બંદોબસ્ત નહીં થાય તો તદ્દન જ શૂન્ય થઈ રહેશે એવાં સ્પષ્ટ ચિહ્નો દેખાવા લાગ્યાં છે. આજકાલ જો કોઈ એવા કુશળ માણસો દૃષ્ટિએ પડતા હોય, તો તે કેવળ જાતની હોંશથી તૈયાર થયેલા કે ધંધાદારી પુરુષો જ હશે.

રાષ્ટ્રમાં શરૂ થયેલી શારીરિક શિક્ષણ પદ્ધતિ અને રમતોનો તે રાષ્ટ્રની લશ્કરી આવશ્યકતા જોડે ઘણો જ અન્યોન્ય સંબંધ હોય છે. સો વર્ષ પહેલાં ઇંગ્લાંડમાં પ્રચલિત હતી તે શિક્ષણ પદ્ધતિ હાલ લગભગ બંધ પડી છે, અને તેની જગાએ જુદા જ પ્રકારની નવીન શિક્ષણ પદ્ધતિ ચાલુ થઇ છે. તેનું મુખ્ય કારણ એ કે સો વર્ષ પહેલાં ત્યાં જે સ્વરૂપની યુદ્ધકલા હતી તે હાલમાં બિલકુલ રહી નથી. આપણા ઘરનો જ વિચાર કરીએ, તો હિંદુસ્તાનના ઇતિહાસમાં એવો એક કાળ હતો કે ભાલાં, પટા, તરવાર, તીર વગેરે શસ્ત્રાસ્ત્રોનું રમતોમાં મેળવેલું કૌશલ્ય રણાંગણ ઉપર અતિશય ઉપયોગી થતું હતું. પરંતુ તે પછીથી યુદ્ધકલામાં પ્રગતિ થઈ, અને યુદ્ધમાં બંદુક તથા તોપ જેવાં જુદાં જુદાં હથિયારો વપરાવા લાગ્યાં, એટલે તે નવીન હથિયારો સંબંધી કૌશલ્ય મેળવવાની જરૂર પડી.

ઉપરાંત, છેલ્લા પચાસ પોણોસો વર્ષના કાળમાં યુદ્ધ કરવાની વિશિષ્ટ પદ્ધતિઓમાં પણ એક પ્રચંડ ક્રાંતિકારક ફેરફાર થતો ચાલ્યો છે. પહેલાંના રાજકર્તાઓનો બધો આધાર પગારદાર લશ્કર ઉપર જ હતો. દેશનો બચાવ કરવાની જવાબદારી તે રાજકર્તાઓ નાગરિકો ઉપર સહસા નાખતા ન હતા, અને નાગરિકો પણ તે સ્વીકારવાને સહસા તૈયાર ન હતા. પરંતુ તે પદ્ધતિ હાલમાં તદ્દન બદલાઈ ગઇ છે, અને દેશનું રક્ષણ કરવાની જવાબદારી પ્રથમતઃ જો કે પગારદાર લશ્કરની હોય છે; તો પણ તે નાગરિકો ઉપર પણ છે; એવી સમજૂતી બધા ડાહ્યા માણસોની ચોક્કસ થયેલી છે. અને તેથી જ સ્વતંત્ર રાષ્ટ્રના નાગરિકોને બધા પ્રકારનું લશ્કરી શિક્ષણ આપવાની સારી સવડ ત્યાંની સરકાર પોતાના જ ખર્ચે કરે છે. એટલું જ નહીં, પણ કેટલાંક રાષ્ટ્રોએ તો લશ્કરી શિક્ષણ મફતની સાથે ફરજિયાત પણ કરેલું છે.

વોટર્લુની લડાઈ બન્ને પક્ષ તરફનાં જેટલાં લશ્કરથી લડવામાં આવી, તેટલું લશ્કર હાલનાં યુદ્ધોના એક નાના સરખા છમકલામાં પણ અધૂરું પડવા લાગ્યું છે! પહેલાંની લડાઇઓ અમુક એક વિશિષ્ટ સ્થળે જ લડવામાં આવતી, બહુ બહુ તો તેની વ્યાપ્તિ આસપાસ પાંચ દસ માઇલમાં રહેતી. પરંતુ હાલની લડાઇઓ તો પાંચસો પાંચસો અને સાતસો સાતસો માઇલ સુધી ફેલાયેલા મોરચા ઉપર લડવામાં આવે છે; અને તેનો પ્રત્યક્ષ ત્રાસ આજુ બાજુના સેંકડો નહીં, પણ હજારો ચોરસ માઇલ સુધી પહોંચે છે. અર્થાત્ યુદ્ધકલાનું તંત્ર હાલના કાળમાં ઘણું જ બદલાઇ ગયું છે.

વળી પૂર્વે જે શસ્ત્રાસ્ત્રોની કલ્પના યોદ્ધાઓ તથા કવિઓને સ્વપ્નમાં પણ આવી ન હોતી, તે શસ્ત્રાસ્ત્રો આજકાલ યુદ્ધનો પ્રાણ થઇ પડ્યાં છે. અને એ શસ્ત્રાસ્ત્રોની કલામાં પણ પગારદાર લશ્કરની પેઠે નાગરિકોએ પણ કુશળ થવું, એવો બધાં સ્વતંત્ર રાષ્ટ્રોએ પ્રચંડ પ્રયત્ન ચલાવેલો છે.

છેલ્લાં પોણોસો વર્ષમાં બદલાતી પરિસ્થિતિને અનુસરીને અને તેને અનુરૂપ એવો ઇંગ્લંડમાં જે રીતે બધી બાબતોમાં ફેરફાર કરવામાં આવ્યો, તે જ રીતે જો તે અહીં પણ કરવામાં આવ્યો હોત, તો હાલ હિંદુસ્તાન પણ એ દરેક ક્ષેત્રમાં પ્રભાવશાળી અને સમર્થ બનવાને ખાસ ચૂકયો ન હોત. અંગ્રેજી શિક્ષણની અહીં શરૂઆત થયા પછી પડેલી બે પેઢીઓએ તો શારીરિક શિક્ષણ તરફ દુર્લક્ષ જ કર્યું. બલકે બૌદ્ધિક અને શારીરિક શિક્ષણ પરસ્પર વિરોધી છે એવી કંઇ વિચિત્ર સમજ સર્વત્ર ફેલાવી. એનું પરિણામ એવું આવ્યું કે પેઢીએ પેઢીએ સુશિક્ષિતોના પગ શારીરિક દૃષ્ટિએ અંદર ને અંદર જ પેસવા લાગ્યા, અને ખરેખર જ ચણાના ઝાડ ઉપર ચડવાને પણ સીડી લગાડવી પડશે એવી ભીતિ ડાહ્યા માણસોને લાગવા લાગી. અશિક્ષિતો તરફ જોઈએ તો તેમનો પણ શારીરિક હ્રાસ ઝપાટાબંધ થતો ચાલ્યો. દેશમાં ચાલુ થયેલી શાંતિ, દિવસે દિવસે વધતી જતી જીવનકલહની તીવ્રતા, સુશિક્ષિતોની શારીરિક શિક્ષણ તરફ ઉદાસીનતા, અને રાષ્ટ્રીય તથા સામાજિક મહત્ત્વાકાંક્ષાનો અભાવ, વગેરે કારણોને લઇને ઓગણીશમા શતકની આખર સુધીમાં તો બધી બાજુએ અત્યંત શોચનીય સ્થિતિ થઇ પડી.



આવા વખતે આપણા રાજ્યકર્તાઓએ લોકોની મદદમાં દોડી આવવું જોઇએ. સરકારે પ્રાથમિક શિક્ષકો તૈયાર કરવા માટે સ્થળે સ્થળે પાઠશાળાઓ સ્થાપિત કરી. સરકારને એવી ભીતિ લાગવા માંડી કે જો અમારાં બાળકોને શ્રીની દીર્ઘ અજ્જુ કે ગનો કાનો બરાબર કાઢતાં આવડશે નહીં તો ઉપરનું આકાશ જાણે નીચે તૂટી પડશે, અને એ એક જબરજસ્ત રાષ્ટ્રીય આફત આપણી પ્રજા ઉપર આવી પડશે! પરંતુ તે જ સરકારને શારીરિક શિક્ષણ માટેની એક પણ વિદ્યાપીઠ સ્થાપન કરવાનો વિચાર કદી પણ સૂઝયો જ નથી. એટલું જ નહીં પણ એ દિશામાં કોઇ વ્યક્તિ કે સંસ્થાએ પ્રયત્ન કર્યો હશે, તો તેના તરફ સરકારની સાશંકવૃત્તિ જ થઇ છે અને તે અદ્યાપિ ચાલુ છે.

આ બાબતમાં મુંબઇ સરકારે સાત આઠ વર્ષ પહેલાં એક કમિટી સ્થાપન કરેલી; એ કમિટીએ આખા મુંબઇ ઇલાકામાં ફરીને, માહિતી એકત્ર કરીને, બધી શિક્ષણ સંસ્થાઓમાં શારીરિક શિક્ષણ ફરજિયાત કરવાની એક યોજના તૈયાર કરીને, સરકાર પાસે મોકલાવી. પરંતુ તે યોજના સેક્રેટરિએટમાં ધૂળ ખાતી પડેલી છે અને હજુ પણ તેમ જ છે.

વિદ્યાપીઠના વિદ્યાર્થીઓને લશ્કરી શિક્ષ-

णुनी शरूआत शीखववा माटे यु. टी. सी. नी पद्धति हालमां शरू करवामां आवी छे. परंतु तेनो अनुभव एवो थवा लाग्यो छे के, लेफ्ट राइट, लेफ्ट राईट करवा करतां विशेष ज्ञान तेमांथी बहार पडेलाओने मळेलुं होतुं नथी. सादी बंदूक फोडवानुं ज्ञान आपवानी पण त्यां आनाकानी करवामां आवे छे, तो पछी तोपखानुं, आकाशयान, के सैन्यनी हिलचाल वगेरे बाबतोनुं ज्ञान आपवानी तो वात ज शी?

अमारां मन पण एटलां गुलाम बनी गयेलां छे, के मुंबइना विश्वविद्यालयने शारीरिक शिक्षण माटे मद्रासना यंग मेन्स क्रिश्चियन एसोसिएशननी संस्था तरफ दोडवानु सूझे छे; पण घरमां ज आवेलां, पुनानु महाराष्ट्रीय मंडळ, उमरावतीनु व्यायाम प्रसारक मंडळ तथा वडोदरानी शारीरिक शिक्षणनी संस्था. जेवी संस्थाओनी याद पण आवती नथी.

छेल्लां पंदर वीस वर्षमां शारीरिक शिक्षण तरफ लोकोनुं वधारे ने वधारे लक्ष लागवा मांड्युं छे ए खरेखर आनंदनी वात छे. राजकीय नवीन सुधारणाना कायदाथी लोकोना हाथमां घणीक सत्ता आववानो संभव छे. आवी स्थितिमा शारीरिक शिक्षणने उत्तेजन मळवानी एक सुसंधि प्राप्त थवानी छे. तेनो पूरेपूरो लाभ लइने आपणां तरुणो तथा तरुणीओनां शरीरनो पण विकास बुद्धिना विकासनी साथे साथे करवानी योजना अमलमां लाववी, ए बधानुं एक पवित्र कर्तव्य छे.

---



શ્રી.

# શિશુવ્યાયામ.

## બાળકોની નૈસર્ગિક હિલચાલ.



: લેખક :



શ્રી. રા. દ. ચિ. મુજુમદાર,
વડોદરા.

**પરમેશ્વરની** લીલા ઘણી અગાધ છે. તેમણે પૃથ્વી ઉપર પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં, તે જ વખતે તેનું રક્ષણ તથા સંવર્ધન થાય તેવા અનેક પ્રકારના નિયમો ઠરાવી આપ્યા. તેમાં જીવંતપણાનું મુખ્ય સૂચક અને શરીરસંવર્ધનનું મુખ્ય કારણ એ ઠરાવ્યું કે પ્રત્યેક પ્રાણીએ હિલચાલ કરવી જ જોઇએ. કોઇપણ પ્રાણીની હિલચાલ બંધ પડી કે તેનું જીવન પુરું થયું સમજવું. જીવંત પ્રાણીને ગાઢ ઊંઘ આવી હોય, તો પણ તે સ્થિતિમાં તેની હિલચાલ ચાલુ જ રહે છે. અતિશય નીરોગી પ્રકૃતિનો અને અત્યંત સુદૃઢ મનુષ્ય એક રાતમાં વીશ વખત પોતાની સ્થિતિ બદલે છે. નાનાં બાળકોની વૃદ્ધિ જોરથી થતી હોય છે, એટલે તેની હિલચાલ ઊંઘમાં પણ વિશેષ પ્રમાણમાં હોય છે. ઊતરતી વયે શરીરની વૃદ્ધિ થતી નથી, પણ ઊલટું શરીર ઘટતું જતું હોય છે. એટલે તેની હિલચાલ ઊંઘમાં કમી પ્રમાણમાં થાય છે. ઊંઘમાં હોય તે વખતે પ્રાણી પોતાને ખબર ન પડે તેમ હિલચાલ કરતો રહે છે. નિસર્ગ (કુદરત) જ તેના શરીરનું રક્તાભિસરણ બરાબર ચાલે માટે તેની પાસે સહજ પ્રવૃત્તિ (instinct) થી જ હિલચાલ કરાવી લે છે. મનુષ્ય પ્રાણીને પરમેશ્વરે વિશેષ

પ્રમાણમાં બુદ્ધિ આપેલી હોવાથી તે પોતાની બુદ્ધિથી શરીરના આરોગ્ય માટેના કુદરતી નિયમો શોધી કાઢીને તે પ્રમાણે વર્તન કરે, એવી કુદરત ઇચ્છા રાખે છે. એટલે તેણે મનુષ્યમાં કુદરતના નિયમ પ્રમાણે વર્તવાની સહજ વૃત્તિ આપેલી નથી. પરંતુ નાના બાળકોના બાબતમાં માત્ર તેઓ અજ્ઞાન હોવાથી ઇતર પ્રાણીઓની પેઠે કુદરતના નિયમો પ્રમાણે વર્તવાની સહજ વૃત્તિ પરમેશ્વરે આપેલી છે.

નાનાં બાળકોનું આરોગ્યવર્ધન યોગ્ય રીતે તથા જલદી થાય, માટે તે ન સમજતાં છતાં પણ ઘણી શારીરિક હિલચાલ કર્યા જ કરે છે. શારીરિક શ્રમ થયા પછી પૂરેપૂરી ઊંઘની પણ આરોગ્ય માટે જરૂર છે. તેથી જ બાળકો ન સમજતાં છતાં પુષ્કળ ઊંઘ લીધા કરે છે. એ જ બાળકો મોટાં થતાં તેને સમજણ આવવા લાગે છે. એટલે એ સહજ વૃત્તિ કંમી થઇ જાય છે અગર નહીં જેવી જ રહે છે, એવું આપણે જોઇએ છીએ.

બાળક માતાના પેટમાં હોય છે તે વખતે ચાર મહિના પછી તેના શરીરના ભાગો વ્યક્ત થવા લાગે છે કે તરત જ તેની હિલચાલ પેટમાંને પેટમાં જ શરૂ થઈ જાય છે. એ રીતે હિલચાલ શરૂ થયા પછી પેટમાં જ તેની વૃદ્ધિ ઝપાટાબંધ થાય છે. એ ઉપરથી શારીરિક હિલચાલ એ શરીરના આરોગ્ય અને વર્ધનને માટે અતિશય આવશ્યક છે એમ જણાય છે

એ જ નિયમને અનુસરીને નાનાં બાળકનું રડવું, હસવું તથા ઈતર શારીરિક હિલચાલ શરૂ રહે છે. એ હિલચાલને લીધે જ તેની વૃદ્ધિ ઝપાટાબંધ થવા માંડે છે.

જે બાળકની હિલચાલ કમી, તે બાળકની વૃદ્ધિ પણ કમી થાય છે. જન્મતાંની સાથે બાળક જોરથી રડે, એટલે સમજવું કે તેનું જીવન પણ જોરદાર છે. રડવાથી બાળકનાં ફેફસાં, આંતરડાં અને પેટના સ્નાયુ વગેરે શરીરના અનેક ઠેકાણાના સ્નાયુઓને ચલનવલન મળીને ત્યાંનું રક્તાભિસરણ સારી રીતે થવા માંડે છે. વળી રડવાથી આંખો અને નાક સાફ થાય છે. બાળક રડવા લાગે કે તે દરેક વખતે તેના શરીરમાં ક્યાંય પણ દુખે છે, એવું માનવાને કારણ નથી.

બાળકને કુદરતે ઉત્પન્ન કરેલો યોગ્ય આહાર–તેની માતાનુ દૂધ મળે તો તેનું આરોગ્ય સારું રહે છે, અને તેની વૃદ્ધિ ઝપાટાબંધ થાય છે. બાળકની વૃદ્ધિ માટે જોઇતાં બધાં તત્ત્વો માતાના દૂધમાં કુદરતે રાખેલાં હોય છે. બાળકના કમનસીબે તેની માતાને દૂધ ન હોય, અગર હોય છતાં તે બાળકને પાવાને તૈયાર ન હોય, તો અન્ય દૂધ ઉપર તેનું પોષણ કરવાની જરૂર ઊભી થાય છે. પણ આ રીતે યોગ્ય આહાર ન મળે તે બાળકને નાના પ્રકારના વ્યાધિઓ અને દુઃખો ભોગવવાં પડે છે સારાંશ, યોગ્ય આહાર, ભરપૂર હિલચાલ અને પૂરતી ઊંઘ એ ત્રણે વાનાં શરીરનુ આરોગ્ય જાળવવાને જરૂરનાં છે, એ આપણે નાનાં બાળકોના જીવન ઉપરથી જોઇએ છીએ. પરંતુ બાળકો સમજણાં થાય કે એ વાતો ભૂલી જાય છે.

નાનાં બાળકોના સ્નાયુઓ કમજોર હોવાથી તેના ઉપર અકારણ તાણ ન પડે, અને રુધિરાભિસરણ બરાબર ચાલે, તેટલા માટે છેક નાનપણમાં બાળકો પીઠ ઉપર પડીને એટલે કે ચત્તાં રહીને ઊંઘે છે. તે સ્થિતિમાં તેના હાથ પગની હિલચાલ આખો દિવસ શરૂ રહે છે. તે રીતે ચત્તાં પડી રહીને હિલચાલ શરૂ રાખવાથી બાળકોનાં હૃદય ઉપર વિશેષ તાણ આવતું નથી. પગ અને માથા તરફ લોહી પહોંચાડવાનું કામ હૃદયને કરવું પડે છે; તે તેને કમી તાણ પડવાથી કરી શકે છે. ઊંઘમાં અને જાગૃતિમાં

હૃદયને આખા શરીરમાં રક્ત પહોંચાડવાનું કામ એક સરખું સતત કરવું પડે છે. એ રીતે ઊંઘમાં પણ શરીરની હિલચાલ ચાલુ રહે છે; અને તે જ તેના જીવંતપણાનું લક્ષણ છે. આ રીતે ચત્તા સૂવાથી હૃદય ઉપર ઘણું ઓછું તાણ આવે છે. આ વયમાં શરીરની વૃદ્ધિ ઘણી ઉતાવળે થાય છે.

બાળક નીરોગી અને હૃષ્ટપુષ્ટ હોય, ત્યારે તેની હાથપગના ચલનવલનની ક્રિયા બહુ મજાની અને જોસભરી હોય છે. બાળકનું માથું અને પીઠ જમીનને અડકેલાં હોય છે, અને હાથપગ માત્ર તે એકસરખા હલાવ્યા કરે છે. આ રીતે જુદી જુદી દિશામાં હાથપગ મનસ્વી રીતે હલાવવાથી બાળકની ક્રીડા (રમત) ચાલુ થાય છે. કોઇ કોઇ વખત તે એક એક હાથ, એક એક પગ, તો કોઇ કોઇ વખત તે બન્ને પગ, બન્ને હાથ હલાવે છે. કોઇ કોઇ વખત તે બન્ને પગ અને બન્ને હાથ એક સાથે હલાવે છે. એ રીતે તે પગ અને હાથ, ઉપર નીચે, ડાબી જમણી બાજુએ, સામે અગર જેમ હલાવી શકાય તેમ, જોસથી, ઉતાવળે, સીધા કે વાંકા ચૂંકા, હલાવ્યા જ કરે છે. કોઇ કોઇ વખત હાથપગ ગોળ ગોળ ફેરવે છે, કોઇ કોઇ વખત હાથપગને જોરથી આંચકા મારે છે, કોઇ વખત પોતાના તરફ ખેંચે છે તો કોઇ વખત આગળ ધકેલે છે. વળી કોઇ વખત લાત મારવી હોય તેમ પગ હલાવે છે. આ રીતે બાળક જાગતું હોય ત્યાં સુધી તેની ક્રિયા ચાલુ રહે છે. આખા દિવસમાં તેની આવી હિલચાલ કેટલી થતી હશે તેની ગણતરી કરવી કઠણ છે. એકંદરે એ હિલચાલ એટલી થાય છે કે તેટલી હિલચાલ સારો પહેલવાન પણ કરી શકે નહીં. પણ એ રીતે શ્રમ થયા પછી બાળકને ભૂખ લાગે છે, એટલે દૂધ પીએ છે અને પછી ઊંઘે છે. ઊંઘીને વિશ્રાંતિ લીધી કે જાગે છે અને ફરી ઉપર પ્રમાણે તેની હિલચાલ ચાલુ થાય છે. આ રીતે એકસરખો શ્રમ થવાથી બાળકનું આરોગ્ય સારું રહે છે, અને તેની વૃદ્ધિ થાય છે. (ચિત્ર નં. ૧)

## બાળકોનો વ્યાયામ.

બાળક નીરોગી અને બળવાન હોય, તો ઉપર જણાવેલી હિલચાલો સહજ સ્ફૂર્તિથી થાય પણ માતાપિતાની અનૈસર્ગિક રહેણી કરણીથી પુષ્કળ બાળકો ઉપર જણાવેલી હિલચાલો સહજ સ્ફૂર્તિથી કરી શકતાં નથી, અને તેથી તેનું આરોગ્ય સારું રહેતું નથી તથા તેની વૃદ્ધિ પણ થતી નથી. આવાં બાળકો પાસે માતા કે દાઈ ઉપર બતાવેલી હિલચાલો નિયમસર પણ ફરજિયાત કરાવે, તો તે બાળકોનું આરોગ્ય અને શરીરસામર્થ્ય વધારી શકાય, એવું યુરોપિયન શાસ્ત્રજ્ઞોએ અનેક પ્રયોગો કરીને સિદ્ધ કરેલુ છે. આવા પ્રકારની કેટલીક હિલચાલનુ વર્ણન નમૂના તરીકે નીચે આપેલુ છે. તે ઉપરથી વાચકો એવી અનેક પ્રકારની હિલચાલો પોતાની કલ્પનાથી પણ ગોઠવી શકશે. આ હિલચાલો બાળકોની શક્તિના પ્રમાણમાં અને યુક્તિપૂર્વક વિચાર કરીને કરાવવાની જરૂર છે. નહીં તો ઉપાય કરતાં અપાય થવાનો વધારે સંભવ છે. શરીરશાસ્ત્રનો વિચાર કરીને શરીરના આરોગ્ય માટે અને વર્ધન માટે જે હિલચાલ (ચલનવલન) મનુષ્ય કરે છે, તેને જ વ્યાયામ કહેવામાં આવે છે.

બાળકોનો વ્યાયામ એ કલ્પના નવીન હોવાથી ઘણાને તે એકદમ ખ્યાલમાં આવશે નહીં. પરંતુ યુરોપ, અમેરિકામાં તો એવા વ્યાયામના અનેક પ્રયોગો થઇ ચૂક્યા છે. મોટી ઉમરનાં બાળકોને અખાડામાં મોકલીને ત્યાં તેની પાસે યોગ્ય તે વ્યાયામ નિયમિત કરાવવામાં આવ્યાથી તેનુ આરોગ્ય સારી રીતે સુધરે છે, એવો અનુભવ ઘણાં બાળકોના સંબંધમાં

શિક્ષણ બાળકોને નાનપણથી આપવાના હેતુથી તેને નાના નાના કિલ્લા બાંધવાનુ તથા તેના ઉપર તોપો ગોઠવીને રમવાનું શીખવતા. તેના થોડા ફોટો ચિત્ર નં. ૧૦ માં આપેલા છે.

વાઘ સિંહનાં લાકડાનાં પૂતળાં કરીને તેના ઉપર બેસવાની રમતો પણ તે વખતમાં આવતી હતી હાલમાં એવા સરદાની પ્રકાર કંઇ જ ન હોવાથી બાળકો મોટર ચલાવવાની નકલ કરીને રમે છે. પહેલાં તો નાનપણથી જ બાળકોને ઘોડા ઉપર બેસાડતા, એટલે તેને ઘોડાની બીતિ ન લાગતાં તે પછીથી સારા સવાર બનતા ચિત્ર નં. ૧૧ ઉપરથી તેની કલ્પના આવી શકશે.

છોકરીઓ રસોઇ કરવી, પીરસવુ વગેરે ઘરની સ્ત્રીઓના કામોની નકલ કરીને રમે છે. નાના બાળકોને નવરાવવુ, તેને કમર ઉપર લઇને ફેરવવાં, વગેરેનું અનુકરણ છોકરીઓ સ્વાભાવિક રીતે જ કરે છે. બાળકો અનુકરણ-શીલ હોય છે. તે લક્ષમા રાખીને જ માતા-પિતાએ પોતાનો વ્યવસાય ગોઠવવો. માતાપિતા વ્યાયામ કરતાં હશે, તો બાળકો તેનું અનુકરણ કરશે. પૂજા કરતાં હશે તો તે પૂજા કરશે, અને બીડીઓ તાણતા હશે તો તે બીડીઓ તાણતા પણ શીખશે. માટે નાના બાળકોની નજરે યોગ્ય વ્યવસાય જ પડે એ સંબધી કાળજી રાખવી ઘટે



શ્રી.

વ્યાયામજ્ઞાનકોશ

ખંડ ૧ લો

# શિશુ વ્યાયામ



—: લેખક :—

શ્રીમંત દત્તાત્રય ચિંતામણ કરંદીકર (મુજુમદાર),

બી એ., એલએલ બી



ચિત્ર નં ૧—ઉમર ત્રણ મહિના.

જુદી જુદી દિશામાં મનસ્વી રીતે હાથપગ હલાવવાની બાળમની ક્રીડા ચાલુ છે.



ચિત્ર નં. ૨—ઉંમર ૭ મહિના.

બાળકો ઊંધા પડી પેટપર સુવા લાગ્યા પછી, ગોઠણભર ચાલી શકે ત્યાં સુધીની જુદી જુદી સ્થિતિ.



ચિત્ર નં ૪—ઉમર એક વર્ષ.

ચાલગુઆરી જેવા સાધન લઇ પોતાના પગ ઉપર ઉભા રહેવાનો પ્રયત્ન બાળકો કરે છે



ચિત્ર નં ૬—ઉમર અઢી વર્ષ.

ઉંચકીને ઉંચા લેવા, વચ્ચેથી ઉંચે ફેંકીને ઝીલી લેવા, અને પગ પકડીને ટેકાર વિના રાખવા વગેરે રમતો રમી, મોટા માણસોએ બાળકોની ભીતિ દૂર કરવી



ચિત્ર નં. ૭—ઉમર ત્રણ વર્ષ.

ખાખાગાડી, ચાલણગાડી, જેવી ગાડીઓમા હવા ખાવાની ટેવ પાડી, પછી ટ્રાયસીકલપર બેસતાં શીખવવું.



ચિત્ર નં. ૮—ઉમર પાંચ વર્ષ.

ઘરમાં હાથમાં ઉપર બેસવામાં, એકાદ નવી વસ્તુ ખનેડી જોવામાં બાળકોને બહુ આનંદ આવે છે



ચિત્ર ન ૧૧—ઉમર આઠ વર્ષ.
ઘોડાની ભીતિ દૂર થવાથી, બાળકો તે ઉપર સ્વારી કરે છે, છોકરીઓ રસોઇ કરી, ઢીંગલા-ઢીંગલીની રમત રમે છે

શ્રી.

# છોકરાઓના ખેલ (દેશી).




—ઃલેખકઃ—



શ્રી. રા. દ્વારકાનાથ સીતારામ નાડકર્ણી,
વડોદરા.



ખેલ નં. ૧ ચિત્ર નં. ૧૨

ચાલણ ગાડી—(ખેલ નંબર ૧)—ચાલવું એ નાનાં બાળકોને અને વૃદ્ધોને પણ એક પ્રકારનો વ્યાયામ છે. અશક્ત બાળકોને પ્રથમ તોલ જાળવીને બરાબર ચાલતાં આવડતું નથી. એવા બાળકોને આ ચાલણ ગાડી તોલ જાળવીને ચાલવામાં ઉપયોગી થાય છે; અને તેટલા જ માટે તેને ચાલણ ગાડી કહે છે. એ ગાડી ચલાવવામાં એક પ્રકારની ગમ્મત લાગે છે, અને તેના નાદમાં ને નાદમાં બાળકોને ન જાણવામાં આવે તેવી રીતે વ્યાયામ થાય છે; તથા ચાલવાની ટેવ કેળવાય છે. ચિત્ર નં. ૧૨ ઉપરથી આ ગાડીની બરાબર કલ્પના આવશે.

ઘોડા ઉપર બેસવું (ખેલ નં. ૨)—ઘોડા ઉપર બેસવું એ ખેલ નથી, પણ વ્યાયામનો એક પ્રકાર છે; અને જેને ઘેર ઘોડો (ઘોડી) હોય તેને જ એ શક્ય છે. નાનાં બાળકોને ઘોડા (ઘોડી) ઉપર બેસાડીને ગામ બહાર ખુલ્લી હવામા ફેરવી લાવવાં, એથી નાનપણથી જ તેમનામા બીતિ ઓછી થશે, અને તેની પીઠની કરોડ, કમર તથા પેટને કસરત મળશે તથા તેમને ગમ્મત પણ લાગશે. યુરોપિયન લોકો તથા આપણા દેશી રાજાઓ, સરદારો વગેરે શ્રીમત લોકો પોતાના બાળકોને નાનપણથી જ આ રીતે ઘોડા ઉપર બેસવાન ચિત્ર નં. ૧૩ પ્રમાણે શીખવે છે



ખેલ નં. ૨ ચિત્ર નં. ૧૩



ખેલ નં. ૩ ચિત્ર નં. ૧૪

ગુલાંટ-(ખેલ નં. ૩)—ઘરમા ગાદી ઉપર અગર નરમ પાથરણા ઉપર નાના બાળકો ચિત્ર નંબર ૧૪ પ્રમાણે, માથુ જમીન ઉપર ટેકીને, પછી બને પગ ઊંચકીને શરીરને આગળ નાખી ગુલાંટ ખાય છે કોણ વિશેષ ગુલાંટ ખાય છે તે બદલ બાળકોમાં એક પ્રકારની હરીફાઈ જ ચાલે છે, આ ખેલમા માથુ નીચે અને પગ ઊંચે આવતા હોવાથી ગુલાંટો ખાવામા બાળકોને મજા આવે છે, અને એક પ્રકારનુ શીર્ષાસન થઈ વ્યાયામ પણ થાય છે



ખેલ નં. ૪ ચિત્ર નં. ૧૫

**ગાડી ખેંચવી**—(ખેલ નં. ૪)–ચિત્ર નં. ૧૫ માં બતાવ્યા પ્રમાણે બે પૈડાંવાળી નાની ગાડીને દોરી બાંધીને તે દોરી બાળકો ખેંચે છે. ગાડી જરા મોટી હોય તો તેમાં નાનાં બચ્ચાંને બેસાડીને ફેરવે છે, એટલે તેમને પણ ગમ્મત થાય છે અને ખેંચનારને વ્યાયામ મળે છે.



ખેલ નં. ૫ ચિત્ર નં. ૧૬

**ત્રણ પૈડાંની ગાડી–ટ્રાયસિકલ**–(ખેલ નં. ૫)—નાનાં બાળકો માટે ત્રણ પૈડાની ગાડીઓ વેચાય છે તેને ત્રણ પૈડાં હોવાથી ચિત્ર નં. ૧૬ પ્રમાણે તેના ઉપર બેસતાં તોલ જળવાય છે. વળી તે કોઇ પણ જગાએ સ્થિર ઊભી રાખી શકાય છે; તથા પગ મારીને જોરથી ચલાવી શકાય છે અને સુકાન (હેંડલ) ફેરવીને વાળી શકાય છે. એ ફેરવવાથી પગને વ્યાયામ થાય છે, સ્વચ્છ હવા મળે છે અને તેમાં બાળકોને સારી ગમ્મત પણ પડે છે. પગ મારવાની અને જરૂર પ્રમાણે સુકાન ફેરવવાની આવડત થયા પછી તથા ટેવ પડ્યા પછી મોટી ઉમરે બે પૈડાંની (સાયકલ) ગાડી ઉપર બેસતાં શીખવવાનું આથી થોડું સહેલું પડે છે.



ખેલ નં. ૬ ચિત્ર નં. ૧૭

**સીડી ઉપર ચઢવું તથા ઊતરવું**–(ખેલ નં. ૬)—બાળકોને સારી રીતે ચાલતાં આવડે, એટલે તે સીડી ઉપર ચઢવાનો તથા ઊતરવાનો પ્રયત્ન કરવા માંડે છે, અને તેમ કરવામાં તેમને એક પ્રકારનો આનંદ લાગે છે. યુરોપખંડના દેશોમાં નાનાં બાળકોની શાળામાં બાળકોને રમવાનાં જે અનેક પ્રકારનાં સાધનો રાખવામાં આવે છે, તેમાં રેલ્વે સ્ટેશનો ઉપર સીડીઓ હોય છે તેવી સીડી પણ નાની આપસર ઊંચાઈની રાખવામાં આવે છે. એવી સીડી ઉપર ચિત્ર નં. ૧૭ પ્રમાણે ચઢવામાં અને બીજી બાજુ ઊતરવામાં બાળકોની સારી હુશિયારી જામે છે; અને તેથી પગ તથા પીંડીઓને સારો વ્યાયામ મળે છે.

**કૂદકા મારવા**–(ખેલ નં. ૭)—નાનાં બાળકો ઉત્સાહી હોવાથી તેને સારી રીતે ચાલતાં આવડે, એટલે કૂદકા મારવાની ઈચ્છા થાય છે. ઘરમાં તકીઆ અગર નાનાં સ્ટુલ, ખુરશી, પાટલા, વગેરે હોય, તેના ઉપર ચડીને ચિત્ર નં. ૧૮ પ્રમાણે કૂદકો મારે; અને ફરી ઉપર ચડે અને ફરી કૂદકો મારે, એ રીતે એક સરખો ક્રમ ચાલુ રહે છે. ઉમરના પ્રમાણમાં કૂદકાની ઊંચાઈ તથા લંબાઈ ધીમે ધીમે વધતી જાય છે, અને છેવટે વધારે ઊંચા ન હોય તેવા ઝાડ ઉપરથી કે ઝાડની ડાળી ઉપરથી પણ કૂદકા મારી શકે છે. બાળકોની ચડતી ઉમરમાં આવા પ્રકારની શારીરિક હિલચાલની ઘણી જરૂર જણાય છે.



ખેલ નં. ૭ ચિત્ર નં. ૧૮

**ગોળ ગોળ ચક્કરડી**-(ચક્કરડી ભમરડી)-(ખેલ ન. ૮)—નાનાં બાળકો પોતાને જ ફરતાં ગોળ ગોળ ફરીને આ ખેલ રમે છે. ફરતાં તોલ જળવાય તે માટે ચિત્ર નં. ૧૯ માં બતાવ્યા પ્રમાણે હાથ બાજુએ લાંબા કરી રાખવા પડે છે. ઘણા વખત સુધી આ પ્રમાણે ફરવાથી અગર બહુ જોસથી ફરવાથી બાળકોને ચક્કર આવે છે. અને તે વખતે ફરનાનું બંધ કર્યા છતાં જાણે પૃથ્વી પોતાની આસપાસ ફરતી હોય એમ બાળકોને લાગે છે, તથા આનંદ પડે છે. ચક્કરડી ફરતાં ફરતાં છોકરાંઓ "ગોળ ગોળ ભમરડો, ફરતો જાય ભમરડો' એવું એવું બોલે છે. આ ખેલથી એ પણ લાભ થાય છે કે બાળકોને ગોળ ગોળ ફરવામાં સહેજે ચક્કર આવતાં નથી એક દિશાએ ફરતાં ચક્કર આવવા માંડે, તો બીજી દિશાએ ફરવા માંડતાં ચક્કર કમી આવે છે. નાના બાળકોને બગલમાંથી પકડીને આ રીતે મોટાં માણસો ફેરવે તો પણ તેમને બહુ મજા પડે છે.



ખેલ નં. ૮ ચિત્ર નં. ૧૯

**લપસી પડવું**-(ખેલ નં. ૯)—નાનાં બાળકો માટેની શાળાઓમાં તથા વિશ્રાંતિ-સ્થાનોમાં હીંચકા, ચીચવા, સીસો વગેરેની સાથે લપસી પડવાના સાધનની પણ સવડ રાખેલી હોય છે. એ સાધનની એક બાજુએ સીડી હોય છે, અને બીજી બાજુએ નીચે લપસી આવવા માટે એક મજબૂત અને પહોળું પાટિયું રાખેલું હોય છે. સીડી ચડીને ઉપર ગયા પછી ચિત્ર નં ૨૦ પ્રમાણે પાટિયા ઉપર બેસીને બાળકો નીચે લપસી આવે છે. વગર મહેનતે નીચે લપસી આવવામાં તેમને આનંદ પડે છે. તેથી ફરી ફરીને ઉપર ચડે છે. અને વારંવાર એવી સીડીએ ચડવામા તેમને સારો વ્યાયામ થાય છે



ખેલ નં. ૯ ચિત્ર નં. ૨૦

પૈડું ફેરવવું-(ખેલ નં. ૧૦)—આ ખેલ એકલાં રમી શકાય એવો છે. એક લોખંડી મળિયા કે પાટીને પૈડાંની પેઠે વર્તુલાકાર વાળીને તેનું પૈડું બનાવવું અને બીજો લાંબો મળિયો


ખેલ નં. ૧૦ ચિત્રનં. ૨૧

મોઢેથી જરા વાંકો વાળેલો તેમાં ઘાલવો, અને તેની મદદથી તે પૈડું ધકેલીને તેની પાછળ દોડતાં જવું, એમાં બાળકોને બહુ ગમ્મત આવે છે. (ચિત્ર નં. ૨૧). પૈડાંને ધકેલ-વાના નાદમાં ને નાદમાં બાળકો સહેજે બે ત્રણ માઈલ દોડી જાય છે. કોઇ સંદેશો લઇ જવો હોય કે વસ્તુ લાવવી હોય, તો બાળકો આવાં પૈડાંની જોડે દોડવા માટે કાંઇ પણ ફરિયાદ કર્યા વગર એકદમ જાય છે. આ પૈડું ફેરવવાનું થોડી ટેવ પડ્યા પછી ઠીક ફાવે છે. આ ખેલથી દોડવાનો સારો વ્યાયામ થાય છે, ગતિ વધે છે તથા શ્વાસ વધારે રોકી શકાય છે.

## જોડીના ખેલ



ગાડી ધકેલવી-(ખેલ નં. ૧૧)—નાનાં બાળકોને અંદર બેસાડીને ફેરવવાની નાની ચાર પૈડાંની બાબાગાડીઓ હોય છે. તેમાં નાનાં બાળ-કોને બેસાડીને બહાર ફેરવી લાવવામાં મોટા છોકરાઓને મજા લાગે છે. (ચિત્ર નં. ૨૨). તેથી નાનાં બાળકોને ખુલી હવા મળે છે અને ગાડી ધકેલનારને જલદી ચાલવાની કે દોડવાની કસરત થાય છે.

**હીચકા ખાવા**—(ખેલ ન ૧૨)—ઝાડની ડાળીને મજબૂત દોરડું બાંધીને તેના ઉપર ઊભા રહી તે દોરડાને પોતાના તરફ ખેંચીને તથા તેની જોર સાથે તે દોરડાને ધકેલતી આગળ ધકેલીને બાળકો હીંચકા ખાય છે અગર તે દોરડાના નીચેના છેડાને પાટિયુ બાંધીને તેના ઉપર ઊભા રહીને તેને આગળ પાછળ ધકેલીને એવા હીંચકા ખાય છે મોટા શહેરોમા નાના બાળકો



ખેલ ન ૧૨



ચિત્ર ન ૨૩

માટે જે વિશ્રાંતિ સ્થાનો મજકૂર અગર મ્યુનિસિપાલિટી તરફથી બાંધવામા આવે છે તેમા બાળકોને હીંચકા ખાવા માટે ખાસ જૂના (હીંચકા) ગોઠવવામા આવે છે (ચિત્ર ન ૨૩) તેમા બાળક નાનુ હોય તો મોટા છોકરા તેને પોતાની જોડે બેસાડી હીંચકા ખાય છે અગર પોતે જમીન ઉપર ઊભા રહી હીંચકા ખવરાવે છે

**ભટો**—પથ્થરને પથ્થરથી આટવો—(ખેલ ન ૧૩)—દરેક રમનાર પાસે એક ભટો એટલે નાનો ગોળ સુંવાળો પથ્થર હોય આ ખેલ ગામડાઓમા વિશેષ રમાય છે અને તેમા બે છોકરાઓ હોય તો પણ ગમ્મત છે પ્રથમ રમનારાઓએ એક જગાએ ઊભા રહેવુ પછી જેના ઉપર દાવ હોય તેણે પોતાનો ભટો કેટલે દૂર પોતાની આગળના ભાગમા નાખવો (ચિત્ર ન ૨૪) પછી બાકીના દરેકે એક પછી એક એ પ્રમાણે પોતાના ભટાથી તેને આટવુ જેનો ભટો બરાબર આટી શકે, તે દાવવાળાને એક ટપલી મારે જે ન આટી શકે તેમાથી કોઈ પણ એક ઉપર પછી દાવ આવે આ ખેલથી બાળકોમા અચૂક આટવાની—બરાબર તાકીને ધારેલી જગાએ ભટો મારવાની—ટેવ પડે છે



ખેલ ન ૧૩ ચિત્ર ન ૨૪

ઘોડાઘોડા–(પ્રકાર પહેલો)–ખેલ નં. ૧૪—જોડી પૈકીનો મોટો છોકરો ચિત્ર નં. ૭૫ માં બતાવ્યા પ્રમાણે હાથ તથા ગોઠણ અને પગનાં આંગળાં જમીન ઉપર ટેકવીને ઘોડો થાય, અને નાનો છોકરો ચાબુક લઈને તેના ઉપર સવાર થાય. ઘોડો થયેલો છોકરો સવારની મરજી પ્રમાણે તે જ સ્થિતિમાં રહીને આગળ ચાલે છે. સવારનું વજન પીઠ ઉપર અને હાથ ઉપર તોળી રાખ વાનું હોવાથી ઘોડો થયેલા છોકરાનાં હાથ, પગ તથા પીઠની કરોડ મજબૂત થાય છે. સવાર થનારને ગમ્મત મળે છે અને ઘોડા ઉપર બેસવાનો થોડો વ્યાયામ પણ થાય છે. ઘોડો થનાર છોકરો વધારે મોટો જોઈએ, અને સવાર પડી ન જાય તે માટે તેણે કાળજી રાખવી જોઈએ.



ખેલ નં. ૧૪ ચિત્ર નં. ૭૫

ઘોડાઘોડા–(પ્રકાર બીજો)–ખેલ નં ૧૪—ચિત્ર નં. ૭૬ પ્રમાણે એક લાકડી બે પગની વચમાં રાખીને (તેને ઘોડો માનીને) બાળકો આ ખેલ રમે છે. એક હાથથી લાકડી (ઘોડાની લગામ) પકડી રાખીને અને બીજા હાથમાં નાનો સરખો ચાબુક રાખીને તે લાકડીના પાછલા ભાગને (ઘોડાને) મારે છે. અને પોતે જલદી દોડીને (ઘોડો જલદી દોડ્યો એમ સમજીને) આ ખેલ કરે છે. આ ખેલ માટે ઘરની અંદરની જગા, આગળનું આંગણું અગર રસ્તાની ખુલ્લી જગા પણ ચાલે છે. (લાકડીના આગલા છેડાને નાની દોરી બાંધી તેની લગામ પણ બનાવે છે.)



ખેલ નં. ૧૪ ચિત્ર નં. ૭૬

ઘોડાઘોડા–(પ્રકાર ત્રીજો)–(ખેલ નં. ૧૪)—પહેલા પ્રકારના જેવો આ ખેલ પણ જોડીનો છે. ચિત્ર નં. ૨૭ પ્રમાણે એક છોકરો ઘોડો થાય છે અને બીજો હાંકનાર થાય છે. ઘોડો થનાર છોકરાની ડોક ઉપરથી (ગળાની પાછલી બાજુ ઉપરથી) એક લાંબો રૂમાલ અગર જરા પહોળી દોરી બાંધીને તેના બંને છેડા બંને બગલમાંથી પાછળની બાજુએ લાવે છે. અને તે હાંકનાર છોકરો લગામ તરીકે પોતાના હાથમાં પકડી રાખે છે. અગર એક હાથમાં તે લગામના બંને છેડા પકડે છે અને બીજા હાથમાં સોટી કે ચાબુક વડે તે ઘોડાને ચલાવે છે. કેટલાક વખત પછી હાંકનાર છોકરો ઘોડો બને છે, અને ઘોડો બનેલો તે હાંકનાર બને છે. આ રીતે આ ખેલમાં બંને છોકરાને દોડવાનો વ્યાયામ થાય છે. (ઘણા છોકરાઓ હોય ત્યારે જોડીઓ બંધાઇને આ રમત પ્રમાણે ઘોડા દોડે છે, અને જે આગળ જાય તે જીત્યા ગણાય છે.)



ખેલ નં. ૧૪ ચિત્ર નં. ૨૭

દડો ઝીલવો–(ખેલ નં. ૧૫)—રબરનો કે કપડાનો દડો લઇને છોકરાઓ તે એકમેકના તરફ ફેંકે છે અને ઝીલે છે. નાનાં બાળકોને હાથના સ્નાયુઓ ઉપર પૂરતો કાબુ હોતો નથી તેથી તેમને ધારેલી જગાએ દડો ફેંકવાનું કે ઝીલી લેવાનું કઠણ પડે છે. દડો બરાબર ફેંકાયો ન હોય, ત્યારે દોડીને તેને ઉપર ને ઉપરથી જ ઝીલી લેવામાં, તથા લાંબે ગયેલો હોય ત્યારે તેને પરત લાવવામાં બાળકોને ખબર ન પડે તેમ સારો વ્યાયામ થઇ જાય છે. કોઇ કોઇ વખતે ચિત્ર નં. ૨૮ પ્રમાણે દડાને દિવાલ ઉપર પછાડીને ઝીલવામાં આવે છે. અગર જમીન ઉપરથી ઉછાળીને ઝીલવામાં આવે છે; અગર ઊંચે ફેંકીને જાતે જ ઝીલીને બાળકો એકલાં પણ રમ્યા કરે છે. તેમની ઝીલવાની આ ટેવ આગળ જતાં ગિલ્લીદંડા કે ક્રિકેટ વગેરે રમવામાં ઉપયોગી થઇ પડે છે.



ખેલ નં. ૧૫ ચિત્ર નં. ૨૮

# સમૂહના ખેલ



ખેલ નં. ૧૬ ચિત્ર નં. ૨૯

**સી-સો**–(ખેલ નં. ૧૬)—આશરે ત્રણ ફૂટ ઊંચા થાંભલાપર ચિત્ર નં. ૨૯ પ્રમાણે એક લાંબું પાટિયું મૂકે છે એ પાટિયાપર બાળકો બેસીને પગથી તેને ઊંચું નીચું કરતાં આ ખેલ રમે છે. એ પાટિયું પડી ન જાય પણ ઊંચું નીચું થઈ શકે એવી રીતે તેને બરાબર વચમાંથી થાંભલા ઉપર બેસાડેલું હોય છે. આ ખેલથી બાળકોને સારો વ્યાયામ થાય છે અને ગમ્મત પણ બહુ આવે છે.

**પાલખી**–(ખેલ નં. ૧૭)—દરેક પાલખી માટે ત્રણ છોકરાઓ જોઇએ. તે પૈકી બે મોટા છોકરાઓએ સામસામે મોઢાં કરીને ઊભા રહેવું. પછી તે દરેકે પોતાના જમણા હાથના પંજાવડે ડાબા હાથને કોણી ઉપર પકડવો, તથા ડાબા હાથથી સામેના છોકરાના જમણા હાથને કોણીની વચ્ચેથી પકડવો. આ પ્રમાણે કરવાથી ત્રણ ચોખૂણ તૈયાર થશે. એ પાલખી (બંનેના હાથથી બનેલા ત્રણ ચોખૂણ) ના વચલા ભાગ ઉપર ત્રીજો નાનો છોકરો બેસે, અને બાજુના બંને ચોખૂણમાં પોતાનો એકેક પગ રાખે, તથા પડી ન જવાય માટે ચિત્ર નં. ૩૦ પ્રમાણે પોતાના હાથ બે ઊભા રહેલા બંને છોકરાને ગળે વીંટાળી રાખે. આ ખેલમાં પાલખી ઉપર બેસનારને ગમ્મત પડે છે; અને પાલખી ઊંચકનારને વજન ઊંચકીને ફરવાની કસરત થાય છે. તથા દંડ (હાથના ઉપલા ભાગો) ને અને જાંઘોને સારો વ્યાયામ મળે છે.

**પાલખી**—બીજી રીતે પણ બનાવાય છે. એકનો જમણો પંજો સામેના ડાબા પંજામાં મેળવીને પણ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પાલખી બનાવી શકાય છે. વજન વહેંચાઇ જાય અને પાલખીમાં બેસનાર પડી ન જાય, એટલી કાળજી રાખવામાં આવે એટલે બસ.



ખેલ નં. ૧૭ ચિત્ર નં. ૩૦

ગાડાગાડી-(ખેલ નં. ૧૮)—બે બેની જોડી થઇને આ રમત રમે છે ચિત્ર નં. ૩૧ પ્રમાણે આગળનો છોકરો ઘોડો થાય છે, અને પાછળનો તેનો સદરો પાછળથી પકડીને ગાડીવાળો થાય છે ગાડીવાળો એ પકડી રાખેલા સદરાના ઇશારાથી અગર ચાબુકથી ઘોડાને ચલાવે છે અને વાળે છે. તથા "એ જાનેવાલા, બાજુ, બાજુ" વગેરે બોલીને ખરા ગાડીવાળાની નકલ કરે છે. પછી તે બંને અરસપરસ બદલાઇને રમે છે. આ ખેલથી દોડવાનો સારો વ્યાયામ થાય છે.



ખેલ નં. ૧૮ ચિત્ર નં. ૩૧

આગગાડી-(ખેલ નં. ૧૯)—ચિત્ર નં. ૩૨ પ્રમાણે રમનાર છોકરાઓ એકની પાછળ એક એમ ઊભા રહી પોતાની આગળના છોકરાનો સદરો પકડી રાખે છે. સધાથી મોટો છોકરો



ખેલ નં. ૧૯ ચિત્ર નં. ૩૨

આગળ રહી એન્જીન થાય છે અને છેવટનો ગાર્ડ થાય છે, તથા વચ્ચેના બધા ડબ્બા બને છે એન્જીન થનારો છોકરો મોઢેથી સિસોટી વગાડી તથા છૂક છૂક એવો અવાજ કરી એન્જીનની નકલ કરે છે, અને ગાર્ડના ઇશારા પ્રમાણે ગાડી ચલાવે છે દરેક છોકરાને એન્જીન તથા ગાર્ડ થવાની તક આપીને આ ખેલ થાકતાં સુધી રમાય છે

# દાવ ઠરાવવો અને ભેરુ (જોડીદાર) વહેંચી લેવા.



આટલે સુધી નાના બાળકોના ખેલોની માહિતી આપી. હવે ૮ વર્ષ કરતા વધારે વયનાં બાળકોને રમવા યોગ્ય દેશી ખેલોની માહિતી આપીશું. આ ખેલો રમવા માટે વિશેષ સમજણવાળાં બાળકોની જરૂર રહે છે. આ ખેલો રમતાં પહેલાં રમનારા પૈકી કોઇપણના ઉપર દાવ (દાન) ઠરાવવામાં આવે છે. જેના ઉપર દાવ ઠરાવવામાં આવે છે, તેને ચોર પણ કહેવામાં આવે છે. કેટલાક ખેલોમાં બે પક્ષ પાડવા પડે છે, અને તેટલા માટે રમનારાઓની સરખી વહેંચણી કરવી ઘટે છે. અને બે પક્ષ પાડ્યા પછી પણ એક પક્ષના ઉપર દાવ ઠરાવી રમવાની શરૂઆત કરવાની હોય છે. આ પ્રમાણે કરવા માટે જુદી જુદી રીતો પ્રચલિત છે તે પૈકી થોડી સારી સવડવાળી રીતોની માહિતી અહીં આપીશું. અને એ માહિતી આપ્યા પછી તે પ્રકારના જુદા જુદા ખેલોની માહિતી આપીશુ.

### ચકવું અથવા દાવ ઠરાવવો.

રમનારા છોકરા પૈકી કોણે દાવ દેવો એ પ્રથમ ઠરાવવુ પડે છે. જેના ઉપર પ્રથમ દાન આવે, તેને વિશેષ શ્રમ અને ત્રાસ પડે છે. એટલે પ્રથમ દાવ લેવાને કોઇ પોતાની ખુશીથી તૈયાર થતું નથી. અર્થાત્ તે ઠરાવવાનુ કામ જરા મુશ્કેલી ભરેલુ છે. માટે, એ બાબતમાં પક્ષપાત કર્યાનો આરોપ ન આવે, અને સહજ રીતે નસીબ ઉપર આધાર રખાઇને દાવ ઠરાવવામાં આવે, એવી કોઇ રીત પકડવાની જરૂર પડે છે. એ હેતુ પાર પાડવા માટે એ પ્રકારની કેટલીક રીતો બાળકોમાં પ્રચલિત છે તે પૈકી વિશેષ સવડવાળી બે રીતો આ નીચે આપીએ છીએ.

**રીત પહેલી**—રમનારા છોકરાઓ પૈકી કોઇ પણ ત્રણ જણે પ્રથમ એકમેકની આંગળીઓ ભરાવીને હાથ ઊંચા કરીને ઊભા રહેવું. પછી તે ત્રણેએ એકસાથે એકમેકના હાથ છોડી દઇને પોતપોતાના એક હાથનો પંજો અવળો કે સવળો બીજા હાથના પંજા ઉપર મૂકવો. જેનો પંજો બીજા બેના પંજાથી જુદી રીતનો પડે તે છૂટ્યો એમ સમજવું. એટલે બેના પંજા અવળા પડે અને એકનો સવળો પડે, તો જેનો પંજો સવળો પડ્યો હોય તે છૂટી જાય. તેણે પછી બીજાઓથી અલગ ઊભા રહેવું. વળી બાકી રહેલા બે જણા અને બીજા છોકરાઓ પૈકી એક જણ મળી ત્રણેએ પ્રથમની પેઠે ચકવું (ઉપર જણાવ્યા પ્રમાણે કરવું). આ રીતે બે

સિવાયના બધા છોકરાઓ છૂટી જાય ત્યાં સુધી કરવું. પછી જે છેવટે બે બાકી રહે તેની જોડે છૂટી ગયેલા પૈકીનો કોઇ પણ એક આવે, અને તે ત્રણે મળીને ચકતાં જે એક બાકી રહે, તેના ઉપર દાવ આવે અગર તે ચોર ગણાય.

**રીત બીજી**—રમનારા પૈકી એક છોકરો પોતાના બન્ને હાથ જોડીને તેની વચમાં એક ઘાસની ઝીણી સળી રાખે. એવી રીતે કે તેનો એક છેડો બે હાથની અંદર રહે અને બીજો છેડો જરા બહાર દેખાતો રહે. પછી બધા છોકરા તે સળીને વારા ફરતી જરા જરા ખેંચે. જેના ખેંચવાથી તે સળી છેક જ બહાર આવી જાય, તેના ઉપર દાવ આવે અગર તે ચોર ગણાય. આ રીતને સળીખેંચ કહે છે.

### ભેરુ (ભિલ્લુ) વહેંચી લેવા.

ભેરુ (જોડીદાર) વહેંચી લેવાની કેટલીક રીતો નીચે આપેલી છે :—

**રીત પહેલી**—પ્રથમ એક મોટા છોકરાને નાયક નીમવો. તેણે બાકીના બધા છોકરાઓને કવાયતની પદ્ધતિ પ્રમાણે ઊંચાઇના ક્રમે એક હારમાં ઊભા રહેવા જણાવવું બધાથી ઊંચો છોકરો હોય તે પહેલે નંબરે ઊભો રહે. પછી તેનાથી જરા નીચો, પછી તેનાથી પણ જરા નીચો, એમ બધાએ ઊભા રહેવું. બાદ નાયકે બધાને મોટેથી નંબર બોલવા કહેવું. પછી "બે હાર" એવો હુકમ આપી એકની બે હાર કરાવવી. એ હુકમ મળતાં જ એક, ત્રણ, પાંચ એવા એકી નંબર વાળા બે ડગલાં આગળ આવશે. એટલે એકંદર છોકરાઓ એકી સંખ્યામાં હશે તો આ રીતે અનાયાસે જ તેના બે સરખા ભાગ પડી જશે. પણ આમાં ખામી એ છે કે છોકરાઓની વહેંચણી ઊંચાઇના પ્રમાણમાં થાય છે; બાળકોની કુશળતાના પ્રમાણમાં થતી નથી. કેટલીક વખત નીચા છોકરાઓ પણ ઊંચા છોકરાઓ કરતાં રમવામાં હોશિયાર હોય છે. એટલે બાળકો ભાગ પાડવાની આ રીત કરતાં નીચે બતાવેલી બીજી રીત વિશેષ પસંદ કરે છે.

**રીત બીજી**—રમનારા છોકરાઓ પૈકી બે સારા રમનારાઓને નાયક ઠરાવવા. પછી એ બે નાયકે એક એક પાસે ઊભા રહી છોકરાઓને વારાફરતી માગી લેવા. એક નાયક માગે કે 'મેં ગોવિંદને લીધો' અને એમ કહીને તે સામેના પક્ષના નાયકના હાથમાં તાળી મારે, એટલે ગોવિંદ તેના પક્ષમાં આવીને ઊભો રહે. પછી સામેનો નાયક "મેં રામચંદ્રને લીધો" એમ કહીને તે પહેલા પક્ષના નાયકના હાથમાં તાળી મારે, એટલે રામચંદ્ર તેના પક્ષમાં જઇને ઊભો રહે. આ રીતે વારા ફરતી રમનારા બધા છોકરાઓમાંથી માગણી થાય, એટલે બધાની સરખી વહેંચણી થઇ જાય. અને નાયકો બધાને સારી રીતે ઓળખતા હોય, એટલે કુશળતા પ્રમાણે તેઓ માગણી કરી લે, એથી બંને પક્ષને સરખા કુશળ રમનારા પસંદ કરવાનો અવકાશ મળે, કેમ કે રોજના અનુભવથી નાયક બધાને સારી રીતે જાણતા હોય.

**રીત ત્રીજી**—રમનારા બાળકો પૈકી ઉંમરમાં મોટા હોય અને સારું રમનારા હોય તેવા બે છોકરાઓ નાયક થાય. તેઓ ભેરુ વહેંચી લેવા માટે બન્ને એક જગાએ પાસે પાસે બેસે. પછી બાકીના રમનારાઓ જોડી જોડી ગોઠવાઇને તે બેથી કેટલેક છેટે જાય. આ જોડીઓ હોશિયારી પ્રમાણે રમનારાઓ જ પસંદ કરી લે. પછી તે જોડીનો દરેક જણ પોતાનું કંઇક નવીન નામ ઠરાવે. જેમ કે એક જણ ચંદ્ર તો બીજો સૂર્ય થાય. પછી તે બન્ને ખભા ઉપર હાથ રાખીને જોડીમાં જ નાયકો પાસે આવે. નાયકોને તેમાંનો એક જણ કહે કે- "કોઇ રાખો ચંદ્ર અને કોઇ રાખો સૂર્ય."

નાયકને ખબર ન હોય કે આમાં કોણ ચંદ્ર છે અને કોણ સૂર્ય છે, એટલે તે આશરે જ માગણી કરે. આ રીતે બધી જોડીઓ નામ ઠરાવીને આવતી જાય, અને નાયકો વારા ફરતી તેની માગણી કરી લે. એટલે રમનારાઓ તેના તે જ હોવા છતાં દરરોજ એક અમુક પક્ષમાં જ ન વહેંચાઇ જતાં સમાન રીતે વહેંચાઇ જાય. ભેરુ વહેંચવાની આ રીત નાના છોકરાઓમાં વિશેષ પ્રચલિત છે. તેમને તેવાં નામો ઠરાવવામાં એક પ્રકારની ગમ્મત પડે છે. નાની છોકરીઓ પણ આ રીત જ પસંદ કરે છે. તેઓ પોતાનાં નામ નારી જાતિનાં ઠરાવે છે.

આ સંબંધમાં '**દેશી રમતો**' ના પુસ્તકમાંથી ગુજરાતમાં આ ઉપરાંત જે વિશેષ રીતો પ્રચલિત હતી તે આ નીચે આપીએ છીએ:—

(૧) રમનાર છોકરાઓ બધા એક સાથે એક હારમાં અગર એક કુંડાળામાં ઊભા રહે છે, પછી બધા બે હાથે એક સાથે તાળીઓ પાડે છે. તેમાં જેની તાળી સૌથી છેલ્લી પડે તેને માથે દાવ આવે છે. છેલ્લી તાળી કોની પડી તે આગેવાન છોકરો નક્કી કરે છે.

(૨) આગેવાન છોકરો પોતાના જમણા હાથની પાંચે આંગળીઓ જરા આઘી પાછી રાખી ભેગી કરી ડાબા હાથના પંજા વડે પકડી રાખે છે. પછી રમનારા દરેક છોકરા પાસે વારાફરતી તેમાંથી પોતાની વચલી આંગળી ઓળખી કઢાવે છે. જેનું ખરું પડે તે વેગળો બેસે છે. અને જેનું ખોટું પડે તેના ઉપર દાવ આવ્યો ગણાય છે. બીજા પાસે પણ તે પ્રમાણે કરાવે છે. તે જો ખરો પડે તો વેગળો જઇને બેસે છે, અને ખોટો પડે તો તેના ઉપર દાવ ગણાય છે, અને પ્રથમનો દાવવાળો છૂટી જઇને ખરાવાળાની જોડે જાય છે. તે પછી વળી ત્રીજાને બોલાવે છે, અને તેનું પણ એ જ પ્રમાણે થાય છે. છેવટે જે છોકરો છેલ્લે ખોટો પડે તેના ઉપર ખરેખરો દાવ આવે છે.

(૩) આગેવાન છોકરો પોતાના એક હાથમાં કાંકરી કે કંઈ નાની ચીજ રાખે છે. કયા હાથમાં તે છે તે કોઇને પણ જણાવા દેતો નથી. હાથ વારાફરતી આડા અવળા કરીને પછી વારાફરતી દરેક રમનારને પૂછે છે: 'કયા હાથમાં છે?' જેનું ખરું પડે તે છૂટે છે, અને ખોટું પડે તેને માથે દાવ આવે છે પછી બીજાને પૂછે છે અને તેમાંથી પણ જેનું ખોટું પડે તેના ઉપર દાવ બદલાતો જાય છે. છેવટે જે એક છેવટનો ખોટો નીવડે તેના ઉપર ખરેખરો દાવ આવે છે. જો બધાનું ખરું જ પડે તો ફરીને એ પ્રમાણે કરે છે.

(૪) કેટલીક વખત કોઈ કોઈ છોકરા ખુશીથી પોતાના ઉપર દાવ માગી લે છે તેને **ધર્મીદાવ** કહે છે.

### એક પક્ષ ઉપર દાવ ઠરાવવો.

રમનારના બે પક્ષ થયા પછી દાવ કોણે આપવો તે ઠરાવવું પડે છે. એ માટે બંને પક્ષના નાયકે એકમેકના પાસે આવવું. પછી એક પૈસો, ઢબુ કે રૂપિયો કે નળિયાનો કકડો લઇ તે નાયકમાંના એકે ઊંચો ફેંકવો. બીજા પક્ષના નાયકે તે નીચે પડતાં પહેલાં તેમાંનું મહોર કે અક્ષરો એ બેમાંથી ગમે તે એક બોલવું. નળિયાનો કકડો હોય તો તેની એક બાજુ ભીની કરવી અથવા એક બાજુ ઉપર ચાકથી કંઈ નિશાન કરવું. જો એના બોલવા પ્રમાણે તે ફેંકેલી વસ્તુનો ભાગ ઉપર આવે (નીચે પડતાં ઉપર રહે), તો તે જીત્યો ગણાય અને સામા પક્ષ ઉપર દાવ આવે. હાલમાં એવી રીત પણ ચાલે છે કે આ પ્રમાણે ફેંકવામાં જે જીતે તે નાયક પોતાના પક્ષની સંમતિ હોય તો પોતે પોતાના ઉપર દાવ લે છે અગર સામા પક્ષને આપે છે. નળિયાના કકડાને ભીનો કરીને ફેંકવાની રીતને ઉનાળો ચોમાસું પણ કહે છે.

રમતી વખતે રમનારાઓ નિયમને અનુસરીને બરાબર રમે છે કે નહીં તે જોવા માટે કોઇપણ એક એ બધાની ઉપર દેખરેખ રાખનાર જોઇએ. તે બન્ને પક્ષની સંમતિથી નીમવામાં આવે છે. અને તેનો હુકમ બંને પક્ષે કંઈપણ હરકત લીધા સિવાય માનવો પડે છે. વળી તે દેખરેખ રાખનાર વગર કારણની બૂમાબૂમ બડબડાટ કે ડોળને પણ અટકાવી શકે છે. એટલે ખેલમાં વિશેષ ગમ્મત તથા ખરી હરીફાઇ જામે છે; અને વિશેષ શ્રમ લેવાઈ ખેલ વિશેષ આનંદપ્રદ થાય છે. દરેક રમનારે પોતાનામાં ખરેખર ખેલાડીપણું આવે તેવી મહત્ત્વાકાંક્ષા રાખવી ઘટે.

અમે અહીં જે ખેલની વિગત આપીશું, તે બધા દેશી ખેલો વગર ખર્ચના, સપાટાબંધ વ્યાયામ કેળવનારા, મનોરંજન કરનારા અને માનસિક શક્તિનો વિકાસ કરનારા છે. હાલમાં આપણે ત્યાં દેશી ખેલોનો પ્રચાર સારી રીતે થઇ રહેલો છે. એટલે આમાંના જે ખેલો વિશેષ પ્રચારમાં નથી, તે શાળાના શિક્ષકો જો શાળામાં શરૂ કરી દેશે તો તેનો સારો પ્રચાર ભવિષ્યમાં થઇ જશે. એ કામ કેટલું અગત્યનું છે તે શિક્ષકોને સમજાવવાની જરૂર નથી.

**તડકો છાંયડો**—(ખેલ નં. ૨૦)—કોમળ તાપમાં અગર ચાંદનીમાં આ રમત રમાય છે. પ્રકાશને લીધે રમવાની જગામાં કેટલેક ઠેકાણે પ્રકાશ અને કેટલેક ઠેકાણે છાંયડો હોય છે, એટલે અનાયાસે જ રમનારની સવડ થઇ જાય છે જેના ઉપર દાવ આવે તે છોકરો પ્રકાશમાં ઊભો રહે છે, અને બાકીના બધા ચિત્ર નં. ૩૩ પ્રમાણે છાંયડામાં ઊભા રહે છે. છાંયડામાં ઊભેલા છોકરાઓ વચ્ચે વચ્ચે તાપમાં કે પ્રકાશમાં આવે છે, એટલે દાવવાળો છોકરો (ચોર) તેને પકડવા આવે છે, કે તરત જ તેઓ છાંયડામાં ચાલ્યા જાય છે. છાંયડામાં જતાં પહેલાં જો કોઇ સપડાઇ જાય તો તેના ઉપર દાવ આવે, અને દાવ હતો તે રમનારામાં સામેલ થઇ જાય. ખેલની મજા ચાંદનીવાળી રાતે બહુ આવે છે

દાવવાળો છોકરો પ્રકાશ કે ચાંદનીવાળી જગામાં એક કુંડાળું કરે છે તેને "તલાવડી" કહેવામાં આવે છે. તે તલાવડીમાં આંગળી બોળી જાય તે રાજા, એમ તે દાવવાળો છોકરો બધાને જણાવે છે. છોકરાઓ લાગ જોઇને એમાં આંગળી બોળવા આવતા જાય છે. તે દરમિયાન જો કોઇ પકડાઇ જાય તો તેના ઉપર દાવ આવે, પણ એકને પકડવા માટે તે દોડે, ત્યાં તો બીજા ઘણા તલાવડીમાં આંગળી બોળી જાય છે. આ રીતે આ રમતમાં વધારો કરી શકાય છે—ગુજરાતની જૂની **દેશી રમતો.**

કોઇ કોઇ વખત એક છાંયડાવાળી જગામાંથી પાસેની બીજી જ તેવી છાંયડાવાળી જગામાં બધા છોકરાને જવાનું જણાવવામાં આવે છે. અને તેમ પસાર થતી વખતે લાગ મળે તો દાવવાળો કોઇને પણ પકડવા પ્રયત્ન કરે છે—ગુજરાતની જૂની **દેશી રમતો.**



ખેલ નં. ૨૦ ચિત્ર નં. ૩૩

**વાઘ**-(ખેલ નં. ૨૧)—આ ખેલમાં પાંચ કરતાં વધારે છોકરા જોઇએ, અને તે મેદાનમાં રમી શકાય છે. રમનારામાંથી એક વાઘ થાય, એક રખારી થાય, અને બીજા બકરાં થાય. પછી ચિત્ર નં. ૩૪ પ્રમાણે જમીન ઉપર આઠ હાથ વ્યાસનું વર્તુલ કાઢીને તેમાં રખારી તથા બકરાં ઊભાં રહે, અને વાઘ તેની બહાર ઊભો રહે. વાઘ અંદરનાં બકરાંને પકડવા માટે એ વર્તુલની બહારના ભાગમાં આમ તેમ ફર્યા કરે, અને લાગ આવે તો અંદર જઇને પણ એકાદ બકરાને પકડે એવી રીતે જે જે પકડાય તે મરી જાય (બાદ થાય) વાઘ એ બકરાંને પકડે નહીં, તે માટે રખારી પણ તેની દિશા જોઇ પોતાના બકરાને સંભાળવા તેની સાથે ફરતો રહે. વાઘે અંદર આવીને રખારીની નજર ચુકાવીને બકરાંને પકડવું જોઇએ, જો વાઘ એમ કરતાં રખારી-ના હાથમાં સપડાઇ જાય તો દાવ પૂરો થાય; અગર બધાં બકરાંને વાઘ પકડી લે, તો દાવ પૂરો થાય.



ખેલ નં. ૨૧ ચિત્ર નં. ૩૪

કેટલીક જગાએ જે બકરું પકડાય તે પણ પછી વાઘ બને છે, અને બીજાં બકરાંને પકડવા દોડે છે–ગુજરાતી જૂની **દેશી રમતો.**

**વાઘબકરી**-(ખેલ નં. ૨૨)—આ ખેલમાં પાંચથી દસ છોકરાઓ જોઇએ તેમાંથી બે મોટા મજબૂત છોકરાઓ વાઘ તથા રખારી થાય, બાકીના બધા બકરી થાય અને તે રખારીની કમરને વળગીને એક પછવાડે એક ઊભી રહે (ચિત્ર નં. ૩૫). પછી "વાઘ બકરી ખાઇ જઉં, વાઘ બકરી ખાઇ જાઉ," એમ બોલતો બોલતો વાઘ એકાદ બકરીને પકડવા પ્રયત્ન કરે, અને રખારી "નહીં ખાવા દઉં, નહીં ખાવા દઉં; લાત મુક્કી મારી જાઉ" એમ બોલીને પછવાડેની બકરીઓ સાથે ફરતો ફરતો તેની અટકાયત કરે. આ સપાટામા જે બકરીને વાઘ ખેંચી લે તે મરી જાય (બાદ થાય). એ રીતે બધી બકરીઓ ખેંચાઇ જાય એટલે રમત પૂરી થાય.



ખેલ નં. ૨૨ ચિત્ર નં. ૩૫

આ રમતને બકરાં બકરાંની ઝાંઝર પણ કહે છે. અને વાઘ "એક ખાઉં, બે ખાઉં" એમ બોલતો ફરે છે, તથા રબારી "નહીં ખાવા દઉં, નહીં ખાવા દઉં" એમ કહેતો તેને અટકાવે છે. એમ છતાં વાઘ બકરીઓને પકડવા માંડે છે, અને બધી બકરીઓ પકડાયા પછી રબારીને પણ પકડે છે એટલે રમત પૂરી થાય છે.

**ગુજરાતની જૂની દેશી રમતો.**

**દોરડું ખેંચવું-(ગજગ્રાહ)** -(ખેલ નં. ૨૩)—રમનાર છોકરાંઓ બે પક્ષમાં વહેંચાઇ જઇને ચિત્ર નં. ૩૬ પ્રમાણે સામસામે ઊભાં રહી એક મજબૂત દોરડું પકડીને ખેંચાખેંચ કરે છે. આ ખેલમાં રમનારાંના બળની કસોટી થતી હોવાથી ખૂબ હરીફાઇ જામે છે, તથા રમનારાના હાથ અને પગને સારો વ્યાયામ મળે છે. સંમેલનો વખતે મોટા માણસો પણ આ રમતમાં ઊતરે છે.



ખેલ નં. ૨૩ ચિત્ર નં. ૩૬

ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે આ સંબંધમાં નીચે પ્રમાણે નિયમો પ્રસિદ્ધ કર્યા છે:—

**મેદાન**

૧. ગજગ્રાહનું મેદાન સપાટ, ખાડા ટેકરા વગરનું કઠણ અને સપાટ જોઇશે.

૨. મેદાનની લંબાઈ દોરડાની લંબાઈ કરતાં ૩૦ ફૂટ વધારે રખાશે અને પહોળાઈ ૮ ફૂટ રખાશે.

૩. મેદાનની વચ્ચે ૮ ફૂટ લાંબી મધ્યરેખા તથા તેને સમાંતર બંને બાજુએ ૭ ૭ ફૂટ દૂર બે બાજુ-રેખાઓ ચૂનાથી પાડવામાં આવશે.

**દોરડું**

૪. દોરડું લાંબામાં લાંબું ૧૧૦ ફૂટ અને ટૂંકામાં ટૂંકું ૮૦ ફૂટ રખાશે. તેનો ઘેરાવો ચાર ઇંચથી ઓછો ચાલશે નહિ.

૧૭ વ્યા. જ્ઞા.

૫. દોરડાની મધ્યમાં લાલ પટ્ટી બાંધી તેના બે સરખા ભાગ પાડવામાં આવશે, અને મધ્યથી બંને બાજુ દૂર ૭ ૭ ફૂટ બીજી બે પટ્ટી બાંધવામાં આવશે. આ બે બાજુ-પટ્ટીઓ કહેવાશે.

**પક્ષો**

૬. આ રમતમાં બે પક્ષો રહેશે. દરેક પક્ષમાં નવ ખેલાડીઓ રહેશે. તેમાંનો એક નાયક અને એક ઉપનાયક ગણાશે.

**સિક્કો ઉછાળ**

૭ પંચ બંને પક્ષના નાયકોને બોલાવી તેમની રૂબરૂ સિક્કો ઉછાળશે. સિક્કા ઉછાળમાં જીતનાર પક્ષને મેદાનની બાજુની પસંદગી કરવાનું રહેશે.

**પંચ**

૮. આ રમતમાં ત્રણ પંચો રહેશે. એક પંચ વચ્ચે રહેશે. બીજા બે પંચો બે છેડેથી આગળ રહેશે.

**શરૂઆત**

૯. પંચની સૂચના મળતાં બંને પક્ષના ખિલ્લુઓ બંને બાજુ ગોઠવાઈ જશે. સૌથી પ્રથમ ઊભા રહેનારના હાથની મૂઠી બાજુ-પટ્ટીની આગળ રહી શકશે નહિ, અને તેના પગ બાજુ-રેખાથી આગળ રહી શકશે નહિ. દોરડાના બંને છેડા બાર બાર ફૂટ બાકી રહે તેવી રીતે દોરડું પકડી ઊભા રહેશે. અને પંચ સિસોટી મારે અથવા ખેંચવા માટે જે કોઈ સંજ્ઞા કરે તે વખતે બંને પક્ષ પોતપોતાની બાજુ દોરડું ખેંચશે.

**નિયમો**

૧૦. શરૂઆત વખતે દોરડાની મધ્ય-પટ્ટી મેદાનની મધ્યરેખા ઉપર રહે, તથા બાજુ-પટ્ટીઓ બાજુ-રેખાઓ ઉપર રહે તેવી રીતે દોરડું ખેંચીને અક્કડ રાખવું પડશે.

૧૧. કોઇ પણ પક્ષના પ્રથમ ખિલ્લુના હાથની મૂઠી બાજુપટ્ટીની અંદર તેમજ પગ બાજુરેખાની અંદર રાખી શકાશે નહિ.

૧૨. આગળ પડતા ખીલા બેસાડેલા બૂટ, સ્પ્રિંગના બૂટ અગર કોઇ પણ જાતનાં પગરખાં વાપરવા દેવામાં આવશે નહિ.

૧૩. દોરડું ખેંચવાની શરૂઆત કરતા પહેલાં કોઇ પણ હરીફ પગ ટેકવવા માટે જમીનમાં ખાડો કરી શકશે નહિ.

૧૪. હરીફાઇમા કોઈ પણ વ્યક્તિને પગ સિવાય શરીરના કોઇ પણ ભાગ વડે જમીનને અડકવા દેવામા આવશે નહિ. પણ એક પક્ષથી ખેંચાણ મૂકી દેવાથી બીજા પક્ષવાળાથી જમીનને અડકાય તો તે અપવાદ તરીકે ગણાશે.

૧૫. એક વખત દોરડું ખેંચાયા બાદ પંચને મેદાન ખરાબ થએલ જણાશે તો તે મેદાન બદલી શકાશે. મેદાનની પસંદગીનો પંચનો નિર્ણય છેવટનો ગણાશે.

**હારજીત**

૧૬. જે પક્ષ સામાપક્ષની બાજુપટ્ટીવાળો ભાગ પોતાની બાજુ—રેખાની અંદર ખેંચી લાવશે તે જીત્યો ગણાશે.

૧૭. આખી રમતમાં ત્રણ વખત દોરડું ખેંચવામાં આવશે. એક વખત ખેચાયા પછી પાંચ મિનિટ આરામ આપવામાં આવશે. ત્રણ વખત ખેંચાય તેમાંથી જે પક્ષ બે વખત પોતાની બાજુએ ખેંચી જશે તે આખી રમતમાં જીત્યો ગણાશે.



ખેલ નં. ૨૪ ચિત્ર નં. ૩૭

**ભોંયે હાથ** (ખેલ નં. ૨૪)—આ એક સાતતાળીનો જ પ્રકાર છે. એક છોકરા ઉપર દાવ ઠરાવવો, અને બીજા છોકરાઓએ નાસતા ફરવું. દાવવાળો (ચોર) તેને પકડવા માટે પાછળ પડે. આ પ્રમાણે ચાલતાં કોઇ છોકરો ચોરના બરાબર સપાટામાં આવી જાય (પકડાવાની અણી ઉપર આવી જાય) કે તરત જ તે ભોંયે હાથ કરે (બેસી જાય). પછી ચોર તેને તે બેઠો હોય ત્યાં સુધી પકડી શકે નહીં ચોર તેની પાસેથી દૂર જાય, (બીજાને પકડવા દોડે), કે તે

"મેં ભોંયે હાથ દીધો" કહીને ઊઠી જાય, અને ફરી દોડવા માંડે. તે ઊઠીને દોડવા ન માંડે તે માટે તથા ઊઠે તો તેને તરત પકડવા માટે ચોરે સાવધ રહેવું જોઇએ. એ રીતે બીજા છોકરાઓ પણ તેવો પ્રસંગ આવતાં ભોંયે હાથ દઇ શકે. કોઇ છોકરો પકડાઇ જાય તો તેના ઉપર દાવ આવે અને ફરી રમત શરૂ થાય. ચિત્ર નં. ૩૭ માં એક છોકરાને ઊઠતો અને ચોરને બીજા છોકરાઓને પકડવા દોડતો બતાવેલો છે.

**સાતતાળી—હાથતાળી** (ખેલ નં. ૨૫)—કોઇ પણ એક છોકરાએ હોંસથી દાવ લેવો અગર પ્રથમ બતાવેલી રીત પ્રમાણે દાવ લેવો. જેના ઉપર દાવ આવે, તેના જમણા હાથ ઉપર એક ચપળ છોકરાએ સાતતાળી મારવી, અને બીજા બધા છોકરાઓએ સાતતાળી પૂરી થતાં જ દોડી જવા ચિત્ર નં. ૩૮ પ્રમાણે આજુબાજુ ઊભા રહેવું. તાળી મારનારે પણ સાતમી તાળી પૂરી થતાં પોતે ન પકડાઇ જાય તેની ચાલાકી રાખી દોડી જવું. અને દાવવાળાએ કોઇને પણ પકડવા લાગવું જ બધાની પછવાડે પડવું. જો કોઇ છોકરો તેમાં પકડાઇ જાય, તો તેના ઉપર દાવ આવે, અને તેના હાથ ઉપર સાતતાળી મારી ફરી ખેલ શરૂ થાય. આ ખેલમાં જોસબંધ દોડવાની ટેવ કેળવાય છે, શ્વાસ રોકી શકાય છે અને વ્યાયામ પણ સારો થાય છે. થોડું દોડી શકનાર છોકરો એકદમ પકડાઇ જાય, અને તેના ઉપર આવેલો દાવ તે એકદમ પૂરો કરી શકે નહી, તેને માટે એવી ગોઠવણ કરવામાં આવે છે કે દાવવાળો છોકરો પકડવા આવે, કે તેવો છોકરો અબ્બા કહીને નીચે બેસી જાય. એટલે પછી તેને દાવવાળો અડકે તો પણ તેના ઉપર દાવ આવે નહીં. દાવવાળો પછી તેના ઉપર હાથ મૂકીને "છપ્પુ" એમ બોલે છે. આ રીતે છપ્પુ થયેલો છોકરો બીજો કોઇપણ રમનાર તેની પાસે આવીને તેને અડકે નહીં ત્યાં સુધી ઊભો થઇ શકે નહીં. એટલે રમનારાઓ તેની નજીક આવીને તેને ઉઠાડવા પ્રયત્ન કરે છે અને દાવવાળો તેમને પાસે ન આવવા દેવા અગર આવનારાઓને પકડી લેવા પ્રયત્ન કરે છે.



ખેલ નં. ૨૫ ચિત્ર નં. ૩૮

# મનોરંજક અને કુશળતાના અથવા ઓછા વ્યાયામવાળા ખેલ.

**માટીના કિલ્લા**-(ખેલ નં. ૨૬)—નાનાં બાળકો કાદવ અગર ભીની માટી લઇ તેના કિલ્લા બનાવે છે, અગર જુદા જુદા પ્રકારનાં ઘરો બાંધે છે. વળી નદી કે સમુદ્રને કાંઠે પગ ઉપર માટી દાબીને ચકલીનાં ઘર અગર ભુગડા બનાવે છે. શ્રીમંતનાં બાળકો દિવાળીમાં નાના નાના પાકા કિલ્લા બાંધીને રમે છે. મરેઠી રાજ્યના વખતમાં આવા કિલ્લા બાંધીને રમવાની રીત વિશેષ રૂઢ થઈ હશે. આવા ખેલમાં બાળકોને સહજ વ્યાયામ થાય છે અને તેમની કલ્પના પણ ઠીક ખીલે છે.

**સંતાડેલી ચીજ ખોળી કાઢવી**-(ખેલ નં. ૨૭)—સંતાકુકડીની રમત જેવી જ આ રમત છે. રમવાની જગા નાની હોય અને રમનારાંઓને જાતે સંતાઈ જવા જેટલી સવડ ન હોય, ત્યારે નાનાં બાળકો ટોપી કે પુસ્તક કે પેન્સિલ જેવી નાની ચીજ સંતાડીને તેને ખોળી કાઢવાની આ રમત રમે છે. જેના ઉપર દાવ આવે, તેની આંખો બંને હાથે દબાવી રાખીને અગર તેને બીજી જગાએ મોકલી દઇને, બાકીનાં બાળકો ઠરાવેલી જગામાં આવી કોઈ ચીજ સંતાડી મૂકે છે. પછી જેના ઉપર દાવ હોય તેને તે ખોળી કાઢવા કહેવામાં આવે છે. અને તેની આંખો ખુલ્લી કરવામાં આવે છે આ રીતે બાળકો આ રમત રમે છે. તેમાં વ્યાયામ થોડો થાય છે; પણ બાળકોમાં ચોક્સાઇ અને શોધન-શક્તિ કેળવાય છે.

**ઢગલીઓ શોધી કાઢવી**-(ખેલ નં. ૨૮)—જ્યાં એકમેકને જોડાયેલાં ઘરો ન હોય, (છૂટાં છૂટાં ઘરો હોય), તેવી ગેરીમાં, અગર જ્યાં પુષ્કળ ઝાડ હોય તેવી બાગમાં આ રમત રમી શકાય. રમનારાએ બે પક્ષમાં વહેંચાઇ બંને પક્ષે એકમેકથી દૂર દૂર (દેખાય નહીં તેટલે) ચાલ્યાં જવુ, અને ત્યાં દરેક પક્ષે માટીની ઢગલીઓ કરી મૂકવી. કેટલી ઢગલીઓ કરવી તે આગમચથી ઠરાવી લેવું. નાના છોડવાઓના મૂળ પાસે, અગર પથરાઓની પછવાડે કે એવી જ કોઈ સહજ ધ્યાનમાં ન આવે અને ખોળ-નારને મુશ્કેલ પડે, એવી જગાએ ઢગલીઓ કરી મૂકવી. એ રીતે ઢગલીઓ પૂરી થાય એટલે પૂરી થઇ, એમ બંનેએ મોઢેથી બોલવું. પછી દરેકે સામા પક્ષની જગાએ જઇ તે ઢગલીઓ શોધી કાઢવી, અને સામા પક્ષને બતાવવી. જે પક્ષ વધારે ઢગલીઓ શોધી કાઢે તે જીત્યો ગણાય.

**ચકલી, ચકલી, ઘર દે**-(ખેલ નં. ૨૯)—આ રમત નદીને કે સમુદ્રને કાંઠે રેતીમાં રમાય છે. કિનારા ઉપર બેસીને વાર્તાવિનોદ ચાલતાં હોય, તેવામાં વચમાંજ કોઇ "ચકલી, ચકલી, ઘર દે" એવું બોલી શરૂઆત કરે. એટલે લાગલા જ બધા છોકરાઓ પોતાના પગના પંજા ઉપર પુષ્કળ રેતી ભરીને તેને છુપાવી દે. જે છોકરાને છુપાવતાં વાર લાગે તેના ઉપર દાવ આવે. જેના ઉપર દાવ આવે તેનો કાન બીજો કોઈ પણ છોકરો પકડી તેને અહીંથી તહીં ફેરવે; તેટલામાં બીજા છોકરાઓ પોતાના પગ બહાર કાઢીને બેસે. પછી તે બંને પણ બેસી જાય, અને ખેલની ફરીથી શરૂઆત થાય.



ખેલ નં. ૩૦ ચિત્ર નં ૩૯

**વરતી કાઢો, વરતી કાઢો**–(ખેલ નં ૩૦)—રમનાર છોકરાઓના બે પક્ષ પાડી બને પક્ષનો એક એક નાયક ઠરાવવો એ નાયક છોકરાઓ એક જગાએ બેસે, અને બીજા બધા દૂર દૂર ચાલ્યા જાય તે ગયા પછી તે બને નાયકો એક બીજાની સંમતિથી કોઇ પણ એક ફળ—જેમ કે કેરી, કેળુ વગેરે પસંદ કરીને મનમા રાખે પછી કોઇ પણ એક પક્ષને બૂમ પાડીને બોલાવે, એટલે તે પક્ષના છોકરાઓ આવે તેનો આગેવાન તેને એ ધારી રાખેના ફળના આકારની ઓળખાણ (મોઢેથી બોલ્યા વગર) ચિત્ર નં ૩૯ પ્રમાણે જણાવે, અને "વરતી કાઢો રે વરતી કાઢો" એમ કહે એ પરથી એ છોકરાઓએ એ ફળ વરતી કાઢવુ જોઇએ પછી બીજા પક્ષને બોલાવી તેને પણ તે પ્રમાણે તક આપે જો બને પક્ષ વરતી કાઢે અગર ન વરતી શકે તો રમત ફરીને શરૂ થાય એક જ પક્ષ ઓળખી કાઢે તો જે ન ઓળખે તેના બધા છોકરા દસ વીશ ઊઠબેસ કરે

**લંગર લડાવવાનાં**–(ખેલ નં ૩૧)—પતંગના દિવસોમા અને વિશેષે કરીને સંક્રાતિ પછી આ રમત બાળકો રમે છે પતંગ ઉડાવવા માટે જે માંજો (કાચ પાયેલ દોર) તૈયાર કરવામા આવે છે, તેના એક છેડાને તે દોર તૂટે નહીં એવો નાનો પથ્થર બાંધીને લંગર બનાવવામા આવે છે પછી દરેક છોકરો પોતાનુ લંગર લઇને સામેના છોકરાને "લંગર લડાવે છે?" એમ કહીને પોતાનુ લંગર લડાવે છે એટલે તે બંને પોતાના લંગરોને એકમેકની સાથે ભરાવે છે, અને એમ ભરાવીને પોતપોતાનો દોર ખેંચે છે તેમ કરતા જેનો દોર કાચો હોય, અગર જેને લંગર લડાવતા બરાબર આવડતુ ન હોય, તેનો દોર તૂટે છે તે વખતે સામાને હરાવ્યો ગણીને તે જીતેલો છોકરો 'કાપ્યુ છે' એવી મોઢેથી બૂમ પાડે છે આમા પ્રસંગે સાત આઠ બાળકો પણ એકમેકના લંગર એક સાથે લડાવે છે ચિત્ર નં ૪૦ મા આ રીતે લંગર લડાવતા છોકરાઓ બતાવેલા છે



ખેલ નં ૩૧ ચિત્ર નં ૪૦

સામેના લંગરની દોરીને એકદમ ઘસારો લાગીને તે તૂટી જાય, એવી યુક્તિ આમાં રાખવાની હોય છે. હોશિયાર છોકરો પોતાના લંગરને ઝૂલતું રાખી આમ તેમ ઝોલા મારી સફાઇથી તેને સામેના લંગરમાં ભરાવી દે છે. પહેલે સપાટે સામાનું લંગર કપાય નહીં, તો પછી આંચકો મારે છે, અને સામેના લંગરની દોરીને તોડી નાખવા પ્રયત્ન કરે છે. તૂટેલી દોરી જો લાંબી હોય તો હાથમાંની દોરીના છેડા સાથે ગાંઠ બાંધીને ફરી લડે છે. ટૂંકી હોય તો હાથમાંની દોરીના કકડાને ફક્ત નાનો પથ્થર (કે ઠીકરું) બાંધી લડાવે છે. આ પ્રમાણે મરજી પડે ત્યાં સુધી રમે છે—ગુજરાતની જૂની **દેશી રમતો.**

કેટલીક વખત લંગરની દોરી ભેરવી દઇને પોતપોતાના પત્થર (કે ઠીકરાં) પગની આંગળી વચ્ચે ભરાવી રાખે છે. અને પછી તેમ જ રહીને દોરીને ખેંચે છે અને તોડી નાખે છે—ગુજરાતની જૂની **દેશી રમતો.**

**રબરનો દડો એક સરખો ઉછાળવો**—(ખેલ નં. ૩૨)—ટેનિસનો અગર તેવા જ પ્રકારનો ઊછળી શકે તેવો રબરનો હલકો દડો લઇને બાળકો આ રમત બેસીને કે ઊભાં રહીને રમે છે. રમનાર બાળક પ્રથમ તે દડાને પોતના હાથ સુધી ઊછળી આવે એવી રીતે જમીન ઉપર પછાડે છે, અને તે જેવો ઊંચે આવ્યો કે તેને ફરીથી હાથની ટપલી મારે છે. આ પ્રમાણે દડો એક સરખો ઊછળ્યા કરે, ત્યાં સુધી રમત ચાલે છે, અને કેટલીક વખત ઉછાળ્યો, તેની દરેક બાળક ગણતરી કરે છે એક બાળક તેમાં ચૂકયો કે બીજો શરૂઆત કરે છે. જેની વધારે ગણતરી થાય તે જીતે. એ રીતે રમવામાં એક જગાએથી ખસવાનું ન હોવાથી દડા ઉપર વિશેષ કાબુ હોવો જોઇએ. છોકરાઓ કરતાં છોકરીઓમાં આ ખેલનો વિશેષ પ્રચાર છે. ખેલની શરૂઆત કરતાં પહેલાં દડો કેટલી વાર ઉછાળવો તે નક્કી કરવામાં આવે છે. એટલી સંખ્યા પૂરી થાય એટલે અટક કહેવાય છે. અટક થાય એટલે અટકી જવાનું હોય છે. જેની વિશેષ અટક થાય તે જીત્યું ગણાય.

**દિવાલ ઉપર દડો મારીને ઝીલી લેવો**—(દડીમાર)-(ખેલ નં. ૩૩)—આ ખેલમાં દિવાલ ઉપર દડો મારીને તે પરત આવે, કે તેને નીચે ન પડવા દેતાં અદ્ધરથી જ ઝીલી લેવાનો હોય છે. ફરી ફરીને દડો મારવાનો અને ફરી ફરીને તેને અદ્ધરથી જ ઝીલી લેવાનો. જો તે પ્રમાણે ઝિલાઇ ન જાય અને દડો નીચે પડી જાય તો તેનો વારો જાય, અને બીજો છોકરો રમે. આ રીતે જે વધારે વખત ઝીલે તે પહેલો ગણાય.

જે છોકરાઓ આ પ્રમાણે સાત વખત સુધી સતત ઝીલે, તે જીતેલા ગણાય, અને પછી તે છોકરો બીજાઓને તે દડા વતી મારે છે. જો સામેનો છોકરો તે દડો ઝીલી લે, તો તે છૂટો થઇ જાય. પછી બાકી રહેલાને માર પડે. તે પણ ઝીલતા જાય તેમ તેમ છૂટા થતા જાય. આ રીતે છેવટ સુધી રમત ચાલે છે—ગુજરાતની જૂની **દેશી રમતો.**

**ભેરુને શોધી કાઢવો**—(ખેલ નં. ૩૪)—આ રમત માટે દસથી વીશ છોકરા (એકીની સંખ્યામાં) જોઇએ અને રમવા માટે સારી રીતે દોડી શકાય તેટલી જગા જોઇએ. રમનાર છોકરાના બે પક્ષ પાડી એક પક્ષ ઉપર દાવ ઠરાવવો. પછી બન્ને એકમેકથી ઘણે દૂર જઇ સામો પક્ષ ન દેખી શકે તેમ સંતાઇ જાય. એ રીતે બધા સંતાઇ ગયા પછી દાવ લેનાર પક્ષનો કોઇ છોકરો સંતાયલો રહીને જ 'અમે સંતાયા રે સંતાયા' એવું મોટેથી બોલે. તે સાંભળતાં જ દાવ આપનાર પક્ષનો એક છોકરો સામા

પક્ષ પૈકી કોઇ પણ એકને પકડવા દોડે. તે જેના પાસે જાય તે નાસી છૂટે. નાસતાં નાસતાં તે દાવવાળા પક્ષના કોઇ છોકરાની નજીક આવે, કે તેની પાછળ લાગેલો છોકરો 'ભેરુ આવ્યો છે રે આવ્યો છે' એમ મોટેથી બૂમ પાડે, એટલે લાગલો જ તે પક્ષનો તે છોકરો તેને પકડવા દોડે. આ રીતે દોડાદોડ ચાલુ રહેતાં દાવવાળા પક્ષનો કોઇ છોકરો દાવ લેનાર પક્ષ પૈકી કોઇને પકડે, તો તેનો દાવ ઊતરે અને સામા પક્ષ ઉપર જાય. પછી ફરી રમત પહેલાંની પેઠે શરૂ થાય.

**ડાહીનો ઘોડો** (ખેલ નં. ૩૫)—રમનાર પૈકી એક છોકરાએ જે છોકરા ઉપર દાવ હોય તેની આંખે (ચિત્ર નં. ૪૧ પ્રમાણે) પાટા બાંધવા. એ પાટા બાંધનાર છોકરાને ડાહી કહેવાય. પાટા બંધાઇ રહે કે તરત બાકીના બધા છોકરાઓ સંતાઇ જાય, એવી જગાએ કે જ્યાંથી એ દાવવાળો છોકરો પકડી શકે નહી કે જાણી શકે નહીં. બધા બરાબર સંતાઇ રહે એટલે ડાહી તાળીને બોલે, "ડાહીનો ઘોડો પાણી પીઇને છૂટયો છે, છૂટયો છે" આમ બોલીને તે દાવાવાળા છોકરાને પાટો છોડી છૂટો મૂકી દે. એ છોકરો પછી બીજાઓને ખોળી કાઢવા પ્રયત્ન કરે, અને બીજા બધા પોતે ન પકડાતાં ઊલટા તેને પકડી લેવા પ્રયત્ન કરે. જો સંતાયલો કોઇ પકડાઇ જાય, કે ઘોડીને (દાવવાળા છોકરાને) પકડવા જતાં પોતે પકડાઈ જાય, તો તેના ઉપર દાવ આવે, અને રમત ફરી શરૂ થાય. આ રમત ઘરમાંજ સારી રીતે રમી શકાય, કેમ કે બારણાં પાછળ, પેટીની આડે કે ટેબલ નીચે વગેરે જગાએ સંતાઇ રહેવાની બાળકોને ઘરમાં સારી સગવડ મળે. પેટીની અંદર કે બીજી કોઇ એવી જોખમ ભરેલી જગાએ સંતાવું ન જોઇએ. ઘોડો જો એક કરતાં વધારે છોકરાને પકડી લે, તો તે પકડાનાર છોકરાઓ નવાં નવાં નામ–સૂર્ય ચંદ્ર વગેરે ધારણ કરીને આવે, અને તેમાંથી જેની માગણી ન થાય, તેવા નામવાળા ઉપર દાવ આવે.

આ રમતને "એનઘેન, દીવાઘેન" અથવા "ગલગચ આંગળી" પણ કહે છે, અને શરૂઆતમાં થોડો ફેરફાર કરીને પણ રમાય છે. ડાહી એક ઊંચા ઓટલા પર બેસે છે, અને ઘોડાનું માથું પોતાના ખોળામાં રાખીને તેને



ખેલ નં. ૩૫ ચિત્ર નં. ૪૧

ઢાંકી રાખે છે. અને એ છોકરાને (ઘોડાને) ઘોડાની પેઠે ઊભો રાખે છે. બીજા રમનાર છોકરાઓ પછી વારા ફરતી આવે છે; અને ઘોડાની પીઠ ઉપર આંગળીઓ વતી ગલગલિયાં કરે છે. એ વખતે ડાકી પૂછે છે: "એનઘેન, દીવાઘેન, તારે માથે કોણ?" જો ઘોડો એ છોકરાને ઓળખી કાઢે, તો તે ઓળખાનાર પછી ઘોડો બને, ન ઓળખાય તો તે છૂટો થઇ સંતાઇ જાય, અને બીજો આવી ગલગલિયાં કરે. આમ બધાનો વારો આવે, અને બધા છૂટા થઇ સંતાઇ જાય. જે છેવટે ઘોડો રહે તે બધા સંતાયલાને પકડવા પછી છૂટો થાય અને ઉપર બતાવેલી રીતે રમે–ગુજરાતની જૂની દેશી રમતો.

ચુપચુપ કોરડો–(દમ ગોટીલો, ધમાનગોટો)–(ખેલ નં. ૩૬)—શાળામાં અગર ઘરમાં મજાથી દસપંદર બાળકો રમી શકે તેવો આ બેઠો ખેલ છે. પ્રથમ બધાં બાળકો ચિત્ર નં. ૪૨ પ્રમાણે વર્તુલ બાંધીને ગોળાકાર બેસી જાય. જેના ઉપર દાવ હોય તે છોકરો હાથમાં લૂગડાનો નાનો પોચો કોરડો પછવાડે છુપાવેલો રાખીને બધાની આસપાસ ફરે. અને ફરતાં ફરતાં તે બેઠેલા કોઈપણ છોકરાની પછવાડે તે ખબર ન પડે તેમ મૂકી દે; પણ પોતે તો ફરવાનું ચાલુ જ રાખે. છોકરાઓનાં મોઢાં વર્તુલની અંદરની બાજુ હોવાથી અને પાછળ વળીને જોવાની કે હાથ વડે ફંફોળીને જોવાની પણ મનાઈ હોવાથી કોરડો પોતાની પાછળ મુકાયો હોય તો પણ બાળકોને તે સમજાતું નથી ફક્ત દાવવાળા છોકરાની હિલચાલ ઉપરથી તર્ક વડે તે જાણી લેવાનું હોય છે આ રીતે કોરડો મુકાયો છતાં તેની ખબર તે દાવવાળો છોકરો વર્તુલ પૂરું કરીને પરત તે જ જગાએ આવે ત્યાં સુધી જો ન પડે, તો દાવવાળો છોકરો તે કોરડો ઉપાડીને જેને ખબર ન પડી તેની પીઠ ઉપર મારે છે માર પડતાં જ તે છોકરાને પોતાની જગાએથી ઊભો થઈ જઇને વર્તુલની આસપાસ ફેરો મારીને પાછું પોતાની જગાએ આવવું પડે. આવે ત્યાં સુધી દાવવાળો તેને માર્યાજ કરે જો કોઈ છોકરો સમજી જાય કે મારા પછવાડે કોરડો મુકાયો છે, તો તે પોતે ઊંચકીને દાવવાળાની પાછળ દોડે, અને તે તેની જગાએ બેસી જાય ત્યાં સુધીમાં સપડાઈ



ખેલ નં. ૩૬ ચિત્ર નં. ૪૨

જાય તો તેને માર્યા કરે. પછી દાવવાળો તેની જગાએ બેસી જાય, એટલે તે દાવવાળો બને, અને કોરડો લઈ બધાની આસપાસ ફરવા માંડે. કોઈ કોઈ વખત છોકરાઓ કોરડાને જોવા માટે પાછું વળીને જુએ છે, અગર હાથ ફેરવે છે. એવે વખતે જો એ ખોટો હોય (કોરડો તેની પાછળ પડેલો ન હોય), તો તેને પણ દોડીને એક ફેરો ફરીને પોતાની જગાએ પગત આવવું પડે. આ વખતે પણ દાવવાળો તેવા છોકરાને મારી શકે છે. આ રીતે જુદા જુદા છોકરાની પછવાડે કોરડો મૂકીને દરેકને રમવાની તક અપાય છે. કોઇ વખત કોરડાને બદલે ટોપી મૂકે છે ત્યારે આ રમતને ટોપી દાવ કહે છે. પણ ટોપીનો એવો ઉપયોગ કરવાથી ટોપી બગડી જવાનો સંભવ વધારે છે.

**દસ્તાપિંજર**-(ખેલ નં. ૩૭)—આ ખેલમાં બેથી સાત આઠ બાળકો ચાલે પ્રથમ પાંચ જણે બેસવાનું હોય છે. તે દરેક દસ્તા, પિંજર, ખાર, કબૂતર અને ડોવી એ પૈકી કોઇ પણ એક નામ પોતાને માટે પસંદ કરી લે છે. પહેલાનું નામ દસ્તા, તો બીજાનું નામ પિંજર, અને એ પ્રમાણે છેલ્લાનું નામ ડોવી કરે છે. પછી તે પાંચ જણ પોતાનો એક અગર બંને હાથ આગળ કરીને તેની બધી કે થોડી આંગળીઓ ચિત્ર નં. ૪૩ પ્રમાણે જમીન ઉપર મૂકે છે. પછી જે દસ્તા થયો હોય તે છોકરો કોઇ પણ એક છોકરાથી શરૂઆત કરે છે, અને તે બેઠેલા છોકરાની દરેક આંગળીને અડતો અડતો દરેકનું નામ આપતો જાય છે —દસ્તા, પિંજર, ખાર, કબૂતર, ડોવી, એ પ્રમાણે નામ આપતા આપતાં છેવટના છોકરાની આંગળીનું જે નામ આવે, તે નામવાળો છોકરો છૂટો થઇ જાય ધારો કે ખાર નામ છેવટની આંગળીનું આવ્યું, તો ખાર નામવાળો છોકરો છૂટો થાય ફરી પછી પહેલાની પેઠે જ ગણતરી શરૂ થાય, અને છૂટેલા છોકરાની જગાએ રમનાર છોકરાઓ પાંચ કરતાં વધારે હોય તો તેમાંથી એક આવીને બેસે. અને તેનું નામ તે છૂટેલાનું જે હોય તે ગણાય. અગર એ પાંચે છોકરા પોતાનાં નામોની ફરી પસંદગી કરે. અને ફરી તે દરેક પોતાના હાથ અને આગળીઓ મરજી પડે તેટલાં નીચે મૂકે. પછી પ્રથમની પેઠે ગણતરી ચાલે, અને એક છોકરો છૂટે. જો રમનાર વધારે હોય તો તેની



ખેલ નં. ૩૭ ચિત્ર નં ૪૩



ખેલ નં. ૩૭ ચિત્ર નં. ૪૪

જગાએ વધારાનો બેસે. ન હોય તો પછી પાંચને બદલે ચાર રમે. અને એમ એક એક ઓછો થતાં જે છેવટ એક રહે તેના ઉપર દાવ આવે. અને પછી રમત શરૂ થાય.

પ્રથમ છૂટેલો છોકરો પોતાના ડાબા કે જમણા હાથની મૂઠી જમીન ઉપર મૂકે, અને તે હાથનો અંગૂઠો ઉપર ઊભો રાખે, એને ઘોડો કહે છે. દાવ આપનાર છોકરો તેની સામે ચિત્ર નં. ૪૪ માં બતાવ્યા પ્રમાણે પોતાની બંને હથેળીઓ ચોળતો બેસે. એ જાણે એ ઘોડાને પાણી પાય છે એમ કહેવાય છે. આ પ્રમાણે એ પાણી પાતો હોય તે વખતે ઘોડો (છોકરો) લાગ જોઇને તેના પાણી પાના હાથ ઉપર પોતાના ખાલી હાથ વડે લપાટ મારે છે. દાવવાળો તે લપાટ ચૂકવવા પોતાના હાથ બાજુએ ખેંચી લે છે. જો લપાટ વાગે, તો દાવ ચાલુ રહે. ન વાગે તો ઘોડો (છોકરો) કમી થઇ જાય, અને બીજો છોકરો તેની જગાએ આવીને બેસે. દાવવાળો ફરી તે ઘોડાને પણ પાણી પાય અને ઘોડો તેને લપાટ મારવા પ્રયત્ન કરે. એ પ્રમાણે બધા છોકરાઓ પૂરા થાય ત્યાં સુધી રમત ચાલે.

# વ્યક્તિગત હરીફાઈના ખેલ.

**પૂળી ચોર**–(ખેલ નં. ૩૮)—હરેક રમનાર પાસે ઘાસની એક એક પૂળી હોય. દસ ફૂટ ત્રિજ્યાનું એક વર્તુલ કાઢવું, અને મધ્ય ભાગે હાથ દોઢ હાથ લાંબો એક ખૂંટો ઠોકવો. ને ખૂંટાને એક દસ ફૂટ લાંબી દોરી બાંધવી.

બધા છોકરાઓ પ્રથમ ચકવે, અને ચોર કોણ (દાવ કોના ઉપર) તે ઠરાવે પછી બધા છોકરાઓ પોતપોતાની પૂળીઓ તે ખૂંટા પાસે મૂકે. ચોર તે દોરીનો છેડો હાથમાં રાખીને ખૂંટાની ચોતરફ (એ વર્તુલના પરિઘ ઉપર) ચિત્ર નં. ૪૫ પ્રમાણે ગોળ ગોળ ફર્યા કરે બાકીના છોકરાઓ લાગ જોઇને તે પૂળીઓ ઉપાડી જવા આવે. ચોર તેને પકડવા પ્રયત્ન કરે, અને છોકરાઓ તેના હાથમાં ન સપડાતાં પૂળીઓ જો તેમના હાથમાં આવે, તો તેના વડે તે ચોરને તે ઊભો રહ્યો હોય તો મારે. એ



ખેલ નં. ૩૮ ચિત્ર નં. ૪૫

મારમાંથી છટકવા અગર છોકરાઓને પક-ડવા માટે ચોર અંદરના ભાગમાં પણ આવી શકે. માત્ર તેણે દોરીનો છેડો કોઈ વખત પણ છોડી દેવો ન જોઈએ. છોકરાઓને પૂળીઓ લઈને તે પરત જતા હોય તે વખતે પણ તે પકડી શકે. છોકરાઓ બહાર નીકળી જાય તો ચોરે પાછું પરિઘ ઉપર આવી જવું. ચોર જો કોઈ છોકરાને પકડે તો તે ચોર મટી જાય, અને જે પકડાયો હોય તેના ઉપર દાવ આવે (તે ચોર બને). પછી તે પહેલાંની પેઠે જ દોરી લઈ વર્તુલ ઉપર ફરે. રમતાં રમતાં બધી જ પૂળીઓ છોકરાઓ ઉપાડી જાય, અને કોઈ પણ છોકરો ન પકડાય, તો પછી દાવ નીચે પ્રમાણે લેવાયઃ—

ખૂંટાથી ૫૦ ફૂટ સુધીની હદ મુકરર કરવી. પછી બધા રમનારાઓ પૂળીઓ લઈને ખૂંટા પાસે ઊભા રહે. અને ચોર ખૂંટાથી તે ઠરાવેલી હદ સુધી દોડતો જાય, અને તે હદથી ખૂંટા સુધી પરત દોડતો આવે. આ રીતે જતાં ને આવતાં તેને બીજા છોકરાઓ પૂળીઓ વતી મારે. તે ખૂંટા પાસે પરત આવે એટલે તેનો દાવ પૂરો થાય.

ઉપર બતાવ્યા પ્રમાણે આ ખેલ ચોમાસાના વખતે ગામડાઓમાં રમાય છે. શહેરમાં અને બીજી ઋતુઓમાં રમવાનું હોય ત્યારે તેમાં નીચે બતાવ્યા પ્રમાણે સુધારણા કરવીઃ—

પૂળીઓને બદલે ચીથરાના કે રબરના દડા રાખવા. ઉપર બતાવેલી રીતે જ તે દડાને રમ-નારાઓ ઉપાડી લાવે, અને પછી ચોરને એક વખત મારી લે. મારી લીધા પછી બધા દડાઓ ખૂંટા પાસે પાછા મૂકી દે, એટલે પહેલો દાવ પૂરો થાય. પછી બીજા છોકરાનો વારો આવે. દરેક છોકરાનો એક એક વારો પૂરો થયા વગર બીજો વારો કોઈને પણ આપવો નહીં. અને બીજો વારો પૂરો થયા વગર ત્રીજો વારો આપવો નહીં. દડો ઉપાડી લાવતાં અગર પાછો મૂકવા જતાં ચોર જો કોઈને પકડી લે તો તેનો વારો પૂરો થઈ જાય અને તે પકડનાર ઉપર આવે. ચોરને દડો મારતાં તે તેને ન વાગે, અગર તે વાગવા ન દે, તો ફરી તેને મારી શકાય નહીં, પણ તે દડાને ખૂંટા પાસે પરત મૂકી આવવો જોઈએ. બાકી બધું પહેલાંની પેઠે જ.

# ગુફા.

ગુફા-(ખેલ નં. ૩૯)—રમવાની જગા—ચિત્ર નં. ૪૬ ની આકૃતિમાં દર્શાવ્યા પ્રમાણે ૬૦ ફૂટ લાંબો અને તેટલા જ ફૂટ પહોળો એક સમભુજ ચોખૂણ કાઢવો. અને તેના દરેક ખૂણા ઉપર ત્રણ ફૂટ ત્રિજ્યાનાં વર્તુલો કાઢવાં. એ વર્તુલો તે ગુફા. क, ख, ग, घ, એવાં એનાં નામ આપવાં. એ ગુફાઓથી ૧૦ ફૂટ છેટે એ ચોખૂણની લાઇન ઉપર જ બીજાં જરાં નાનાં વર્તુલ अ, आ, इ, ई કાઢવાં.




ખેલ નં. ૩૯ ચિત્ર નં. ૪૬

સાહિત્ય—એક ટેનિસનો રબરનો દડો. હંમેશાં રમતા હાથમાં વાગે નહીં, એવો પોચો અને ટેનિસના દડા જેવડો નાનો કોઇ પણ દડો ચાલશે.

**રમવાની રીત**—આ રમત બે પક્ષથી રમાય છે. પ્રથમ કયા પક્ષે રમવું (દાવ લેવો), અને કયા પક્ષે દાવ આપવો, અગર ક્ષેત્રપાળનું કામ કરવું તે નક્કી કરવું. પછી દાવ લેનાર પક્ષના એક છોકરાએ પહેલી क ગુફા ઉપર ઊભા રહેવું, અને તે પક્ષના બીજા ભેરુઓએ જરા દૂર-રમતને અડચણ ન થાય તેમ-બેસવું. દાવ આપનાર પક્ષ પૈકી એક છોકરાએ अ જગાએ ઊભા રહેવું, અને તે પક્ષના બીજા છોકરાઓએ દડો ઝીલવા માટે તથા દૂર જાય તો લાવી આપવા માટે આજુબાજુ થોડે થોડે છેટે ઊભા રહેવું. રમત શરૂ કરવાની સૂચના મળતાં જ अ વાળા છોકરાએ (ગોલંદાજે) क ની ઉપર થઇને ન જાય એટલો ઊંચો અને તેની સાથે ૩ ફૂટની અંદર પડે એવી રીતે દડો ધીમેથી તેના તરફ ફેંકવો. क એ તે દડાને જોરથી પોતાની હથેળી મારવી. જો તેની હથેળી તે દડાને ન વાગે તો अ ફરી દડો આપે. એ રીતે ત્રણ વખત આપે. ત્રણે વખત જો क ચૂકે, તો તે મરે, અને તેની જગાએ તે પક્ષનો બીજો છોકરો આવીને ઊભો રહે.

क ની હથેળી વાગતાં તે દડો જો સામા પક્ષવાળો કોઇ પણ છોકરો અદ્ધરથી જ ઝીલી લે, તો क મરે ન ઝિલાય તો क દોડીને ख સુધી અથવા વખત મળે તો ग કે घ સુધી દોડી જાય. જેટલી ગુફા સુધી તે દોડી જાય તેટલા તેના ફેરા (રન) થયા ગણાય. તે દોડતો હોય, અને કોઇ પણ ગુફાએ પહોંચ્યો ન હોય, તે પહેલાં જો अ તેને દડો મારે, તો તે મરે. પણ કોઇ પણ એક ગુફા ઉપર ઊભો રહી જાય તો તેને મરાય નહીં. વચમાં હોય તો ગમે ત્યાં મરાય, તેટલા માટે क એ લાગ જોઇને જ દોડવું જોઇએ. अ એ

એટલા જોરથી દડો ન આપવો કે જે તે क ના હાથમાં ન આવે તો લાંબે સુધી જાય, અને क ને ફેરા કરવાનો (દોડવાનો) વધારે વખત મળે क એ પણ દડાને હથેળીથી મારીને લાગલું જ દોડવું નહીં. દડો ન ઝિલાતાં નીચે વધારે દૂર પડે, તો જ તેણે ख સુધી કે લાગ મળે તે પ્રમાણે આગળ જવું. अ એ क ને દડો મારવાનો, તે પણ અચૂક નિશાન સધાય તો જ મારવો. જો નિશાન અચૂક સધાય નહીં, તો દડો તેના હાથમાં પરત આવતાં સુધી क વધારે ફેરા કરી જશે. માટે તેના કરતા अ તેની જગાએ જ દડો લઇને ઊભો રહેશે, તો क તેનાથી ડરીને વિશેષ ફેરા કરશે નહીં. કેમ કે क ને વિશેષ ફેરા કરવા માટે તેની પાસે થઇને જ જવું પડે. क વાળો જેમ ख, ग, घ માં ઊભો રહી શકે તેમ अ વાળો છોકરો પણ જરૂર પ્રમાણે आ, इ કે ई માં ઊભો રહી શકે. આ રીતે એક પક્ષના બધા છોકરા દાવ લઇ લે, એટલે સામા પક્ષના છોકરાઓ દાવ લે, અને પહેલો પક્ષ દાવ આપે. બેઉ પક્ષના એવા બે બે વારા પૂરા થતાં જેના ફેરા (રન) વધારે થયા હોય તે પક્ષ જીત્યો ગણાય.

રમનારા છોકરાઓ થોડા હોય, તો બે પક્ષ ન પાડતાં એક બાજુ એકલો રમનાર અને સામી બાજુ બીજા બધા એ પ્રમાણે રમત રમાય. અને દરેક પોતાના ફેરા (રન) ગણી રાખે.

**મસુર ઘોડી**–(મીની ઠેકામણી)–(ખેલ નં. ૪૦)— મેદાન અગર શેરીમાં ખુલ્લી જગામાં આ ખેલ ગમે તેટલા રમનારાથી રમાય છે.

**દાવ ઠરાવવો**—પ્રથમ કોઇ પણ એક છોકરો જમીન ઉપર બેસે, અને પોતાનો એક પગ લાંબો કરીને તેનો પંજો ચિત્ર નં. ૪૭ પ્રમાણે જમીન ઉપર ઊભો કરે. પછી બધા રમનારાઓ તેના ઉપરથી ઠેકીને બીજી બાજુ જાય તે પછી બેઠેલો છોકરો બીજા પગનો પંજો પણ પહેલા પગના પંજા ઉપર ઊભો કરે, અને તેના ઉપરથી પણ ઠેકીને બધા છોકરાઓ બીજી બાજુ જાય. તે પછી બેઠેલો છોકરો તે બન્ને પંજા ઉપર એક વેંત ઊભી કરે, પછી બન્ને વેંત ઊભી કરે, અને પછી ચિત્ર નં. ૪૮ પ્રમાણે પોતે અર્ધો વળીને ઊભો રહે. આ દરેક વખતે રમનારા છોકરાઓ દોડતા આવીને તેના ઉપરથી ઠેકી જાય. એમ ઠેકતી વખતે બેસનારના કોઇ ભાગને તેણે અડવું ન જોઇએ કે તેનો પગ પણ લાગવો ન જોઇએ. જો લાગે તો જેનાથી લાગે તેના ઉપર દાવ આવે. આમ કરવામાં બેસનાર છોકરો બધાથી ઊંચો હોવો જોઇએ. નહીં તો બધા જ છોકરાઓ ઠેકી જશે, અને પછી દાવ કોઇના ઉપર ઠરાવી શકાશે નહીં.

**રમવાની રીત**—જેના ઉપર દાવ આવે તેને પછી ઘોડી આપવી પડે છે એટલે જરા નમીને ગોઠણ ઉપર બન્ને હાથ ટેકવીને તેને ઊભા



ખેલ નં. ૪૦ ચિત્ર નં. ૪૭



ખેલ નં. ૪૦ ચિત્ર નં. ૪૮

રહેવું પડે છે પછી જમીન ઉપર જે છોકરો બેઠેલો હોય છે, તે ઘોડી ઉપર બેસે છે. તે બેઠા પછી બીજા છોકરાઓ પૈકી એક જણ "તારી ઘોડીના ગળામાં શું છે?" એમ તેને પૂછે છે, અને તે 'કાળું સૂતર" એવો જવાબ આપે છે. પછી બીજો એક છોકરો બહુ દૂર ન હોય તેવા કોઈ ઝાડને અડકી આવવા તેને જણાવે છે. ઘોડેસવાર ઘોડી ઉપરથી ઊતરીને તેને અડકીને પરત આવે ત્યાં સુધીમાં બીજા છોકરાઓ વારાફરતી તે ઘોડી ઉપર બેસે છે. એ છોકરો પરત આવે એટલે ઘોડીને આંગળાં અડકાડે છે કે તરત જ બધા છોકરાઓ નાસે છે અને ઘોડી તેને પકડવા દોડે છે તે જેને પકડે તે પછી ઘોડી થાય અને પ્રથમનો છોકરો તેનો સવાર થાય આ રીતે આ રમત આગળ ચાલે છે.

**સીડી**–(કોઠા દાવ, ખોડી ખમચી, વીજળી દાવ)-(ખેલ નં. ૪૧)—આ ખેલ સામાન્ય રીતે છ થી બાર વર્ષ સુધીના બાળકો રમે છે. પહેલાંના જેટલો હાલના વખતમાં છોકરાઓ આ ખેલ રમતા નથી, પણ છોકરીઓમાં-થોડા ફેરફાર સાથે-હાલમાં તેનો સારો પ્રચાર થયેલો છે. બાળકોની દૃષ્ટિથી આ જૂનો ખેલ જ વિશેષ કરીને અને વ્યાયામપ્રદ હોવાથી તે પ્રકારની જ માહિતી અહીં આપેલી છે.

**રમવાની જગા**—સાધારણ રીતે દસ ફૂટ પહોળી અને વીશ ફૂટ લાંબી એવી ખુલ્લી જગામાં ચિત્ર નં. ૪૯ પ્રમાણેનો રમવાનો કોઠો બનાવવો અને તેના સાત ખંડ પાડવા. દરેક ખંડની લંબાઈ છ ફૂટ અને પહોળાઈ અઢી ફૂટ




ખેલ નં. ૪૧ ચિત્ર નં. ૪૯

રાખવી. જગાની સવડ પ્રમાણે લંબાઈ પહોળાઇનું માપ વત્તું ઓછું રાખવા હરકત નથી પરંતુ દરેક ખંડની પહોળાઇ માત્ર અઢી ફૂટ કરતાં વિશેષ ન જોઇએ. છેવટના ખંડની લંબાઇ બીજા ખંડો કરતાં બમણી ત્રમણી હશે તો પણ ચાલશે.

**રમવાનું સાહિત્ય**—દરેક રમનારે પોતાના માટે એક ઠીકરાનો કકડો અઢી ઇંચ વ્યાસનો અને ફ્રૈ ઇંચ જાડાઇનો ઘસીને સારો લીસો અને ગોળ બનાવી લેવો, તેને ભટ્ટો કહે છે. એ ભટ્ટો વચમાં કંઇક ઊંડો અને બધી બાજુએથી કંઇક ઊંચો જોઇએ. એટલે તે જમીન ઉપર હોય તે વખતે તેની બધી બાજુની કોર જમીનથી જરા ઊંચી રહે. જો તે કેવળ સપાટ હશે તો તેને ઠોકર મારતાં તે વિશેષ લાંબે જશે નહીં. જો તે વચમાં વધારે ઊંડો હશે, તો ધારેલે ઠેકાણે ન અટકતાં ગબડતો ગબડતો લાંબે જઇને ગમે ત્યાં પડશે, અને રમતી વખતે અડકવા જતાં આપણા વજનથી તેના કકડા થઇ જશે. માટે ભટ્ટો એવો પસંદ કરવો કે તેને ધારેલી જગાએ નાખી શકાય, ઠોકર મારીને લાંબે ધકેલી શકાય, અને પગ લાગતાં તેના કકડા ન થઇ જાય. કેટલાક જણ ઠીકરાના ટકડાના બદલે કેરીની ગોટલી પસંદ કરે છે. તે તૂટતી નથી, અને ઠોકર મારતાં લાંબે જઈ શકે છે, પણ તે સપાટ ન હોવાથી ધારેલ ઠેકાણે તેને અટકાવવી મુસ્કેલ છે.

**રમવાની રીત**—આ ખેલ વ્યક્તિગત હોવાથી રમનારની સંખ્યા મર્યાદિત હોતી નથી. પ્રથમ કોઇ પણ રીતે રમનારાઓએ પોતાના માટે અનુક્રમ ઠરાવી લેવો, અને પછી તે અનુક્રમથી રમત શરૂ કરવી (ચિત્ર ન. ૫૦). દરેકનો પહેલો વારો થઇ ગયા પછી દરેકને બીજો વારો આપવો, અને પછી ત્રીજો રમનારે પ્રથમ ઘ ઘ રેપાની આ તરફ રહીને પોતાનો ભટ્ટો પહેલા ખંડની હદમાં નાખવો અને લંગડીથી ચાલીને તે ખંડમાં જવું. એ ખંડમાંનું પહેલુ પગલુ એ ભટ્ટા ઉપર પડવું જોઇએ (તેને અડવું જોઇએ). પછી તેણે એક પગ અદ્ધર રાખીને જ (લંગડીથી), તે ભટ્ટાને તે ખંડની વચમાં અગર તે ખંડની હદમાં ગમે તે ઠેકાણે લાવીને, એવી રીતે ઠોકર મારવી કે તે ઘઘ રેપાની બહાર જાય; અને તે જ્યાં પડયો હોય ત્યાં પોતે કૂદીને તેના ઉપર પડવું. પછી એ જ પ્રમાણે બીજા ખંડમાં, ત્રીજા ખંડમાં અને એમ આગળ વધતા જવું.



ખેલ નં. ૪૧ ચિત્ર નં. ૫૦

જ્યાં સુધી ભૂલ ન કરે, ત્યાં સુધી એ પ્રમાણે દરેક રમનાર આગળ વધી શકે. જો ભૂલ કરે, તે જે ખંડથી ભૂલ થાય, તે ખંડથી બીજી વારી વખતે શરૂ કરી શકે. પછી તેને પહેલા ખંડથી કરવાની જરૂર નથી. (૧) ભટ્ટો જો ધારેલા ખંડની હદમાં પડે નહીં, અગર (૨) ખંડની હદ ઉપર પડે, અગર (૩) ખડમાં જતાં કે ભટ્ટાને ઠોકર મારતાં પોતાનો પગ જો કોઇપણ રેષાને અડકે, અગર (૪) ઠોકર મારેલો ભટ્ટો જો ખંડમાંથી એક જ ઠોકરે સીધે ગીધો क ख કે ग घ રેષાને છેલા વગર ख घ રેષાની બહાર ન જાય, અગર (૫) ભટ્ટો બહાર પડયા પછી પણ રમનાર તેના ઉપર બરાબર ન પડે, તો ભૂલ થઈ ગણાય અને તેની વારી બંધ પડે. ત્રીજા, પાંચમા કે સાતમા ખંડમાં બંને પગપર આવવા છૂટ છે, પણ એક વખત લંગડી લીધી કે પછી એ પગ મૂકી શકાય નહીં. વળી ચોથો અને છટ્ઠો ખંડ તે પહેલા અને બીજા ખંડની પેઠે લંગડીથી જ જીતવાનો છે. અને બીજા ગમે તે ખંડ જીતવાનું ચાલતુ હોય, તો પણ બીજા તથા ચોથા ખંડમાં એક પણ પગ મૂકવાનો નથી. એટલે એક છોકરો સાતમો ખંડ જીતવા જતો હોય, તો તેણે ત્રીજા ખંડમાંથી પાંચમાં ખંડમાં જવા માટે અને પાંચમાથી સાતમામાં જવા માટે બેઉ પગે કૂદકો મારીને જવું જોઇએ. ધારો કે કોઇ છોકરો પાંચમો ખંડ જીતવા રમે છે. પ્રથમ તે ख घ ની બહાર ઊભો રહીને પોતાનો ભટ્ટો પાંચમા ખંડમાં નાખે છે. જો તે ભટ્ટો તે ખંડની હદ ઉપર પડે, તો તેની ભૂલ ગણાય (તેનો વારો જાય). એ ભટ્ટાનો પહેલો ટપ્પો ગમે ત્યાં પડે તો ચાલે, પણ તે છેવટે પાંચમા ખંડની હદમાં જઇને અટકવો જોઇએ. જો એ પ્રમાણે બરાબર પડે, તો પછી તે રમનાર કોઇ પણ રેષાને અડકયા વગર અને લંગડીથી ચાલીને પહેલા અને બીજા ખંડમાં થઇને ત્રીજા ખંડમાં જાય; અગર બારોબાર કૂદકો મારીને ત્રીજા ખંડમાં જાય. અહીં (ત્રીજા ખંડમાં) બંને પગ ટેકવવા છૂટ છે. પછી ચોથા ખંડમાં તો પગ મૂકવાનો જ નથી. એટલે તેણે બારોબાર જ ત્રીજામાંથી પાંચમામાં કૂદકો મારવો જોઇએ, અને તે કૂદકો બરાબર ભટ્ટા ઉપર પડવો જોઇએ. પછી તેણે લંગડીથી ચાલીને તે ભટ્ટાને વચમાં લાવવો, અને એવી રીતે ઠોકર મારવી કે તે ભટ્ટો બાજુની કોઇ પણ રેષાને ન અડતાં સીધે સીધો ख घ ની બહાર જઇને પડે. અને પોતે પ્રથમની પેઠે જ પણ ઊલટા ક્રમે પાંચમાથી ત્રીજામાં અને ત્રીજાથી બીજામાં તથા બીજાથી પહેલામાં લંગડીથી આવવું, અને ત્યાંથી પડેલા ભટ્ટા ઉપર જ અચૂક કૂદકો મારવો. ભટ્ટો ઠોકર મારતાં સીધે સીધો બહાર ન જાય, અને કોઇ પણ ખંડની અંદર પડે, તો ભૂલ ગણાય. વળી તે ख घ ની બહાર પણ એટલે લાંબે પડે કે તેના સુધી કૂદકો ન પહોંચે, તો પણ ભૂલ ગણાય. એટલે ભટ્ટો સીધે સીધો




ખેલ નં. ૪૧ ચિત્ર નં. ૫૧

ખ ઘ ની બહાર જ જાય, પણ બહુ લાંબે ન જાય, એટલી કાળજી રાખીને તેને ઠોકર મારવી. ઠોકર લાગી ન હોય, અગર લાગ્યા છતાં તે હજી તેને તે જ ખંડમાં પડે, તો બીજી ઠોકર મારવાની છૂટ છે. એ ભટ્ટી જો કોઇ પણ રેષાની તદ્દન નજીક પડે, તો રમનાર પૈકી કોઇ પણ બીજો છોકરો તે રેષાની ઉપર ચિત્ર નં. ૫૧ પ્રમાણે પોતાનો ભટ્ટો ઊભો કરે છે, તેને **દીવો ધર્યો** એમ કહે છે. રમનાર છોકરાએ તે દીવાને ન અડતાં પોતાના ભટ્ટાને તે રેષાથી દૂર લઇ લેવો જોઇએ. તેમ કરતાં જો તે દીવાને અડે તો પણ તેની ભૂલ ગણાય અને તેનો વારો બંધ પડે. રમતાં રમતાં કેટલીક વખત ભટ્ટાના બે કકડા થઇ જાય છે. આવે વખતે એ બધા કકડા એ ખંડની હદમાં જ રહેવા જોઇએ, વળી એ બધાને એકી વખતે સાથે જ અડવું જોઇએ, અને બધાને એક સાથે ઠોકર મારીને એક સાથે જ ખ ઘ ની બહાર કાઢવા જોઇએ, અને તેમાંનો એક પણ બાજુની હદને અડવો ન જોઇએ; તથા છેવટનો કૂદકો પણ તે બધા ઉપર એક સાથે જ પડવો જોઇએ. એટલે બે કરતાં વધારે કકડા થઇ જાય ત્યારે તો વારો જવાનો જ. બે કકડા સુધી કદાચ સંભાળી શકાય.

રમતાં રમતાં કોઇપણ છોકરાના સાતે ખંડ પૂરા થઈ જાય, તો તે કોઇપણ ખંડને પોતાના ઘર તરીકે પસંદ કરે. પછી તે ઘરમાં બીજો વારો રમતાં કોઈ પણ છોકરો એક પગે કે બે પગે પણ આવી શકે નહીં. ઘરવાળો માત્ર તેમાં બંને પગે ચાલી શકે. બે ત્રણ છોકરા એવાં ઘર લઇ લે તે પછી રમવાનું બહુ કઠણ પડે છે અને ખેલ બંધ જ કરવો પડે છે. ધારો કે બે છોકરાઓએ બીજો ખંડ અને ત્રીજો ખંડ પસંદ કરી લીધો. હવે કોઈ છોકરાને પાંચમો ખંડ જીતવાનો હોય, તો બીજા ત્રીજામાં તો તેને જવાય જ નહીં, અને ચોથામાં તો નિયમથી જ જવાતું નથી, એટલે તેને પહેલા ખંડથી પરબારું પાંચમા ખંડમાં જ કૂદવું પડે. અને એ લગભગ અશક્ય જ છે. માટે એવે વખતે રમનારને ઘર ન આપતાં ગુણ આપવામાં આવે તો રમત બંધ કરવી ન પડે.

**લખોટીઓ અથવા ગોળીઓ**—(ખેલ નં. ૪૨)— આ ખેલ મહારાષ્ટ્ર કરતાં ગુજરાતમાં વિશેષ રમાય છે. સાધારણ રીતે આઠ વર્ષથી પંદર સોળ વર્ષનાં બાળકો એ રમે છે. લખોટીઓ ખીસામાં રાખવાનું બહુ અનુકૂળ હોવાથી નિશાળમાં જનારાં બાળકો રજામાં અગર બીજે ગમે તે વખતે એનાથી રમે છે. આ ખેલના દેશ દેશ પ્રમાણે જુદા જુદા પ્રકારો છે. તે પૈકી મુખ્ય મુખ્ય જેનો ગુજરાતમાં બહુ પ્રચાર છે તે આ નીચે આપેલા છે.

**પારિભાષિક શબ્દો**—ગોળીઓ કાચની, પથ્થરની અગર લાખની બનાવેલી હોય છે. આશરે પોણો ઈંચ કે વધારે વ્યાસની હોય તે લખોટા કહેવાય છે. અને તેથી ઓછા વ્યાસની હોય તે લખોટી કહેવાય છે. આ સિવાય સોડા-વોટરની બાટલીઓમાં જે ગોળીઓ કાચની હોય છે તે પણ આ રમતમાં વપરાય છે. એ ગોળીઓ કાચની હોવાથી તેને કાચિયલ કહે છે. તે કદમાં લખોટીથી મોટી અને લખોટાથી નાની હોય છે.

**બદી કે ગબી**—રમવાની જગામાં એક બે ઇંચ ઊંડો અને બે ત્રણ ઇંચ વ્યાસનો એક અર્ધ ગોળાકાર ખાડો બનાવે છે તેને બદી કે ગબી કહે છે.

**ઇચિવું**—રમવાનો અનુક્રમ ઠરાવવા માટે બદી તરફ અથવા તેનાથી દૂર લખોટીઓ ફેંકવામાં આવે છે તે ક્રિયાને ઇચિવું કહે છે.

**પોયું**—ઇચિવા માટે બદીથી દસ બાર ફૂટ છેટે એક નિશાની કરવામાં આવે છે તેને પોયુ કહે છે.

**ઘોડી**—રમવામાં હારનાર છોકરાને છેવટે જે શિક્ષા કરવામાં આવે છે, એટલે કે દાવ આપવો પડે છે, તેને ઘોડી કહે છે.

**આંટવું**—જમણા કે ડાબા હાથનો અંગૂઠો જમીન ઉપર રાખીને વચલી આંગળીએ ગોળી ચડાવવી, અને તેને કમાનની પેઠે બીજા હાથની આંગળીઓથી (બનતાં સુધી અંગૂઠા તથા તર્જનીથી) વાળીને (જરા પાછી ખેંચીને) બરાબર નિશાન લઇને ગોળી ફેંકવી, તેને આંટવું અગર આંટીને ગોળી મારવી, એમ કહે છે (ચિત્ર ન. ૫૨).

આ સિવાય પણ કેટલાક શબ્દો વપરાય છે તેની સમજ જે તે સ્થળે અપાશે.

**દાવ ઠરાવવાની રીત**—રમવાની જગામાં સાધારણ રીતે વચલા ભાગમાં (આસપાસ બધાને ફરવાની જગા રહે એવી જગાએ) એક બદી કરે છે. પછી રમનારાઓ પૈકી કોઇ પણ એક છોકરાને બીજા બધા પોતાની લખોટીઓ આપે છે. અને તે છોકરો તે બધી લખોટી એક સાથે પેલી બદીથી કેટલેક દૂર ફેંકે છે. તેમાં જે છોકરાની લખોટી સૌથી છેટે જાય તે મિન્ની અગર પહેલ કહેવાય છે. એટલે રમવાનો પહેલો વારો તેનો આવે. તેનાથી ઓછે દૂર જેની લખોટી હોય, તે દૂજ અગર બીજો ગણાય છે. તે પછીનાને તીજ અગર ત્રીજો. આ રીતે જેની લખોટી સોથી વધારે નજીક (બદીની નજીક) હોય, તે છેલ અગર છેલો–છેવટનો ગણાય. આ પ્રમાણે અનુક્રમ કર્યા પછી પહેલો રમનાર પોતાની લખોટી (ઉપર બતાવેલી રીતે) આંટીને બદી તરફ ફેંકે, તે પછી બીજો, ત્રીજો એમ દરેક અનુક્રમે પોતાની લખોટીઓ આંટીને ફેંકે.

આ ખેલમાં દસ અંક (ગુણ તરીકે) મેળવવાના હોય છે, અને તે બે રીતે મેળવાય છે. એક તો બદી ભરીને એટલે લખોટી બરાબર બદીમાં



ખેલ નં. ૪૨ ચિત્ર નં. ૫૨

નાખીને; અને બીજી લખોટીથી નિશાન તાકીને એટલે કે બરાબર આંટીને. પહેલો અંક હંમેશાં બદી ભરીને મેળવવાનો હોય છે, અને દસમો અંક બરાબર નિશાન તાકીને મેળવવાનો હોય છે. નિશાન તાકવામાં કુશળ ન હોય એવો રમનાર પણ જો બદીની છેક પાસે ઊભા રહેવાનુ હોય, તો એ બને કામ કરી શકે છે. એટલા માટે એક સાથે બે અંક બદી ભરીને મેળવવા નહીં એવો નિયમ છે. તે જ પ્રમાણે બદી ભરનારે પણ પછી લખોટા ઉપર એક નિશાન મારવું જ જોઇએ, અથવા બદીથી પાંચ સાત ફૂટ દૂર રહેવું જોઇએ. કેમકે તે બદી ભર્યા પછી બદીની તદ્દન નજીક જ જો રહે, તો બીજાઓને બદી ભરવાનુ ફાવે નહીં, અથવા તે બદી ભરતાં ચૂકે તો અનાયાસે જ તેનો લખોટો નિશાન તાકવા માટે છેક નજીકમાં જ મળી આવે.

બદી ભરાય નહીં કે નિશાન ચૂકે, તો રમનારનો તે વારો જાય, અને પછીનાનો વારો

આવે. બદી ભરાય કે નિશાન સધાય તો તે ફરી રમી શકે. અને એ રીતે એક જ વારામાં એક કરતાં વધારે અંક (ગુણ) મેળવી શકે. દરેકનો એક વારો પૂરો થાય, એટલે પહેલેથી ફરી બીજો વારો લેવાય. એ રીતે જેના દસ અંક પૂરા થઈ જાય, તે છૂટ્યો અથવા ઊતર્યો ગણાય અને બાકીના રમ્યા જ કરે. દસ અંક પૂરા થાય, તે તેમાંથી વળી છૂટે. છેવટે જે બે રહે, તેમાંથી પણ એક છૂટી જતાં જે એક બાકી રહે તેના ઉપર દાવ આવે અને તેને ઘોડી આપવી પડે.

રમતાં રમતાં જે અંક થતા જાય, તે ગણવા માટે નીચેના શબ્દો વાપરવામાં આવે છે:—

(૧) એકલ અથવા એકલ કાજા. (૨) દૂના અથવા દૂના બાજા અથવા દૂબી રાજા. (૩) તીના અથવા તીના તાજા અથવા તિરાણી મંજા. (૪) ચવલય અથવા ચબૂક ચેંડુ. (૫) પિંજા અથવા પાંચ પિંડોળી અથવા પાંચ પાંડવ. (૬) છક્કો અથવા છક્કા દાંડુ અથવા સસ્યા દાંડવ. (૭) સત્તો અથવા સાત સુતળી. (૮) અઠ્ઠી અથવા આઠ ઊઠલી અથવા આઠ ઘર નલ્લી. (૯) નવમન્ અથવા નવમન્ કિલ્લી અથવા નાડું. (૧૦) દસમન્ અથવા દશે ગોખિલી અથવા દસમન પાગા. (૧૧) અગિયાર ખેચા. (૧૨) બારંખેટા. (૧૩) તેર ખાડી. (૧૪) ચૌદ માટી. (૧૫) પંદર પાલવા. (૧૬) સોળ કિરંજન. (૧૭) સત્તર શિલ્લી. (૧૮) અઢાર ગુર્ગર. (૧૯) ગુણી ગુણી ચક ચક અને (૨૦) વીસક ફક ફક.

આ શબ્દો બોલતાં ઘણી વખત તેનો અપભ્રંશ થઈને નવીન શબ્દો તૈયાર થઈ જાય છે અને તે જ પછી રૂઢ થઈ જાય છે.

જેના દસ અંક પૂરા થઈ જાય તે છૂટે, એમ અગાઉ જણાવેલું છે. આવા દસ અંક કોઈ એકના થઈ જાય, છતાં જેનો એક પણ અંક ન થયો હોય તે ટિંબુ કહેવાય છે જેટલા છોકરાઓ તેવા (એક પણ અંક મેળવ્યા વગરના) હોય, તેટલા ટિંબુ કહેવાય છે. એ ટિંબુઓનો પછી ઉપયોગ છે તે આગળ જણાવવામાં આવશે.

**ઘોડી અગર દાવ આપવાની રીત**—જેના ઉપર દાવ આવે તે બદીની પાસે ઊભો રહે, અને પોતાની લખોટી તે બદીથી લાંબે ફેંકે. પછી છૂટેલા પૈકી એક જણ તે બદી પાસે ઊભો રહીને તે લખોટીની પાસે પડે એવી રીતે પોતાની લખોટી ફેંકે, અને તે જ્યાં પડે ત્યાં ઊભો રહીને પોતાની લખોટી વડે પેલાની લખોટીને બરાબર આંટે. જો તે આંટી ન શકે તો તેનો વારો જાય, અને બીજો છોકરો એ જ પ્રમાણે કરે. જો તે બરાબર આંટે, તો દાવવાળો છોકરો પોતાની લખોટી ફરી આગળ ફેંકે, અને દાવ લેનાર છોકરો તેના તરફ ફરીને લખોટી ફેંકે, અને તે જ્યાં પડે ત્યાંથી બરાબર આંટે. આ રીતે બધાના વારા પૂરા થતાં સુધી લખોટી આગળ વધ્યા કરે. છેવટે જ્યાં લખોટી રહે, ત્યાંથી દાવ આપનારો પછી એક હાથે પોતાનો કાન પકડીને અને બીજો હાથ પાછળ રાખીને લંગડીથી ચાલતો ચાલતો બદી સુધી આવે. જો ટિંબુ હોય, તો દાવ આપનારને નીચે જણાવ્યા પ્રમાણે ટિંબુ આપવા પડે, અને તેની શરૂઆત ઉપર જણાવ્યા પ્રમાણે બધાનો વારો પૂરો થઈ રહ્યા પછી જ્યાં લખોટી રહે, ત્યાંથી થાય.

**ટિંબુ આપવાની રીત**—દાવ આપનારો પોતાના હાથની પાંચે આંગળીઓ એકઠી કરીને તેના ઉપર પોતાની લખોટી મૂકે, અને દાવ લેનાર (ટિંબુ) જોરથી તેના ઉપર બરાબર



ખેલ નં. ૪૭ ચિત્ર નં ૫૩

નિશાન તાકીને મારે (જુઓ ચિત્ર નં ૫) પછી વળી બીજા ટિંબુ હોય તો તેના વારા આવે દરેક ટિંબુને એ વખત તક મળે એ રીતે બધા ટિંબુનો વારો આવી જાય, તે વખતે લખોટી જેટલે પહોંચી હોય, ત્યાંથી દાન આપનારને લંગડી કરીને ચાલતા ચાલતા ગદી સુધી આવવું પડે

આ રીતે ટિંબુ મારે, તે વખતે હાથની આગળાને કે નખ ઉપર લખોટી વાગવાનો ઘણો સંભવ છે તેથી દરેક ટિંબુ દીઠ પાંચ કે દસ ડગલા લખોટીને નસાડી મૂકવી એ વધારે સારું છે

**બદીનો ખેલ**—આ ખેલનો મુખ્ય હેતુ બીજી લખોટીઓ જીતી લેવાનો છે.

**રમવાની રીત**—પાછળ ભીંત અગર ઝાડ હોય તેવી જગા જોઈને તેનાથી એક ફૂટ છેટે બદી ખોદે છે, અને તે બદીથી દસ બાર ફૂટ છેટે ઈચવા (રમવા) માટે એક આડી લીટી કરે છે, તેને પોયુ કહે છે રમનાર બધા છોકરાઓ તે પોયાથી બદી તરફ ઇચે (રમે) છે બદીમા અગર બદીની વિશેષ નજીક જેની લખોટી પડે, તે પહેલો, અને બદીથી છેટે જેની લખોટી પડે તે છેલ્લો એક કરતા વધારે છોકરાઓની લખોટી જો બદીમા પડે, તો અંદર અંદર તેઓ ફરી ઈચે અથવા જેની લખોટી છેક બદીમા પડે તે પહેલો અને તેની પહેલાનો બીજો, એમ અનુક્રમ ઠરાવે આ પ્રમાણે અનુક્રમ ઠર્યા પછી જે પહેલો હોય, તે બધાની પાસેથી એક એક અથવા પ્રથમ ઠરાવ્યુ હોય તેટલી લખોટીઓ એકઠી કરે, અને તે બધીને પોયા પાસે ઊભો રહીને તે બદી તરફ ફેંકે તેમાથી જેટલી એકી સાથે બદીમા પડે, તેટલી તેની જેટલી બહાર પડે તેમાથી કોઈ પણ એક ચોક્કસ લખોટી ઉપર મારવા તેને બીજા રમનારાઓ કહે જો તે પોયા પાસે ઊભો રહીને તે લખોટીને બરાબર મારી શકે, તો તે બધી બહાર પડેલી લખોટીઓ પણ તેને મળે અને દાન પૂરો થાય જો તે ચૂકે, તો બીજા નંબરનો છોકરો તે બહાર પડેલી બધી લખોટીઓ એકત્ર કરે, અને પોયા પાસે ઊભો રહીને પહેલાની પેઠેજ તે બધીને બદીમા ફેંકે, અને એ પ્રમાણે જ રમે જો બાકી લખોટીઓ રહે, તો ત્રીજો રમે એ રીતે રમત આગળ ચાલે

રમનાર છોકરાની લખોટી જેને આંટવાનું હોય, તેને ન આંટતાં બીજી કોઇ ભળતી જ લખોટીને આંટે, અગર તેની લખોટી બદીમાં જઇને પડે, તો છડું અગર બચ્ચું થયું ગણાય. અને તેમ થતાં તેને મળવાની લખોટી તો જાય, પણ ઊલટ તેને દંડ ભરવો પડે. (કેટલીક જગાએ દંડ તરીકે એક લખોટી લેવાય છે અને કેટલીક જગાએ બહાર પડી હોય તેટલી લેવાય છે). રમનારની લખોટી જો પાછળની ભીંત કે ઝાડને અથડાઇને બીજી કોઇ લખોટીને લાગે, અગર બદીમાં પડે, તો પણ ઉપર પ્રમાણે બચ્ચું થાય. (માટે જ બદી તેવી જગાએ રાખવામાં આવે છે). બદીની બહાર પડેલી લખોટીઓ વચ્ચે જો ચાર આંગળ કરતાં ઓછું અંતર હોય, તો નિશાન બીજાને લાગવાનો અને છડું થવાનો સંભવ વિશેષ છે. નિશાન બરાબર અંટાય, તેટલા માટે રમનાર છોકરો પોતાની લખોટી બદી જેટલે લાંબે નહીં ફેંકતાં પોતાનાથી ચાર પાંચ ફૂટ છેટે જ નાખે છે. એટલા માટે વળી પોયાથી કેટલેક છેટે એ બદીની જ દિશામાં એક લીટી કાઢવામાં આવે છે; અને તે લીટીનો આ બાજુ જો રમનારની લખોટી પડે તો તેને બીજી વાર બદી તરફ નાખવાની છૂટ રહે છે. એવી બીજી વાર નાખેલી લખોટી તે પછી જો બદીમાં પડે, તો તેને બહાર કાઢી રાખે છે.

આ રીતે રમતાં રમતાં જ્યારે એક જ લખોટી બદીની બહાર હોય, ત્યારે તે લખોટીની પાસે રમનાર છોકરો પોતાની લખોટી મૂકે છે, તેને મિન્ની બેસારવી કહે છે. કોઇ વખત એક પણ લખોટી બહાર ન હોય, તો બદીમાંથી એક લખોટી બહાર મૂકીને તેની પાસે મિન્ની બેસારે છે. રમનારે હવે આ મિન્નીને આંટવાનું હોય છે. જો તે બરાબર આંટે, તો તેને તે બંને લખોટીઓ મળે. જો તે ચૂકે, તો તેના પછીના રમનારને એટલે કે મિન્ની બેસારનારને તે લખોટી મળે. અને પછીની રમતમાં તે મિન્ની એટલે પહેલો રમનાર બને. બીજા રમનારાઓ પૈકી જો કોઇની લખોટી બદીમાં પડે, તો આ બીજો થાય અગર ફરીને ઇચે.

**બાવીશ ટોચા**—બે અથવા વધારે છોકરાઓ આ રમત રમે છે, તેમાં ભેરુની લખોટી ઉપર રમનાર છોકરો પોતાની લખોટી વડે ટોચા મારે છે. એટલે આંટીને (બે હાથની આંગળીઓ વચ્ચે ચડાવીને ઉપર બતાવેલી રીતે) સામાની લખોટીને ટપ્પા અથવા ટોચા મારે છે. દરેક છોકરો પોતાના એવા જેટલા અચૂક ટોચા થયા હોય, તેટલા ગણી રાખે છે. એમ જેના બાવીશ ટોચા પહેલા પૂરા થાય તે જીત્યો ગણાય—ગુજરાતની જૂની **દેશી રમતો.**

**પોસાપોસ**—આ રમત બે પક્ષ પાડીને રમાય છે. જે પક્ષ ઉપર દાવ આવે, તે પક્ષનો એક છોકરો પોતાના પક્ષના દરેક રમનાર પાસેથી એક એક લખોટી બદીમાં નાખે છે. પછી સામા પક્ષવાળા બધા પોયા ઉપર ઊભા રહે છે; અને તે દરેક પોતાની લખોટી તે બદી તરફ ફેંકે છે. એ લખોટી બદીમાં પડવી ન જોઇએ. તેમ જ બદીથી ચાર આંગળની અંદર પણ ન પડવી જોઇએ. જો બદીમાં પડે, તો તે છોકરો બાદ થઇ જાય. બદીની નજીક પડે, તો બીજા છોકરાઓ પોતાની લખોટીથી તેને બહાર ખેંચી જાય. પછી બધા છોકરાઓ પોતાની લખોટીઓ પડી હોય, ત્યાં બેસીને આંટીએ ચડાવીને પોતાની લખોટીથી બદીમાંની લખોટી-ઓને મારીને બહાર કાઢે, વારા ફરતી બધાનો વારો એમ કરવા માટે આવે. જો છોકરો અચૂક નિશાન મારે, તે ભૂલ ન કરે ત્યાં સુધી તેનો વારો ચાલુ રહે. બધી લખોટીઓ બહાર નીકળે ત્યાં સુધી દરેકનો વારો આવે. નિશાન ખાલી જાય ત્યારે વારો બંધ પડે. એ રીતે બધી લખો-

ટીઓ બહાર આવ્યા પછી તેને ટોચા મારીને પોયા સુધી લઇ જાય છે. જે ટોચો મારવામાં ચૂકે તે બાદ થઇ જાય. એ પ્રમાણે જેની બધી લખોટીઓ પોયા સુધી આવી જાય, તે પક્ષ જીત્યો ગણાય. પછી બીજો પક્ષ એ જ પ્રમાણે રમે-ગુજરાતની જૂની દેશી રમતો.

# ભમરડો.

ભમરડો (ખેલ નં. ૪૩)–ભમરડાનો ખેલ સાધારણ રીતે પાંચ વર્ષથી પંદર સોળ વર્ષના છોકરાઓ રમે છે. સંક્રાન્તિના અરસામાં




એક આરી ભમરડો

ખેલ નં. ૪૩ ચિત્ર નં. ૫૪

પંતગના ખેલ પૂરા થઇ જાય છે, તે પછી આ ખેલની શરૂઆત થાય છે. અને હોળીના અરસામાં આ ખેલ બંધ કરીને ભમરડાને હોળીમાં બાળી નાખવામાં આવે છે. બધા જ છોકરાઓ પોતપોતાના ભમરડા બાળી નાખે છે અથવા તે બાળી નાખવા જ જોઇએ એવું કંઇ નથી. પણ પતંગની પેઠે આ ખેલ પણ ચોક્કસ મોસમનો હોઇ પછી તે બંધ થઇ જાય છે અને ગિલીદંડાની શરૂઆત થાય છે.

ભમરડો સાગનો, આંબાનો અગર કોઇ વખત સીસમના લાકડાનો પણ બનાવવામાં આવે છે. બહુ વખત સુધી તે ફરતો રહી શકે, તેટલા માટે તેની એક બાજુ છોલી છોલીને ઢળતી ઢળતી કરવામાં આવે છે અને તેના છેવટના છેડાને ચિત્ર નં. ૫૪ માં બતાવ્યા પ્રમાણે લોઢાની પાતળી અણીદાર ખીલી બેસાડવામાં આવે છે જેને આર કહે છે.

ભમરડાને દોરી વીંટાળીને તે દોરીની મદદથી ફેરવવામાં આવે છે. તે દોરીને જાળી કહે છે. એ જાળી ઘણું ખરું ઝીણા મજબૂત સૂતરની અગર કોઇ વખત શણની પણ બનાવેલી હોય છે. તેની લંબાઇ આશરે બે હાથની હોય છે. પણ તેની લંબાઇનો આધાર તેની જાડાઇ ઉપર છે. દોરી ઝીણી હોય તો ત્રણ હાથની પણ લંબાઇ ચાલે. જાળી જેમ વધારે બારીક તેમ ભમરડો વિશેષ ફરી શકે છે, અને તેનો નાદ-ગુંજારવ વિશેષ વખત સુધી ટકી શકે છે. આ જાળી ભમરડાના આકારના પ્રમાણ કરતાં બહુ જાડી કે બહુ ઝીણી ન જોઇએ.

ભમરડાની ઢળતી જગાએથી જાળી ખસી જાય નહીં તેવા તેના ઉપર કાપ પાડેલા હોય છે. તે કાપને લીધે જાળી તેના ઉપરથી ખસી ન જતાં તેની સાથે બરાબર જોડાયલી રહે છે. જાળીનો એક છેડો વીંટવા માટે ભમરડાને મથાળે ટોપકું બનાવે છે, જેને મોગરી કહે છે. એ મોગરીથી ભમરડાના કાપ પાડેલા ભાગ સુધી ત્રણ ચાર પ્રકારના જુદા જુદા રંગ આપેલા હોય છે. તેવા ભમરડાને ત્રિરંગી લટ્ટૂ કહે છે (ભમરડાનું લટ્ટૂ એવું પણ નામ છે).

**ભમરડો ફેરવવો**—જાળીને બને છેડે અર્ધા ઇંચ જેટલી ગાંઠ બાંધવી. પછી તે જાળીનો એક છેડો જમણા હાથમાં પકડી ડાબા હાથમાં રાખેલા ભમરડાની મોગરીને એક આંટો દેવો.

પછી તે જાળીને સજ્જડ રીતે કાપ ઉપરથી લઇને આર સુધી લાવવી. મોગરીને આંટો દીધેલો હોવાથી અને છેડે ગાંઠ હોવાથી જાળી છૂટી જવાની બીક રાખવાને કારણ નથી. પછી આરથી બધા કાપ ઉપર જાળીને ધીમે ધીમે પણ સજ્જડ વીંટતાં વીંટતા ઉપર જવું. બધા કાપ ઉપર જાળી વીંટી લીધા પછી તેનો બીજો છેડો જમણા હાથની ટચલી અને ત્રીજી આંગળીની વચ્ચે બરાબર પકડવો; અગર ટચલી આંગળીને જાળીના એક બે આંટા મારીને પણ ભમરડો સજ્જડ પકડવો, અને તેનો મોગરીવાળો ભાગ નીચે જમીન તરફ રાખવો. પછી જાળીની લંબાઇના પ્રમાણમાં તેને લાંબે જોરથી ફેંકવો એટલે તે સું-ઉં-ઉં કરતો જોસબંધ આર ઉપર ફરવા માંડશે.

કેટલાક ભમરડાને બંને બાજુ ઢળતી રાખીને તેની બંને બાજુએ આર બેસાડે છે, તેને બેવડો ભમરડો કહે છે. (જુઓ ચિત્ર નં. ૫૫).




બે આરી ભમરડો

ખેલ નં. ૪૩ ચિત્ર નં. ૫૫

જાળીની લંબાઈ કરતાં વધારે નજદીક જો ભમરડાને ફેરવવામાં આવે, તો તે ફરે તો નહીં જ, પણ ઊલટો જમીન સાથે અથડાઇને ફેરવનારના માથા ઉપર આવે. તેટલા માટે નવીન રમનારે એ બદલ ખાસ કાળજી રાખવી. વળી ભમરડાને પથ્થર ઉપર કે ચૂનાગચ્ચી ઉપર કદી પણ ફેરવવો નહીં કેમકે તેથી તેની આર બેસી જશે અગર બુઠ્ઠી થઇ જશે.

**ભમરડાને હાથ ઉપર લેવો**—ભમરડો ફરતો ફરતો આર ઉપર એક જ જગાએ રહીને ફરવા માંડે, એટલે ચિત્ર નં. ૫૬ માં બતાવ્યા પ્રમાણે જમણા હાથની હથેળી ચત્તી રાખીને તેની વચલી તથા પહેલી આંગળી પહોળી કરવી,



ખેલ નં. ૪૩ ચિત્ર નં. ૫૬

અને એ બે આંગળીની વચમાં એ ફરતા ભમરડાને બરાબર આવવા દઇ પેલી આંગળીથી તેને જરા હથેળી અંદર ધકેલવો, એટલે તે ફરતો જ રહીને હથેળી ઉપર આવી જશે. ટેવ પડી જતાં ગમે તેટલો ફરતો હોય તો પણ ભમરડો હથેળીમાં આવી જશે.

**હાથજાળી**—જાળી વીંટી લીધા પછી ભમરડાને ફેરવવા માટે નીચે ફેંકતાં તેને અધવચથી જ ઊંચે ઉપાડી એકદમ હાથમાં ફરતી સ્થિતિમાં લઇ લેવો, તેને હાથજાળી કહે છે. આ ક્રિયા ઘણી કઠણ હોઇને સતત પ્રયત્નથી સારી ટેવ પાડયા સિવાય આવડતી નથી. જાળીની લંબાઇનો બરાબર અંદાજ કરીને

અને ભમરડાને ફેંક્યા પછી તેની જાળી બધા કાપ ઉપરથી ઊખળીને છેક ગોગરીનો આંટો ઊખળવા આવે, તે વખતનું બરાબર અવધાન રાખીને, જો તે જ વખતે ભમરડાને બરાબર આંચકો આપીને ઉપર લેવામાં આવે, તો ભમરડો જમીન ઉપર ન પડતાં ઉપર ઊછળી આવે, અને જો તે જ વખતે બરાબર વખત સર તેની આર નીચે ચપળતાથી હાથ ધરવામાં આવે, તો ભમરડો ફરતી સ્થિતિમાં હાથમાં આવે અને ફરતો પણ રહે. આ ક્રિયા સધાય, તો જમીન ઉપર પડ્યા પછી હાથમાં ઉપર લઇ લેવાની તકલીફ બચે. પણ તે સાધવી ઘણી અઘરી છે, અને ભમરડાને ઊંચે લીધા પછી પણ તે રમનારના અંગ ઉપર ન આવતાં બરાબર હથેળીમાં જ આવે, તે માટે ઘણી ખબરદારી રાખવી પડે છે.

**કૂંડી દાવ**—આ ખેલમાં ગમે તેટલા છોકરા ચાલી શકે છે. રમનાર છોકરાઓ રમવાની જગામાં આશરે બે અઢી ફુટ વ્યાસની એક કૂંડી કાઢે છે. એ કૂંડીને *છીલી* પણ કહે છે. દરેક છોકરાને પોતાનો ભમરડો આ કૂંડીની હદમાં ફેરવવાનો હોય છે, અને એ કૂંડીમાં રાખેલા એક કાગળના કે નળિયાના કકડાને ભમરડો ફરતો ફરતો અડે તેવી રીતે તેને નિશાન તાકીને નાખવાનો હોય છે. જેનો ભમરડો કૂંડીની અંદર પડે નહીં અને ફરતો ફરતો એ કાગળના કે નળિયાના કકડાને અડે નહીં, તેના ઉપર દાવ આપવાનો પહેલો વારો આવે. તે દાવવાળા છોકરાએ પછી તેનો ભમરડો એ કૂંડીમાં મૂકવો, (પેલા કાગળના કે નળીઆના કકડાની જગાએ), અને બીજા બધા રમનારાઓ પછી તે ભમરડા ઉપર પોતાનો ભમરડો ફેરવીને મારે. જો તે છોકરાઓના ભમરડાઓ કૂંડીમાંના એ ભમરડાને બરાબર આંટે, તો **આસ** થઇ કહેવાય. જેની આસ ન થાય, તેના ફરતા ભમરડાને દાવવાળો છોકરો પોતાની જાળીનો એક આંટો મારીને ઉપર ઉછાળે, અને ઝીલી લેવાનો પ્રયત્ન કરે. જો ભમરડો એવી રીતે ઝિલાઇ જાય તો પણ કૂંડીમાં પડે. એવી રીતે બીજા ભમરડાઓ પણ ઝીલી લેવાય. એ કૂંડીમાં એક સાથે ચાર પાંચ કે વધારે ભમરડા એકઠા થાય, અને તે બધાને એક સાથે રાખવામાં આવે. દાવવાળો છોકરો કોઇ ભમરડાને ઝીલતો હોય, તેવામાં કોઇ છોકરો આસ કરે, તો તેનું ઝીલેલું વ્યર્થ જાય. અર્થાત્ તે ભમરડો કૂંડીમાં મુકાય નહીં.

આ રીતે કૂંડીમાં એકઠા થયેલા ભમરડાઓ ઉપર પછી બાકીના છોકરાઓ મારો કરે. આ મારાથી જે ભમરડાઓ કૂંડીની બહાર નીકળે, (માર વાગીને બહાર નીકળે), તે પછી છૂટા થયા ગણાય. એટલે કે તે ભમરડાવાળા પણ પછી બાકીના અંદર રહેલા ભમરડાને મારે. કૂંડીમાંનો કોઇ ભમરડો બહાર ન નીકળતાં તેની હદ (પરિધ) ઉપર જ પડે, તો તે ભમરડાવાળો પોતાની જાળીથી ઊંચકીને તેને સાત વખત ઝીલે. જો સાતે વખત તે ઝીલે, તો તેની **સાતજાળી** થઇ ગણાય. જો તે પ્રમાણે સાતે વખત તે ઝીલે નહીં, તો તે છૂટો થઇ ન શકે. પણ જો સાત જાળી થઈ જાય, તો તે છૂટે. કોઇનો ભમરડો કૂંડીમાં પડે અને ફરવા માંડે, પણ આસ ન કરી શકે, તો દાવવાળો છોકરો તેને કૂંડીમાં જ દાબી રાખી શકે. રમનારા પૈકી એકનો જ ભમરડો બહાર હોય, અને બાકીના બધાના કૂંડીમાં પડેલા હોય, તો તે એકલો બધાના ઉપર મારો કરે. એ મારો કરવામાં જો તે ચૂકે, અને દાવવાળો તે ભમરડાને ઉપર બતાવ્યું તે પ્રમાણે ઝીલી લે, તો પછી તેનો એકલાનો જ ભમરડો કૂંડીમાં પડે, અને બીજા બધાના છૂટા થઈ તેના ઉપર મારો કરે. આ રીતે આ ખેલ અનિયમિત વખત સુધી ચાલ્યા કરે છે.

**કતરાવું**—પોતાનો ભમરડો બીજો કોઇ ઝીલી ન શકે એટલા માટે તેને એવી રીતે ફેરવવો કે તે આર ઉપર ન ફરતાં એક બાજુ તરફ આડો ફરે અને ચક્કર ખાતો ખાતો લાંબે સુધી ચાલ્યો જાય. આ પ્રમાણે ભમરડો ફરે તેને **કતરાવું** કહે છે. ભમરડાને જો કતરાવા દેવો હોય, તો તેને સામેની બાજુએ સીધો ન ફેંકતાં જમણી તરફથી ડાબી તરફ જરા આંચકો દેવો, એટલે તે સામે ન જતાં ડાબી તરફ કતરાશે. કોઈ વખત જાળી ઢીલી વીંટવાથી અગર બીજા કંઈ કારણે ભમરડો આર ઉપર ન ફરતાં અગર ન કતરાતાં ઊનરો જ પડે છે, અને મોગરી ઉપર ફરવા માંડે છે. તે વખતે ભમરડો નકરો થયો ગણાય છે, અને તેને પછી કૂંડીમાં નાખવામાં આવે છે.

**બે કૂંડી દાવ**—દસ પંદર ફૂટનું અંતર રાખીને બે કૂંડીઓ કાઢવામાં આવે છે. પછી પ્રથમ જણાવેલી રીતે દાવ કોણે આપવાનો તે નક્કી કરવામાં આવે છે. જેના ઉપર દાવ આવે, તે પોતાનો ભમરડો એમાંની એક કૂંડીમાં મૂકે. બાકીના રમનારાઓએ પછી એ ભમરડાને મારી મારીને બીજી કૂંડીમાં લઇ જવો જોઇએ. રમનારા પૈકી જેનો ઘા ખાલી જાય, તેના ભમરડો પછી કૂંડીમાં મૂકાય, અને પેલા ભમરડાવાળો પોતાનો ભમરડો લઇ મારનારની સાથે સામેલ થઇ જાય. અર્થાત્ આ દાવમાં એક જ ભમરડો કૂંડીમાં રહે.

એ રીતે માર ખાતાં ખાતાં જેનો ભમરડો બીજી કૂંડીમાં પહોંચે, તેના ભમરડા ઉપર રમનાર દરેક છોકરો પોતાના ભમરડાની ઝીણી આર વતી ઠરાવેલા ટોચા કરે. કેટલા ટોચા મારવાના તે પ્રથમથી (રમનારા બધાની સંમતિ પ્રમાણે પાંચ કે દસ ટોચા મારવા એમ) ઠરાવેલું હોય છે. જો રમનારા પાંચ સાત હોય તો એ રીતે એક ભમરડા ઉપર ૪૦–૫૦ ટોચા થાય, અને તે ભમરડાના કકડા પણ થઇ જાય. આવા ટોચા મારતી વખતે ડાબો હાથ મૂઠી વાળીને પછવાડે રાખવાનો, અને જાળી બંને કાન ઉપરથી લઇને પછવાડે લટકતી રાખવાનો રિવાજ હોય છે.

**નાદ જાય**—બે છોકરાઓ એક જ વખતે પોતાના ભમરડા ફેરવે, તેમાં જેનો નાદ (ગુંજારવ) પ્રથમ પૂરો થાય, તે હારે; અને તેને પોતાનો ભમરડો જીતનાર છોકરાને આપી દેવો પડે (ચિત્ર નં. ૫૭).



ખેલ નં. ૪૩ ચિત્ર નં. ૫૭

**ભમરડા ફેરવવાની જગા**—મોટું આંગણું, શેરીની ખુલ્લી જગા, કિંવા ખુલ્લું મેદાન ભમરડા ફેરવવા માટે પસંદ કરવું. જમીન કઠણ કે પથ્થરવાળી હશે, તો આર બેસી જશે, અને વિશેષ ધૂળવાળી હશે, તો ભમરડો બરાબર ફરશે નહીં. તેટલા માટે બહુ કઠણુ નહીં, તેમ બહુ છૂટી-ધૂળવાળી નહીં, તેવી જગા પસંદ કરવી.

ભમરડાનો એક બીજો પ્રકાર છે તેને જંગી ભમરડો કહે છે. તે સાદા ભમરડાની પેઠે ઉપરથી ફેંકીને નીચે ફેરવવાનો હોતો નથી. પણ હાથમાં કે જમીન ઉપર પકડી રાખીને ત્યાંને ત્યાં જ ફેરવવાનો હોય છે.

# પતંગ

**પતંગ-કનકવો**-(ખેલ નં. ૪૪)—મહારાષ્ટ્રમાં સાધારણ રીતે બાળકો જ પતંગ ઉડાવે છે. પણ ગુજરાતમાં તો વયોવૃદ્ધ પુરુષો પણ પતંગ ચગાવે છે. દિવાળી પૂરી થઇ કે પતંગોનુ ધાંધલ શરૂ થાય છે, તે ઠેઠ સંક્રાન્તિ સુધી પહોંચે છે. સંક્રાન્તિનો દિવસ તો તેમાં મુખ્ય ગણાય છે. આ એક જ દિવસમાં મધ્યમ વર્ગના લોકો પણ પતંગ પાછળ દસ વીશ રૂપિયા ખર્ચી નાખે છે. આ ખેલનો ગુજરાતમાં કેટલો શોખ છે તે આ લેખમાં આવનારા અનેક પારિભાષિક શબ્દો ઉપરથી સહજ જણાઇ આવશે.

પતંગ પાતળા કાગળમાંથી ચિત્ર નં. ૫૮ માં બતાવ્યા પ્રમાણે ચોખૂણ આકારનો બનાવવામાં આવે છે, અને તે ચોખૂણમાં ઘણા




ખેલ નં. ૪૪ ચિત્ર નં. ૫૮

ભાગે क ख વચ્ચેના અંતર કરતાં ग घ વચ્ચેનુ અંતર વિશેષ હોય છે. क ख એ વાંસની (કામડીની) બારીક સીધી સરખી કરેલી સળી હોય છે. જેને કચડો અથવા ઢઠ્ઠો કહે છે. ग च घ પણ વાંસની તેવી જ બારીક સરખી કરેલી સળી કમાનના આકારની હોય છે, જેને કમાન કહે છે. આ બે સળીઓ ઉપર પતંગનો ચોખૂણ કાગળ ચોડેલો હોય છે.

**પતંગના પ્રકાર**—પતંગના ઘણા પ્રકાર છે, અને આકાર, કિંમત વગેરે અનેક બાબતને લઇને તેનાં જુદાં જુદાં નામ પડે છે. જેવાં કે પૈચુડી, ચાપટ, અર્ધો, પોણીઓ, તાવો વગેરે. પૈચુડી એટલે પૈ (પાઇ) ની કિંમતનો ઘણો નાનો પતંગ. બધાથી મોટા પતંગને તાવો કહે છે અને તેની કિંમત લગભગ ત્રણથી ચાર આના હોય છે. તાવાથી નાના (પોણા) પતંગને પોણીઓ કહે છે. અને તેનાથી નાના (અર્ધા) પતગને અર્ધો કહે છે. પતંગની પૂછડી જો ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ત્રિકોણાકાર હોય, તો તેવા પતંગને ચાપટ કહે છે. અને પૂછડીને બદલે જો ફૂમકું હોય તો તેવા પતંગને તુક્કલ કહે છે.

પતંગની આસપાસ તેની ચારે બાજુએ કોઇ કોઇ દોરી ઘાલીને પતંગનો કાગળ તે દોરી ઉપર ચોડી દે છે, તેવા પતંગને દોરીદાર પતંગ કહે છે. આવો પતંગ જમીન ઉપર પડવાથી કે

પવન ભરાવાથી ફાટી જતો નથી. ઊનરો તે જોરદાર થાય છે. પૈચુડી સિવાયના બધા પતંગ ઘણા ભાગે દોરીદાર જ હોય છે.

પતંગ સુશોભિત દેખાય તેટલા માટે કોઇ કોઇ વખત તેને એક જ રંગના કાગળનો ન બનાવતાં જુદા જુદા રંગના અનેક કકડાનો બનાવવામાં આવે છે, આવા પતંગને તેના દેખાવ પ્રમાણે ચટાપટાદાર, ડોળદાર, મથ્થાદાર એવાં જુદાં જુદાં નામ અપાય છે.

પતંગનો કાગળ પાતળો અને ચીકણો જોઇએ. કયડા તથા કમાન માટે વાપરવાની કામડી બહુ મજબૂત, વળી શકે તેવી અને ગાંઠ ન હોય તેવી લેવી. કામડી બહુ જ વળી જાય તેવી હોય તેવા પતંગને લબૂક કહે છે. એવો પતંગ ઉપર ચડયા પછી પવનના જોરથી ઘણી વખત ફાટી જાય છે.

**પતંગનો દોર**—પતંગ માટે વાપરવાનો દોર સારો વળદાર અને મજબૂત, પણ બહુ જાડો ન જોઇએ. 'કિસન છાપ' તથા 'ટેલર' એ બે જાતના દોર ઘણા ભાગે વિશેષ વપરાય છે. 'ટેલર' એ રીલનો દોરો બારીક હોઇને સારો વળદાર અને મજબૂત હોય છે.

**માંજો**—પતંગ ઉડાવનારને કેવળ પતંગ ઉડાવીને તેને સ્વસ્થ હાથમાં પકડી રાખીને જોતા રહેવામાં મજા લાગતી નથી. પણ બીજાના પતંગ ઉપર પોતાનો પતંગ નાખીને તેનો દોર પોતાના પતંગના દોરના ઘસારાથી કાપીને તેના ઉપર વિજય મેળવવાની ઇચ્છા રહે છે. પતંગની આવી લડાઇને પેચ લડાવવો કહે છે. પોતાનો દોર કપાઇ ન જાય, પણ બીજાનો કપાઇ જાય, તે માટે સાદો દોર ન વાપરતાં તેને લૂગદી ચોપડીને તેનો માંજો બનાવે છે. ચોખા, કાચ, કુંવારનો ચીકણો રસ, ઇંડાં, ટંકણખાર, પંજાબી સાલમ, ધોળી મૂસળી, વગેરે ચીજો યોગ્ય પ્રમાણમાં મેળવીને તેની લૂગદી તૈયાર કરે છે. આ કામ માટે સોડા વાટરની બાટલીનો કાચ વધારે સારો માનવામાં આવે છે. દોરને તીવ્ર ધાર લાવવા માટે કાચની બારીક ભૂકી વાપરવામાં આવે છે, અને તે ભૂકી દોરને વળગી રહે, તે માટે ચોખા તથા બીજા ચીકણા પદાર્થોની જરૂર પડે છે. ઉપર જણાવેલી બીજી ચીજોથી ખરેખર કંઇ ફાયદો થાય છે કે કેમ તે કોણ જાણે; પણ આવી લૂગદી હાથમાં લઇને તેને દોર ઉપર ત્રણ ચાર વખત ચોપડે છે એટલે માંજો તૈયાર થાય છે. આ માંજાના પણ બે પ્રકાર છે. કરકરો અને લીસો. જે માંજાનો કાચ તેના ઉપર ધીમે ધીમે હાથ ફેરવતાં હાથને લાગતો નથી તેને લીસો કહે છે. પણ જેનો કાચ હાથને લાગે છે (લૂગદીમાં કાચનુ પ્રમાણ વધારે હોય, અગર લૂગદી બહુ વાર દોર ઉપર ફેરવી હોય ત્યારે એવું થાય છે), તેવા દોરને કરકરો અથવા કડક કહે છે. દોર વધારે હોય તો તેને પથ્થરના કે નળીઆના કે પૂંઠાના કકડા ઉપર વીંટાળે છે. આવા વીંટાને પિંડો કહે છે. પિંડાનો ઇંડા જેવો અગર નાળિયેર જેવો આકાર બનાવે છે. દોર ભળી ન જાય અગર ગૂંચવાઇ ન જાય તેટલા માટે તેને ઘણી વખત લાકડાના કે વાંસના પેડા ઉપર વીંટે છે. દોર થોડો હોય તો હાથના અંગૂઠા અને ટચલી આંગળી ઉપર ∞ આવા આકાર પ્રમાણે વીંટી લે છે, જેને ગૂંછળી કહે છે.

**પતંગ ઉડાવવો**—પતંગ ઊડી શકે તેમ કરવા સારુ પ્રથમ તેને કન્નો બાંધવો પડે છે. જુઓ ચિત્ર નં. ૫૯ માં ક ખ ગ ઘ ની જગાએ કન્નો બતાવેલો છે. પતંગના કાગળની જે બાજુએ કયડો અને કમાન ચોંટાડેલી છે, તેની ઊલટ બાજુએ આ કન્નો બંધાય છે.

**કન્નો બાંધવાની રીત**—ચિત્ર નં. ૫૯ માં બતાવ્યા પ્રમાણે ક ની જગાએ (કયડો




ખેલ નં. ૪૫ ચિત્ર નં. ૫૯

તથા કમાન જ્યાં એકમેકને મળે છે ત્યાં), તથા ख ની જગાએ (પૂછડીથી ત્રણ ચાર આંગળ ઊંચે જ્યાં નાનો સરખો કાગળ ચોડેલો છે ત્યાં), બારીક સળીથી આરપાર જાય તેવાં બબ્બે કાણાં પાડવાં. પછી દોરીનો એક છેડો क પાસેના એક કાણામાં નાખી આરપાર લઇને બીજા કાણામાંથી ઉપર લેવો, અને કયડા તથા કમાનની સળીને વચમાં રાખીને તેની ગાંઠ બાંધી દેવી. એજ રીતે ख આગળ પણ ગાંઠ બાંધવી. એટલે क ख घ એવો ત્રિકોણ થશે. પછી પતંગ સમતોલ રહે એવી રીતે ग ની જગાએ ગાંઠ મારવી.

**કન્નાનું પ્રમાણ**—क ग અને ख ग ની લંબાઇ જો क ख જેટલી હોય, તો તે કન્નાને ૦-૦ (શૂન્ય શૂન્ય) કહે છે. क ग ની લંબાઇ क ख જેટલી, પણ ख ग ની લંબાઇ જો અર્ધો આંગળ (આશરે ½ ઈંચ) વધારે હોય, તો તે કન્નો ૧-૦ (એક શૂન્ય) કહેવાય. ख ग ની લંબાઇ ख क જેટલી, પણ क ग ની લંબાઇ જો क ख કરતાં અર્ધો આંગળ વિશેષ હોય, તો તે કન્નો ૦-૧ કહેવાય. આ રીતે જ ૨-૦, ૦-૨, ૨-૧, ૧-૨ એવા અનેક પ્રકારના કન્ના બાંધવામાં આવે છે. પતંગની સ્થિરતાનો આધાર સારા કન્ના ઉપર હોય છે. આ કન્નો હંમેશની સાધારણ દોરી કરતાં ચોવડી દોરીથી બાંધવામાં આવે છે. क घ ख સુધીની કન્નાની લંબાઇ આશરે ત્રણથી પાંચ ફૂટ હોય છે.

કન્નો બંધાયા પછી घ ની જગાએ દોર બાંધવો અને બીજાના હાથમાં પતંગ આપીને તેને આપણી પાસેથી પવનની દિશામાં લાંબે જવા જણાવવું, અને છોડો એમ કહેતાંની સાથે તેને બંને હાથથી પતંગને છોડી દેવા જણાવવું. એ રીતે પતંગ છૂટો થાય, કે લાગલો જ બે ચાર હાથ દોર પોતાની તરફ એક સાથે આંચકાથી ખેંચવાનો, અને પતંગને ઉપર લેવાનો તથા ઠુમકી (ધીમા આંચકા) આપીને ધીમે ધીમે દોરને છૂટો મૂકવો.

**પતંગ લડાવવો**—આપણા પતંગની પાસે ઊડનારા પતંગને પેચ આપવા માટે આપણા પતંગને તેની તરફ લઇ જવો જોઇએ. તેમ કરવા માટે જે ક્રિયા કરવી પડે છે તેની માહિતી આ નીચે આપી છે:—

(૧) પતંગને જમણી કે ડાબી બાજુએ લઇ જવો હોય, તો તેને પ્રથમ ઠુમકી મારવી, અને પતંગનું માથું તે (જમણી કે ડાબી) દિશાએ આવે એવી રીતે હાથને આગળ લેવો, અગર જરા દોરને ઢીલો મૂકવો, અને માથું ધારેલી જગાએ આવ્યું કે દોરને સડસડાટ ખેંચી લેવો. તેને **થપ્પડ મારવી** અગર પતંગને **લોટાવવો** કહે છે.

(૨) પતંગને નીચે લાવવો હોય, તો ઉપર પ્રમાણે ઠુમકી મારીને હાથ આગળ કરવો, અગર દોરને થોડો ઢીલો મૂકવો, અને પતંગનું માથું નીચે આવતાં જ દોરને સડસડાટ ખેંચવો અગર હાથને જ નીચે આણવો તેને **ગોથ-મારવું** કહે છે.

(૩) બીજાનો પતંગ આપણા આગળ

કે પાછળ હોય, તો દોરને ઢીલો મૂકીને અગર ખેંચીને જ આપણો પતંગ તે તરફ લઇ જવો જોઇએ.

**ઊડનારા પતંગના દોષો**—પેચ લડાવવો હોય તો આપણો પતંગ તદ્દન સ્થિર અને આપણા પૂર્ણ તાબામાં હોવો જોઇએ. તેમાં થોડો પણ જો દોષ હોય તો પેચ થયા પછી તે દોષ વધી જશે, અને પતંગ આપણા તાબામાં ન રહેતાં કપાઇ જશે. અર્થાત્ પતંગમાં નીચે જણાવેલા કોઇ દોષ હોય, તો તે પ્રથમ કાઢી નાખવા જોઇએ.

(૧) કન્નો બાંધી લીધા પછી પતંગ જો સમતોલ ન રહે તો તે ઉડયા પછી જે બાજુ વજન વધારે હશે તે બાજુ નમી પડશે. એટલું જ નહીં, પણ વજન વધારે હશે તે બાજુએ ગોળગોળ ફરશે. પતંગ માત્ર નમી પડતો હોય ત્યારે તે **કન્નાય** છે, એમ કહેવાય છે, અને ગોળગોળ ફરી જતો હોય ત્યારે તે **ગોથ ખાય** છે, એમ કહેવાય છે. એ બન્ને દોષ મટાડવા કન્નાને પકડીને પતંગને થોડો ઊંચો કરવો, અને જે બાજુએ તેનું વજન ઓછું જણાય તે બાજુએ કમાનને છેડે સમતોલ રહે તેટલા વજનનું ચીથરું કે કાગળનો કકડો બાંધવો. પતંગ થોડીવાર આ બાજુએ અને થોડીવાર સામી બાજુએ નમતો જણાય તો ક અગર ખ ની જગાએ ગાંઠ મારીને કન્નાનુ પ્રમાણ બદલાવવું.

(૨) ઢામડાની સળી જો વધારે જાડી હશે, તો પતંગ ઊડતાં ઊડતાં એકાએક નીચે પડશે. તેને **છાપ ખાવી** કહે છે. જો એમ હોય તો પતંગને માથા ઉપર રાખીને બન્ને હાથ વડે જરા વાળવો, એટલે તે છાપ ખાતો બંધ પડશે. સળીઓ કેટલી વળી શકે તેવી છે તે જોઇને જ તેને જરૂર પૂરતો વાળવો. વિશેષ વાળવાથી તે ભાગી જશે.

(૩) પતંગનું માથું વધારે વજનદાર હોય, તો તેને વજનદાર પૂછડું બાંધવું. માથું વજનદાર હોવાથી પણ પતંગ છાપ ખાય છે.

(૪) પતંગનો કાગળ જરા પણ ફાટયો હોય, તો તે બરાબર ચોડયા બાદ પતંગ ઉડાડવો. નહીંતર પતંગ ઊંચે ગયા પછી ચિરાઇ જશે અગર ગોથ ખાશે.

**પેચ**—પેચ થયા પછી દોરનો ઘસારો લાગતાં જ પતંગ કપાય છે. એ ઘસારો કરવા સારુ દોરને ઢીલો મૂકવામાં આવે છે, અગર સડસડાટ ખેંચી લે છે. માંજો કરકરો હોય, કિંવા દોર કમી હોય, અને ખૂટવાનો ભય હોય, તો કેટલાક એકદમ ખેંચી લઇને પતંગને કાપી નાખે છે, તેને **ખેંચકાપ** કહે છે. પણ એવા માંજાનો કાચ એક પેચમાં જ નીકળી જાય છે. વળી માંજો કરકરો હશે, તો દોર જ્યાં બેવડા—તો હશે, ત્યાં દત્તી પડી જશે. (દોરમાં જરા ખાડો પડી જાય તેને દત્તી પડી ગઇ કહે છે). ઘણા ભાગે સેલ આપવાનો જ રિવાજ વિશેષ રૂઢ છે. સેલ આપવો એટલે દોરને ઢીલો મૂકવો. એ સેલના પણ બે પ્રકાર છે. લોટતી સેલ અને ઊડતી સેલ. પતંગને બરાબર તાબામાં રાખીને આપણી મરજી પ્રમાણે નિયમિત રીતે ગોળાકાર ફેરવવો, તેને **લોટાવવું** કહે છે. અને એ સ્થિતિમાં સેલ આપીએ તે **લોટતી સેલ** કહેવાય.

પતંગને એવી રીતે લોટાવવા માટે દોરને છોડતાં છોડતાં જમણા હાથ વડે થોડો ગોળ ફેરવવો પડે છે. પેચ શરૂ થયો કે પ્રથમ લોટતી સેલ અપાય છે પણ લોટતી સેલથી પતંગ ધીમે ધીમે નીચે આવતો જાય છે. તે કોઇ ઝાડ કે ઘરના છાપરે અડશે એવું જણાય, તો **ઊડતી સેલ** આપવી પડે છે. ઊડતી સેલમાં પતંગ ધીમે ધીમે ઉપર જતો જાય છે. આ સેલ આપતાં પતંગને ઊંચો લેવા માટે દોરને થોડો

થોડો છોડવો જોઇએ, અને દોર છોડતાં છોડતાં જમણો હાથ તેની સાથે થોડો આગળ પાછળ કરવો જોઇએ. આ રીતે પેચ ચાલુ રહેતાં કોઇનો પણ પતંગ કપાય છે તે કપાતાં જ તે પતંગ તથા તેની સાથેનો દોર બધા લૂંટી જાય છે. કોઇ કોઇ વખત પતંગ કપાય, કે બીજા પતંગ ઉડાડનારા પણ તેને અદ્ધરથી પકડી લેવા પ્રયાસ કરે છે.

### પેચ લડાવતાં ધ્યાનમાં રાખવાની બાબતો.

(૧) સેલ આપીને જ પતંગ કાપવાનો પ્રયત્ન કરવો. અને તેટલા સારુ માંજો લીસો રાખવો. માંજો કરકરો હશે, અગર લૂગદી વધતી ઓછી લાગેલી હશે, તો દોર ઉપર કાગળ ઘસવો એટલે માંજો લીસો પડશે, અને લૂગદી પણ સરખી લાગી જશે. લૂગદી વધતી ઓછી હશે તો જ્યાં વધારે હશે ત્યાં આગળ દોર અટકશે અને સેલ જશે નહીં.

(૨) પતંગ કપાતાં દોર લૂંટાઇ જશે એવી બીક રાખીને પતંગ સહેજ ઉંચો ગયો કે પેચ આપવાની ઉતાવળ કરવી નહીં. એવા પતંગને પૂરતું જોર ન હોવાથી સારી સેલ આપી શકાશે નહીં. એથી ઊલટું, પતંગ જો સારી રીતે ઊંચે અને ખૂબ હવામાં ગયો હોય, તો તેને વિશેષ જોરથી સેલ આપી શકાશે, અને તે વિશેષ લાભકારક પણ થશે.

(૩) પતંગનો પૂરેપૂરો દોર કપાઇ જશે એવી બીકથી છેક કન્ના પાસે પેચ લેવો નહીં. કેમકે કન્નો સામાવાળાના દોરમાં ભરાઇ પડતાં સેલ અપાશે નહીં, અને પતંગ કપાઈ જશે.

(૪) આપણો પતંગ વધારે જોરમાં હોય, તો નીચેથી પેચ લેવો, એટલે ઉપર રહેલો પતંગ કમજોર થઇને લટકી રહેશે અને કપાઇ જશે.

(૫) દોરમાં ગાંઠ ન જોઇએ, અગર હોય તો ઘણી જ નાની અને કઠણ જોઇએ, નહીં તર દોર તે ગાંઠ પાસે અટકી પડશે, અને સેલ બરાબર ન જતાં પતંગ કપાશે.

(૬) આપણા પતંગને અનુકૂળ એવી પવનની દિશામાં જે ન હોય, અને આપણાથી જે બહુ લાંબો હોય, તેવા પતંગની જોડે પેચ લેવા માટે આપણા પતંગને કદી પણ તે તરફ નમાવવો નહીં. કેમ કે આપણો પતંગ તે દિશામાં કમજોર રહેશે અને કપાઇ જશે.

(૭) છેવટની મુખ્ય બાબત એ કે આપણા પતંગમાં કંઇ પણ દોષ હોય, તો તે તરફ દુર્લક્ષ ન કરતાં તે કાઢી નાખ્યા પછી જ પેચ લેવો. નહીંતર તે પતંગ તો કપાશે જ. પણ દોર ખરાબ થઇ જવાથી તે પછી ઉડાવવાનો પતંગ પણ કપાઇ જશે.

## બદાબદી.

**બદાબદી** (દડા માર)-(ખેલ નં. ૪૫)—**રમવાની રીત**—ચિત્ર નં. ૬૦ માં બતાવ્યા પ્રમાણે ૨૦૦ ફૂટ લાંબી અને તેટલી જ પહોળી જગા પસંદ કરી તેમાં અ, આ, ઇ, ઈ એવો એક એક ચોરસ કાઢવો, અને તેની અંદર પંદર ફૂટ જગા છોડીને ક, ખ, ગ, ઘ એવો એક બીજો ચોરસ કાઢવો. હમેશની રમત માટે જગાની સવડ પ્રમાણે થોડો ફેરફાર કરવો.

**સાહિત્ય**—એક ટેનિસનો રબરનો દડો, તે ન હોય તો ચીથરાનો બનાવી લેવો. માત્ર તેમાં કોઇ પણ કઠણ ચીજ ન હોવી જોઇએ.

**રમવાની રીત**—રમનાર છોકરાના બે




ખેલ નં. ૪૫ ચિત્ર નં. ૬૦

સરખા ભાગ પાડવા, અને ચ છ રેષાની બન્ને બાજુએ બન્ને પક્ષે વહેંચાઇને ઊભા રહેવું. શરૂઆત કરતાં પંચે વચમાં ઊભા રહી દડાને ઊંચે ફેંકવો. જેના હાથમાં તે આવે, તેણે સામાપક્ષના કોઇ પણ છોકરાને તે જગાએ રહીને જ દડો મારવો. છોકરાઓએ તે દડો પોતાને લાગે નહીં તેવી સાવચેતી રાખવી, અને તે દડો બીજા પક્ષને મારવા માટે પકડી લેવા સારુ બધાએ કાળજી રાખવી. એવી રીતે દડો પકડી લેવા માટે તથા તેના મારમાંથી બચવા માટે ઠરાવેલી હદની અંદર ગમે ત્યાં દોડી જવાને હરકત નથી. માત્ર દડો હાથમાં આવે, કે દોડવાનું બંધ



ખેલ નં. ૪૫ ચિત્ર નં. ૬૧

કરવું જોઇએ. તે હાથમાં રાખીને જરા પણ દોડવાનું નહીં. ત્રણ ડગલાં ભરતાં પહેલાં તે દડો તાબડતોબ બીજાને મારવો જોઇએ. પોતાનાથી સામા પક્ષનો છોકરો વધારે દૂર હોય, અને એમ લાગે કે મારો દડો તેને પહોંચશે નહીં, તો પોતાના પક્ષના છોકરા તરફ તે ફેંકવાની પણ છૂટ છે. જો દડો હદ બહાર જાય, તો જેના હાથમાંથી તે બહાર જાય તેના, અગર બહાર જતાં પહેલાં કોઇ છોકરાને અડીને ગયો હોય તો તેના સામા પક્ષનો છોકરો જે ઠેકાણેથી તે દડો બહાર ગયો હોય તે ઠેકાણે (અ, આ, ઇ, ઈ ની રેષા ઉપર) ઊભો રહીને તે પક્ષના છોકરાને મારે અથવા મરજી પડે તો પોતાના પક્ષ તરફ ફેંકે. માત્ર એ વખતે બીજા બધા ક, ખ, ગ, ઘ ની અંદર રહે, એટલે કે ફેંકનાર છોકરાથી નિદાન ૧૫ ફૂટ છેટે રહે. એ રીતે દડો અંદર આવે, કે ફરી બધા અ, આ, ઇ, ઈ ની હદમાં રહીને રમે. દડામાંથી બચવા માટેનો પ્રયત્ન કરતાં દડાને મેળવવાનો પણ પ્રયત્ન કરતા રહેવું જોઇએ. માર પડે છતાં પણ દડો મેળવવાની દોડાદોડ જ્યારે બન્ને પક્ષના બરાબર કરે, ત્યારે ખેલમાં વિશેષ ગમ્મત આવે છે.

**ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે** આ સંબંધમાં નીચે પ્રમાણે નિયમો પ્રસિદ્ધ કર્યા છે:—

**મેદાન**

૧. આ રમત માટે ત્રીશ ફૂટ વ્યાસનું કુંડાળું દોરવામાં આવશે તે અંદરનું કુંડાળું ગણાશે.

૨. આ કુંડાળાની ફરતું પાંચ ફૂટ દૂર બીજું એક સમાન્તર કુંડાળું દોરવામાં આવશે તે બહારનું કુંડાળું ગણાશે.

૩. બહારના કુંડાળાથી પાંચ ફૂટ દૂર એક બાજુથી પંદર ફૂટ લાંબી એક સીધી રેખા દોરવામાં આવશે. આ રેખા પર બાદ થએલા ખિલ્લુ બેસશે. તે બાદ રેખા કહેવાશે.

૪. કુંડાળાના બે સરખા ભાગ પાડતી મધ્યરેખા દોરવામાં આવશે.

**પંચ**

૫. આ રમતમાં એક મુખ્ય પંચ, એક મદદનીશ પંચ અને એક નોંધનાર રહેશે.

૬. મુખ્ય પંચ રમત શરૂ તેમજ બંધ કરાવશે. સમયની નોંધ કરાવશે. મેદાનના અર્ધ ભાગમાં રમાતી રમતનો નિકાલ આપશે.

૭. મદદનીશ પંચ પોતાને સોંપાયેલા મેદાનના અર્ધ ભાગમાં રમાતી રમતનો નિકાલ આપશે.

૮ નોંધનાર બાદ થએલા ખિલ્લુ, ભૂલ વગેરેની નોંધ રાખશે. અને દાવને અંતે ગુણની ગણતરી કરશે.

**પક્ષો**

૯. આ રમતમાં બે પક્ષો રહેશે. દરેક પક્ષમાં નવ ખિલ્લુઓ રમશે. તેમાંનો એક નાયક અને એક ઉપનાયક ગણાશે.

**દાવ અને સમય**

૧૦. દરેક પક્ષને બે દાવ આપવામાં આવશે. અને દરેક દાવ સાત મિનિટનો રહેશે. દરેક દાવ પછી પાંચ મિનિટ આરામ અપાશે.

૧૧. બંને પક્ષના ગુણ સરખા થશે, તો પાંચ મિનિટનો એક એક દાવ બંને પક્ષને આપવામાં આવશે અને તે દાવ આખરી ગણાશે. તેમ છતાં સરખા ઊતરશે, તો આખી રમત ફરીથી રમાડવામાં આવશે.

**શરૂઆત**

૧૨. પંચ બંને પક્ષના નાયકોને બોલાવી સિક્કો ઉછાળશે અને સિક્કા ઉછાળમાં જીતનારને રમવાનું કે મારવાનું પસંદ કરવાનું રહેશે.

૧૩. રમનાર પક્ષ ત્રીશ ફૂટ વ્યાસના કુંડાળાની અંદર રહેશે. અને મારનાર પક્ષ બહારના કુંડાળામાં રહેશે.

૧૪. મારનાર પક્ષને એક દડો (વૉલી બોલનો અથવા તેવડો મોટો) આપવામાં આવશે. અને પંચની સૂચના થતાં રમનાર પક્ષને મારવાનું શરૂ કરશે.

**રમનાર પક્ષને લાગુ પડતા નિયમો**

૧૫. રમનાર ખિલ્લુ અંદરના કુંડાળામાંથી પૂરેપૂરો બહાર જઇ શકશે નહિ.

૧૬. મારનાર ખિલ્લુએ નાખેલા દડાને જમીન પર ટિપ્પો પડે તે પહેલાં રમનાર ખિલ્લુ તે દડો પોતાને અડકવા દેશે નહિ.

૧૭. રમનાર ખિલ્લુ કોઇ પણ સંજોગોમાં ટિપ્પો પડી ગયેલા દડાને જાણી જોઇને અડકી શકશે નહિ.

૧૮. નિયમ ૧૫ અને ૧૬ નો ભંગ કરનાર ખિલ્લુ બાદ થશે અને તરત જ કુંડાળામાંથી નીકળી બાદ રેખાપર બેસી જશે.

૧૯. નિયમ ૧૭ નો ભંગ થતાં દરેક ભંગ દીઠ રમનાર પક્ષની એક ભૂલ નોંધાશે.

**મારનાર પક્ષને લાગુ પડતા નિયમો**

૨૦. મારનાર ખિલ્લુ દડો મારતી વખતે અથવા માર્યા પછી તરત જ શરીરનો કોઇ પણ ભાગ અંદરના કુંડાળામાં મૂકી શકશે નહિ. અને મૂકશે તો ભૂલ ગણાશે.

૨૧. મારનાર ખિલ્લુ દડો લેવા માટે અંદરના કુંડાળામાં અથવા બહાર ગમે ત્યાં જઇ શકશે.

**ગુણ અને હારજીત**

૨૨. જો રમત પૂરી સાત મિનિટ ચાલશે, તો તે દરમિયાન મારનાર પક્ષે રમનાર પક્ષના જેટલા ખિલ્લુ માર્યા હશે, તેનાથી બેવડા ગુણ મારનાર પક્ષને મળશે.

૨૩. નિયત સમય પહેલાં રમત પૂરી થશે, તો બાદ થયેલા બધા જ ખિલ્લુથી બેવડા અને બચેલી મિનિટ દીઠ બે ગુણ આપવામાં આવશે. ૧ થી ૩૦ સેકન્ડ જેટલા સમયનો એક ગુણ અને ૩૧ થી ૬૦ સેકન્ડ સુધીના બે ગુણ આપવામાં આવશે.

૨૪. દરેક પક્ષની ભૂલ દીઠ એક ગુણ કપાશે.

૨૫. આખી રમતની અંતે જે પક્ષના ગુણ વધુ થશે, તે પક્ષ જીત્યો ગણાશે.

—રમતોના નિયમો.

# કુરઘોડી.

**કુરઘોડી—અતન મતન—**(ખેલ નં. ૪૬)—**રમવાની રીત—**બે પક્ષ પાડી કયા પક્ષે દાવ આપવો તે પ્રથમ ઠરાવવું. પછી દાવ આપનાર પક્ષનો એક છોકરો ભીંત કે ઝાડને બન્ને હાથ વડે ટેકીને ઊભો રહે, અને તેનું મોઢું તે ભીંત કે ઝાડ તરફ રાખે અને માથું જરા નમાવે. બીજો છોકરો પછી તેની કમરે સજ્જડ વળગે. ત્રીજો બીજાની કમ્મરને વળગે અને એ રીતે બધા છોકરા એકમેકની કમરે વળગીને ઊભા રહે. પછી દાવ લેનાર પક્ષના છોકરાઓ કેટલેક



ખેલ નં. ૪૬ ચિત્ર નં. ૬૨

છેટેથી એક પછી એક દોડતા આવે અને આ ઘોડીઓ ઉપર–ઊભા રહેલ છોકરાઓની પીઠ ઉપર બેસતા જાય. દરેકે પીઠ ઉપર જ બેસવુ જોઇએ. રમનાર છોકરાઓ વધારે હોય અને પહેલા બેસનારાઓનો કૂદકો લાંબો ગયો ન હોય, તો પછીથી આવનારાઓને બેસવા માટે જગા રહેતી નથી. તેવે વખતે તેમને પોતાના પક્ષના છોકરાઓની ઘોડી કરીને કૂદવુ પડે છે, અને બેસવાની જગા આગળ લેવી પડે છે. કોઇ કોઇ વખત ઘોડી ઉપર વધારે વજન લાવવા સબબે છોકરાઓ સાથે પણ બેસે છે. બેસનારા પૈકી કોઇ પણ છોકરો કૂદકો મારતાં કે બેઠા પછી નીચે પડે, અગર તેનો કોઇ પણ ભાગ જમીનને અડે તો તેના પક્ષ ઉપર દાવ આવે, અને તે બધાને ઘોડી બનવું પડે. બેસનારનો પગ જમીનને બટકાય અગર તે પડે, તેમ જાણી જોઇને ઘોડી થનાર છોકરો મુદ્દામ કરે, તો આ નિયમ લાગુ પડે નહીં. બધા બેસી ગયા પછી બેઠેલા છોકરા-માંથી કોઇ પણ એક છોકરો પોતાના હાથની કેટલીક આંગળીઓ વાળીને અને કેટલીક ઊભી રાખીને **આ કેટલી** છે એમ પૂછે, અને તેનો જવાબ ઘોડી થયેલ કોઇ પણ છોકરો આપે જો જવાબ ખરો પડે, તો ઘોડી થનારા બધા છૂટે, અને ખોટો પડે, તો જ્યાં સુધી ખરો જવાબ આવે ત્યાં સુધી ઘોડી ચાલુ રહે. બેસનાર છોકરાઓ દર વખતે જુદી જુદી આંગળીઓ દબાવે અને ઊભી રાખે. ઠેકડો મારીને બેસતી વખતે અગર રમતમા કોઇ પણ વખતે ભાર સહન ન થવાથી જો ઘોડી બેસી જાય, તો બેસનાર ઊતરીને ફરી દોડતો આવી તેના ઉપર બેસે અને દાવ ચાલુ રહે. માત્ર ઘોડી બેસી જાય તેવા હેતુથી મુદ્દામ બેસનાર છોકરો પોતાના બન્ને પગ વડે કમરને જોરથી આમળે તો તેવા અયોગ્ય વર્તન બદલ તે બેસનાર પક્ષ ઉપર દાવ આવે. આ રમતમાં દરેકે બીજાને ઇજા ન થાય તેવી કાળજી રાખવી જોઇએ

# સુરપારંબી અગર ચુંબ લકડી.

**સુરપારંબી અગર ચુંબ લકડી—** (આમલી પીપળી અગર ઓળીકોળામણે!) (ખેલ નં. ૪૭)—**સાહિત્ય**—એક ઝાડ અને એક હાથ લાંબી લાકડી. લાકડી માધારણ વજનવાળી લેવી. કોઈપણ ઝાડ આ ખેલ માટે ચાલી શકશે નહીં. રમનારે તેના ઉપર ચડવું પડે છે અને ચડીને ડાળી ઉપરથી કૂદીને ઊતરવું પડે છે. એટલે તે બન્ને રીતે સવડવાળું હોય તેવું ઝાડ પસંદ કરવું. ઝાડની ડાળીઓ ભાંગી ન જાય તેવી મજબૂત, અને નીચેથી હાથ ન અડે તેટલી ૮–૧૦ ફૂટ ઊંચી તથા આસપાસ ફેલાયલી હોવી જોઇએ એટલે તે તૂટવાની બીક ન રહે તથા તેના છેડા ઉપરથી બીક વગર ઊતરી કે ચડી શકાય, અને પ્રસંગે કૂદ મારીને નીચે પણ આવી શકાય એવી હોવી જોઇએ. સાધારણ રીતે વડનું ઝાડ આ રમત માટે ઠીક પડે.

**રમવાની રીત**—શરૂઆતમાં દાવ કોણે આપવો તે ઠરાવવું પછી તે ઝાડ નીચે એક કુંડાળું કાઢવું, અને તે કુંડાળા પાસે દાવવાળા એક છોકરાએ તથા રમનાર પૈકી એક છોકરાએ હાથમાં લાકડી લઇને ઊભા રહેવું. બીજા બધા છોકરાઓ ઝાડ ઉપર ચડી જાય. બાદ રમનાર છોકરો કે જે કુંડાળા પાસે ઊભો રહેલો છે,



ખેલ નં. ૪૭ ચિત્ર નં ૬૩

તેણે જમણો પગ ઊંચો કરી તેની નીચે જમણો હાથ નાખીને પોતાની પાસેની લાકડી જોરથી દૂર ફેંકવી. દાવવાળો તે લાકડી લેવા દોડે, અને પરત આવીને કુંડાળામાં એ લાકડી મૂકે, તે દરમિયાન એ રમનાર છોકરે ઝાડ ઉપર ચડી જવું જોઇએ. પછી દરેક છોકરાએ દાવવાળાના હાથમાં ન સપડાતાં તે લાકડીને અડી આવવું જોઇએ. તેઓ ઝાડ ઉપરથી ઉતરીને કે કૂદીને નીચે આવે, પણ દાવવાળો તેને પકડે તે પહેલાં તેણે લાકડીને અડવું જોઇએ. દાવવાળો એ છોકરાઓને ઝાડ ઉપર ચડીને પણ પકડી શકે, અને નીચે હોય ત્યારે પણ લાકડીને અડયા ન હોય ત્યાં સુધીમાં પકડી શકે. જો કોઇ પકડાય તો તેના ઉપર દાવ જાય. ન પકડાય અને બધા છોકરા લાકડીને અડી જાય, તો ફરી પણ તે જ છોકરો દાવ આપે. માત્ર લાકડી ફેંકનાર છોકરો બદલાતો જાય.

રમનાર છોકરો એ કુંડાળામાં ઊભો રહીને લાકડી ફેંકે, અને દાવવાળો તે લઇને આવે, તે દરમિયાન બધા છોકરાઓ ઝાડ ઉપર ચડી જાય. પછી દાવવાળો તે બધાને પકડવા ઝાડ ઉપર ચડે. એટલે બધા જ ખૂબ ઝડપથી ઝાડ ઉપરથી ઊતરી પડે અગર કૂદી પડે, અને પેલા કુંડાળામાં પગ મૂકી દે, તથા તેમાં પડેલી લાકડીને ફરી આઘી ફેંકી દે. દાવવાળો પાછો તે લાકડીને લેવા જાય, એટલે બધા જ છોકરાઓ ફરીને ઝાડ ઉપર ચડી જાય. વળી દાવવાળો ઝાડ ઉપર ચડવા આવે કે બધા રમનાર ટપોટપ નીચે ઊતરી પડે અને કુંડાળામાં પગ મૂકી દે. કુંડાળામાં પગ મૂકી દેતાં પહેલાં જો કોઇ છોકરાને દાવવાળો પકડે તો તેનો દાવ ઊતરે, અને પકડાનાર ઉપર આવે. આ રીતે આ રમત ઘણી સાહસ ભરેલી અને શક્તિ આપનારી છે. પરંતુ તેમાં થોડું જોખમ પણ છે—**દેશી રમતો.**

*ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે* આ સંબંધમાં નીચે પ્રમાણે નિયમો પ્રસિદ્ધ કર્યા છે:—

### મેદાન અને સાધનો

૧. આમલી પીપળીની રમત ઝાડ પર રમવામાં આવશે. ઝાડની ડાળીઓ નીચે ફરતી ગોળ રેખા જમીન પર દોરવી તે રેખા ઝાડની મર્યાદા ગણવી.

૨. ઝાડના થડમાંથી સૌથી પહેલું ડાળું ફૂટયુ હોય, તે જગાએથી થડને ફરતે એક રેખા દોરવી. એ રેખા વટાવી ખેલાડીઓ ઝાડ પર ચડે, તેમને '**ચડેલા**' ગણવા. ઝાડની ડાળી પકડીને ચડનાર ખેલાડીઓને પણ '**ચડેલા**' ગણવા.

૩. ઝાડની મર્યાદાસૂચક રેખાથી ૨૦ ફૂટ છેટે ૬ ફૂટ વ્યાસનું એક કુંડાળું દોરવું. તેને રમતનો ચોક ગણવો.

૪. રમતના ચોકથી બે ફૂટ દૂર બંને બાજુએ સાત ફૂટ લાંબી બે રેખાઓ દોરવી જમણી બાજુની રેખા પર રમનાર પક્ષ અને ડાબી બાજુ પર મારનાર પક્ષ ઊભો રહેશે.

૫. રમતના ચોકના મધ્યબિંદુથી ૧૦૦ ફૂટ ત્રિજ્યાનું એક કુંડાળું દોરવું. તે રમતના મેદાનની હદ ગણવી.

૬. આ રમત રમવા માટે બે ફૂટ લાંબો અને એક ઇંચ વ્યાસનો દંડો રાખવો.

### પક્ષો

૭. આ રમતમાં બે પક્ષો રાખવા. દરેક પક્ષમાં પાંચ બિલ્લુઓ રાખવા. દંડો ફેંકી ઝાડ પર ચડનાર પક્ષને રમનાર પક્ષ કહેવો. એ રીતે ચડેલા પક્ષને પકડવા જનાર પક્ષને મારનાર પક્ષ કહેવો.

૮. દરેક પક્ષમાં એક એક નાયક રાખવો.

### દાવ અને સમય

૯. દરેક પક્ષને બે દાવ આપવા અને દરેક દાવ ૧૦ મિનિટ ચાલુ રાખવો. તથા દરેક દાવ પૂરો થયે પાંચ મિનિટ આરામ આપવો.

૧૦. રમનાર પક્ષનો ભિલ્લુ મરાતાં રમતમાંથી બહાર નીકળી જવા છતાં દાવ ચાલુ રહેશે. મારનાર પક્ષનો ભિલ્લુ મરાતાં તે બહાર નીકળી જશે ને બધાએ ઝાડ ઉપરથી ઊતરી દાવ ફરી શરૂ કરવો પડશે.

### રમતની શરૂઆત

૧૧. રમત શરૂ કરતા પહેલાં પંચે બંને પક્ષના નાયકોને બોલાવી, તેમની રૂબરૂ સિક્કો ઉછાળવો. સિક્કો ઉછાળમાં જીતનાર પક્ષે રમવાનું કે મારવાનું પસંદ કરવું.

૧૨. રમનાર પક્ષ રમતના ચોકની જમણી બાજુની સીધી રેખા ઉપર, અને મારનાર પક્ષે ડાબી બાજુની રેખા ઉપર ઊભા રહેવું.

### રમનાર પક્ષને લાગુ પડતા નિયમો

૧૩. નાયકે નક્કી કરેલા ક્રમ પ્રમાણે દંડો કુંડાળામાંથી ફેંકવો. એકના એક માણસે એક જ રમતમાં બીજી વખત દંડો ફેંકવો નહિ.

૧૪. બંને પક્ષના ભિલ્લુઓ ઝાડ પર ચડી જાય પછીથી રમનાર પક્ષના ભિલ્લુએ દંડો ચૂસવા નીચે ઉતરવું.

૧૫. રમનાર પક્ષનો ભિલ્લુ દંડો ચૂસે, તે પહેલાં ત્ત પક્ષના જેટલા ભિલ્લુઓને મારનાર ભિલ્લુએ હાથ કે પગથી અડકયા હોય તે બધા મરાયા ગણવા અને બાદ થવું.

૧૬. દંડો ફેંકયા પછીથી જ રમનાર પક્ષના ભિલ્લુઓએ ઝાડ પર ચડવું.

૧૭. રમતના મેદાનની બહાર ગયેલો ભિલ્લુ બાદ ગણવો.

### મારનાર પક્ષને લાગુ પડતા નિયમો

૧૮. દંડો ફેંકાયા પછી પંચની સૂચના બાદ મારનાર પક્ષના નાયકે નક્કી કરેલા ક્રમ પ્રમાણે દંડો લેવા દોડવું.

૧૯. દંડો લાવી રમતના ચોકમાં મૂકયા પછી પંચની સૂચના બાદ રમનાર પક્ષને મારવા ઝાડ પર ચડવા જવું.

૨૦. રમનાર પક્ષનો કોઇ પણ ભિલ્લુ પોતાનો એક પણ ભિલ્લુ મરાતા પહેલાં દંડો ચૂસી રમતના ચોકમાં ઉભો રહેશે તો મારનાર પક્ષના જે ભિલ્લુએ ફેંકાયેલા દંડાને લાવી ચોકમાં મૂકયો હશે, તે બાદ ગણાશે.

૨૧. મારનાર ભિલ્લુ ઝાડ પર ચડયા સિવાય રમનાર પક્ષના દંડો ચૂસવા ઉતરેલા ભિલ્લુને મારી શકશે નહિ.

૨૨. મારનાર પક્ષના ભિલ્લુઓ રમતના મેદાનની હદ બહાર જાય, તો બાદ ગણવા.

### પંચો

૨૩. રમતમાં બે પંચ તથા એક નોંધનાર રાખવા. એક પંચને ઝાડ નીચે અને બીજા પંચને રમતના ચોકમાં ઊભા રાખવા.

### ગુણ

૨૪. દાવ માટે આપેલો ૧૦ મિનિટનો સમય પૂરો થયે, જે પક્ષના જેટલા ભિલ્લુઓ જીવતા હશે, તેથી બમણા ગુણ દરેકને આપવા. પણ સમય પહેલાં કોઇ પણ પક્ષના બધા ભિલ્લુઓ પૂરા થઇ જાય, તો જે પક્ષના જેટલા ભિલ્લુઓ જીવતા હોય, તે પક્ષને બચત ભિલ્લુથી બમણા ગુણ આપવા. ઉપરાંત જેટલી મિનિટ બાકી હોય, તેના પાંચ ગણા ગુણ આપવા.

૨૫. આ રીતે આખી રમતમાં દરેક પક્ષને જેટલા ગુણ મળ્યા હશે, તેનો સરવાળો થતાં જે પક્ષના ગુણ વધારે થશે તે જીત્યો ગણાશે.

—રમતોના નિયમો.

# ગિલ્લી દંડો (મોઈ દંડો).

**ગિલ્લી દંડો**—(ખેલ નં. ૪૮)—આ ખેલ બહુ મહેનતનો છે. થોડા વખતમાં ખૂબ મજા અને ઉત્સાહ આપતો હોવાથી ગામડામાં તેનો પ્રચાર વિશેષ છે. બરાબર નિયમથી રમવામાં આવે, તો મોટા ખેલમાં પણ આની ગણના થઈ શકે. એ વ્યક્તિવાર પણ રમાય છે અને એ પક્ષ પાડીને પણ રમાય છે. એ રમતના અનેક પ્રકાર છે. તેમાં જગુ (વકટ, લેન) એ સૌથી મુખ્ય છે.

**જગુ (વકટ, લેન)**—આ રમતમા વકટ, લેન, મૂઠ, નાર, આંખ અને વૈદ એવા શબ્દો ગણતરી માટે વપરાય છે તે તેલુગુ ભાષાના ઓક્ટી (એક), રેંડુ (બે), મુંડ (ત્રણ), નાલગુ (ચાર), આરું (પાચ), અને સૈદુ (છ) એ શબ્દોની જોડે મળતા આવે છે. તેલંગણમાં પણ આ રમતમાં આ શબ્દો વપરાય છે, અને બીજે બધે પણ આ શબ્દો થોડા અપભ્રંશ સાથે આ રૂપમાં જ વપરાય છે. તેથી એમ લાગે છે કે આ રમત મૂળ તૈલંગણથી બધે પ્રસરી હશે.

**રમનારની સંખ્યા**—ગિલ્લી (મોઈ) સાધારણ રીતે જેટલે દૂર જાય, તેટલે દૂર સુધી ઝીલી લેવાને અનુકૂળ પડે તેટલા છોકરા જુદી જુદી જગાએ ઊભા રાખવા પડે. માટે દરેક બાજુએ આઠથી દસ છોકરાઓ જોઈએ

**રમવાની જગ્યા**—૧૦૦×૭૫ વારનો એક ચોખૂણ ખુલ્લા મેદાનમાં દોરવો. પડોળાઈની બાજુએ ૨૫ વાર છેટે એક સમાંતર રેષા




ખેલ નં. ૪૮ ચિત્ર નં. ૬૪

દોરવી અને તેના મધ્ય ભાગે બેઉ બાજુ સરખું અંતર રાખીને ૮ ફૂટનો પાયો લઈને તેના ઉપર ૮×૧૫ નો એક ચોખૂણ લંબાઈ તરફ દોરવો.

**સાહિત્ય**—એક ગિલ્લી (મોઈ), અને એક દંડો. ગિલ્લી લાકડાની હોય અને તે બેથી અઢી ઈંચ લાંબી હોય. તેનો વ્યાસ દંડાના વ્યાસ જેટલો અગર તેથી થોડો ઓછો રાખવો.

—લેખક:—



રા. ભાસ્કર બળવંત નાતુ, વડોદરા.

અને તેના બન્ને છેડા કાનસથી ઘસીને થોડા ઢળતા બનાવવા. તેની જાડાઇ બધે સરખી રાખવી. બાવળ, તણછ કે ગુંદી જેવા ચીકણા મજબૂત અને વજનદાર લાકડાની ગિલ્લી બનાવવી. કેટલેક ઠેકાણે લાકડાની આવી ગિલ્લીને બદલે હિંગણબેટ (ઇંગોરિયું) નામના ફળનો ઉપયોગ કરે છે. તેનો આકાર ગોળ હોઇ તેની બન્ને બાજુ જરા ઢળતી હોય છે.



ખેલ નં. ૪૮ ચિત્ર નં. ૬૫

**દંડા**—દંડો ઉપર જણાવેલા લાકડાનો બનાવવો. તે આશરે એકથી દોઢ ઇચ જાડો અર્થાત્ મૂઠીમાં પકડાય તેવો, અને એક હાથ લાંબો જોઇએ. તેનો છેડો જરા ચપટો જોઇએ.

**બદી અગર ગબી**—ઉપર જે ૮×૧૫ ફૂટનો ચોખૂણ બનાવેલો છે તેનો પાયો આઠ ફૂટનો રાખેલો છે. તેની બરાબર મધ્યમાં તે પાયાને કાટખૂણે ૧॥×૩ ઇચનો એક ખાડો ખોદવો. તે ખાડાના લાંબા છેડા જરા જરા સાંકડા રાખવા. આ ખાડો તે બદી અગર ગબી.

**પારિભાષિક શબ્દો**—**કોલવું**—બદી ઉપર ગિલ્લીને આડી કે ઊભી રાખી તેની નીચે દંડાનો ચપટો છેડો રાખવો. પછી દંડાને બે હાથે બરાબર સજ્જડ પકડીને તથા જોર આપવા માટે જરા નમાવીને તે ગિલ્લીને ઉડાડવી (ચિત્ર નં. ૬૫), આ ક્રિયાને કોલવું કહે છે. કેટલેક ઠેકાણે દંડો ગિલ્લીના પાછલા છેડાને ટેકીને ઊભો પણ જરા રમનાર તરફ વળેલો રાખે છે, અને પછી પગથી દંડાને ધક્કો મારીને ગિલ્લી ઉડાડે છે.



ખેલ નં. ૪૮ ચિત્ર નં. ૬૬

**વકટ**—પગનાં કોઇ પણ આંગળાના છેડા ઉપર ગિલ્લીને રાખીને તેને જરા ઉડાડીને નીચે પડતાં પડતાં તેના ઉપર ટોલો મારવો, તેને વકટ કહે છે. (ચિત્ર નં. ૬૬)

**લેન**—ગિલ્લીનો એક છેડો ડાબા હાથમા ચિત્ર નં ૬૭ પ્રમાણે જમીન તરફ જરા નમેલો રાખીને તેના ઉપર નીચેથી જરા ટોલ્લો મારવો એટલે બીજો છેડો આપોઆપ જ ફરીને દંડા પાસે આવશે એ વખતે ગિલ્લીને જોરથી ટોલ્લો મારવો તેને લેન કહે છે

કેટલેક ઠેકાણે ગિલ્લીનો એક છેડો ડાબા હાથમા પકડીને અને બીજો છેડો જમીન તરફ રાખીને ગિલ્લીને નીચે છોડી મૂકે છે અને પછી તેને નીચે પડતા પહેલા જોરથી ટોલ્લો મારે છે તેને પણ લેન કહે છે



પ્લેટ નં ૪૮ ચિત્ર નં ૬૭

**મૂઠ**—ડાબા હાથના પાચે આગળા લાબા કરીને અને અંગૂઠા સાથે એક ઠેકાણે રાખીને જે શંખ જેવો આકાર થાય તેના ઉપર, અંગૂઠા તથા પહેલી આગળીની વચમા, ગિલ્લી રાખવી (ચિત્ર નં ૬૮), અગર ડાબા હાથની મૂઠી વાળી તે આડી કે ઊભી રાખી તેના ઉપર ગિલ્લી રાખવી, અને ગિલ્લીને જરા ઊંચે ઉછાળી તેના ઉપર જોરથી ટોલ્લો મારવો, તેને મૂઠ કહે છે



પ્લેટ નં ૪૮ ચિત્ર નં ૬૮



**નાર**—હાથની પહેલી (તર્જની) અને છેલ્લી ટચલી (અનામિકા) આંગળીને લાંબી કરવી તથા વચલી બંને આંગળીઓને હથેળી ભણી વાળી દેવી; પછી તે લાંબી કરેલી આંગળીઓ ઉપર ચિત્ર નં. ૬૯ પ્રમાણે ગિલ્લી રાખીને સહેજ ઉછાળી તેના પર ટોલ્લો મારવો, તેને **નાર** કહે છે.

ખેલ નં. ૪૮ ચિત્ર નં. ૬૯



**આંખ**—ગિલ્લીને આંખ ઉપર રાખીને, પછી જરા ડોકથી આગળ આંચકો મારવો, એટલે ગિલ્લી નીચે પડશે. તેને નીચે પડતાં પહેલાં ટોલ્લો મારવો તેને આંખ કહે છે. (ચિત્ર નં. ૭૦)

ખેલ નં. ૪૮ ચિત્ર નં. ૭૦



ખેલ નં. ૪૮ ચિત્ર નં. ૭૧

વૈદ—ડાબી હથેળી ઊંધી રાખીને તેની ચારે આંગળીઓ અધૂકડી રાખવી, એટલે આંગળીની આગલી બે બે કાતળીઓ જમીન તરફ વળેલી રહેશે, અને હાથ પાસેની પાછલી કાતળી જરા ઊંચી થશે, તથા તેની અને હાથના પાછલા ભાગ વચ્ચે થોડો ખાંચો પડશે. એ ખાંચામાં ગિલ્લી રાખીને તેને જરા ઊંચે ઉછાળી તેના ઉપર ટોલ્લો મારવો, તેને વૈદ કહે છે (ચિત્ર નં. ૭૧). અથવા હાથ વાળીને દંડ અને હાથ બંને ખભાની સપાટીમાં રાખવા. એટલે હાથની છૂટી આંગળીઓ અગર તેની વાળેલી મૂઠી હડપચી નીચે આવશે. હથેળી જમીન તરફ રાખવી. પછી એ વાળેલા હાથની ઉપર, કોણીથી આશરે ત્રણ ઇંચ ઊંચે ગિલ્લી રાખવી, અને તેને થોડી ઊંચે ઉછાળી તેના ઉપર ટોલ્લો મારવો, તેને પણ વૈદ કહે છે.

જગુ—આ સાતમી સંજ્ઞા ફક્ત દંડા માપવા માટે છે. દરેક દંડો ભરીને વકટ (એક), લેન (બે), મૂક (ત્રણ), નાર (ચાર), આંખ (પાંચ), વૈદ (છ) અને જગુ (સાત) એમ મોઢેથી બોલતાં (ગણતાં) સાત દંડા પૂરા ભરાય, એટલે એક જગુ થયો ગણાય.



ખેલ નં. ૪૮ ચિત્ર નં. ૭૨

ભાજી—જમણા હાથની મૂઠીમાં દંડો પકડીને એ મૂઠી ઉપર ચિત્ર નં. ૭૨ પ્રમાણે દંડાને અડકાડીને ગિલ્લી રાખવી પછી તેને થોડી ઉલાળી ટોલ્લો મારવો તેને ભાજી કહે છે.

### જગુ

જગુ—છોકરાઓને કોઇપણ રીતે વહેંચી લેવા. અને રૂપિયો, પૈસો વગેરે ઉડાડીને કે કોઇપણ રીતે દાવ કોણે આપવો અને કોણે લેવો તે ઠરાવવું.

**રમવાની રીત**—રમનારા બે પક્ષ ન હોય, તો દરેક વખતે એક વિરુદ્ધ સઘળા રમનારા એમ માનવું. અને જેના જગુ વધારે થાય તે રાજા ગણાય, અને ઇનામ હોય તો તેને મળે. બે પક્ષ હોય તો દાવ લેનાર પક્ષે એક પછી એક કોણે દાવ લેવો તેનો અનુક્રમ ઠરાવવો. પછી તે પૈકી જે પહેલો દાવ લેનાર હોય તેણે ગિલ્લીને કોલવીને એવી ઉડાડવી કે તે ૧૫×૮ ના ચોખૂણુમાં ન પડે, તેમજ ઝીલવા ઊભેલા સામા પક્ષના કોઇ છોકરાના હાથમાં પણ ન આવે. એટલે તેણે એટલી ખબરદારી રાખીને ગિલ્લીને ઉડાડવી કે સામા પક્ષનો કોઇપણ છોકરો તેને અદ્ધરથી ઝીલી ન લે, તેમ છેક નજીકની હદમાં પણ ન પડે.

ઝીલનાર છોકરાઓએ ૧૫×૮ ના ચોખૂણુની હદમાં ઊભા ન રહેવું જોઇએ. કેમકે તે બધા જો ત્યાં જ બદીની નજદીકમાં ઊભા રહે, તો કોલનારને મુસ્કેલી પડે. વળી એટલા નજીક ઊભા રહેતાં કોઇને ગિલ્લી વાગે પણ ખરી. અને તેટલી નજીક જો ગિલ્લી પડે, તો સામો પક્ષ તેનાવડે દંડાને સહજ આંટી શકે. માટે કોલનારે એ ચોખૂણુની હદમાં ગિલ્લી નાખવી ન જોઇએ; અને ઝીલનારે તે હદમાં ઊભા રહેવું ન જોઇએ.

આ રીતે ઉડાડેલી ગિલ્લી જો ઝિલાઇ જાય, તો તે રમનારાનો વારો પૂરો થાય, અને તેના પછીનો બીજો રમનાર આવે. ઝિલાઈ ન જાય, તો રમનાર પોતાનો દંડો ગિલીમાં ઊભો રાખીને અગર ગિલ્લી ઉપર આડો મૂકીને ત્યાં ઊભો રહે, અને દાવ આપનાર પૈકી કોઇ પણ એક છોકરો તે ગિલ્લી જ્યાં પડી હોય ત્યાં ઊભો રહીને તેને બદી તરફ ફેંકે, એવી રીતે કે તે ગિલ્લી બદીમાં પડે અગર બદી ઉપર રાખેલા દંડાને આંટે. જો એ પ્રમાણે બરાબર થાય, તો રમનારનો દાવ જાય (તેનો વારો પૂરો થાય), અને તેના પછીનો રમનાર આવે. જો એ પ્રમાણે ન થાય અને ગિલ્લી આગળ પાછળ પડે, તો રમનાર છોકરો તે પડી હોય ત્યાં જાય, અને ત્યાંથી તેને લઇને ભાજી મારે. એ ભાજી તેણે એવી રીતે મારવી જોઇએ કે ગિલ્લી દાવ આપનારની તરફ (રમવા માટેના મેદાનમાં) જાય. જો તેનો ટોલ્લો ખાલી જાય, તો પણ તેનો વારો પૂરો થાય. તેનો ટોલ્લો ખાલી ન ગયો, અને ગિલ્લી રમવાના મેદાન તરફ ગઇ; પણ જો તે કોઇએ અદ્ધરથી જ ઝીલી લીધી, તો પણ તેનો વારો જાય. જો તે ઝિલાય નહીં, અને નીચે પડે, તો દાવ આપનાર પક્ષનો કોઈ પણ એક છોકરો તેને બદી તરફ ફેંકે, એવી રીતે કે તે બદી ઉપર પડે અથવા તો આસપાસ એક દંડાની અંદર પડે. પણ આ વખતે તેણે ગિલ્લીને નીચેથી નહીં ફેંકતાં એટલે ઊંચેથી ફેંકવી જોઇએ કે રમનાર તેના ઉપર ટોલ્લો મારી શકે. આ રીતે આવેલી ગિલ્લીને રમનાર છોકરો એટલા જોરથી ટોલ્લો મારે કે તે ખૂબ લાંબે જાય પણ તે જતાં કે પડતાં પડેતાં જો સામા પક્ષવાળો ઝીલી લે, તો તે વખતે પણ તેનો વારો પૂરો થઇ જાય. જો ગિલ્લી ઝિલાય નહીં, અગર ટોલ્લો ન વાગતાં નીચે પડે, તો બદીથી તે જેટલે દૂર પડી હોય તેટલી જગાની માપણી એ રમનાર છોકરો દંડા વતી કરે. અને વકટ, લેન, મૂડ, નાર, આંખ, વેદ, જગુ એમ મોટેથી બોલે. એ રીતે સાત દંડા થયા કે એક જગુ થયો ગણાય. અને એ રીતે જેટલા જગુ થાય તેટલા સામા-પક્ષ ઉપર લેણા થયા ગણાય. જો સાત દંડા

પૂરા ન થાય, એટલે કે એક જગુ પૂરો ન થાય, તો જે સંજ્ઞા સુધી દંડા ભરાય તે પછીની સંજ્ઞાથી ટોલ્લો મારવો અને દાવ આગળ ચલાવવો. વકટ અને લેન થઇ ગયા પછી દાવ આપનારે ફેંકેલી ગિલ્લી ઉપર જો ટોલ્લો વાગે, તો પછી જગુદંડા માગવાનો હક્ક પ્રાપ્ત થાય છે. અને તેવે વખતે દંડાને વકટ લેન વગેરેથી ન ભરતાં એક બે ત્રણ એમ બોલીને ભરાય છે અને જેટલા અંક થાય તેટલા આખા જગુ પ્રતિપક્ષ ઉપર ચડે છે. તે પછી પણ જો ટોલ્લા વાગે તો બેવડા જગુ ચડી શકે છે. એટલે પ્રત્યેક દંડા વખતે બે ચાર છ એમ ગણી શકાય છે અને તેટલા જગુ ચડતા જાય છે. વળી તે પછી ટોલ્લા લાગે, તો તેવડા કે ચોવડા જગુ પણ ચડાવી શકાય છે. અને એ રીતે જગુ-દંડાનો હક્ક થયા પછી આપણી મરજી પ્રમાણે મૂઠ, નાર કે વૈદથી રમી શકાય છે. પરંતુ જગુ-દંડા માગી લીધા હોય, (વકટ અને લેન થઈ ગયા પછીનો ટોલ્લો વાગતાં જ તેવી માગણી કરી લીધી હોય), તો જ તે પ્રમાણે ગણી શકાય છે અને રમી શકાય છે. જો તેવી માગણી કરતાં ભૂલી જવાયું હોય, તો જે સંજ્ઞા ભરતા ભરતાં આવી હોય તે સંજ્ઞાથી જ રમવું પડે છે.

જગુ પૂરો થાય તો ચિત્ર નં. ૭૩ પ્રમાણે રમનાર અવળું મોઢું કરીને કોલવે, એવો પણ રિવાજ કેટલેક ઠેકાણે છે. પણ તે બરાબર નથી. કેમકે વગર અપરાધે તેને તેવી શિક્ષા થાય તે ઠીક ન ગણાય.

દંડા ભરતાં છેલ્લો દંડો પૂરો ન થાય, અને બદી પાસે થોડી જગા રહે, તો તે છોડી દેવી, અને જે સંજ્ઞા સુધી દંડા પૂરા ભરાયા હોય તે સંજ્ઞા પ્રમાણે દાવ લેનાર છોકરો ઊભો રહે અને ગિલ્લી ઉપર ટોલ્લો મારે. પછી દાવ વાળો કોઇ પણ તે ગિલ્લીને બદી તરફ ફેંકે, અને દાવ લેનાર તેના ઉપર ટોલ્લો મારે. આ



ખેલ. નં. ૪૮ ચિત્ર નં ૭૩

વખતે ટોલ્લો લાગે, કે ન લાગે, પણ જ્યાં ગિલ્લી પડે, ત્યાંથી વળી આગળ સંજ્ઞા ગણીને દંડા ભરાય અને જગુ કરાય. આવા દરેક વખતે વકટથી ન ગણતાં જે સંજ્ઞાથી અટક્યા હોય, ત્યાંથી જ ગણવામાં આવે.

આ રીતે રમતાં નીચે બતાવેલો કોઇ પણ પ્રકાર બને, તો રમનારનો વારો પૂરો થાય:—

(૧) દાવ આપનાર પૈકી કોઇપણ છોકરો ગિલ્લી ઝીલી લે,

(૨) ચિત્ર નં. ૬૪ માં બતાવેલા ૧૫×૮ ના ચોખૂણની અંદર ગિલ્લી પડે,

(૩) બદી ઉપર ગિલ્લી પડે,

(૪) બદીથી એક દંડાની અંદર ગિલ્લી પડે,

(૫) બદી ઉપર રાખેલા દંડાને ગિલ્લી આંટે, અગર

(૬) શરૂઆતમાં બાજી મારતાં અગર પછીની રમતમાં કોઇ પણ ટોલ્લો ન વાગે, તો

(ઉપર બતાવેલાં કારણે) વારો પૂરો થાય, એટલે તે પક્ષનો બીજો છોકરો લે. એ રીતે પક્ષના બધા છોકરાએ પૂરો થતાં સુધી દાવ આપે. પછી સામા પક્ષનો વારો આવે; તે હવે દાવ લેનાર બને અને આ પક્ષ દાવ આપનાર બને.

સામો પક્ષ પણ પૂરેપૂરો રમે, અને થાય તેટલા જણુ કરે. જે પક્ષના જણુ વધારે થાય, તે પક્ષ જીત્યો ગણાય. હારનાર પક્ષનો દરેક છોકરો દસ વીશ ઊઠબેસ કરે, અથવા તે દરેકના હાથ ઉપર દંડો મરાય, એવો પણ કેટલેક ઠેકાણે રિવાજ છે.

(૧) કોઇ પણ સંજ્ઞાથી ગિલ્લી મારી હોય, પણ તે બદીની નજીક પડે, અને સામા પક્ષનો કોઇ છોકરો જો 'ફલંગ મારું' એમ બોલે, તથા તે છોકરો પછીથી તે ગિલ્લી અને બદી વચ્ચેનું અંતર એક જ ફલંગ મારી ઠેકી જાય, તો તે રમનાર બાદ થાય.

(૨) ટોલ્લો મારતાં મારનારના હાથમાંથી દંડો છૂટી જાય, અને તે પુનઃ તેને હાથમાં લઈ લે તે પહેલાં જો સામા પક્ષનો કોઇ છોકરો તેને લઇ લે અને ચુંબન કરી લે, તો પણ તે રમનાર બાદ થાય.

(૩) રમતાં રમતાં જો ગિલ્લી ખોવાઇ જાય, અને રમનારો 'હજારીઆ, દુસરી ગિલ્લી, મેરા દાવ' એવું બોલી દે, તો બીજી ગિલ્લી લઇને તે રમી શકે; પણ તેવું બોલતાં પહેલાં જો સામા પક્ષનો કોઇ છોકરો 'દાવ નહીં આપુ' એવું બોલી દે, તો રમનાર બાદ થાય.

### લાલ ગિલ્લી દંડો (અંગ્રેજી).

આ પ્રકારમાં પણ પેલાની પેઠે જ રમનારના બે પક્ષ પડે છે, અને એક ઉપર દાવ ઠરાવી રમનારનો અનુક્રમ ગોઠવે છે.

પ્રથમ દાવ લેનાર છોકરો ગિલ્લીને બદીમાં ઊભી મૂકે છે, અને તેના ઉપરના છેડા ઉપર દંડો મારી તેને જરા ઉછાળે છે, અને પછી તેને નીચે પડવા ન દેતાં ટોલ્લો મારી ઉડાડે છે. ફરી ત્યાં જઇ તે જ પ્રમાણે ઉછાળી બીજી વાર ટોલ્લો મારે છે, અને તે જ્યાં પડે ત્યાં જઇ ત્રીજી વાર પણ એ જ રીતે ઉડાડે છે. આ રીતે ઉડાડતાં ગિલ્લી જો ધૂળમાં કે કોઇ અડચણ ભરેલી જગાએ પડે, તો તેનાથી પાંચ ફૂટ સુધીમાં કોઇ પણ સારી જગાએ, તેને લાવી શકાય છે. પણ એમ કરતાં દરેક વખતે ત્રણ ટોલ્લામાંથી એક ટોલો મારવાનો તેનો હક્ક બાદ થાય છે. ત્રીજી વખત માર્યા પછી ગિલ્લી જ્યાં પડી હોય, ત્યાંથી બદી સુધીનુ અંતર કેટલા દંડા થશે તે તેણે મોઢેથી અંદાજે કહેવું, અને તે અંતર જો સામા પક્ષવાળો કબૂલ રાખે, તો માપી લેવાની જરૂર નહીં. નાકબૂલ રાખે તો માપી લેવું જોઇએ. જો તેના કહેવા જેટલા અથવા તેથી વધારે દંડા થાય, તો તેનો વારો ચાલુ રહે. પણ જો તેના કહેવાથી ઓછા દંડા થાય, તો તે રમનાર બાદ થાય. અને તેના પછીનો છોકરો રમવા આવે. તેના કહેવા જેટલા અગર વધારે દંડા થયા હોય, તો તેણે કહ્યા હોય તેટલા દંડા તેણે કર્યા એમ ગણાય. અને બીજો રમનાર તેમાં પછી વધારો કરે. એ રીતે બધાનો વારો આવે અને દંડા ગણાતા જાય. તે પછી સામો પક્ષ દાવ લે અને આ પક્ષ દાવ આપે. તે પક્ષના પણ એ રીતે દંડા ગણાય. અને જે પક્ષના વધારે દંડા થાય તે પક્ષ જીત્યો ગણાય.

### આ પ્રકારના ખેલમાં વિકલ્પ.

આ રમત નીચે જણાવેલી રીતો પૈકી કોઇ પણ એક રીતે રમાય છેઃ—

(૧) સામેની બાજુએ મોઢું રાખીને ગિલ્લીને બદીમાં મૂકી, તેનો જે છેડો દાવ આપનાર તરફ હોય તેના ઉપર ટોલ્લો મારે છે, અને

તે વખતે ગિલ્લી જ્યાં પડે, ત્યાંથી પછી ત્રણ ટોલ્લા મારે છે.

(૨) બદીમાંથી જ પ્રથમ રમે. પછી દાવ આપનાર ગિલ્લીને પરત આપે, અને રમનાર તેને દંડા વડે પાછી ધકેલે. એ વખતે ગિલ્લી જ્યાં પડે, ત્યાંથી ત્રણ ટોલ્લા મારવામાં આવે.

(૩) ત્રણ ટોલ્લા પૈકી કોઇપણ એક ટોલ્લો લાગવો જ જોઇએ. નહીંતર તે રમનાર બાદ થાય.

(૪) ત્રણ ટોલ્લા પૈકી પહેલો ટોલ્લો લાગવો જ જોઇએ, નહીં તર તે બાદ થાય.

### જગુની હરિફાઇનો નિયમ.

જગુનો ખેલ સામુદાયિક લડાઇને લાયક છે. પણ તે દષ્ટિથી જોતાં તેના હાલ ચાલતા નિયમો ઘણા ખામીભરેલા છે. તેથી તેમાં નીચે પ્રમાણે સુધારણા કરવાની જરૂર છે:—

(૧) રમનાર છોકરો કોલતો હોય, તે વખતે દાવ આપનાર છોકરાઓએ કયાં ઊભા રહેવું એ સંબંધે હાલમાં કંઇજ નિયમ નથી. જો તેઓ બદીની નજીદીક જ ઊભા રહે, તો ગિલ્લી તેને વાગવાની અને તેને અથડાઇને ગિરતી બદીની ઉપર કે બદીની નજીકમાં જ પડવાની. એટલે રમનારનો વારો તરત જ જવાનો. વળી રમનાર છોકરો કોઈ પણ સંજ્ઞાથી રમતો હોય, તે વખતે પણ ગિલ્લી ઘણી નજીક (દાવ આવનારથી કૂદી ન શકાય તેટલા અંતરે) પડે, તો તેને કંઇ નુકસાન ન થતું હોવાથી, તે ટોલ્લો બહુ જ ધીમે મારે છે. એટલા માટે એવો સુધારો કરવાની જરૂર છે કે દાવ આપનાર પક્ષે इ ई क ग ની મર્યાદામાં ઊભા રહેવું નહીં; અને દાવ લેનાર છોકરાએ કોલતાં કે કોઇ પણ સંજ્ઞાથી મારતાં એ મર્યાદામાં ગિલ્લી નાખવી નહીં. નાખે તો તેનો વારો જાય.

(૨) કોઇ પણ સંજ્ઞા કે ભાજી માર્યા પછી દંડા ભગાય છે. અને તેમ કરતાં જે સંજ્ઞા આવે, તે સંજ્ઞા મારવાનો હાલમાં નિયમ છે. અમુક જ સંજ્ઞા આવ્યેથી, એવી રીતે અચૂક દંડો મારવાનું અને ગિલ્લી ફેંકવાનું બંને પક્ષને માટે અશક્ય છે. એટલે હાલના નિયમ પ્રમાણે જ કઇ સંજ્ઞા પ્રમાણે હવે પછી રમવાનું તેનો આધાર કેવળ નસીબ ઉપર રહે છે. તેથી કોઇ કોઇ વખત સારા રમનારને પણ આંખ અગર લેન જેવી કઠણ સંજ્ઞા મારવાનો પ્રસંગ આવી તેનો વારો જાય છે. એટલા માટે દરેકે ભાજી માર્યા પછી વકટ, લેન વગેરે અનુક્રમે મારવાનો સુધારો થવાની જરૂરે છે.

(૩) રમનાર છોકરો આંખ અગર લેન જેવી કઠણ સંજ્ઞા આવતી હોય, તો દંડો સીધે-સીધો ન ભરતાં મરજી પ્રમાણે વાંકો ભરે છે, અગર દંડાની લંબાઇ ઓછી કરે છે કે વધારે ભરે છે. દાવ આપનાર તેમાં વાંધો લે છે અને કઠણ સંજ્ઞા લાવવા કરે છે. ઉપર જણાવેલો સુધારો થાય તો આ અડચણો પણ મટે.

(૪) રમનાર છોકરો બદી ઉપર દંડો ઊભો અગર આડો હાથમાં મૂકે છે. જો ઊભો મૂકયો હોય તો સામેથી ગિલ્લી આવતાં તેને જરા વાંકો વાળી દે છે, અને સામેનાનો ઘા ચૂકવવા પ્રયત્ન કરે છે. માટે દરેક વખતે દંડો આડો જ મૂકાય, તેવો સુધારો થવાની જરૂર છે.

(૫) દાવ આપનાર છોકરો ટોલ્લો ન વાગે તેવા હેતુથી ગિલ્લીને વાંકી અગર આગળ કે પાછળ નાખે છે. તેટલા માટે એવો સુધારો કરવાની જરૂર છે કે બદીની આસપાસ કરેલા इ प ई વર્તુલમાંજ ગિલ્લી નાખવી જોઇએ.

(૬) રમનાર લાંબે સુધી આવીને ગિલ્લીને ટોલ્લો મારે નહીં, તેટલા માટે ढ म क એ વર્તુલ કાઢેલું છે; એટલે કોઈ પણ સંજ્ઞા મારતાં રમનારે તે હદની બહાર જવું નહીં એવું ઠરાવવાની જરૂર છે.

(૭) દંડા માપવામાં વખત ન જાય માટે ક્રીડાંગણના ગાળા પાડી તે દરેક ગાળાના ગુણ મુકરર કરવા જોઈએ.

**રમવાની રીત**—દાવ કોણે લેવો તે ઠરાવ્યા પછી દાવ આપનાર પક્ષે क ग त द એ જગામાં (ચિત્ર નં. ૭૪ પ્રમાણે) સવડ પ્રમાણે ઊભા રહેવું. દાવ લેનારે પ્રથમ કોલવું. અને તે પછી દંડાને બદી ઉપર આડો મૂકવો. દાવ આપનારે ગિલ્લી પડી હોય ત્યાં ઊભા રહીને દંડાને આંટવું. તે ન આંટી શકે, તો રમનાર પ્રથમ ભાજી અને પછી વકટ, લેન વગેરે સંજ્ઞા પ્રમાણે રમે. વૈદ માર્યા પછી ફરી કોલવે, અને પહેલાંની પેઠે ભાજી, વકટ વગેરે રમે. કોઇ પણ સંજ્ઞા માર્યા પછી ગિલ્લી બદી તરફ ફેંકવી, અને દાવ લેનારે તેના ઉપર ટોલ્લો મારવો. ટોલ્લો માર્યાથી જે ગાળામાં ગિલ્લી પડે તે ગાળા પ્રમાણે તેને ગુણ મળે. રમનારનો વારો પૂરો થતાં બીજો છોકરો (ન રમેલો હોય તે) રમવા આવે. અને એ રીતે એક પક્ષના બધા રમી રહ્યા પછી બીજો પક્ષ રમે. એ પ્રમાણે દરેક પક્ષ બે વખત રમે. ખેલની સવિસ્તર માહિતી નીચે બતાવેલા નિયમો ઉપરથી મળશે.




ખેલ નં. ४८ ચિત્ર નં. ७४

**ફીડાંગણ**—બદી ૮ ઇંચ લાંબી, ૨ ઇંચ પહોળી, અને ૧॥ ઇંચ ઊંડી જોઇએ. તેના બંને છેડા સંકડાતા રાખવા. અ એ તેનું મધ્યબિંદુ છે.

અ થી થ સુધીની લંબાઇ ૧૫૦ ફૂટ, અને અ થી ख તથા ख થી છ સુધીના બે ગાળા ૨૫-૨૫ ફૂટના રાખવા; તથા છ થી ઠ અને ઠ થી થ સુધીના ગાળા ૫૦-૫૦ ફૂટના રાખવા.

इ अ ई અને त थ द એ રેખાઓ અ થ ને કાટખૂણે હોઇને તે દરેકની લંબાઇ અનુક્રમે ૨૦ તથા ૧૦૦ ફૂટ રાખવી.

क ख ग, च छ ज તથા ट ठ ड એ રેખાઓ પણ અ થ ને કાટખૂણે હોઇને इ त તથા ई द ને અનુક્રમે क ग, च ज તથા ट ड જગાએ મળે.

इ प ई એ अ મધ્યબિંદુથી કાઢેલું વર્તુલ હોઇને તેનો વ્યાસ (इ ई) ૨૦ ફૂટ હોય. उ म ऊ પણ अ મધ્યબિંદુથી કાઢેલું વર્તુલ હોઇને તેનો વ્યાસ (उ ऊ) ૧૦ ફૂટ હોય.

**નિયમ**–(૧) દરેક પક્ષમાં સરખા છોકરાઓ હોય. તે ચાર કરતાં ઓછા ન જોઇએ અને નવ કરતાં વધારે ન જોઇએ.

(૨) દરેક પક્ષ બે વખત રમે. જે પક્ષના એકંદરે વિશેષ ગુણ થાય, તે પક્ષ જીત્યો ગણાય.

**રમનારાના નિયમ**–(૧) પ્રથમ કોલવું, પછી ભાજી, વકટ, લેન વગેરે સંજ્ઞા પ્રમાણે મારવું. વેદ માર્યા પછી ફરી કોલવું અને ફરી અનુક્રમે ભાજી વગેરે મારવી (વારો પૂરો થાય કે વારો રદ થાય ત્યાં સુધી).

(૨) કોલવ્યા પછી દંડો બદી ઉપર આડો મૂકવો.

(૩) કોઇપણ સંજ્ઞા મારતાં उ म ऊ ની હદ છોડવી નહીં.

(૪) કોઇપણ સંજ્ઞા મારતાં ગિલ્લી સીધેસીધી જવી જોઇએ. સંજ્ઞા માર્યા પછી જો ગિલ્લી इ ई ग क એ ગાળામાં પડે અગર ગિલ્લીનો પહેલો ટપ્પો इ त કે ई द ની બહાર પડે તો રમનારનો તે વારો રદ થાય.

(૫) જે ઠેકાણે ગિલ્લી પડે, તે ઠેકાણેથી જ દાવ આપનાર કોઇપણ છોકરો એ ગિલ્લીને પાછી ફેંકે. એ ફેંકેલી ગિલ્લીનો પહેલો ટપ્પો इ प ई ની હદમાં પડવો જોઇએ. તે ફેંકતી વખતે રમનારે उ म ऊ ની હદમાં જ રહેવું જોઇએ. ફેંકાયા પછી તે इ प ई ની હદમાં આગળ પાછળ કે બાજુએ જરૂર પ્રમાણે આવી શકે.

(૬) ટોલ્લો વાગીને ગિલ્લી જો इ ई क ग કે क ग च ज કે च ज ट ड કે ट ड त द એ પૈકી કોઇપણ ગાળામાં પડે તો, અનુક્રમે એક, બે, ત્રણ કે ચાર ગુણ મળે. त द ઓળંગીને જો ગિલ્લી પડે તો પાંચ ગુણ મળે, અને પડેલો જ ટપ્પો त द ની બહાર પડે તો ૭ ગુણ મળે.

(૭) ટોલ્લો ન વાગે, તો એક પણ ગુણ ન મળે, અને પછીની સંજ્ઞા મારવી પડે. ટોલ્લો વાગીને પણ અગર ભૂલીને પણ ગિલ્લી જો उ म ऊ ની હદમાં પડે, તો વારો રદ થાય.

(૮) ફેંકેલી ગિલ્લીનો પહેલો ટપ્પો જો इ प ई ની હદમાં ન પડે, તો એવું વાંકું ફેંક્યા બદલ રમનારને એક ગુણ મળે, અને દાવ આપનારને ફરી તે જ ઠેકાણેથી ગિલ્લી ફેંકવાની તક અપાય. એ રીતે ફરી પણ જો ગિલ્લી इ प ई ની હદમાં ન આવે, તો ફરી પણ રમનારને એક ગુણ મળે, અને દાવ આપનારને ફરી તક અપાય. જ્યાં સુધી એ પ્રમાણે ચાલે, ત્યાં સુધી રમનારને એક એક ગુણ મળતો જાય.

(૯) ફેંકાયલી ગિલ્લીને જો રમનારનો ટોલ્લો વાગે, તો નિ. ૮ લાગુ થાય નહીં.

(૧૦) સંજ્ઞા અગર ટોલ્લો માર્યા પછી અગર કોલવ્યા પછી દાવ આપનાર પક્ષનો કોઇ પણ છોકરો જમીનને હાથ અડાડ્યા વગર

ગિલ્લીને અદ્ધરથી જ ઝીલી લે, તો રમનારનો વારો જાય.

પંચ—પંચ બે જોઇએ. એક રમનાર સંબંધે તથા દ્ ય ઈ વર્તુલના અને પહેલા ગાળાના સંબંધે નિર્ણય આપે. અને બીજો દાવ આપનારના સંબંધે તથા ક ગ દ સ ગાળા સંબંધે નિર્ણય આપે.

હિસાબ રાખનારે દરેક રમનારે મેળવેલા ગુણ ગુણપત્રિકામાં નોંધવા.

પ્રત્યેક પક્ષના બે વારા પૂરા થયા પછી જે પક્ષના ગુણ વધારે થયા હશે, તે પક્ષ જીત્યો ગણાશે. બંને પક્ષના સરખા ગુણ થાય, તો કોઇ પણ એક પક્ષના ગુણ વધારે થતાં સુધી એક એક વખત વધારે રમે.

### આબક દુબક

**આબક દુબક**—આ ખેલમાં હરીફાઇનો મુખ્ય હેતુ નથી, પણ મનોરંજન અને વ્યાયામનો મુખ્ય હેતુ છે. હરીફાઇ ન હોવાથી રમનારાના બે પક્ષ પડતા નથી. એક તરફ રમનાર એકલો, અને બીજી તરફ દાવ આપનાર બધા છોકરા એ રીતે આ રમત રમે છે.

સર્વાનુમતે અગર કોઇ પણ નિયમથી દાવ લેનારનો અનુક્રમ ઠરાવ્યા પછી પ્રથમ રમનાર છોકરો બદી પાસે ઊભો રહે છે. અને બાકીના બધા ગિલ્લી ઝીલવા માટે સામેની બાજુએ થોડે છેટે ઊભા રહે છે. રમનારો પ્રથમ ગિલ્લી ડોલે છે, કે બીજા બધા તેને ઝીલી લેવા પ્રયાસ કરે છે. જો ઝિલાય, તો તેનો વારો પૂરો થાય; અને બીજા રમનારનો વારો આવે. પહેલો રમનાર પછી બીજાઓની જોડે સામેલ થઇ જાય. જો ઝિલાય નહીં, તો રમનાર દંડો ગિલ્લીમાં ઊભો રાખે, અને દાવ આપનાર કોઇ પણ છોકરો ગિલ્લી જ્યાં પડી હોય ત્યાં ઊભો રહીને તે દંડાને આંટે. જો એ બરાબર આંટે, તો રમનારનો વારો પૂરો થાય. જો ન આંટે, તો ગિલ્લી એ પ્રમાણે આંટવા માટે આવતાં જે ઠેકાણે પડી હોય, તે ઠેકાણે રમનાર છોકરો જાય, અને તેના એક છેડા ઉપર ટપ્પો મારી તેને જરા ઊંચે ઉછાળી તેના પર ટોલ્લો મારે. અને પોતે બદીથી એક દંડા જેટલે અંતરે દંડો આડો મૂકે. દાવ આપનાર પૈકી કોઇ પણ છોકરો પછી તે ગિલ્લીને હાથમાં લઇને એ દંડાને બરાબર આંટે. જો આંટે, તો રમનારનો વારો જાય. ન આંટે, તો ફરી પ્રથમની પેઠે એ ગિલ્લીને રમનાર છોકરો ટોલ્લો મારે, અને એ રીતે તેનો વારો રદ થાય ત્યાં સુધી રમત ચાલુ રહે. આ પ્રમાણે બધાના વારા આવતાં સુધી રમત ચાલુ રહે. રમનારા વધારે હોય, તો બે પક્ષ પાડીને પણ આ રમત રમાય.



આ રમતમાં ગિલ્લી ઝીલનારને કંઇ ખાસ લાભ મળતો નથી. તેટલા માટે કેટલીક જગાએ એવા ઝીલનારને 'કોટિયું' આપવામાં આવે છે. એવું કોટિયું જેને મળેલું હોય તે પોતાનો વારો લેવા ઉપરાંત વધારામાં 'કોટિયું' લઇ શકે છે. પણ તેણે આવું કોટિયું પોતાના રીતસર વારાના પહેલાં લેવું જોઇએ આવું કોટિયું લેવાની રીત એવી છે કે તે છોકરો જમણો પગ ઊંચો કરી જમણો હાથ તેની નીચે ઘૂંટણ આગળ ઘાલે, અને એ હાથમાં દંડો પકડી ગિલ્લીને ઉછાળે. બાકીનું બધું પછી પહેલાની પેઠે જ રમાય—ગુજરાતની જૂની **દેશી રમતો.**

**ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે** આ સંબંધમાં નીચે પ્રમાણે નિયમો કર્યા છે:—

**મેદાન**

૧. ગિલ્લીદંડાની રમત માટે ૬૦ ફૂટની લંબાઇનું અને ૬૦ ફૂટની પહોળાઇનું મેદાન રાખવું.

૨. આ ચોરસ મેદાનના ચારે ખૂણે મેદાનની અંદરની બાજુ રહે તેમ દોઢ ફૂટના ચાર




ખેલ નં. ૪૮ ચિત્ર નં. ૭૪–અ

ચોરસ કે જેની બે બાજુઓ ખૂણાને અડકી રહે તેમ દોરવા.

૩. પહેલા ખૂણા અને ત્રીજા ખૂણાની રેખાઓને લંબાવતાં ગૃહખૂણાને કાટખૂણે જેટલી હદ બે રેખાઓ વચ્ચે થાય તેને રમતનુ મેદાન ગણવું.

૪. ગૃહખૂણાના શિરોબિંદુને અડે તેમ ૬ ફૂટનો સમબાજુ ત્રિકોણ દોરવો. આ ત્રિકોણમાં રહી રમનાર રમશે.

૫. સમબાજુ ત્રિકોણના ગૃહખૂણાના શિરોબિંદુથી એક ફૂટ દૂર નવ ઇંચ લાંબી બે ઇંચ પહોળી અને ત્રણ ઇંચ ઉંડી બદી કરવી.

**સાધનો**

૬. આ રમત માટે બે ફૂટ લાંબો અને એક ઇંચ વ્યાસનો નક્કર વાંસનો અથવા લાકડાનો દંડો રાખવો.

૭. પાંચ ઇંચ લાંબી અને એક ઇંચના વ્યાસની ઉપર જણાવેલ લાકડાની મોઇ (ગિલી) રાખવી. મોઇની જાડાઇ દરેક જગાએ સરખી રાખવી.

**દાવ આપનાર પક્ષની મેદાનમાં ગોઠવણ**

૮. આ રમત માટે બે ટૂકડી રહેશે, અને દરેક ટૂકડીમાં નવ નવ રમનારા રહેશે.

૯. દાવ આપનાર પોતાની ટૂકડીના ચાર જણામાંથી દરેકને એક એક ખૂણે, રમતના ચોરસની અંદર એક જણને ડાબી બાજુએ તથા એક જણને જમણી બાજુએ, રમતના ચોરસની બહાર પડેલા ખૂણા તથા બીજા ખૂણાને અવલંબીને લંબાવેલ રેખાઓની વચમાં આવેલ મેદાનમાં એકને ડાબી બાજુએ અને એકને જમણી બાજુએ, તથા એક જણને ચોરસની બહારના મેદાનમાં વચ્ચે દૂર એમ નવ જણને જુદા જુદા ઊભા રાખવા

**રમત**

૧૦. આખી રમતમાં દરેક ટૂકડીને પાંચ પાંચ દાવ આપવામાં આવશે. અને આ પાંચેય

દાવને અંતે જેના વધારે રન થશે તે ટૂકડી જીતી ગણાશે.

૧૧. દાવ દરમિયાન સામા પક્ષના નાયકની રજા સિવાય કોઇ પણ જાતના સબળ કારણ સિવાય કોઇને અવેજી તરીકે નક્કી કરેલ રમનારમાંથી લઇ શકાશે નહિ. અવેજી તરીકે રહેનારમાંથી કોઇ રમત વખતે હાજર હશે નહિ તો જેટલા રમનાર હશે તેટલાથી રમવું પડશે.

૧૨. એક દાવમાં અવેજી તરીકે દાખલ થનારને ઓછામાં ઓછું તે દાવ પૂરતું રમતમાં ચાલુ રહેવું જોઇએ.

### રમતની શરૂઆત

૧૩. ઉપર જણાવ્યા મુજબ ઉપર દાવ આપનાર ટૂકડી ગોઠવાઇ ગયા બાદ દાવ લેનાર ટૂકડી નક્કી કરેલ ક્રમ મુજબ પોતાની ટૂકડીમાંથી એક જણને દાવ લેવા માટે મોકલશે.

૧૪. દાવ લેનાર પોતાની હદમાં રહી ખદી ઉપર મોઇ મૂકી દંડા વડે મોઇ નક્કી કરેલ મેદાનમાં ઉછાળશે.

૧૫. નક્કી કરેલ હદમાં ઉછાળેલી મોઇ જાય તો સામા પક્ષ વાળો તે મોઇ લઇ ખદીથી એક દંડાને અંતરે આડા મૂકેલ દંડાને મોઇ વડે તાકશે. દંડાને તકાતાં દાવ લેનાર બાદ થયો ગણાશે, અને તેની જગાએ બીજો રમનાર દાવ લેવા આવશે.

૧૬. મોઈ મુકરર કરેલ હદમાં ઉછાળ્યા બાદ તથા ફટકો માર્યો બાદ ન પડે તો દાવ લેનારને બીજી બે તક આપવી. ત્રીજી તકમાં પણ જો તે નિષ્ફળ જાય તો તે બાદ થયો સમજવો.

૧૭. દાવ આપનારથી દંડો ન તકાય તો દાવ લેનાર એક હાથમાં રાખેલા દંડા વડે ફટકો મારશે, ફટકો માર્યા બાદ મોઇ નક્કી કરેલ હદમાં જ જવી જોઇએ. હદમાં જ ન જાય તો એક ચૂક ગણાશે અને બીજી બે વધુ તક આપવામાં આવશે. લાગલગાટ ત્રણ ચૂક થાય તો દાવ લેનાર બાદ ગણાશે.

૧૮. ફટકો મારતાં મોઇ નક્કી કરેલ હદમાં જાય તો ખરો ફટકો કહેવાશે, હદ બહાર જાય તો ખોટો ફટકો કહેવાશે.

૧૯. ખરો ફટકો મારી તુર્ત જ દાવ લેનાર ગૃહખૂણાથી દોડી અનુક્રમે પહેલા, બીજા, ત્રીજા ખૂણે સ્પર્શ કરી ગૃહખૂણાને સ્પર્શ કરશે. આમ થાય ત્યારે તેણે એક રન કર્યો ગણાશે.

૨૦. એક દાવ લેનાર ગૃહખૂણેથી દોડી પાછો ગૃહખૂણે બાકીના ખૂણાને સ્પર્શ કરી આવશે એટલે દાવ લેવા માટે ક્રમ મુજબ બીજાને મોકલવો. પહેલો દાવ લેનાર બાદ ગણાશે નહિ પણ તેની ટૂકડીના બધા દાવ લઇ રહે ત્યારે તેને ફરી રમવાનું આવશે.

૨૧. ખરો ફટકો અથવા ખોટો ફટકો માર્યા બાદ જો મોઇ રમનાર પક્ષનો કોઇપણ માણસ રમવાના મેદાનમાંથી અથવા બહારથી ઝીલી લેશે તો ફટકો મારનાર બાદ થયો ગણાશે.

૨૨. દાવની શરૂઆત વખતે ખદીમાંથી ઉછાળેલી મોઈ મેદાનની અંદરથી અથવા બહારથી ઝિલાશે તો પણ દાવ લેનાર બાદ ગણાશે.

૨૩. ખરો ફટકો માર્યા બાદ દાવ લેનારે ફરજિયાત ગૃહખૂણેથી દોડી અનુક્રમે ખૂણાને સ્પર્શ કરી કોઇપણ ખૂણા ઉપરના ચોરસને સ્પર્શ કરવો પડશે. ખૂણાને સ્પર્શ કરતાં પહેલાં તે ખૂણાને એક પગ વડે સ્પર્શ કરી ઊભો રહેલ રમનાર દાવ લેનારને પોતાના હાથમાં આવેલ મોઇથી સ્પર્શ કરશે તો દાવ લેનાર બાદ થશે.

૨૪. ખૂણા ઉપર ઊભા રહેલાના હાથમાંથી મોઇ નીચે પડી જશે અથવા તેના હાથમાં મોઇ આવી ન હોય અને ખાલી હાથે દાવ લેનારને તે અડશે તો તે નાબાદ ગણાશે.

૨૫. ખૂણા ઉપર ઊભા રહેલ માણસે ખૂણાને એવી રીતે સ્પર્શ કરી ઊભા રહેવું કે જેથી દાવ લેનારને હરકત થાય નહિ. જાણી જોઇને હરકત થાય તેમ તે ઊભો રહેશે તો દાવ લેનારને બરોબર સ્પર્શ ન કર્યો બદલ બાદ ગણવો નહિ.

૨૬. દાવ લેનાર ખૂણા ઉપર બરાબર ઊભો રહેનારને ખૂણાથી તેનો પગ દૂર કરવા ધક્કો મારશે તો દાવ લેનાર બાદ ગણાશે.

૨૭. દાવ લેનાર ખરો ફટકો મારે ત્યારે જે ખૂણા ઉપર પહેલાંના દાવ લેનારા ગૃહ-ખૂણેથી દોડી સ્પર્શ કરી ઊભા હોય તો તેમણે ફરજિયાત અનુક્રમે બીજા ખૂણાઓએ દોડી જવું પડશે. તે ન દોડે તો તે બાદ ગણાશે અને તેની જગાએ બીજા ખૂણાવાળાઓએ ક્રમ મુજબ જવું જોઇશે.

૨૮. ફટકો માર્યા બાદ મોઇ ઝિલાઇ જાય તો દોડી ગએલા દરેક દાવ લેનારાએ ખૂણા ઉપરનો માણસ તેમને મોઇ વડે સ્પર્શ ન કરે તેમ પોતાની મૂળ જગાએ આવી જવું પડશે.

૨૯. દાવ લેનાર ખરો ફટકો માર્યા બાદ જ દોડવાને લાયક ગણાશે.

૩૦. દાવ લેનાર મોઇને બદીમાંથી દંડા વડે ઉછાળે ત્યારે દાવ લેનાર જે ખૂણે હશે ત્યાં જ ઊભા રહેશે. આ વખતે આગળને ખૂણે જવા પ્રયત્ન કરી શકાશે નહિ.

૩૧. એક દાવમાં એકસામટા અથવા વારા ફરતી ત્રણ દાવ લેનાર બાદ થાય તો તે દાવ પૂરો થયો ગણવો. અને દાવ આપનાર ટૂકડી અનુક્રમે પોતાનો દાવ શરૂ કરશે.

૩૨. દાવ ફરી શરૂ કરતાં દરેક ટૂકડી અનુક્રમે બાકી રહેલા રમનારથી દાવ શરૂ કરશે.

૩૩. દાવ લેનાર ખરો ફટકો મારી કોઇ પણ ખૂણાને સ્પર્શ કરી ઊભો હોય અથવા એક રન કરી આવ્યો હોય અથવા તે બાદ થયો હોય તો અનુક્રમે બીજો રમનાર દાવ લેવા આવશે.

૩૪. મોઈ ઝીલતી વખતે ઝીલનારનો હાથ જમીનને અડકવો ન જોઇએ.

૩૫. જો કોઈ ટૂકડીના પૂરા રમનારા મેદાન ઉપર હાજર નહિ થયા હોય, કે દાવ શરૂ કરવાની પંચ સૂચના આપે ત્યાર બાદ પાંચ મિનિટમાં દાવ શરૂ ન કરે, કે દાવ શરૂ કર્યા બાદ કોઇ ટૂકડી રમવાની ના પાડે, તો તે હારેલી ગણાશે.

૩૬. આ રમતમાં એક પંચ અને એક પરિણામ નોંધનાર રહેશે.

## [બીજી પદ્ધતિ]

### મેદાન

૧ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ૧૨૬ ફૂટની બાજુનો એક સમચોરસ દોરવો. આ ચોરસમાં




ખેલ નં. ૪૮ ચિત્ર નં. ૭૪—બ

દરેક ખૂણા ઉપર તથા દરેક બાજુની મધ્યમાં બે ફૂટની બાજુના આઠ ચોરસ દોરવા. આ રીતે બે ચોરસની વચ્ચે ૬૦ ફૂટનું અંતર રહેશે, તેમાં જે ચોરસની સામી બાજુએ ખુલ્લું મેદાન હોય તે ચોરસને પહેલો ચોરસ ગણવો. પહેલા ચોરસની આગળ કોલવા અનુકૂળ પડે એવી બદી ખોદવી. નંબર બેથી આઠમા ચોરસ સુધી એક હદરેખા દોરવી.

### સાધન

૨. બે ફૂટ લાંબો અને એક ઇંચ વ્યાસનો

એક દંડો તથા ૩ ઇંચ લાંબી અને એક ઈંચ વ્યાસની બે ત્રણ ગિલ્લી બનાવવી.

૩. આ સિવાય બે ફૂટ લાંબા અને દોઢ ઈંચના વ્યાસના બીજા આઠ દંડા બનાવવા. અને એ દંડાઓ નાના ચોરસ ઉપર મોટા ચોરસના મધ્યબિંદુ તરફની બાજુ ઉપર મૂકવા.

### પક્ષો

૪. આઠ આઠની સંખ્યાની બે ટૂકડી પાડવી. દાવ લેનાર ટૂકડીનો એક એક ભિલ્લુ નાના ચોરસ ઉપર ઊભો રહે, દાવ આપનાર ટૂકડીના ભેરુઓ હદ રેખાની બહાર ૨,૩,૩,૪; ૪, ૫, ૫, ૬; ૬, ૭; ૭ અને ૮ ચોરસની વચ્ચે એક એક અને મોટા ચોરસમાં બે, એમ ગોઠવાય.

### દાવ

૫. પહેલા નંબરના ચોરસવાળો ભેરુ ફોલીને દાવની શરૂઆત કરશે. સામાવાળા એને ઝીલવાનો પ્રયત્ન કરશે. જો ન ઝિલાય તો આડા મૂકેલા દંડાને આંટવાનો (તાકવાનો) પ્રયત્ન કરશે.

૬. એમાં પણ નિષ્ફળ જવાય તો દાવ લેનાર ગિલ્લીને એક ફટકો મારશે. જો ગિલ્લી હદરેખા પરથી પસાર થશે તો એ ખરો ફટકો કહેવાશે.

૭. જો દાવ લેનાર આમ મોકલવામાં નિષ્ફળ જાય તો તેને બીજી વખત એકવાર તક અપાશે.

૮. જો રમનાર ખરો ફટકો મારે તો તેને ફરજિયાત ૨ નંબર તરફ દોડવું પડશે. સાથે સાથે એના બીજા સાથીઓ પણ એમના ચોરસમાંથી અનુક્રમે બીજા ચોરસમાં જશે. દાખલા તરીકે, ૨ નો ૩ માં જાય, ૩ નો ૪ માં જાય, ૪ નો ૫ માં જાય, વગેરે. જો દાવ લેનાર આમ એક ચોરસમાંથી વગર વિઘ્ને પસાર થાય તો તે ટૂકડીને એક ગુણ મળેલો કહેવાય. પણ જો ગિલ્લી દૂર ગઈ હોય અને આખી ટૂકડી વધારે ચોરસ પસાર કરી શકી હોય તો જેટલા ચોરસ એમણે પસાર કર્યા હોય તેટલી સંખ્યાને તેટલી જ સંખ્યાએ ગુણતાં જે ગુણાકાર આવે તે તેના ગુણ ગણાશે. એટલે જો તેમણે ૨ ચોરસ પસાર કર્યા હોય તો તેમને ચાર ગુણ મળશે. પણ જો તેમણે ૩ પસાર કર્યા હોય તો ૯ ગુણ મળશે.

૯. પણ સહીસલામત ચોરસ પસાર ન કરી શકાય, તો જેટલા ચોરસ પસાર કરવાની અણી ઉપર હોય, તેમાંથી એક ચોરસ બાદ કરી જેટલા ચોરસ રહે, તે પ્રમાણે ગુણ ગણવા.

૧૦. ફરતાં ફરતાં પહેલો નંબર જ્યારે ફરીથી પોતાની જગાપર આવે, ત્યારે એક ચક્ર થયું ગણાશે. ચક્ર પૂરાં થયે દાવ પૂરો થયેલો ગણવો.

૧૧. પહેલા ચક્ર સિવાય પાછળનાં બે ચક્રોમાં ફોલવાનું રહેતું નથી. એ બે ચક્રોમાં બધા ફટકા જ મારશે.

### દાવ લેનારની ભૂલ

૧૨. બે વખત ફોલવાની તકમાં પણ હદની બહાર ગિલ્લી ન મોકલી શકે.

૧૩. ફોલતાં હદની બહાર અથવા અંદર ઝિલાઇ જાય.

૧૪. ફટકાની બે તકમાં ગિલ્લી હદની બહાર ન જાય.

૧૫. ફટકાની બે તકમાં એકે વખત ન લાગે.

૧૬. ફટકો માર્યા પછી ગિલ્લી ઝિલાઇ જાય.

૧૭. દોડતી વખતે કોઇ પણ ખાલી ચોરસના દંડાને સામો ભેરુ આંટી દે (ગિલ્લીને પ્રહાર કરે) તો દાવ લેનારની ભૂલ ગણાશે, અને દોડવા વખતની ભૂલ સિવાય કોઇ પણ ભૂલ માટે એક ચોરસ આગળ ચાલવું પડશે. નં. ૧ થી ભૂલ થઇ હોય, તો તે બીજા નંબરના ચોરસમાં જાય, અને એ રીતે બધા જ જાય. આઠમો નંબર એક નંબરની જગાએ આવશે.

૧૮. દરેક ભૂલ માટે એક એક ગુણ ઓછો થશે.

—**રમતોના નિયમો.**

# લંગડી.

– લેખક –



રા હા સી. નાડકર્ણી,
વડોદરા

**લંગડી-(ખોડીયો પાડો)—(ખેલ નં ૪૯)—ખેલની સામાન્ય માહિતી**—આશરે સાતથી બાર વર્ષ સુધીના નાના બાળકોને રમવા જેવો આ સામુદાયિક ખેલ છે રમનારના બે પક્ષ સરખા બળ પ્રમાણે પાડવા, અને રમવા માટે ત્રીશ ફૂટ વ્યાસનુ એક કુંડાળુ તૈયાર કરી બધા રમનારાઓએ તેમા ઊભા રહેવુ. (હમેશની રમતમા જગાની સગવડ પ્રમાણે ફેરફાર કરવો) પછી દાવ આપનાર પક્ષ પૈકીનો એક જણુ લંગડાતા પગે તે કુંડાળામા જાય, અને રમનાર છોકરાઓને પકડવા પ્રયત્ન કરે રમનાર છોકરાઓ તે અડી ન જાય તેવી રીતે તે કુંડાળાની હદમા જ રહીને દોડાદોડ કરે દાવ આપનાર (મારનાર) છોકરો બીજો પગ ન ટેકવતા અને આ રમતના નિયમોનો બીજી કોઇ પણ રીતે ભંગ ન કરતા જેટલા છોકરાઓને પકડી શકે, તેટલા બાદ થાય જો મારનારનો બીજો પગ જમીનને અડે, અગર તેના શરીરનો કોઇ પણ ભાગ જો જમીનને અડે, તો તે પોતે બાદ થાય, અને તે પક્ષનો બીજો છોકરો તે જ પ્રમાણે લંગડાતો આવી ફરી તે જ પ્રમાણે રમે એ પ્રમાણે મારનાર પક્ષના બધા છોકરાઓ પૂરા થતા સુધી રમે, પછી રમનાર પક્ષ મારનાર થાય, અને મારનાર બધા રમનાર થાય તે રીતે તે પક્ષના પણ બધા છોકરાના વારા પૂરા થયા પછી જે પક્ષના વધારે છોકરા બાદ થયા હોય, તે પક્ષ હાર્યો ગણાય



ખેલ નં ૪૯ ચિત્ર નં. ૭૫

આ ખેલ નાનાં બાળકોનો હોવાથી વિશેષ કુશળતાવાળો નથી જાતે ન થાકતાં તથા પોતાના શરીરને લથડવા ન દેતાં રમનાર છોકરાઓને પકડવા એ મારનાર પક્ષનું કામ, અને પોતે કોઇ પણ ન પકડાતાં મારનારને થકવવાનું તથા તેનું શરીર લથડે તેમ તેને હેરાન કરવાનું રમનાર પક્ષનું કામ રહે છે.

આ ખેલની સવિસ્તર માહિતી નીચે આપેલા નિયમો ઉપરથી થશે.




ખેલ નં. ૪૯ ચિત્ર નં. ૭૬

૧. આ ખેલ માટે ૩૦ ફૂટ વ્યાસની એક વર્તુલાકાર જગા તૈયાર કરવી તે જ રમવા માટેનું કુંડાળું.

૨. એ કુંડાળામાં જવા માટે ૧½ ફૂટ પહોળો અને ૫ ફૂટ લાંબો એક રસ્તો રાખવો તેને પગથી કહે છે.

૩. કુંડાળાની અંદર રમનાર પક્ષ રહે, અને બહાર મારનાર પક્ષ રહે.

૪. મારનાર પૈકી એક છોકરાએ વારાફરતી કુંડાળામાં એક પગે લંગડાતાં લંગડાતાં જવું, અને રમનાર પક્ષના જેટલા છોકરાને પકડાય તેટલાને હાથથી અડકવું. જેને તે અડકે તે બાદ થયો ગણાય.

૫. મારનાર પક્ષ પૈકી અંદર ગયેલો છોકરો બીજો પગ જમીનને ટેકવે, અગર ઊંચકેલો પગ નીચે મૂકી બીજો ઊંચકે, તો તે બાદ થાય, અને તેનો રમવાનો વારો પૂરો થયો ગણાય.

૬. એ છોકરો ઊંચે લીધેલા પગ સિવાયનો શરીરનો બીજો કોઇ પણ ભાગ જો જમીનને અડાડે, અગર ગમે તે કારણે પણ અડી જાય, અગર ઊંચે લીધેલા પગને શરીરના બીજા કોઇ પણ ભાગોથી આધાર આપે, તો પણ તે બાદ થાય અને તેનો વારો પૂરો થયો ગણાય.

૭. મારનાર છોકરો રમનાર પૈકી કોઇ પણ ને પકડે, અને પકડયા પછી પણ તે મારવાના જોમમાં ને જોમમાં તેના ઊંચે લીધેલા પગ સિવાયનો શરીરનો કોઇ પણ ભાગ કુંડાળાની હદમાં કે બહાર પણ જમીનને અડકાડે, અગર તેવો ભાગ ગમે તે કારણે પણ જમીનને અડી જાય, તો તેણે પકડેલો છોકરો બાદ થાય નહીં.

૮. મારનાર છોકરો મારવાના જોમમાં ને જોમમાં કુંડાળાની હદ બહાર આવી જાય, તો તેનો વારો રદ થાય નહીં, પણ કુંડાળાની અંદર પાળવાના બધા નિયમ તેણે પાળવા જોઇએ. અને બહાર રહીને અંદરના છોકરાને તે મારી શકે નહીં.

૯ રમનાર પક્ષનો કોઇ પણ છોકરો મારનાર છોકરાને કોઇ પણ પ્રકારનો સ્પર્શ કરે, અગર રમનાર કોઇ પણ છોકરો એ કુંડાળાની હદ બહાર પગ મૂકે, તો તે બાદ થાય.

૧૦. દરેક પક્ષમાં ૯ છોકરા રાખવા.

૧૧. દરેક પક્ષને બે બે વારા આપવા

૧૨. પ્રત્યેક વારો પૂરો થતાં ૫ મિનિટ વિશ્રાન્તિ આપવી.

૧૩. પ્રત્યેક વારા માટે ૭ મિનિટનો વખત ઠરાવવો.

૧૪. સિસોટી વગાડીને કે તેવો જ બીજો કોઇ ઇશારો કરીને ખેલની શરૂઆત કરવી.

૧૫. મારનાર પક્ષ પૈકી જેનો વારો કુંડાળામાં જવાનો હોય, તેણે પગથીને બીજે છેડે ઉભા રહેવુ, અને સિસોટી વાગતાં કે ઇશારો થતાં જ લંગડાતાં લંગડાતાં કુંડાળામાં જઇ ખેલની શરૂઆત કરવી

૧૬. કુંડાળાના બે સરખા ભાગ કરીને દરેક ભાગના નિરીક્ષણ માટે એક એક પંચ રાખવો.

૧૭. સાત મિનિટમાં વારો પૂરો ન થાય તો કામ બંધ રખાવવું.

૧૮. મારનાર પક્ષના બધા છોકરાઓ પૂરા થઈ ગયા પછી અગર ઠરાવેલો વખત પૂરો થઇ ગયા પછી રમનાર પક્ષના જેટલા છોકરા બાદ થયા સિવાયના રહ્યા હોય તે પ્રત્યેક બદલ બે બે ગુણ રમનાર પક્ષને મળે. વખત પૂરો થઇ ગયા છતાં મારનાર પક્ષના જેટલા છોકરા રમવામાં બાકી રહેલા હોય, તે પ્રત્યેક છોકરા બદલ બે બે ગુણ મારનાર પક્ષને મળે.

૧૯. સાત મિનિટની અંદર મારનાર પક્ષના બધા છોકરાઓ મરી જાય (બાદ થઈ જાય) તો રમનાર પક્ષને, અને રમનાર પક્ષના બધા છોકરાઓ તેટલા વખતમાં બાદ થઈ ગયા હોય તો મારનાર પક્ષને, બાકી રહેલા વખત બદલ દરેક પૂરેપૂરી ત્રીશ સેકન્ડે એક ગુણ—દરેક પૂરેપૂરી મિનિટે બે ગુણ—એ રીતે ગુણ આપવામાં આવે. અ. ભા. શા. શિ. મંડળે તેને લોણ એવું નામ આપેલું છે; અને તે બદલ ૨૦ ગુણ વિશેષ રાખેલા છે.

૨૦. ચારે વારામાં થઇને જે પક્ષને વિશેષ ગુણ મળ્યા હશે, તે પક્ષ જીત્યો ગણાય.

**ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે** આ સંબંધમાં નીચે પ્રમાણે નિયમો પ્રસિદ્ધ કર્યા છે:—

**મેદાન**

૧. લંગડી રમવા માટે ત્રીશ ફૂટ વ્યાસનું કુંડાળું દોરવામાં આવશે.

૨. કુંડાળાની અંદર જવા માટે કુંડાળાની કિનારી પર એક જગાએ અઢી ફૂટ પહોળું અને પાંચ ફૂટ લાંબુ પ્રવેશદ્વાર બનાવવું પડશે.

૩. કુંડાળાના બે સરખા ભાગ પાડવા માટે પ્રવેશદ્વારને અડકેલા પરિઘના બિંદુથી શરૂ કરી કુંડાળાના મધ્યબિંદુમાં થઇને પસાર થાય, તેવી રીતે એક સીધી લીટી દોરી કુંડાળાની સામી બાજુના પરિઘને અડકાવવી. આ બે ભાગ બે પંચોની સગવડતા માટે છે.

૪. ઉપર પ્રમાણે કુંડાળું દોર્યા પછી, તેની ફરતું પાંચ ફૂટ દૂર બીજું સમાન્તર કુંડાળું દોરવામાં આવશે. પહેલા અને બીજા કુંડાળા વચ્ચેનો પ્રદેશ પંચ પ્રદેશ કહેવાશે. અને તે પંચોની સગવડ માટે છે.

૫. પ્રવેશદ્વારની સામે બહારના કુંડાળાથી બે ફૂટ દૂર એક રેખા દોરવી. તે રેખાની જમણી બાજુએ મારનાર ભિલ્લુઓ બેસાડવા અને ડાબી બાજુએ મારનાર ભિલ્લુઓમાંથી ખતમ થયેલા ભિલ્લુઓ બેસાડવા. તેવી જ એક રેખા આ રેખાની સામી બાજુએ કુંડાળાથી બે ફૂટ દૂર દોરવામાં આવશે તે રેખા પર રમનાર પક્ષના 'બાદ' થયેલા ભિલ્લુઓ બેસાડવામાં આવશે.

લંગડીનું મેદાન

રમનાર પક્ષના બાદ ખેલાડીઓને બેસવાની જગા



ખતમ થઇ આવેલા ખેલાડીઓ. મારવા જનાર ક્રમસર ખેલાડીઓ માટે

ખેલ નં ૪૯ ચિત્ર નં. ૭૬-અ

**પક્ષો**

૬. આ રમતમાં બે પક્ષો રાખવામાં આવશે. દરેક પક્ષમાં નવ ખેલાડીઓ રાખવામાં આવશે. તેમાંથી એક નાયક અને એક ઉપનાયક ગણાશે.

૭. જે પક્ષ કુંડાળામાં જઇ રમશે તે રમનાર પક્ષ અને જે પક્ષ બહાર રહી વારાફરતી એક પગે લંગડી કરીને રમનાર પક્ષને મારવા જશે, તે મારનાર પક્ષ કહેવાશે.

**દાવ અને સમય**

૮. દરેક પક્ષને બે દાવ આપવામાં આવશે અને દરેક દાવને પાંચ મિનિટ આપવામાં આવશે. અને સમય પૂરો થતા પહેલાં કોઇ પણ પક્ષના ખેલાડીઓ પૂરા થઇ જાય કે તરત જ દાવ ચાલુ કરવો પડશે અને પૂરેપૂરી પાંચ મિનિટ સુધી ચાલુ રાખવો પડશે. દરેક દાવને અંતે ૩ મિનિટ આરામ આપવામાં આવશે.

૯. જો બન્ને પક્ષો સરખા ઊતરશે, તો

દરેક પક્ષને ૩ મિનિટનો એક દાવ આપવામાં આવશે અને તે આખરી નિકાલ ગણાશે. તેમ છતાં બંને પક્ષ સરખા ઊતરશે, તો આખી રમત ફરી રમાડવામાં આવશે.

**પંચ**

૧૦. આ રમતમાં બે પંચ અને એક ગુણ નોંધનાર તથા એક સમય સાચવનાર રહેશે. બે પંચ કુંડાળાની બે બાજુએ ઊભા રહેશે.

૧૧. પંચ સિસોટીથી સૂચના આપી રમત શરૂ કરાવશે અને આપેલા સમયમાં રમત પૂરી થતાં ફરીથી ચાલુ કરાવશે.

**શરૂઆત, વચ્ચે અને અંતે**

૧૨. પંચ બંને પક્ષના નાયકોને બોલાવી રૂબરૂ સિક્કો ઉછાળશે અને સિક્કા ઉછાળમાં જીતનાર પક્ષ રમવાનું કે મારવાનું પસંદ કરશે.

૧૩. મારનાર પક્ષ પોતાના બિલ્લુઓને ક્રમપૂર્વક ગોઠવીને રેખા ઉપર રાખશે. અને એ ક્રમ પ્રમાણે ચાલુ દાવે એક વારી પૂરી થતાં બીજી વારી પણ ક્રમપૂર્વક શરૂ કરશે અને ચાલુ રાખશે.

૧૪. પંચની સૂચના થતાં મારનાર પક્ષનો પ્રથમ બિલ્લુ એક પગે લંગડી કરતાં કરતાં અંદર રમતાર બિલ્લુને નિયમમાં રહીને પકડવા પ્રયત્ન કરશે.

૧૫. આપેલા સમય પહેલાં રમનાર પક્ષના બધા બિલ્લુઓ બાદ થઈ જાય, ત્યારે છેલ્લા બિલ્લુને મારનારે લંગડી કરતા કરતા પાછા પ્રવેશદ્વાર આગળ આવી ઊભા રહેવું અને લંગડીની સ્થિતિમાં જ રહેવું. સામા પક્ષના બિલ્લુઓ કુંડાળાની અંદર આવી જાય, ત્યારે ફરીથી તેણે જ લંગડી કરતા અંદર જવું.

૧૬. આપેલો સમય પૂરો થાય, તે વખતે જે બિલ્લુ લંગડીની સ્થિતિમાં હશે, તે લંગડી કરતો કરતો પ્રવેશદ્વાર સુધી આવીને ઊભો રહેશે. તે બિલ્લુ ખતમ ગણાશે નહિ પણ બાકી રહેલો ગણવામાં આવશે.

**મારનાર પક્ષને લાગુ પડતા નિયમો**

૧૭. નક્કી કરેલા ક્રમ પ્રમાણે કુંડાળામાં વારા ફરતી જવું પડશે, તેમ નહિ કરે તો ભૂલ ગણાશે અને ભૂલ કરનારને પાછો બોલાવી ક્રમમાં વારી આવતી હશે તેને મોકલવામા આવશે

૧૮. પ્રવેશદ્વારમાંથી જ દરેકે જવું પડશે. તેમ નહિ કરે તો ભૂલ ગણાશે અને પાછો બોલાવી ફરી પ્રવેશદ્વારમાંથી જ મોકલવામાં આવશે.

૧૯. ૩૦ ફૂટ વ્યાસના કુંડાળાની અંદર પગ પડે, તે પહેલાં લગડી કરેલી હોવી જોઈએ, નહિ તો ભૂલ ગણાશે. અને પાછો બોલાવી ફરી મોકલવામાં આવશે.

૨૦. મારનાર પક્ષના બિલ્લુઓને એક હાથે જ મારી શકાશે. બે હાથે કે પગે મારનારની ભૂલ ગણાશે.

૨૧. નિયમ ૧૭, ૧૮, ૧૯ અને ૨૦ નિયમોનો ભંગ કરીને સામા પક્ષના હરીફને બાદ કર્યો હશે, તો તે નાબાદ ગણાશે.

૨૨. મારનાર બિલ્લુએ શરૂઆતથી જે પગ જમીન પર રાખ્યો હશે તે પગના તળિયાં સિવાય તેના શરીરનો કોઈ પણ અવયવ જમીનને અડકશે અથવા ઊંચકેલા પગને કોઈ અવયવનો ટેકો આપશે તો તેની ભૂલ ગણાશે અને તે બાદ ગણાશે.

૨૩. લંગડી કરી આવેલો બિલ્લુ કુંડાળાની બહાર જશે, ત્યાર પછીથી જ પગ નીચે મૂકી શકશે તેમ નહિ કરે તો ભૂલ ગણાશે અને બાદ ગણાશે.

૨૪. લંગડી પૂરી કરી બહાર નીકળતી વખતે ગમે તે જગાએથી લંગડી કરી બહાર નીકળી શકાશે. પણ તે બિલ્લુ પૂરેપૂરો બહાર નીકળ્યા પછીથી જ બીજો બિલ્લુ પ્રવેશદ્વારેથી ચડાઇ કરશે કુંડાળામાં પગ મૂકી દઇ બહાર નીકળનારની ભૂલ ગણાશે અને બાદ થશે. તથા બીજો બિલ્લુ પોતાનો બિલ્લુ નીકળ્યા પહેલાં અંદર જશે, તો તેની ભૂલ ગણાશે અને તેને પાછો બોલાવી ફરીથી ચઢાઇ કરવા મોકલવામાં આવશે.

૨૫. સમતોલપણું ગુમાવી શરૂઆતમાં જમીન ઉપર રાખેલા પગના પંજા સિવાય શરીરનો કોઇ પણ ભાગ જમીનને અડકશે, તો તે બાદ ગણાશે અને ભૂલ ગણાશે. અને સમતોલપણું ગુમાવી રમનાર પક્ષના બિલ્લુને માર્યો હશે, તો મરાયેલો નાબાદ ગણવામાં આવશે.

૨૬. રમતના જુસ્સામાં મારનાર હરીફનો આખો પગ કુંડાળાની બહાર જતો રહેશે તો બાદ ગણાશે નહિ. પણ કુંડાળાના લંગડીના બીજા નિયમો બહાર જશે ત્યારે પણ લાગુ પડશે.

### રમનાર પક્ષને લાગુ પડતા નિયમો

૨૭. મારનાર બિલ્લુ નિયમમાં રહીને રમનારને અડકશે એટલે રમનાર બાદ ગણાશે.

૨૮. રમનાર જાતે મારનાર બિલ્લુને અડકશે તો તે બાદ ગણાશે.

૨૯. રમનારનું શરીર પૂરેપૂરું બહાર જશે, તો તે બાદ ગણાશે. પણ મારનારથી છટકવા અદ્ધર કૂદકો લઇ બહાર જમીનને અડક્યા કર્યા વગર પાછો કુંડાળામાં આવશે તો તે બાદ ગણાશે નહિ.

૩૦ રમનાર પક્ષના બિલ્લુ ઇરાદાપૂર્વક મારનાર પક્ષના રસ્તામાં ઓચિંતા બેસી જાયને કે બીજી રીતે હરકત કરશે, તો હરકત કરનાર બાદ ગણાશે અને હરકત થવાને લીધે મારનાર પક્ષના બિલ્લુનું સમતોલપણું ગુમાવાથી જમીનને અડકાઇ જ ગયો હશે, તો પણ તે નાબાદ ગણાશે.

૩૧. આપેલા સમય પહેલાં રમનાર પક્ષના બધા બિલ્લુઓ બાદ થઇ જશે, તો ફરીથી રમત રમવા માટે ૧૫ સેકન્ડની અંદર કુંડાળામાં આવી જવું પડશે. તેટલા સમયની અંદર કુંડાળાની અંદર નહિ આવ્યા હશે તે બધા બાદ ગણાશે.

### ગુણ અને હારજીત

૩૨. સમય પૂરો થતાં રમનાર પક્ષથી મારનાર પક્ષના જેટલા બિલ્લુઓને ખતમ કર્યા હશે તેથી બેવડા ગુણ રમનાર પક્ષને મળશે અને મારનાર પક્ષે રમનાર પક્ષના જેટલા બિલ્લુઓને માર્યા હશે તેનાથી બેવડા ગુણ રમનાર પક્ષને મળશે મારનાર પક્ષની ભૂલ દીઠ એક ગુણ કપાશે.

૩૩. ઉપર પ્રમાણે મળેલા ગુણનો સરવાળો રમતને અંતે થશે, તેમાં જે પક્ષના ગુણ વધુ હશે, તે પક્ષ જીત્યો ગણાશે.

—રમતોના નિયમો.

# સૂં સૂં કે સુરસુર.

સૂં સૂં કે સુરસુર—(ખેલ નં. ૫૦)— કોકણમાં અને સાવંતવાડી સંસ્થાનમાં આ ખેલનો સારો પ્રચાર છે. મહારાષ્ટ્રમાં જે પ્રમાણે હુતુતુ, તે પ્રમાણે કોકણમાં સૂં સૂં. હુતુતુનો પ્રચાર પણ ત્યાં છેલ્લાં પાંચ દસ વર્ષમાં જ થયો છે. અને સૂં સૂં તો હાલમાં ઘણા ભાગે

મહારાષ્ટ્રમાં રમાતો જ નથી એમ કહીએ તો પણ ચાલે. કોકણમાં જમીન ઊંચી નીચી હોવાથી ત્યાંનાં ખેતરો અહીંના જેવાં સપાટ કે લાંબાં પહોળાં નથી હોતાં, ત્યાં તો ૫૦ ફૂટ લાંબા અને તેટલા જ પહોળા એવા લગભગ ચોખૂણ કકડા (ક્યારા) પાડેલા મળી આવે છે. એવા બે સારા કકડા જોઈને ત્યાંનાં બાળકો આ રમત રમે છે.

**ખેલની ટૂંકી માહિતી:**—હરીફાઈ વખતે પ્રત્યેક પક્ષમાં મર્યાદિત સંખ્યા રખાય છે. પણ હંમેશની રમતમાં તો ગમે તેટલા રમનાર હોય તો પણ ચાલી શકે. રમનારની સંખ્યા વિષમ (એકી) હોય, તો જે પક્ષમાં કાચા છોકરા હોય, તે પક્ષમાં એક વધારે આપવો. આ રીતે રમનારના બે પક્ષ પાડયા પછી મધ્યરેખાની બંને બાજુએ બંને પક્ષ ઊભા રહે. કોણે દાવ પ્રથમ લેવો તે કોઇ પણ એક રીતે ઠરાવ્યા પછી દાવ લેનાર પૈકીનો એક છોકરો સૂં સૂં કે બીજો એવો જ કોઇપણ શબ્દ બોલતો સામા પક્ષની હદમાં પાણી નાખવા જાય, અને તે છોકરાઓને પોતાનો શ્વાસ પૂરો થતાં પહેલાં અડકીને પોતાની હદમાં પરત આવે. સામા પક્ષના જેટલા છોકરાને તે પાણી નાખનાર છોકરો એટલા વખતમાં અડકે, તેટલા બધા છોકરા જો તે પાણી નાખનાર પોતાની હદમાં પહોંચી જાય તો મરે, પણ તે પાણી નાખનારનો જો શ્વાસ ખૂટી જાય, (સામા પક્ષમાં જતાં અને પરત આવતાં એટલે કે મધ્યરેખા ઓળંગતાં સુધીમાં), અગર જો તેને કોઇપણ છોકરો (સામા પક્ષનો) અડકી જાય, તો તે પાણી નાખનાર પોતે જ મરે (બાદ થાય) અને તેણે જે છોકરાને મારેલા હોય તે બાદ ન થાય. એક પક્ષનો છોકરો એ પ્રમાણે પાણી નાખી જાય તે પછી બીજા પક્ષનો છોકરો એ જ રીતે પાણી નાખવા આવે. વળી તેના પછી આ પક્ષનો વારો આવે. એ રીતે ઊલટસૂલટ પાણી નાખવા આવે. આ પ્રમાણે રમત ચાલતાં જે પક્ષના વધારે છોકરા મરે, તે પક્ષ ઉપર દાવ આવે, અને સામો પક્ષ જીતે.

**હુતુતુ અને સુરસુર**—ઉપરના વર્ણન ઉપરથી આ ખેલમાં અને હુતુતુમાં ઘણું જ સામ્ય જણાઇ આવશે. પણ એ બેમાં નીચે બતાવેલા બે મુખ્ય તફાવત છે:—

(૧) આ ખેલમાં પાણી નાખનારનો જ્યાં સુધી શ્વાસ પૂરો થાય નહીં, ત્યાં સુધીમાં તે કોઈને પણ પકડે નહીં, એટલી જ સંભાળ સામાપક્ષને રાખવાની છે. જ્યારે હુતુતુમાં પાણી નાખનારને શ્વાસ પૂરો થતાં સુધી પકડી રાખવામાં આવે છે.

(૨) આ ખેલમાં પાણી નાખનાર શ્વાસ પૂરો થતાં પહેલાં તેની હદમાં ન પહોંચે, તો તેટલા જ કારણથી તે મરતો નથી; તેનો શ્વાસ પૂરો થયા પછી જો તેને સામા પક્ષનો કોઇ અડકે, તો તે પછી તે મરે છે. જ્યારે હુતુતુમાં તેનો શ્વાસ આ હદમાં પૂરો થાય, કે તે આપો-આપ જ મરે છે. તેને સામાપક્ષના કોઇએ અડકવાની જરૂર રહેતી નથી.

આ ઉપરથી એમ જણાય છે કે આ ખેલમાં જે મોટું ક્રીડાંગણ જોઇએ છે, તે ન જોઇએ, તેવો થોડો તફાવત કરીને આ ખેલ ઉપરથી જ હુતુતુનો ખેલ કાઢેલો હશે.

સૂં સૂંને બદલે બીજું કોઇ પણ વાક્ય કે શબ્દ શ્વાસ ન છૂટે તેવી રીતે બોલવાને હરકત નથી. જેમ કે 'રામ લક્ષ્મણ જાનકી, જય બોલો હનુમાનકી', વગેરે. કલ્પનાશીલ ખેલાડી સમયને અનુસરીને નવાં વાક્યો પણ બનાવી લે છે અને બોલે છે, એથી ખેલમાં રંગ આવે છે. હુતુતુ કે આટાપાટા કે ખોખોના કરતાં આ ખેલમાં કૌશલ્ય ઓછું જોઇએ. માત્ર રમનાર છોકરાઓ સારા દોડનારા, શ્વાસ ખેંચનારા અને ચાલાક જોઇએ. પાણી નાખવા આવનારને

શ્વાસ પૂરો થઇ જાય ત્યાં સુધી મધ્યરેખાથી દૂર રાખવો, અંદરને અંદર રખડાવવો, અને શ્વાસ પૂરો થાય કે તેને તેની હદમાં જતાં પહેલાં પકડી લેવો, એટલું જ કામ સામાપક્ષના છોકરાઓને આમાં કરવાનું હોય છે. અને શ્વાસ પૂરો થતાં પહેલાં બને તેટલાને પકડવાનું તથા શ્વાસ પૂરો થતાં જ પોતાની હદમાં પહોંચી જવાનું કામ પાણી નાખવા આવનારનું હોય છે. પ્રતિપક્ષને પકડ્યો કે પોતાના પક્ષનો છોકરો જીવતો થાય, એવો પણ આમાં નિયમ છે. પણ તે નિયમ હુતુતુની પેઠે આમાંથી પણ કાઢી નાખવા જેવો છે.

**સામાન્ય નિયમો**—(૧) આ ખેલ માટેનું ક્રીડાંગણ ૭૫'×૧૫૦' નું જોઇએ (ચિત્ર નં. ૭૭).




ખેલ નં. ૫૦ ચિત્ર નં ૭૭

(૨) એ ચોખૂણુના બરાબર મધ્ય ભાગે એક રેષા (च छ) દોરવી તેને પાણુ રેષા કહે છે. એ રેષાથી આ ચોખૂણુના ૭૫'×૭૫' એવા બે ચોરસ પડશે.

(૩) પાણુ રેષાની બંને બાજુએ, ૫૦ ફૂટને અંતરે તેને સમાન્તર બીજી બે રેષા કાઢવી. તે બંનેનું નામ નિદાન રેષા.

(૪) પાણુ રેષાની બંને બાજુ બંને પક્ષ ઊભા રહે. શરૂઆત કરવાની સૂચના મળતાં જ પક્ષ પૈકી એક એક રમનારે ઊલટસૂલટ પાણી નાખવા આવવું. પક્ષના દરેક છોકરાનો એક વારો પૂરો થાય નહીં, ત્યાં સુધી કોઇએ પણ બીજો વારો લેવો નહીં. એક વારો દરેકનો થઇ જાય, તે પછી સવડ પ્રમાણે કરવાને છૂટ છે.

(૫) રમનાર છોકરો પાણુ રેષા ઓળંગીને સામી હદમાં સૂં સૂં કે કોઇપણ એવા શબ્દો બોલતો શ્વાસ તૂટ્યા વગર પ્રતિપક્ષી છોકરાઓને પકડવા જાય તેનું નામ પાણી નાખવું.

(૬) રમત વખતે ઠરાવેલી હદની બહાર જો કોઇપણ જાય તો તે મર્યો ગણાય.

(૭) પાણી નાખવા આવનારનો શ્વાસ પાણુ રેષાની આ તરફ (પરહદમાં) છૂટી જાય, અને પછી તેને જો કોઇ પણ પ્રતિપક્ષી છોકરો અડકી જાય, તો તે પાણી નાખનાર મર્યો ગણાય. માત્ર શ્વાસ તૂટવાથી મરે નહીં, પણ શ્વાસ તૂટવા પછી તેને કોઇએ પણ અડકવું જોઇએ

(૮) પાણીવાળો પાણી નાખવા માટે સૂં સૂં વગેરે શબ્દો બોલતો જો પાણુ રેષાને સ્પર્શ કર્યા વગર આવે, તો તે મર્યો ગણાય (બાદ થાય).

(૯) પાણીવાળો પાણી નાખવા આવેલો હોય, ત્યારે શ્વાસ પૂરો થતાં પહેલા તે જેટલા છોકરાને અડકે, તેટલા મરે (બાદ થાય).

(૧૦) પાણીવાળો જાતે ઉપર દર્શાવેલી રીતે પકડાઇ જાય, તો તેણે મારેલા છોકરાઓ બાદ ન થાય.

(૧૧) પાણીવાળાએ સામી હદની નિદાન રેષાને પગ વડે અડકી આવવું જોઇએ, અગર

તેને ઓળંગી આવવું જોઇએ. પણ જો તે પહેલાં કોઇને પણ તે પકડી શકે તો તેમ કરવાની તેને જરૂર નથી.

**હરીફાઇના નિયમો**—(૧) પ્રત્યેક પક્ષમાં ૬ છોકરાઓ જોઇએ. ૭ કરતાં વધારે છોકરા હોય, તો પ્રમાણમાં ક્રીડાંગણની પહોળાઇ વધારવી; લંબાઇ વધારવી નહીં.

(૨) એક પક્ષના બધા છોકરાઓ મરી જાય, અને બીજા પક્ષના જીવતા રહેલા હોય, તો જેટલા જીવતા રહેલા હોય, તેટલા દરેક દીઠ બે બે ગુણ તે પક્ષને મળે.

(૩) પ્રત્યેક દાવ પૂરો કરવા માટે ૧૫ મિનિટ અપાય. અને દાવ પૂરો થયા પછી ૫ મિનિટ વિશ્રાંતિ અપાય. પંદર મિનિટ પૂરી થયા પછી દરેકનો દાવ પૂરો થતાં જેટલા છોકરાઓ દરેક પક્ષના બાકી રહ્યા હોય, તેનાથી બમણા ગુણ જેને તેને મળે.

(૪) પાણ રેષા ઉપર એક અને બંને નિદાન રેષા ઉપર એક એક, એમ ત્રણ પંચ રાખવા.

(૫) એકંદર ત્રણ દાવ થઇ શકે.

**રમત સંબંધે સૂચના**—ખોખો, હુતુતુ અને આટાપાટાના જેવો આ પણ હરીફાઇને લાયક ખેલ છે. પણ ઉપરના ત્રણે ખેલોના જેવું આ ખેલમાં કૌશલ્ય ન હોય, તો પણ ચાલે. રમનાર માત્ર દોડવામાં ચપળ અને દમ ખેંચવામાં સારા હોવા જોઇએ પક્ષની પસંદગી પણ આ ખેલમાં એ દષ્ટિથી કરવી. પાણી નાખવા આવનારને ખૂબ અંદર આવવા દેવો, અને તેનો શ્વાસ પૂરો થાય ત્યાં સુધી તેને છેતરીને રખડાવવો, તથા શ્વાસ પૂરો થતાં જ તેને પોતાની હદમાં જ પકડી લેવો, એટલું જ કામ સામા પક્ષને કરવાનું હોય છે. અને પોતે શ્વાસ ચલાવતા રહી અંદર કેડ જઇ આવી પોતાની હદમાં પરત આવતા રહેવુ, તથા તેટલા વખતમાં બને તેટલાને પકડવાનું અને શ્વાસ પૂરો થઇ રહે તો પોતે ન પકડાવું, એટલુ કામ પાણી નાખવા આવનારનુ હોય છે.

આ સિવાય પાણી નાખવા માટે હુતુતુમાં તથા હરીફાઇ માટે બીજા ખેલોમાં જે સૂચનાઓ આપેલી છે તે બધી આ ખેલમાં પણ લક્ષમાં રાખવાની છે.

# હુતુતુ.

હુતુતુ–( હૂગડ તતી )–(ખેલ નં. ૫૧ )– **ખેલની ટૂંકી માહિતી**—ખોખો તથા આટાપાટાની પેઠે જ આ ખેલ પણ હરીફાઇને લાયક અને સામુદાયિક મરદાની ખેલ છે. અને તે ઘણો જ પ્રાચીન હોય એમ જણાય છે. બીજા દેશી ખેલોની પેઠે આ ખેલમાં પણ યોગ્ય અને સર્વમાન્ય નિયમો ન હોવાથી પહેલાં ઘણું જ ધાંધલ થતું, તે એટલું બધું કે હુતુતુ એ શબ્દ જ ધાંધલ, ગરબડ કે અવ્યવસ્થાના અર્થમાં વપરાતો હતો. પરંતુ આટાપાટા અને ખોખોની પેઠે આ ખેલને પણ હાલમાં શિસ્ત અને વ્યવસ્થાનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. પહેલાંના વખતમાં ખોખો અને આટાપાટા કરતાં પ્રમાણમાં આ ખેલ કમી લોકપ્રિય હોવાથી છેક હાલમાં જ એટલે સન ૧૯૨૩ માં જ વડોદરામાં દિગ્વિજય જીમખાનામાં તે નિયમબદ્ધ થયો. તે પહેલાં એટલે સન ૧૯૧૮ માં અને પછી સન ૧૯૨૩ માં સતારામાં પણ આ ખેલ નિયમબદ્ધ થયેલો, અને તેની હરીફાઇ પણ થયેલી એમ જણાય છે. આટાપાટા અને ખોખો કરતાં આ ખેલમાં જગા ઓછી જોઇએ છે; અને ક્રીડાંગણ તૈયાર કરવામાં પણ મહેનત અને કાળજી ઘણી

ઓછી જોઇએ છે; તેથી આ ખેલ દિવસે દિવસે વિશેષ લોકપ્રિય થતો જાય છે. હિંદવિજય જીમખાનાની અખિલ ભારતીય હરીફાઇમાં આ ખેલનો સમાવેશ થયા પછી ગુજરાતમાં આ ખેલનો સપાટાબંધ પ્રચાર થયો છે. અને હરીફાઇમાં ખોખો તથા આટાપાટામાં ભાગ લેનાર કરતાં આ ખેલમાં વધારે સમુદાય ભાગ લેતો હોવાથી ગુજરાતી લોકમાં તો આ ખેલ માટેની પ્રવીણતા પેલા બે કરતાં વિશેષ જણાય છે.

કોઇ પણ મેદાની ખેલ રમવામાં ચપળતા, દમ, કૌશલ્ય અને કંઇક શક્તિ વગેરે ગુણ વધતા ઓછા પ્રમાણમાં જોઇએ જ. તથાપિ બીજા ગુણો કરતાં કોઇ પણ એક ગુણ પ્રત્યેક ખેલમાં વિશેષપણે જોઇએ છે. ખોખો અને આટાપાટા એ બંને ખેલોમાં રમનાર ઘણો ચપળ અને કુશળ જોઇએ. તેમાં પણ ખોખોમાં રમનાર છોકરો પ્રમાણમાં વિશેષ દોડનારો અને દમ ખેંચી શકે તેવો જોઇએ. એ બંને ખેલોમાં પ્રતિપક્ષી જોડે ઝઘડો કરવાનો ન હોવાથી શક્તિનો કંઇ સબંધ નથી પણ હુતુતુમાં શક્તિની ખાસ જરૂર રહે છે અને રમનાર લડાયક પણ હોવો જોઇએ તેને સામાવાળા જોડે જરૂર બે હાથ કરવા પડે છે, એટલે તેનામાં નિર્ભયતા તથા લડાયક વૃત્તિ પણ કેળવાય છે.

**રમવાની રીત**—શરૂઆતમાં અર્ધા અર્ધા છોકરાઓ વહેંચી લઇને મધ્યરેખા (પાણ રેખા) ની બંને બાજુએ બંને પક્ષ રહે છે. દાવની શરૂઆત કરતાં જેનો વારો પ્રથમ આવે, તેનો એક છોકરો "હુતુતુ" એવો શબ્દ બોલતો સામા પક્ષમાં જાય છે (જુઓ ચિત્ર નં. ૭૮.) અને તે તેમાના છોકરાઓને અડીને, અગર અડવાનો પ્રયાસ કરીને, પોતે ન પકડાતાં પોતાનો દમ ખૂટી જાય તે પહેલાં પોતાની હદમાં પરત આવે છે. સામા પક્ષના જેટલા છોકરાઓને તે અડ્યો હોય, તેટલા છોકરા તે (હુતુતુ બોલનારો અગર પાણી નાખવા આવનારો) છોકરો પોતાની હદમાં પહોંચે કે તે જ ક્ષણે મરે છે, અગર બાદ થાય છે. પરંતુ તે છોકરો પાણી નાખતો હોય, તેટલામાં તેનો દમ ખૂટી જતા પહેલાં સામો પક્ષ જો તેને પકડી રાખે તો તે પોતે મરે છે. અને તેને પકડનાર કે પકડનારા તેને અડકેલા છતાં બાદ થતા નથી. એથી ઊલટું, જો તે પાણી નાખનાર છોકરો તેને પકડી રાખેલાના



ખેલ નં. ૫૧ ચિત્ર નં. ૭૮

બંધમાંથી તેનો દમ ખૂટતાં પહેલાં કોઈપણ રીતે છૂટી જાય, તો તે મરે નહીં, અને તે જેટલા છોકરાને પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ અડકેલો હોય તે બધા (તેને પકડી રાખનાર બધા) છોકરાઓ બાદ થાય. એક પક્ષનો છોકરો પાણી નાખી જાય, એટલે બીજા પક્ષનો વારો આવે, અને તેનો વારો પૂરો થતાં ફરી પહેલા પક્ષના બીજા છોકરાનો વારો આવે. આ પ્રમાણે ઉલટ સૂલટ બધા પાણી નાખે.

પહેલાં હતો અને હાલમાં પણ કેટલેક ઠેકાણે એવો રિવાજ છે કે પ્રતિપક્ષીનો એક રમનાર માર્યો, એટલે પોતાના પક્ષનો એક મરેલો જીવતો થાય, અને તે પાછો રમવા લાગે. આ નિયમ (સંજીવની) બંધ કરવાથી ખેલના મુખ્ય તત્ત્વને કંઇ બાધ આવતો નથી. ઊલટો તે ચાલુ રાખવામાં કેટલાક દોષ છે. એક તો એ કે પ્રતિપક્ષીના કોઇ નિષ્ણાત રમનારને ઘણું સાહસ વાપરીને ઘણી દક્ષતાથી આપણે મારેલો હોય, છતાં આપણા પક્ષનો એક નબળો રમનાર મરતાં તે પાછો જીવતો થઇ જાય છે, અને બીજો એ કે પ્રતિપક્ષનો કોઈપણ રમનાર મરતાં આપણે ફરી જીવતા થઇ જશું, એવી જાતની બેજવાબદારી અગર નિષ્કાળજી રમનારમાં આવી જાય છે, અને ખરી સાહસિકતા આવતી નથી.

કેટલીક વખતે ખેલની શરૂઆતમાં આપણે ઘણી કુશળતા વાપરીને પ્રતિપક્ષના ઘણા રમનારને મારી નાખ્યા હોય, અને આપણો એક પણ રમનાર મર્યો ન હોય, તો આ સંજીવનીનો કંઇ લાભ મળતો નથી; અને તે હક્ક પછી કંઇ કામમાં આવતો નથી. એટલે એ વખતે આપણને હડહડતો અન્યાય થાય છે. દાખલા તરીકે अ પક્ષે પોતાના એક પણ રમનારને મરવા ન દેતાં ब પક્ષના ધારો કે બે રમનારને માર્યા, તો अ ના ૯ રમનાર રહ્યા અને ब ના ૭ રહ્યા. પછી ધારો કે ब પક્ષ अ પક્ષના ૨ રમનારને જો મારે, તો તેને સંજીવનીનો લાભ મળતાં તેના ૯ રમનાર થાય, અને अ ના ૨ છેક છેવટે જ મરેલા હોવાથી તેના ૭ જ રહે. એટલે બંને પક્ષના સરખા રમનાર હતા અને બંને પક્ષના સરખા જ મરેલા હોવા છતાં, જે પક્ષે શરૂઆતમાં સારું કૌશલ્ય બતાવ્યું, તેના હવે રમનાર ઓછા રહ્યા, અને નબળા પક્ષના રમનાર વધી પડ્યા. મરેલા છોકરાઓ માટે જો કદાપિ ગુણ રાખવામાં આવે, તો પણ રમનારની સંખ્યા ઓછી થઇ જતાં, પાણી નાખવા, અને પ્રતિપક્ષીઓને પકડવા, વગેરે વખતે સંખ્યાના ઓછાપણાને લીધે ખમવું જ પડે, અર્થાત્ સંજીવનીનો નિયમ ચાલુ રાખવા જેવો નથી. છતાં જો તે ચાલુ રાખવો જ હોય, તો જે પક્ષને તેનો લાભ મળેલો ન હોય, તે પક્ષ તેનો ગમે ત્યારે પણ લાભ લઇ શકે તેવો તેનો હક્ક રહેવો જોઇએ.

કેટલીક જગાએ નિદાન રેષા નથી હોતી, આ પણ એક ખામી જ ગણાય. કેમ કે પ્રતિપક્ષી પાણી નાખવા આવતાં જો મધ્યરેષાની તદ્દન નજીક જ રહેતો હોય તો તેને પકડવો લગભગ અશક્ય જ. એથી ઊલટું કોઇ છોકરો પાણી નાખવા આવે, પણ પ્રતિપક્ષીઓ જો બધા છેક જ આઘે આઘે અંદરના ભાગમાં ઊભા રહે, તો તેને ૨૦-૨૫ ફૂટ અંદર આવીને તેને પકડવા, અગર તે નવ જણાની પકડમાંથી તેને સહીસલામત એટલે દૂર સુધી પરત આવવું, એ પણ લગભગ અશક્ય જ. અર્થાત્ મધ્યરેષાથી કેટલેક અંતરે એક રેષા (નિદાન રેષા) કાઢીને તેટલે સુધી તો પાણી નાખનારે આવવું જ જોઇએ, એવો નિયમ હોવાની જરૂર છે.

આ રીતે ખેલ ચાલતાં જે પક્ષના બધા રમનાર મરી જાય, તે પક્ષ ઉપર પછી દાવ આવે. જો ઠરાવેલા વખતમાં બધા રમનાર ન મર્યા હોય, તો જે પક્ષના ગુણ વધારે થશે તે પક્ષ જીત્યો ગણાશે.

હુતુતુનું મેદાન.




ખેલ નં. ૫૧ ચિત્ર નં. ૭૯

**સામાન્ય નિયમો**—(૧) હુતુતુના ખેલ માટેની જગા (क ख ग घ) ૩૦'×૫૦' ની ચોખૂણુ જોઇએ.

(૨) એ ચોખૂણુની બરાબર વચમાં એક આડી રેષા દોરવી તેને પાણુરેષા (च छ) કહેવી. આ રેષાથી આ ચોખૂણુના ૩૦'×૨૫' ના બે ચોખૂણુ થશે.

(૩) પાણુરેષાની સમાન્તર બંને બાજુએ દસ દસ ફૂટને અંતરે બે રેષાઓ દોરવી (प फ), તેને નિદાન રેષા કહેવી.

(૪) પાણુરેષાની બંને બાજુએ બને પક્ષ રહે. દાવ શરૂ કરવાની સૂચના થતાં જ બંને પક્ષના એક એક રમનારે ઊલટસૂલટ પાણી નાખવા આવવુ. એક પક્ષના દરેક છોકરાનો એક વારો પૂરો ન થાય, ત્યાં સુધી કોઇએ પણ બીજો વારો ન લેવાય. દરેકનો પહેલો વારો થઇ ગયા પછી સવડ પ્રમાણે કરવું.

(૫) રમનાર છોકરો પાણુરેષા ઓળંગીને સામાની હદમાં હુતુતુ બોલતો સામા પક્ષને પકડવા જાય, તેનું નામ પાણી નાખનું.



(૬) દાવ ચાલુ હોય તે વખતે કોઇ પણ છોકરો જો ઠરાવેલી હદની બહાર જાય, તો તે મર્યો ગણાય.

(૭) પાણી નાખનારે સામી હદની નિદાન-રેષાને પગથી સ્પર્શ કરીને અગર ઓળંગીને પરત આવવું જોઇએ. પ્રતિપક્ષના કોઇ પણ છોકરાને તે પહેલાં જો તે અડે (પકડે), તો ત્યાં સુધી જવાની તેને જરૂર નથી.

(૮) પાણી નાખનારનો દમ (એટલે હુતુતુ શબ્દનું બોલવું) પરહદમાં (પાણુરેષાની તે તરફ) અટકી પડે, અગર પ્રતિપક્ષનો કોઇ પણ છોકરો ત્યાં સુધી તેને પકડી રાખે, તો તે મર્યો ગણાય.

(૯) પાણી નાખનાર હુતુતુ એવો શબ્દ પાણુરેષાને અડીને તરત જ બોલવાનું શરૂ ન કરે, તો પણ તે મર્યો અથવા બાદ થયો ગણાય.

(૧૦) પાણી નાખનાર છોકરો હુતુતુ બોલ્યા કરતો હોય, અને પ્રતિપક્ષીએ તેને પકડી રાખેલો હોય, છતાં એવી સ્થિતિમાં જો તેના અગર પકડી રાખનાર પૈકી કોઇ પણના શરીરનો કોઇ પણ ભાગ જો પાણુરેષા ઉપર આવી જાય, તો મરે નહીં (બાદ ન થાય).

(૧૧) ઉપર બતાવ્યા પ્રમાણે જો પાણી-વાળો ન મરે, તો દાવ અટકાવવો, અને તેને પૂરેપૂરો તેની હદમાં જવા દેવો. તથા તેણે મારેલા બધા છોકરા અને તેને અપ્રત્યક્ષ અડકેલા બધા છોકરા બાદ થયેલા ગણવા.

(૧૨) પાણી નાખનારાએ તેના એ વારા વખતે સામા પક્ષના જેટલા છોકરાને સ્પર્શ કરેલો હશે, તેટલા બધા છોકરા તેનો તે વારો પૂરો થતાં જ એટલે કે તે તેની હદમાં પહોંચી જતાં જ બાદ ગણાય (તે પહેલાં બાદ ન થાય).

(૧૩) પાણી નાખનારને પકડી રાખેલો હોય, તે વખતે તેનું મોઢું કોઇએ પણ બંધ કરવું નહીં. છતાં જો કોઇ કરે, તો તે બાદ ન

બંધમાંથી તેનો દમ ખૂટતાં પહેલાં કોઈપણ રીતે છૂટી જાય, તો તે મરે નહીં, અને તે જેટલા છોકરાને પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ અડકેલો હોય તે બધા (તેને પકડી રાખનાર બધા) છોકરાઓ બાદ થાય. એક પક્ષનો છોકરો પાણી નાખી જાય, એટલે બીજા પક્ષનો વારો આવે, અને તેનો વારો પૂરો થતાં ફરી પહેલા પક્ષના બીજા છોકરાનો વારો આવે. આ પ્રમાણે ઊલટ સૂલટ બધા પાણી નાખે.

પહેલાં હતો અને હાલમાં પણ કેટલેક ઠેકાણે એવો રિવાજ છે કે પ્રતિપક્ષીનો એક રમનાર માર્યો, એટલે પોતાના પક્ષનો એક મરેલો જીવતો થાય, અને તે પાછો રમવા લાગે. આ નિયમ (સંજીવની) બંધ કરવાથી ખેલના મુખ્ય તત્ત્વને કંઈ બાધ આવતો નથી. ઊલટો તે ચાલુ રાખવામાં કેટલાક દોષ છે. એક તો એ કે પ્રતિપક્ષીના કોઈ નિષ્ણાત રમનારને ઘણું સાહસ વાપરીને ઘણી દક્ષતાથી આપણે મારેલો હોય, છતાં આપણા પક્ષનો એક નબળો રમનાર મરતાં તે પાછો જીવતો થઈ જાય છે, અને બીજો એ કે પ્રતિપક્ષનો કોઈપણ રમનાર મરતાં આપણે ફરી જીવતા થઈ જશું, એવી જાતની બેજવાબદારી અગર નિષ્કાળજી રમનારમાં આવી જાય છે, અને ખરી સાહસિકતા આવતી નથી.

કેટલીક વખતે ખેલની શરૂઆતમાં આપણે ઘણી કુશળતા વાપરીને પ્રતિપક્ષના ઘણા રમનારને મારી નાખ્યા હોય, અને આપણો એક પણ રમનાર મર્યો ન હોય, તો આ સંજીવનીનો કંઈ લાભ મળતો નથી; અને તે હક્ક પછી કંઈ કામમાં આવતો નથી. એટલે એ વખતે આપણને હડહડતો અન્યાય થાય છે. દાખલા તરીકે અ પક્ષે પોતાના એક પણ રમનારને મરવા ન દેતાં બ પક્ષના ધારો કે બે રમનારને માર્યા, તો અ ના ૯ રમનાર રહ્યા અને બ ના ૭ રહ્યા. પછી ધારો કે બ પક્ષ અ પક્ષના ૨ રમનારને જો મારે, તો તેને સંજીવનીનો લાભ મળતાં તેના ૯ રમનાર થાય, અને અ ના ૨ છેક છેવટે જ મરેલા હોવાથી તેના ૭ જ રહે. એટલે બંને પક્ષના સરખા રમનાર હતા અને બંને પક્ષના સરખા જ મરેલા હોવા છતાં, જે પક્ષે શરૂઆતમાં સારું કૌશલ્ય બતાવ્યું, તેના હવે રમનાર ઓછા રહ્યા, અને નબળા પક્ષના રમનાર વધી પડ્યા. મરેલા છોકરાઓ માટે જો કદાપિ ગુણ રાખવામાં આવે, તો પણ રમનારની સંખ્યા ઓછી થઈ જતાં, પાણી નાખવા, અને પ્રતિપક્ષીઓને પકડવા, વગેરે વખતે સંખ્યાના ઓછાપણાને લીધે ખમવું જ પડે, અર્થાત્ સંજીવનીનો નિયમ ચાલુ રાખવા જેવો નથી. છતાં જો તે ચાલુ રાખવો જ હોય, તો જે પક્ષને તેનો લાભ મળેલો ન હોય, તે પક્ષ તેનો ગમે ત્યારે પણ લાભ લઈ શકે તેવો તેનો હક્ક રહેવો જોઈએ.

કેટલીક જગાએ નિદાન રેષા નથી હોતી, આ પણ એક ખામી જ ગણાય. કેમ કે પ્રતિપક્ષી પાણી નાખવા આવતાં જો મધ્યરેષાની તદ્દન નજીક જ રહેતો હોય તો તેને પકડવો લગભગ અશક્ય જ. એથી ઊલટું કોઈ છોકરો પાણી નાખવા આવે, પણ પ્રતિપક્ષીઓ જો બધા છેક જ આઘે આઘે અંદરના ભાગમાં ઊભા રહે, તો તેને ૨૦-૨૫ ફૂટ અંદર આવીને તેને પકડવા, અગર તે નવ જણાની પકડમાંથી તેને સહીસલામત એટલે દૂર સુધી પરત આવવું, એ પણ લગભગ અશક્ય જ. અર્થાત્ મધ્યરેષાથી કેટલેક અંતરે એક રેષા (નિદાન રેષા) કાઢીને તેટલે સુધી તો પાણી નાખનારે આવવું જ જોઈએ, એવો નિયમ હોવાની જરૂર છે.

આ રીતે ખેલ ચાલતાં જે પક્ષના બધા રમનાર મરી જાય, તે પક્ષ ઉપર પછી દાવ આવે. જો ઠરાવેલા વખતમાં બધા રમનાર ન મર્યા હોય, તો જે પક્ષના ગુણ વધારે થશે તે પક્ષ જીત્યો ગણાશે.

## હુતુતુનું મેદાન.




ખેલ નં. ૫૧ ચિત્ર નં. ૭૯

**સામાન્ય નિયમો**—(૧) હુતુતુના ખેલ માટેની જગા (क ख ग घ) ૩૦'x૫૦' ની ચોખૂણ જોઇએ.

(૨) એ ચોખૂણની બરાબર વચમાં એક આડી રેખા દોરવી તેને પાણરેખા (च छ) કહેવી. આ રેખાથી આ ચોખૂણના ૩૦'x૨૫' ના બે ચોખૂણ થશે.

(૩) પાણરેખાની સમાન્તર બંને બાજુએ દસ દસ ફૂટને અંતરે બે રેખાઓ દોરવી (प फ), તેને નિદાન રેખા કહેવી.

(૪) પાણરેખાની બંને બાજુએ બંને પક્ષ રહે. દાવ શરૂ કરવાની સૂચના થતાં જ બંને પક્ષના એક એક રમનારે ઊલટસૂલટ પાણી નાખવા આવવું. એક પક્ષના દરેક છોકરાનો એક વારો પૂરો ન થાય, ત્યાં સુધી કોઇએ પણ બીજો વારો ન લેવાય. દરેકનો પહેલો વારો થઇ ગયા પછી સવડ પ્રમાણે કરવું.

(૫) રમનાર છોકરો પાણરેખા ઓળંગીને સામાની હદમાં હુતુતુ બોલતો સામા પક્ષને પકડવા જાય, તેનું નામ પાણી નાખવું.



(૬) દાવ ચાલુ હોય તે વખતે કોઇ પણ છોકરો જો ઠરાવેલી હદની બહાર જાય, તો તે મર્યો ગણાય.

(૭) પાણી નાખનારે સામી હદની નિદાન-રેખાને પગથી સ્પર્શ કરીને અગર ઓળંગીને પરત આવવું જોઇએ. પ્રતિપક્ષના કોઇ પણ છોકરાને તે પહેલાં જો તે અડે (પકડે), તો ત્યાં સુધી જવાની તેને જરૂર નથી.

(૮) પાણી નાખનારનો દમ (એટલે હુતુતુ શબ્દનું બોલવું) પરહદમાં (પાણરેખાની તે તરફ) અટકી પડે, અગર પ્રતિપક્ષનો કોઇ પણ છોકરો ત્યાં સુધી તેને પકડી રાખે, તો તે મર્યો ગણાય.

(૯) પાણી નાખનાર હુતુતુ એવો શબ્દ પાણરેખાને અડીને તરત જ બોલવાનું શરૂ ન કરે, તો પણ તે મર્યો અથવા બાદ થયો ગણાય.

(૧૦) પાણી નાખનાર છોકરો હુતુતુ બોલ્યા કરતો હોય, અને પ્રતિપક્ષીએ તેને પકડી રાખેલો હોય, છતાં એવી સ્થિતિમાં જો તેના અગર પકડી રાખનાર પૈકી કોઇ પણના શરીરનો કોઇ પણ ભાગ જો પાણરેખા ઉપર આવી જાય, તો મરે નહીં (બાદ ન થાય).

(૧૧) ઉપર બતાવ્યા પ્રમાણે જો પાણી-વાળો ન મરે, તો દાવ અટકાવવો, અને તેને પૂરેપૂરો તેની હદમાં જવા દેવો. તથા તેણે મારેલા બધા છોકરા અને તેને અપ્રત્યક્ષ અડકેલા બધા છોકરા બાદ થયેલા ગણવા.

(૧૨) પાણી નાખનારાએ તેના એ વારા વખતે સામા પક્ષના જેટલા છોકરાને સ્પર્શ કરેલો હશે, તેટલા બધા છોકરા તેનો તે વારો પૂરો થતાં જ એટલે કે તે તેની હદમાં પહોંચી જતાં જ બાદ ગણાય (તે પહેલાં બાદ ન થાય).

(૧૩) પાણી નાખનારને પકડી રાખેલો હોય, તે વખતે તેનું મોઢું કોઇએ પણ બંધ કરવું નહીં. છતાં જો કોઇ કરે, તો તે બાદ ન

થાય, પણ તેને પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતે અડકેલા બધા બાદ થાય.

(૧૪) એક સાથે બે પાણી નાખનાર આવે, અને તે પૈકી એકે અગર તે બંનેએ પ્રતિપક્ષી પૈકી કોઇનો પણ સ્પર્શ કર્યો હોય, તો જે પાણીવાળો પાછળથી પાણી નાખવા આવેલો હોય, તે મરી ગયો ગણવો, અને પહેલા આવેલાને ફરી પાણરેષા ઉપર પરત જવા દઇ તેનો વારો આપવો. અને તે બંનેએ સ્પર્શ કર્યો હોય, તે પ્રતિપક્ષના છોકરા બાદ ન થાય. બંને પાણીવાળા જો એકી વખતે અંદર ગયા હોય, તો બીનું સૂકું ઠરાવી ઠીકરી ઉછાળી કયો મરેલો ગણવો તે તેના આધારે ઠરાવવું.

**ટીપ**—પાણી નાખવા કોણે જવું તે કંઇ અગાઉથી ઠરાવી રાખેલું હોતું નથી, એટલે કોઇપણ રમનારને પોતાના સિવાય બીજો કોઇ પાણી નાખવા જનાર છે એવી કશી માહિતી હોતી નથી. તેથી પાછળથી પાણી નાખવા આવવાની સામાન્ય ભૂલ કરનારને મારી નાખવા જેટલી ઘોર શિક્ષા કરવી એ ન્યાય નથી; માત્ર તેણે ચોકસાઇ રાખવાની જરૂર ખરી. અને તેટલા માટે તેની તે ખામી બદલ તે પક્ષનો એક ગુણ કમી કરવો ઘટે.

કોઇ પણ રમનારે પ્રતિપક્ષના રમનારને અંતિમ મર્યાદાની બહાર બુદ્ધિપુરઃસર ધકેલવો નહીં. તેમ કરવામાં આવશે તો ધકેલનાર બાદ થશે, અને ધકેલાયલો છોકરો બાદ થશે નહી.

**હરીફાઇ માટેના નિયમો**—(૧) પ્રત્યેક પક્ષમાં ૯ રમનાર જોઇએ.

(૨) એક પક્ષના બધા છોકરાઓ મરી જાય, અને બીજા પક્ષના કેટલાક બચેલા હોય, તો જેટલા બચેલા હોય તેટલા દીઠ બે બે ગુણ મળે.

(૩) પ્રત્યેક દાવ માટે પંદર મિનિટ આપવી. એક દાવ પૂરો થયા પછી ૫ મિનિટ વિશ્રાન્તિ આપવી. પંદર મિનિટે દાવ પૂરો થતાં બંને પક્ષના છોકરાઓ બચેલા હશે તો તે પક્ષના જેટલા છોકરાઓ બચેલા હશે, તેટલા દીઠ જે તે પક્ષને બે ગુણ મળશે.

(૪) પાણરેષા ઉપર એક અને નિદાનરેષા ઉપર બે મળી ત્રણ પંચ રાખવા.

(૫) એકંદરે ત્રણ દાવ કરવા.

**ટીપ**—સ્ત્રીઓ રમતી હોય, તો વાળ પકડવા નહીં. વાળ પકડશે તો પકડનારી બાદ થશે

**વિશેષ સૂચના**—આ પુસ્તકમાં આપેના સામાન્ય નિયમોથી વિરુદ્ધ એવો કોઈ વિશેષ નિયમ જ્યાં આપેલો હોય, ત્યાં તે વિશેષ નિયમ પ્રમાણે ગણવો.

ઉપરના નિયમો વડોદરાના હિંદવિજય છાપખાના તરફથી ભરવામાં આવતા અખિલ ભારતીય ક્રીડાસંમેલનના છે. અ. મ. શા. શિ. મં. એ કરેલા નિયમો થોડો તફાવત કાઢી નાખતાં ઉપરના જેવા જ છે.

**પક્ષોની પસંદગી**—આ ખેલ બરાબર રમવામાં કયા કયા ગુણ જરૂરના છે તે વિચારીને તે દૃષ્ટિથી પક્ષોની પસંદગી થવી જોઇએ. અગાઉ જણાવેલું જ છે કે આ ખેલ શક્તિનો અને ઝપાઝપી કરવાનો છે. એટલે રમનાર સશક્ત અને મજબૂત હોવા જોઇએ. વળી શક્તિની સાથે કુશળતા પણ હોવી જોઇએ. પાણી નાખવા પ્રતિપક્ષની હદમાં જનાર છોકરો ગમે તેટલો સશક્ત હોય, પણ જો તે ચપળ અને કુશળ નહીં હોય તો પકડાઇ જવાનો ઘણો જ સંભવ છે. કેમ કે તે એકલો હશે, અને સામેવાળા અનેક હશે. કોઇપણ પક્ષ વિજય ક્યારે મેળવે કે જ્યારે તેના બધા રમનાર સરખા તૈયાર (ગુણસંપન્ન) હોય. આ ખેલમાં મુખ્ય અંગ બે, એક તો પોતે

સામાની હદમાં પાણી નાખવા જઈને જાતે ન પકડાતાં સામાવાળાને અડીને સહીસલામત પરત આવવું; અને બીજું (બીજા પક્ષનું કામ એ કે) સામાવાળો પાણી નાખવા તેની હદમાં આવેલો હોય, તેનો દમ ખૂટે ત્યાં સુધી તેને પકડી રાખવો.

કેટલાક રમનારા પોતાનો દમ ખૂટી રહેવા આવ્યો હોય, છતાં તે ધ્યાનમાં ન રાખતાં કોઈ-પણને અડકવાની ઇચ્છાથી ઘણા વખત સુધી પાણી નાખે છે, અગર સામી હદમાં વધારે દૂર સુધી જાય છે. વળી કેટલાક રમનારાઓ એવા હોય છે કે તેઓ પાણી નાખનારો મધ્યરેષાથી કેટલે દૂર આવેલો છે, અને તે સશક્ત છે કે નહીં તે બાબતનો પૂરો વિચાર ન કરતાં તેને પકડવાનુ અઘટિત સાહસ કરીને જાતે જ બાદ થાય છે. આવા રમનારાઓ પસંદ કરવાથી કોઈ કોઈ વખત પક્ષને વિના કારણ હાનિ થાય છે. કોઈ-પણ ખેલ સારી રીતે રમવામાં સમયસૂચકતા અગર પ્રસંગાવધાન એ ગુણ દરેક રમનારમાં હોવાની ખાસ જરૂર છે. આપણો પક્ષ ઉપર ગણાવેલાં ખેલનાં અંને અંગોમાં સરખો બળ-વાન નીવડે, એવા સારા સશક્ત, ખૂબ શ્વાસ ખેંચી શકે તેવા, ચપળ અને બધા નિયમોની સારી માહિતીવાળા રમનારાઓ તે માટે પસંદ કરવા.

**પાણી નાખનારને સૂચના**—(૧) બહુ અક્કડપણે ઊભા ન રહેવું, તેમ બહુ વળેલા પણ ઊભા ન રહેવું. ચિત્ર નં.૭૮ પ્રમાણે જરા વળીને પોતાના હાથ પોતાના પગ સામે રાખીને પાણી નાખવું. અક્કડ ઊભા રહેવાથી પગ છૂટા રહેશે. એટલે સામા પક્ષનો કોઈ ચાલાક છોકરો અચા-નક ઝડપ મારીને પગને પકડી શકશે. સાધારણ નમીને હાથ આગળ રાખવાથી સામે આવતા પકડવાવાળાને તાબડતોબ ધકેલી શકાય છે, અગર તેને અડચણ કરીને નાસી જઈ શકાય છે.

(૨) નિયમ ૧૦ પ્રમાણે પાણી નાખનારે કાં તો સામી હદની નિદાનરેષાને પગથી અડકવું જોઈએ, અગર તો તેને ઓળંગીને આવવું જોઈએ; અને કાં તો સામા પક્ષના છોકરાને અડી જવું જોઈએ. માટે પ્રથમ તો પાણી નાખ-નારે શક્ય હોય તો નિદાન રેષાને સ્પર્શ કરવો, અગર ઓળંગવી. પછી સામાપક્ષના રમનારને અડાય તો ઠીક, અને નહીં તો પોતાની હદમાં પરત આવવામાં કંઈ જ હરકત નહીં.

(૩) પ્રતિપક્ષના છોકરાઓ ચડાઈ ન કરતાં માત્ર પોતાનો બચાવ કરી રહ્યા હોય, છતાં આપણે વિનાકારણ સાહસ કરીને પાણરેષાથી વધારે અંતરે અંદરના ભાગમાં પાણી નાખવા જવું ન જોઈએ. કેમ કે પ્રતિપક્ષના એકાદ છોકરાને આપણે એ રીતે પકડવા જઈએ, પણ તે પક્ષના બીજા છોકરાઓ જો તે વખતે આપણા ઉપર હલ્લો કરશે તો પાણરેષા વિશેષ દૂર હોવાથી આપણને પકડી રાખવાનું તેમને સહેલું પડશે, અને પ્રતિપક્ષના એકાદને મારવા જતાં આપણે જાતે જ સપડાઈ જઈશું.

(૪) પાણી નાખતાં બધી બાજુએ નજર રાખવી, અને પ્રતિપક્ષના બધા રમનારને આપણી સામે રાખવા કે પાછળથી પકડાવાની બીતિ ન રહે. વળી એક જ જગાએ ન રહેતાં ફરતા રહેવું કે આપણી બાજુએ હોય તે તથા પાછળ આવવા ઇચ્છતા હોય તે બધા અડકવાની બીકથી પાછા ખસતા રહે.

(૫) કેટલાક રમનારાઓ ચોતરફ નજર રાખી શકતા નથી, અને સહજ પકડાઈ જાય છે. આવા કાચા છોકરાઓએ નિદાન હરીફાઈના પ્રસંગે તો એક જ તરફ પાણી નાખવું કે પાછલી બાજુથી પકડાવાનો સંભવ ન રહે, અને બધા રમનારા નજર સમક્ષ રહે.

(૬) કોઈને પણ અડકવાનો આપણે પ્રયત્ન

એટલે બાજુએ હોય તે છોકરાઓ
મારવાનો પ્રયત્ન કરે. એવે વખતે
નજર ફક્ત સામેના છોકરાઓ તરફ જ
બતાવીને બાજુના क રમનારને ख
વા દેવો. અને પછી એકદમ ઝપટ
થા સાવધ રહીને તેના ઉપર હલો

क ० ⊙
ख ० ०ग

. ૫૧ ચિત્ર નં. ૮૦

ત્ર તેને વધારે પાછળ એટલે ग ઠેકાણે
દેવો નહીં. નહીં તો પછી આપણે જ
જવાનો સંભવ રહેશે (ચિત્ર નં. ૮૦).

પાણી નાખનાર ઊંચો હોય તો તેણે
હદમાં પરત આવતાં પાણરેવા પાંચ છ
હોય ત્યાં સુધી પરત જ જાઉં છું એમ
, અને પછીથી એકાએક પાછા ફરીને
હલો કરવાના ઇરાદાથી આવતા પ્રતિ-
છોકરાઓને મારવા. પાણી નાખનાર
વાથી અને પાણરેવા પાસે હોવાથી તે
નો સંભવ ઘણો જ ઓછો રહે છે.

) હરીફાઇની દૃષ્ટિએ મુખ્ય તથા મહ-
ત્વની સૂચના એ છે કે આપણે જીતતા હોઇએ,
અને દાવ પૂરો થવાને થોડો જ વખત રહેલો
હોય, તેવે વખતે આપણે પ્રતિપક્ષના વિશેષ
છોકરાઓને મારવાનો પ્રયત્ન ન કરતાં જાતે
પકડાઇ ન જવાય તેટલી ખબરદારી રાખીને
પાણી નાણીને પરત આવતા રહેવું. કેટલાક
છોકરાઓ એવે વખતે અભિમાનમાં આવી
જઇને જાતે માર ખાઇ બેસે છે, અને આખા
પક્ષને ઘણું જ નુકસાન કરે છે. કેમ કે વખત
થોડો જ હોવાથી બીજા રમનાર પણ પછી કંઇ
જ કરી શકતા નથી.

(૯) નિકાલ આપણા પક્ષમાં આવશે એમ
લાગતું હોય, અને દાવ પૂરો થવાને થોડી જ
વાર રહેલી હોય, એવે વખતે પાણી નાખનારે
પ્રથમ નિયમ પ્રમાણે પાણરેવાને અડકવું, અને
પછી તે રેષાની પાસે જ ઊભા રહીને સાવકાશ
પાણી નાખવું. એમ કરવાથી જાતે પકડાવાશે
નહીં, એટલું જ નહીં પણ વખત પૂરો થતો
હોવાથી પ્રતિપક્ષને પાણી નાખવાનો અને
આપણને પકડવાનો ઘણો જ થોડો વખત
મળશે.

(૧૦) એથી ઊલટું, દાવ પૂરો થવાને થોડો
જ વખત રહેલો હોય, અને આપણે હારવાના
એવું ખાતરીબંધ લાગતું હોય, તો એવે વખતે
સાહસ કરીને પ્રતિપક્ષના છોકરાઓને મારવાનો
જ પ્રયત્ન કરવો. કેમ કે આપણે બાદ થઇએ,
તો આપણા પક્ષને તો કંઇ વિશેષ નુકસાન
થવાનું ન હોય, અને ફાવીએ તો કદાચ વિજય
મળવાનો સંભવ રહે.

(૧૧) પ્રતિપક્ષનો પાણી નાખનાર પાણ-
રેવાને પીઠ દઇને તેની હદ તરફ ઢીલો ઢીલો
જતો હોય, તેવે વખતે આપણા પૈકી જેનો
વારો હોય તે પાણી નાખવાવાળાએ એકદમ
તેની પછવાડે હલો કરવો, અને તેને સ્પર્શ કરીને
પરત આવતા રહેવું. એટલે પ્રતિપક્ષનો એક

છોકરો એ રીતે બાદ થશે. માત્ર એ પ્રમાણે હલ્લો કરવા જતાં આપણો વેગ તાબામાં રાખવો. નહીંતર પ્રતિપક્ષનો કોઇ છોકરો આપણા બે પગની વચ્ચે પેસી જઇને આપણને અદ્દર ને અદ્દર ઊંચકીને પકડી લેશે.

(૧૨) પાણી નાખીને પરત આવતાં પાણુરેવા તરફ પીઠ ન રાખતાં, મોઢું રાખીને અને અવળું ચાલીને આવવું, એ પાણી નાખનારને માટે વધારે સારુ છે. કેમકે તેથી પ્રતિપક્ષનો પાણી નાખનાર પાછળથી હલ્લો કરે તો આપણે જોઇ શકીએ અને આપણો બચાવ કરી શકીએ.

**પકડનાર છોકરાઓને સૂચના—** (૧) પાણી નાખનાર છોકરાનુ પ્રથમ લક્ષ સામી હદની નિદાનરેખાને અડકવાનુ હોય છે. તેથી પકડનાર છોકરાઓએ એ નિદાન રેખાની નજીક ઊભા રહેવું. અને જાતે ન પકડાઇ જવાય તેવી કાળજી રાખીને પાણી નાખનારને એ નિદાનરેખાનો સ્પર્શ કરવા ન દેવો. કેમકે પાણી નાખનાર જો તે રેખાને સ્પર્શ નથી કરતો અગર આ પક્ષના કોઇપણ છોકરાને નથી અડકતો, તો તે પોતે જ મરવાનો. શ્વાસ પૂરો થવા આવે ત્યા સુધી પણ નિદાનરેખાને કે પ્રતિપક્ષના કોઇ છોકરાને જો તે ન પકડી શકે, તો તે ગભરાઇ જઇને પોતે જ ઘણા ભાગે પકડાઇ જવાનો.

(૨) પ્રથમ પાણી નાખનારને પાણુરેખાને ઓળંગીને અંદર ખુશીથી આવવા દેવો અને પકડનારા તેને પકડી રાખતાં ડરે છે એવી તેની ગેરસમજ થવા દેવી. પછી તે પ્રમાદમાં જ ધીટ થઇને વધારે અંદર આવવા લાગે, કે લાગલો જ તક જોઇને તેના ઉપર એકદમ હલ્લો કરીને તેને પકડી લેવો. એ બહુ જ અંદર આવેલો હોવાથી અનેક છોકરાઓ સાથે ઝટાપટી કરીને તેમાથી એટલે દૂર સુધી છટકી જવું એ તેને માટે લગભગ અશક્ય છે.

(૩) કેટલાક છોકરાઓનુ લક્ષ પ્રથમ રેખાને સ્પર્શ કરવા તરફ જ રહે છે, અને તેઓ અચાનક ઝડપ નાખીને પાણુરેખાની બાજુએ મોઢું ફેરવીને સ્પર્શ કરે છે. એવા છોકરાઓને તેઓ સ્પર્શ કરવા માટે ઝડપ નાખે, તે જ વખતે પકડવા એ સહેલું પડે છે, એટલા માટે તેવા છોકરાઓ કેવી રીતે સ્પર્શ કરે છે તે એક બે વખત બારીકાઇથી જોઇ લેવું એ સારું છે.

(૪) પકડનાર છોકરાઓએ પાણી નાખનારની આસપાસ લગભગ અર્ધ વર્તુલાકારમાં રહેવાનો પ્રયત્ન કરવો. અને પાણી નાખનાર પોતાને અડી જાય નહીં તથા તે ઝડપ નાખે તો પાછળ ખસીને પોતાનો બચાવ કરી શકાય એવી રીતે શક્ય તેટલુ તેની નજીક જ રહેવું (ચિત્ર ન. ૮૧)

(૫) પાણી નાખનાર પાણુરેખાથી પાંચ છ ફૂટ જ દૂર હોય, તો તેને પકડવાનુ સાહસ કરવું નહીં. કેમકે તે પોતાનું શરીર મધ્યમ રેખા તરફ નાખી દે, તો તેના હાથ ત્યાં સુધી સહેજે પહોંચી શકે



ખેલ નં. ૫૧ ચિત્ર નં. ૮૧

(૬) ઊંચા છોકરાને (પાણી નાખનારને) પાણુરેખાથી ૭ સાત ફૂટ છેટે પકડવાનો હોય, તો ચિત્ર નં. ૮૨ માં બતાવ્યા પ્રમાણે પાછળથી પકડવો, કે તે પોતાનું શરીર નાખીને મધ્ય રેખા સુધી પહોંચી જવાનો તેની ઊંચાઇના કારણે લાભ ન મેળવી શકે.



ખેલ નં. ૫૧ ચિત્ર નં. ૮૨

(૭) આપણા પૈકી કોઇપણ એકે પાણી નાખનારને પકડ્યો હોય, અને તે બંને વચ્ચે ઝપાઝપી ચાલતી હોય, તે વખતે બીજા બધાએ શું કરવું તેનો નિર્ણય યોગ્ય વિચાર કરીને તાબડતોબ કરવો જોઇએ. જો પેલાની મદદે જવાય, તો પાણી નાખનાર છટકી જઇ શકે નહીં; પણ ન જવાય તો તે પાણી નાખનાર છટકી જાય અને આપણો એક રમનાર બાદ થાય. માટે તેવી પરિસ્થિતિ હોય, તો એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં તાબડતોબ મદદે જવું. એથી ઊલટું, પાણી નાખનાર પાણુ-રેખાની તદ્દન નજીક જ હોય, અને આપણે મદદે જઇએ તેનો કંઇપણ ઉપયોગ ન થતાં આપણે જાતે જ અપ્રત્યક્ષ સ્પર્શ થવાના કારણે બાદ થઇ જઇએ, એવી પરિસ્થિતિ હોય, તો તેવે વખતે મદદે ન જવું એ જ સારું. જે વખતે આપણી મદદ ઉપયોગી થઇ પડે કે નહીં તેની શંકા રહેતી હોય, તે વખતે મદદ ન કરવી એ જ સારું. કેમકે પ્રતિપક્ષનો તો માત્ર એક જ છોકરો તે સ્થિતિમાં મરે, જ્યારે આપણા અનેક છોકરાઓ, એ મદદ નિષ્ફળ નીવડતાં, બાદ થાય.

(૮) પાણી નાખનારને પકડી રાખ્યા પછી જો તે પાણુરેખાની નજીક હોય, તો તે તેને સ્પર્શ કરી શકે. તેટલા માટે પકડનાર પૈકી કોઈ પણ એકે પાણુરેખા ઉપર આવી પાણી નાખનારનો તે તરફનો હાથ આ હદમાં ખેંચી લેવો, એટલે તે નજીક હશે તો પણ તેનો સ્પર્શ કરી શકશે નહીં. (ચિત્ર નં. ૮૩).



ખેલ નં. ૫૧ ચિત્ર નં. ૮૩

(૯) બંને વચ્ચે ઝટાપટી ચાલતી હોય, તે વખતે પાણી નાખ-નારને જમીન ઉપરથી અદ્ધર ઊંચકી લેવો કે તેનાથી જોર કરી શકાય નહીં, અને તે જમીન ઉપર



ખેલ નં. ૫૧ ચિત્ર નં. ૮૪

પગ ટેકવવા તથા પકડનારને ખેંચી જવા પ્રયત્ન કરે, ત્યાં તો આપણા પક્ષના બીજા છોકરાઓ મદદે આવી પહોંચે. તેના હાથ અગર પગ જમીન ઉપર ટેકાય, તો આધાર મળતાં તે વધારે જોર કરી શકે, અને તે (પાણી નાખનાર) વધારે બળવાન હોય, તો પકડનારને પોતાની હદમાં પણ ખેંચી જઇ શકે

(૧૦) પકડતી વખતે પાણી નાખનારના એકદમ પગ પકડવા અથવા તો કમરે બાથ ભરી લેવી. એ સિવાય મલખંભમાં જેમ છૂટો કૂદકો મારીને મલખંભને પકડે છે, તેમ પાણી નાખનારના પગને કે કમરને છૂટો કૂદકો મારીને એકાએક વળગી પડવાનો પણ એક પ્રકાર છે, જેને કેંચીની પકડ કહે છે. આવી પકડ ફત્તેમંદીથી લેવી એ ઘણું કઠણ અને ટેવનું કામ છે. પણ તે જો બરાબર આવે તો પૂરો જશ મળે. કેમકે પાણી નાખનાર તેથી પૂરેપૂરો બંધાઇ જાય, તેનાથી કંઇજ થઇ ન શકે, અને તેટલામાં તો બીજા છોકરાઓ પકડનારની મદદે આવી શકે. (ચિત્ર નં. ૮૪).

(૧૧) હરીફાઇની દૃષ્ટિએ મહત્ત્વની સૂચના એ છે કે આપણો પક્ષ જીતતો હોય, અને દાવ પૂરો થવાને થોડોજ વખત બાકી રહેલો હોય, તે વખતે માત્ર આપણો બચાવ જ કરવો, અને પાણી નાખનારને પકડવાની ભાંજગડમાં ન પડતાં તેને ખુશીથી પાણી નાખવા દેવું કેમકે તેને પકડવામાં જો આપણે નિષ્ફળ થઇએ, તો એકી સાથે આપણા ઘણા રમનારા બાદ થઇ જાય; અને સફળ થઇએ, તો માત્ર તે પક્ષનો એક જ રમનાર બાદ થાય, અને આપણને માત્ર થોડા વધારે ગુણ મળે, એટલું જ.

(૧૨) એથી ઊલટું, આપણે હારીએ છીએ એવું જણાતું હોય, તો પાણી નાખનારને નિદાનરેષાને ન અડવા દેવાનો અથવા તો તેને પકડી રાખવાનો બને તેટલો પ્રયત્ન કરવો કે જય મેળવવાનો સંભવ વધે.

(૧૩) પાણી નાખનાર નિદાનરેષાને ઘણા ભાગે પગથી જ સ્પર્શ કરે છે. એવે વખતે જો તેના પગ કુશળતાથી પકડી રાખવામાં આવે, તો તે ખાત્રીથી પકડાઇ જશે અને બાદ થશે (ચિત્ર નં. ૮૫).



ખેલ નં. ૫૧ ચિત્ર નં ૮૫

(૧૪) પાણી નાખનાર નિદાનરેષાને સ્પર્શ કરવા આવેલો હોય, અથવા તો વધારે છેટે સુધી અંદર ધુસી આવેલો હોય, તે વખતે પકડનાર તેની આસપાસ અર્ધ વર્તુલાકારમાં એકઠા થાય છે. એવી સ્થિતિમાં તેને મારવા કરતા પાણી નાખનાર જ્યારે આપણા ઉપર જોરથી ધસી



ખેલ નં. ૫૧ ચિત્ર નં. ૮૬

આવે, તે વખતે તેના પગ વચ્ચે પેસીને તેને ઊંચકી લેવો (ચિત્ર નં. ૮૬).

**ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે આ સબંધમાં નીચે પ્રમાણે નિયમો કર્યા છે:—**

**મેદાન**

૧. ૩૦ ફૂટ પહોળો અને ૫૦ ફૂટ લાંબો દોરેલો લંબચોરસ મેદાન ગણાશે. લંબચોરસની રેખાઓ મેદાનની હદરેખાઓ ગણાશે.

૨. મેદાનની બંને લંબ રેખાઓને સામસામી જોડે તેવી રીતે મધ્ય ભાગે એક રેખા દોરવામાં આવશે તે મધ્ય રેખા ગણાશે. મધ્ય રેખાની બંને બાજુએ તેને સમાન્તર દસ દસ ફૂટ દૂર બે રેખાઓ દોરવામાં આવશે તે સ્પર્શ-રેખા ગણાશે. મધ્ય રેખાની બંને બાજુના ભાગ મેદાનના ભાગ ગણાશે.

૩. મેદાનની ચારે બાજુએ હદરેખાઓથી ૫ ફૂટ દૂર બીજો લંબચોરસ દોરાશે. બીજા લંબ-ચોરસની લંબબાજુઓની અંદર લંબબાજુ-ઓને સમાંતર બંને બાજુ ત્રણ ફૂટ રેખાઓ દોરવામાં આવશે. એ ત્રણ ફૂટનો પ્રદેશ બાદ થએલા ભિડુઓને બેસવા માટે રહેશે. અને




ખેલ નં. ૫૧ ચિત્ર નં. ૮૬–અ

મેદાનની લંબરેખાઓની બહારની બાજુ બાકી રહેલો બે ફૂટનો પ્રદેશ પંચ પ્રદેશ ગણાશે.

### પક્ષો અને દાવ

૪. આ રમતમાં બે પક્ષો રહેશે. દરેક પક્ષમાં નવ ભિલ્લુઓ રહેશે. તેમાંનો એક નાયક અને એક ઉપનાયક ગણાશે.

૫. દરેક પક્ષને બે દાવ આપવામાં આવશે. દરેક દાવ માટે સાત મિનિટ આરામ આપવામાં આવશે. એક દાવ પૂરો થતાં દરેક પક્ષ મેદાનનો ભાગ બદલી નાખશે. અને હારેલો પક્ષ બીજા દાવ વખતે પહેલી ચડાઈ કરશે.

૬. બંને પક્ષના ગુણ સરખા થાય તો પાંચ મિનિટનો એક દાવ આપવામાં આવશે. એ દાવ આખરી પરિણામ ગણાશે. જ્યાં બંને પક્ષ સરખા થશે, તો આખી રમત ફરી શરૂ કરાવવામાં આવશે.

### સિક્કો ઉછાળ

૭ પંચ ગને પક્ષના નાયકોને બોલાવી તેમની રૂબરૂ સિક્કો ઉછાળશે સિક્કા ઉછાળમાં જીતનાર પક્ષને મેદાનનો ભાગ પસંદ કરવાનું રહેશે અને સામા પક્ષે ચડાઈ કરવાની રહેશે

### શરૂઆત

૮. પંચની સૂચના થતાં પાણી પાવા જનારનો ક્રમ નક્કી કરી મેદાનમાં તૈયાર થઈ રહેશે શરૂ કરવાની સિસોટી થતાં પહેલી ચડાઈ કરનાર પક્ષનો એક ભિલ્લુ હુતુતુ બોલતો સામા પક્ષમાં જશે અને ત્યાં તે પક્ષના ભિલ્લુને હાથથી સ્પર્શ કરવા પ્રયત્ન કરશે અથવા તો સ્પર્શ રેખાને અડકવા (બેમાંથી ગમે તે એક) સામા પક્ષથી પકડાઈ ન જાય એવી રીતે પ્રયત્ન કરશે તે પાણી પાવા ગયો ગણાશે

### પાણી પાવા જનાર ભિલ્લુઓને લાગુ પડતા નિયમો

૯ સામા પક્ષની હદમાં ચડાઈ કરનારે મધ્યરેખાને અડકતાં અથવા ઓળંગતાં પહેલાં હુતુતુ શબ્દ બોલવાનું શરૂ કરવું પડશે અને સામા પક્ષની સ્પર્શરેખાને પગ વડે અડકીને અથવા સામા પક્ષના ભિલ્લુને હાથ વડે મારીને પાછા ફરતાં પોતાની હદમાં આવે ત્યાં સુધી હુતુતુ શબ્દ એક્ધી શ્વાસે બોલવાનું ચાલુ રાખવું પડશે

૧૦ સામા પક્ષમાં ચડાઈ કરવા જતી વખતે આખા પક્ષની એક વારી પૂરી થાય ત્યાં સુધી દરેક જણે વારાફરતી જવું પડશે.

૧૧ સામા પક્ષમાં જનારનો દમ સામા પક્ષની હદમાં ખૂટી જવો જોઈએ નહિ અથવા સામા પક્ષના ભિલ્લુઓ પકડી રાખી દમ ખુટાડવા પ્રયત્ન કરે તો પણ દમ ખૂટવા દીધા વિના સહીસલામત પોતાની હદમાં આવી જવું જોઈએ

૧૨ પાણી પાવા જનાર સામા પક્ષમાં ફરતો હશે, તે દરમિયાન મધ્યરેખાને સ્પર્શ કરી ગયો હશે, અથવા ઓળંગી ગયો હશે, તો શ્વાસ ચાલુ હોવા છતાં સામા પક્ષમાં આગળ જઈ શકશે નહિ

૧૩ ઉપલા ચાર નિયમો પૈકી એક પણ નિયમનો ભંગ ચડાઈ કરનાર ભિલ્લુ કરશે, તો દરેક ભંગ કરનાર દર વખતે પોતે બાદ ગણાશે અને નિયમ ભંગ કરીને બચાવ કરનાર પક્ષના ભિલ્લુઓને માર્યા હશે, તો તેઓ નાબાદ ગણાશે

૧૪ પાણી પાવા જનાર હુતુતુ કહેતો હોય અને તેને સામા પક્ષે પકડેલો હોય એવી સ્થિતિમાં પાણી પાવા જનારના શરીરનો કોઈ પણ ભાગ મધ્યરેખાને અડકે તો સામા પક્ષમાંથી સૌથી પ્રથમ પકડનાર અથવા પ્રથમ અડકાયેલો હોય તે બાદ ગણાશે પણ પાણી પાવા જનાર પોતાનું આખું શરીર પોતાની હદમાં લાવી દેશે, તો તેને અડકનારા અથવા પકડનારા બધા બાદ ગણાશે

૧૫ એકી વખતે બે જણ પાણી પાવા જાય અને તેમાંનો એક અગર બંને સામા પક્ષના ભિલ્લુઓને સ્પર્શ કરે અથવા ન કરે, તો પણ બેમાંથી જે પાછળથી ગયો હશે, તે બાદ ગણાશે, અને પાણી પાવા જનારને પાછો બોલાવી દાવ ફરી શરૂ કરવામાં આવશે આવી ભૂલ કરી સામા પક્ષના ભિલ્લુઓને માર્યા હશે, તો તે બધા નાબાદ ગણાશે બે ભિલ્લુ સાથે હદમાં પેઠા હોય, તો તેમાંથી કોને બાદ કરવો એ સિક્કો ઉછાળી નક્કી કરવામાં આવશે

### બચાવ કરનાર ભિલ્લુઓને લાગુ પડતા નિયમો

૧૬ બચાવ કરનાર ભિલ્લુઓ પાણી પાનારનું મોઢું બંધ કરશે તો તે બાદ ગણાશે

૧૭ પાણી પાવા આવેલો ભિલ્લુ બચાવ

કરનાર પક્ષની હદમાં પૂરેપૂરો હોય ત્યાં સુધી બચાવ કરનારનો પગ કે શરીરનો ભાગ મધ્ય-રેખાને અડકવો જોઇશે નહિ. તેમજ મધ્ય-રેખા ઓળંગી સામા પક્ષમાં જઇ શકશે નહિ. જો તેમ કરશે તો બાદ ગણાશે.

**નોંધ:**—પાણી પાવા ગયેલો ખિલ્લુ સ્પર્શ-રેખાને અડકે તે પહેલાં ઉપર જણાવ્યા પ્રમાણે બચાવ કરનાર ખિલ્લુ બાદ થાય, તો પાણી પાવા ગએલા ખિલ્લુને પાછો બોલાવી તેને ફરી પાણી પાવા મોકલશે.

૧૮. બચાવ કરનાર ખિલ્લુઓએ સામા પક્ષના ખિલ્લુને તેનો દમ ખૂટી જાય ત્યાં સુધી પોતાની હદમાં પકડી રાખવાથી સામા પક્ષનો ખિલ્લુ બાદ થાય તે પકડાપકડી વખતે બચાવ કરનાર ખિલ્લુઓમાંથી કોઇના શરીરનો કોઇ પણ ભાગ મધ્યરેખાને સ્પર્શ કરશે અથવા ઓળંગશે તો મધ્યરેખાને સ્પર્શ કરનાર અથવા ઓળંગનાર દરેક જણુ બાદ થશે.

૧૯. બચાવ કરનાર પક્ષના કોઇ પણ ખિલ્લુના શરીરનો કોઇ પણ ભાગ પાણી પાવા આવેલા ખિલ્લુને અડકે તો બચાવ કરનાર પક્ષનો અડકેલો ખિલ્લુ બાદ ગણાશે.

૨૦. બચાવ કરનાર ખિલ્લુઓને પાણી પાવા આવનાર ખિલ્લુ હાથથી અડકી પોતાની હદમાં ચાલુ શ્વાસે પહોંચી જશે, એટલે અડકાયેલા ખિલ્લુ બાદ ગણાશે અને પાણી પાવા આવનાર તેની હદમાં જાય ત્યાર પછીથી જ બહાર નીકળશે.

**બંને પક્ષને લાગુ પડતા નિયમો**

૨૧. બંને પક્ષમાંથી કોઇ પણ ખિલ્લુ દાવ દરમિયાન હદરેખાની બહાર જશે, તો બાદ ગણાશે. રમનારના શરીરનો કોઇ પણ ભાગ મેદાનની હદરેખાની અંદર હશે, અથવા અંદર રહેલ રમનારના શરીરના કોઇ પણ ભાગ સાથે અડકેલો હશે, તો તે અંદર છે એમ ગણાશે, એટલે તે બાદ ગણાશે નહિ.

૨૨. કોઈ પણ પક્ષના ખિલ્લુઓ ઇરાદા-પૂર્વક સામા પક્ષના ખિલ્લુઓને હદની બહાર કાઢે અથવા ખેંચી જાય તો ઇરાદા પૂર્વક તેમ કરનાર બાદ ગણાશે.

**પંચ.**

૨૩. મેદાનની બંને બાજુ એક એક પંચ રાખવામાં આવશે. એક સમય જોનાર અને, એક ગુણ નોંધનાર રાખવામાં આવશે.

**ગુણ અને હારજીત**

૨૪. એક પક્ષના બધા ખિલ્લુઓ માર્યા જશે, ત્યારે સામા પક્ષના ખિલ્લુઓ બાકી હશે, તેથી એવડા ગુણ તેમજ બાકી રહેલી મિનિટ દીઠ બે ગુણ તે પક્ષને મળશે. એકથી ૩૦ સેકંડ જેટલા સમય માટે એક ગુણ અને ૩૧ થી ૬૦ સેકંડ સુધી સમય માટે બે ગુણ અપાશે.

૨૫. સાત મિનિટ પૂરી થયા બાદ દરેક પક્ષના જેટલા ખિલ્લુઓ બાકી રહ્યા હશે, તેનાથી એવડા ગુણ તે પક્ષને મળશે.

૨૬. બંને દાવ અંતે વધુ ગુણ મેળવનાર જીતનાર ગણાશે. —**રમતોના નિયમો.**

# ખોખો.

ખોખો-(ચકખિલ્લુ, માટલી દા)-(ખેલ નં. ૫૨)—રાષ્ટ્રીય ખેલ—આપણા મેદાની ખેલોમાં આટાપાટા અને ખોખો એ બંને વિશેષ મહત્ત્વના છે. પણ તે બંનેમાં પણ ખોખો જ વધારે શ્રેષ્ઠ છે. આટાપાટામાં પેસો જેટલો જ વ્યાયામ થતો હશે, પણ તે લેવો કે ન લેવો

તે બધું રમનાર ઉપર આધાર રાખે છે. કૂંડીમાં ત્રણ કરતાં વધારે રમનાર હોય, તો બીજાઓને વ્યાયામ થતો નથી અને કૂંડી ફૂટતાં સુધી સ્વસ્થ બેસી રહેવું પડે છે. પાટીવાળાઓને પણ પાટી છોડાતી ન હોવાથી રમનાર છોકરો પાટી-માંથી નીચે જવાનો પ્રયત્ન ન કરતાં સ્વસ્થ ઊભો રહે, તો ત્યાં સુધી તેના ઉપર ફક્ત નજર રાખીને ઊભા રહેવું પડે છે. સિવાય એ ખેલમાં સપાટાબંધ રમવું કે ધીમે રમવું એ સર્વાંશે રમનારાઓના હાથમાં રહે છે. પહેલી અને છેલ્લી પાટીવાળાને તો બીજાઓના કરતાં પણ પ્રમાણમાં કમી વ્યાયામ થાય છે, અને જે પાટી ઉપર રમનાર હોતો નથી, તેને તો કંઈ જ વ્યાયામ થતો નથી. ખોખોના ખેલમાં આ દોષ નથી. ન રમતાં સ્વસ્થ ઊભા રહેવું અગર ધીમે ધીમે રમવું એ આ ખેલમાં રમના-રાના હાથમાં જ નથી. મારનાર છોકરા રમનાર છોકરાને સ્વસ્થ ઊભા રહેવા દેતા જ નથી, અને ધીમે રમવાથી માર્યા જવાનો જ સંભવ હોવાથી રમનાર પોતે થઈને જ છેવટ સુધી શક્ય તેટલી ઝડપથી રમવાનો પ્રયત્ન કરે છે.

રાષ્ટ્રીય ખેલમાં મોહકપણું જરૂર જોઈએ. પ્રેક્ષકોને પણ ખેલ મોહક લાગ્યા વગર તેનો પ્રચાર વિશેષ થતો નથી. ખેલ મોહક હોય, તો જ પ્રેક્ષકોનો સમુદાય વધે છે, અને ઉત્તેજન મળતાં રમનારાઓનો પણ ઉત્સાહ વધે છે; લોકોમાં આબરૂ મેળવીને પ્રસિદ્ધિમાં આવવાની મહત્ત્વાકાંક્ષા દરેકના મનમાં હોય છે, તેથી જે ખેલ વિશેષ લોકપ્રિય હોય, તે ખેલમાં કુશળતા મેળવીને સારા ખેલાડી થવાનો પ્રત્યેકને મોહ રહે છે. આ બાબતમાં ક્રિકેટનો ખેલ એ એક ઉત્તમ ઉદાહરણ છે. ક્રિકેટની મેચ રોજ પાંચ છ કલાક પ્રમાણે ત્રણ ચાર દિવસ ચાલે, તો પણ હજારો પ્રેક્ષકો તે જોવા માટે આવે છે; અને સારા ખેલાડીનું ગૌરવ તેમાં થતું હોવાથી એ ખેલનો પ્રચાર ઘણો જ વધી પડયો છે. ખોખો અને આટાપાટા એ બંને ખેલ સરખા જ મોહક છે. પણ પ્રેક્ષકોની દૃષ્ટિએ પણ ખોખો વિશેષ સગવડવાળો છે. આટાપાટાનો ખેલ એક જ વખતે જુદી જુદી પાટીઓ ઉપર ચાલતો હોવાથી પ્રેક્ષકોને એ બધાં ઠેકાણાંનો ખેલ એકી વખતે જોવાનું અશક્ય છે. કૂંડીમાં અગર પાટીમાં ખૂબ હરીફાઈ ભરેલી ઝટાપટી બરાબર રંગમાં આવેલી હોય, તે વખતે બધા પ્રેક્ષકોનું લક્ષ સાહજિક જ તે તરફ ખેંચાય છે. એટલામાં જો કોઈ બીજી પાટી ઉપરનો રમનાર મરે, તો દાવ પૂરો કરવો પડે છે અને રંગમા ભંગ થઈ જાય છે

ત્રીજી મુખ્ય બાબત તે પંચની. ખોખોમા બે પંચ બસ છે. પણ આટાપાટામાં તો પાટી દીઠ એક એક પંચ રાખવો પડે. ઉપરાંત આટા-પાટામાં અનેક નાજુક અને ભાંજગડીઆ મુદ્દા ઉપસ્થિત થતા હોવાથી એટલા પંચ નીમવા છતાં પણ ભૂલો થવાનો સંભવ રહે છે, અને હરીફાઈમાં ભાગ લેતા પક્ષોનું સમાધાન થતું નથી. ખોખોમાં તો પંચોને મુખ્યત્વે એ જ રમ-નાર તરફ લક્ષ રાખવું પડતું હોવાથી એ પંચો જો દક્ષ હોય તો તેના નિર્ણયમાં ભૂલ હોવાનો સંભવ ઘણો જ કમી રહે છે.

ખોખોના નિયમો પણ ઘણા સાદા અને સરળ હોય છે, એ રીતે ખોખોમાં, આટાપાટા અગર બીજા મેદાની ખેલોના જેવા જ બધા ગુણ છે, અને ઉપર બતાવ્યા તેવા બીજા ફાયદા અને સગવડો છે. તેથી બીજા બધા ખેલો કરતાં રાષ્ટ્રીય ખેલ તરીકે ખોખો જ સૌથી વધારે લાયક છે. અને તેથી જ કદાચ મહારાષ્ટ્ર ઉપરાંત ગુજરાત કાઠિયાવાડ વગેરે દેશોમાં આટાપાટા કરતાં ખોખોનો જ પ્રચાર વિશેષ ઝડપથી થતો જાય છે. એટલું જ નહીં, પણ ખુદ મહારાષ્ટ્રમાં પણ અને બૃહન્મહારાષ્ટ્રમાં પણ ખોખોએ જ

ઓછા વધતા પ્રમાણમાં આટાપાટા, હુતુતુ વગેરે ખેલોને ખો આપેલી છે.

**ખેલની ટૂંકી માહિતી**—આ ખેલ મહારાષ્ટ્રમાં આજ કેટલાં વર્ષથી પ્રચલિત છે, તેની ચોક્કસ માહિતી મળતી નથી. પણ તે ઘણો જ જૂનો છે એમાં કંઇ શકા નથી. આજ સુધી આ તથા બીજા મેદાની ખેલોમાં સાધારણ નિયમો ઉપરાંત બીજા કોઇ વિશેષ નિયમો નહીં હતા, અને તેથી યોગ્ય શિસ્તના અભાવે એ ખેલમાં એક પ્રકારનુ ધાંધલ અને બૂમાબૂમનું સ્વરૂપ આવી ગયું હતું. ઇ. સ. ૧૯૧૪ના સુમારમાં પુનાના ડેક્કન જીમખાનાએ મેદાની ખેલોની હરીફાઈ શરૂ કરી, અને જુદા જુદા ઠેકાણાના સઘોની તુલના કરવા માટે બધાને લાગુ પડે તેવા આ તથા બીજા ખેલના નિયમ કરવાની તેને જરૂર પડી, ત્યે વખતથી ખેલના નિયમો ઘડાયા અને શિસ્ત પળાવા માંડી, તે પછીથી થોડો ઘણો સ્થાનિક ફેરફાર બાદ કરતાં હવે બધી જગાએ તે નિયમ પ્રમાણે જ આ ખેલ રમવામાં આવે છે.

કોઇ પણ ખેલની પેઠે આ ખેલમાં પણ હરીફાઇ માટે બે પક્ષ પાડવામાં આવે છે. (હંમેશની રમતમાં તો તેમ નહીં કરતાં જેટલા બેસે, તે સિવાયના જે બાકી રહે તેટલા રમે, અને એક રમનારની દાવ પૂરો થતાં તે બેસનાર પૈકી એકને ઉઠાડે, અને પોતે તેની જગાએ બેસે.) પક્ષ પાડ્યા પછી કયા પક્ષે બેસવું અને કયા પક્ષે રમવું, તે કોઇ પણ રીતે નક્કી કરવુ. તે નક્કી થયા પ્રમાણે એક પક્ષ બેસે, અને બીજો પક્ષ રમે. રમનાર પક્ષના છોકરાઓ હરાવેથી હદની અંદર પોતાની સવડ પ્રમાણે ગમે ત્યાં ઊભા રહે મારનાર (બેસનાર) પક્ષ પૈકી એક જણ ખૂંટા પાસે ઊભો રહે, અને બાકીના બધા મધ્ય ભાગે આવેલા નાના ચોરસોમાં એકમેકનાં મોઢાં વિરુદ્ધ દિશાએ રાખીને બેસે (ચિત્ર ન. ૮૭).



ખેલ નં. ૫૨ ચિત્ર નં. ૮૭

સરપંચ સૂચના આપે એટલે ખેલની શરૂઆત થાય. અને ખૂંટા પાસે ઊભેલો છોકરો (પાણી પાનાર અગર પીટનાર છોકરો) રમનાર છોકરાઓને પકડવાનો પ્રયત્ન કરે. પોતાના હાથમાં અમુક છોકરો આવતો નથી એમ તેને લાગતાં જ તે બેઠેલા પૈકી કોઇ પણ એકને ખો આપે છે, અને એ રીતે ખેલ આગળ ચાલુ રહે છે. મારનાર (પીટનાર) પક્ષે પ્રતિપક્ષના બધા છોકરાઓને આઠ મિનિટમાં (નિયમને ન તોડતાં) મારવાના હોય છે. અને આઠ મિનિટમાં દાવ પૂરો થાય છે. પ્રત્યેક પક્ષને બે વખત દાવ લેવાનો હોય છે. ખેલ પૂરો થયા પછી જે પક્ષના ગુણ વધારે થયા હોય, તે પક્ષ જીત્યો ગણાય.

**ખોખોનું જૂનું સ્વરૂપ**—પહેલાં આ ખેલમાં જગાનો, વખતનો કે બીજી કોઇ પણ બાબતનો કંઇ પણ નિયમ નહોતો. રમનાર છોકરાની સંખ્યા, રમવાની જગાની મર્યાદા અને પ્રત્યેક બે છોકરા વચ્ચેનું અંતર એ બાબતો માટે કોઇપણ જાતનો પ્રબંધ ન હતો. એટલે સાધારણ લાંબી પહોળી જગામાં, જેટલા રમનારા હોય, તેમાંથી સરખા ભાગે વહેંચાઇને આ રમત રમવામાં આવતી. ખૂંટાને બદલે પ્રેક્ષકો પૈકી બે છોકરાઓ બેસતા, અગર રમનાર વધારે હોય, તો તે પૈકીના બે કાચા છોકરાઓને બેસાડતા. ખૂંટાની જગાએ બેઠેલા છોકરાને ખો દેવી કે નહીં, તે બાબત પણ એક મત નહોતો; એટલે બીજા નિયમોની પેઠે તે બદલનો નિયમ પણ ખેલની શરૂઆત કરતાં ઠરાવવો પડતો. વળી હાલની પેઠે ખેલની એકદમ શરૂઆત ન કરતાં પાણી પાનાર અગર પીનાર છોકરાને બંને ખૂંટાને ફરતા પાંચ કે સાત ફેરા કરવા પડતા, અને તે પછી જ ખેલની શરૂઆત થતી. ખો મળ્યા પછી મારનાર છોકરાની દિશા દર્શાવનારી સમાંતર રેષાના અભાવે પકડનાર છોકરો સાધારણ રીતે પોતાની દિશા નિર્ભયપણે ગમે તેમ બદલી નાખતો. વળી બેસનાર છોકરાઓને જગા નિશ્ચિત કરી આપનાર નાના ચોરસોના અભાવે થોડા જ વખતમાં તે બેસનાર વાંકાચૂકા થઇ જતા, અને તેમની વચ્ચેનું અંતર પણ અંત્યત વિષમ થઇ જતુ. તે ઉપરાંત, રમનાર છોકરાઓ બેસનારાના ખભા ઉપર હાથ રાખીને ઊભા રહેતા, અને બેસનાર છોકરો ખો મળે તો જલદી ઉઠી શકે નહીં તેમ તેને જોરથી પાછળ ધક્કો મારતા. અને રમવાની જગા અમર્યાદિત હોવાથી રમનાર છોકરો મારો દોડનાર હોય તો મરછી પડે ત્યાં દોડી જતો, અને મારનાર છોકરો તુલ્યબળ હોય તો, રમનાર આગળ અને પકડનાર પાછળ એમ તેનો પીછો લેવામાં આવતો; અને તે પીછો રમનાર માર ખાય ત્યાં સુધી અગર મારનાર થાકે ત્યાં સુધી ચાલુ રહેતો, અને બાકીના રમનારાઓને તેની વાટ જોતા કંટાળતા બેસી રહેવું પડતું. રમનાર માર ખાધા પછી અગર મારનાર થાકયા પછી તે બંને ઘણા ભાગે હસતા હસતા ચાલતા જ પરત આવતા, અને અહીં ઘણા જ વખત સુધી તેની વાટ જોઇને થાકીને કે કંટાળીને બાકીના રમનારાઓ ઊઠી જતા, તથા ખેલ બંધ થતો. તેમ જ બેસનારાના હાથથી ઈંડું (બચ્ચું) થતું કે રમનારો એક વધી પડતો, એને લીધે તથા વખતની મર્યાદાના અભાવે બધા છોકરાઓ મરે ત્યાં સુધી દાવ ચાલુ રાખવો પડતો હોવાથી ખેલ બહુ જ લંબાતો. ખેલના નિયમો ખેલની શરૂઆત કરતાં ઠરાવવામાં આવતા, પણ યોગ્ય અને મુદ્દાસર નિયમો ન હોવાથી પુષ્કળ મતભેદ ઊભા થતા અને ખેલ ભાગી પડતો.

**હાલનું સુધારેલું સ્વરૂપ**—હાલની ખોખો તે પહેલાંના જૂના ખેલની નિયમબદ્ધ અને સુધારેલી આવૃત્તિ જ છે. રમવાની જગા,

બેસનાર છોકરાઓ વચ્ચેનું અંતર, ખો મળ્યા પછી ઊઠનાર છોકરાની દિશા દર્શાવનારી સમાન્તર રેષા, બેસનારની જગા નિશ્ચિત કરનારા ચોરસ, અને જમીનમાં ખોડેલા લાકડાના ખૂંટ, ઇત્યાદિ સર્વ બાબતોના નિયમ ઠરાવેલા હોવાથી પૂર્વના ખેલોના બધા દોષ હવે ગયા છે, અને ખેલનું સ્વરૂપ વ્યવસ્થિત તથા શિસ્તબદ્ધ થયું છે. પ્રત્યેક દાવ માટે આઠ મિનિટની મર્યાદા ઠરાવવાથી બધા રમનાર મરે ત્યાં સુધી દાવ ન લંબાવતાં ઠરાવેલા વખતમાં જ પૂરો થાય છે. ખેલની વિશેષ માહિતી નીચે આપેલા નિયમો ઉપરથી મળશે. (ચિત્ર નં. ૮૮ તથા ૮૯).

માપ—(૧) ટ અને ઠ એ બરાબર અર્ધવર્તુલ બનાવવાં, અને તે પ્રત્યેકનો વ્યાસ ૫૧ ફૂટનો રાખવો.

(૨) એ વર્તુલનાં મધ્યબિંદુ અનુક્રમે क અને ख નાના ચોખૂણોની બરાબર વચમાં રાખવાં, અને એ મધ્યબિંદુ ઉપર ખૂંટા ખોડવા.

(૩) છોકરાઓને બેસવાના અને ખૂંટા ખોડવાના એ નાના ચોખૂણો ૧૫×૧૨ ઇંચના રાખવા.

(૪) એક નાના ચોખૂણ અને બીજા નાના ચોખૂણ વચ્ચેનું અંતર ૯ ફૂટ રાખવું.

(૫) प અને ब છેડાને જોડનારી સીધી લીટીની લંબાઇ ૧૬૨ ફૂટની રાખવી.

(૬) આકૃતિમાંની બધી આડી પાટીઓ ૫૧ ફૂટ લાંબી રાખવી. છોકરાઓને બેસવાના નાના ચોખૂણોથી એ આડી પાટીઓના સરખા બે વિભાગ થાય.

(૭) क અને ख એ જગાએ મધ્ય ભાગે ખૂંટા ખોડવા. તે ખૂંટાની ઊંચાઇ જમીનની બહાર ૩½ ફૂટ જોઇએ, અને પરિઘ ૧૩ ઇંચનો જોઇએ. ખૂંટાનો શિરોભાગ અર્ધગોળ રાખવો.

નાનાં બાળકો માટે પટાંગણ નાનું રાખવું. તેનું માપ પ્રમાણમાં લેવું.

## સામાન્ય નિયમો.

(૧) પ્રત્યેક પક્ષમાં ૯ રમનાર જોઇએ.

(૨) જે પક્ષના છોકરાઓ નાના ચોખૂણોમાં બેસે છે, અને પ્રતિપક્ષના છોકરાઓને પકડવાનો પ્રયત્ન કરે છે, તે પક્ષ તે બેસનાર, મારનાર, પકડનાર અથવા પીટનાર પક્ષ કહેવાય અને તેની સામેનો પક્ષ તે રમનાર પક્ષ કહેવાય.

(૩) પકડનાર છોકરો પોતાના પક્ષના છોકરાને પાછળથી આવીને ખો શબ્દ બોલીને તેને ઊઠવાની સૂચના આપે, તેને ખો કહે છે. તે ખો મળતાં જ તે છોકરાએ ઊઠવું જોઇએ, અને તેની જગાએ, તે ખો આપનાર બેસે

(૪) બેસનાર આઠ છોકરાઓએ अ, आ, इ, ई, उ, ऊ, ए, ऐ એ જગાએ નાના ચોખૂણોમાં બેસવું, અને બેઠા પછી (તથા પછીથી ક્યારેય પણ દાવ પૂરો થતાં સુધીમાં) નજીક નજીકના બંને છોકરાનાં મોઢાં એકજ દિશામાં રાખવાં નહીં.

(૫) क અને ख એ બંને જગાએ લાકડાના બે ખૂંટા જમીનની બહાર સાડાત્રણ ફૂટ રાખીને રમનારના ધક્કાથી હાલે ચાલે નહીં તેટલા મજબૂત ખોડવા, અને બેસનાર પક્ષના નવમા છોકરાએ તેમાંના એક ખૂંટા પાસે મારવા માટે ઊભા રહેવું.

## રમનારના નિયમો.

(૧) રમનાર છોકરાઓએ ઠરાવેલી હદની અંદર ગમે ત્યાં રહેવા હરકત નથી.

(૨) प फ ब म એ રમવાની જગાની એકંદર મર્યાદા છે. એ હદની બહાર ખેલ ચાલુ હોય ત્યાં સુધી કોઇ પણ રમનારે જવાનું નહીં.

(૩) રમનાર છોકરાઓએ બેસનાર કોઇ પણ છોકરાને કયારેય પણ સ્પર્શ કરવો નહીં. કરે તો તે સ્પર્શ કરનાર છોકરો મરે (બાદ થાય). તે જ પ્રમાણે પ ફ બ મ ની બહાર જાય તે પણ મરે.

(૪) રમનાર છોકરો પકડનાર છોકરાને તેના પકડવાના કામમાં મુદ્દામ કંઇ અડચણ કરે તો તે બાદ થાય.

## મારનાર (પકડનાર) ના નિયમો.

(૧) મારનાર છોકરે બે ખૂંટાને જોડનારા ક થી ખ સુધીના પટમાં અગર તેની પેલી તરફ એક પણ ડગલું મૂકવાનું નથી. માત્ર તે એક બાજુએ ઊભો રહીને બીજી બાજુના છોકરાને હાથથી મારી શકે.

(૨) ખો આપવી હોય, તે બેસનાર છોકરાને પાછળથી જ આપવી જોઇએ. વળી જે છોકરાને ખો આપવી હોય, તેની પાછળ આવ્યા પછી જ તે આપી શકાય. છેટે રહીને બૂમ પાડીને ખો અપાય નહીં, અને ખો આપવી ત્યારે રમનારા છોકરા સાંભળી શકે એટલું મોટેથી બોલીને આપવી. ખો મળ્યા સિવાય કોઇ પણ બેઠેલા છોકરાએ ઊઠવાનું નહીં. જે છોકરાને ખો આપવી હોય, તે છોકરાની હદ (તેની સામેની પાટી) માં તેના શરીરનો કોઇ પણ ભાગ ન રહેતાં તે મારનાર છોકરો આગળ ગયો હોય, તો પાછો ફરીને તેને તે ખો આપી શકે નહીં.

(૩) જે છોકરાને ખો મળે, તે જે દિશામાં થોડો પણ પ્રથમ દોડે (જે દિશા તરફ તેનું પગલું પડે), તે જ દિશામાં પછી તેણે જવું જોઇએ. એથી ઊલટી દિશામાં તે બિલકુલ પાછો આવી શકે નહીં.

(૪) મારનાર છોકરાએ એક વખત ક કે ખ ખૂંટા તરફ મોઢું ફેરવ્યું, કે તેણે તે જ દિશામાં ખૂંટા સુધી અગર ખૂંટાની પાટી સુધી જવું જોઇએ, અગર બેસનારા પૈકી કોઇને પણ ખો આપવી જોઇએ. તે જ પ્રમાણે ખૂંટા પાસેથી નીકળતાં એક વખત તે ક ખ ના ઊભા પટની જે એક બાજુએ આવ્યો, તેની બીજી બાજુએ પછી તેનાથી જવાય જ નહીં. મારનાર છોકરાનો હાથ કે પગ ખૂંટાને વળગેલો હોય, ત્યાં સુધી તે ખૂંટાને છોડીને નીકળેલો ગણાય નહીં.

(૫) મારનાર છોકરાની દિશા તેનાં પગલાંની દિશા ઉપરથી ઠરાવી શકાય, બહુ બહુ તો તે દિશાના કાટખૂણા સુધી મોઢું ફેરવવાને તેને હરકત નથી. વચમાં જ મોઢું ફેરવવું હોય, તો પાટીની સમાન્તર સીધી રેષામાં તેણે જવું.

(૬) ખૂંટાની પેલી બાજુના ટ તથા ઠ અર્ધવર્તુલમાં મોઢું ફેરવવા બદલના કોઇ પણ નિયમ લાગુ નથી.

(૭) મારનાર છોકરાએ રમનાર જે છોકરાનો હાથથી સ્પર્શ કર્યો હોય, તે (રમનાર છોકરો) મર્યો ગણાય.

(૮) સરપંચે ઊઠવાની સૂચના આપ્યા પહેલાં બેઠેલાં છોકરાઓ પૈકી કોઇ ઊઠશે, તો છડું (બચ્ચું) થયું ગણાશે. એક કરતાં વધારે છોકરા ઊઠશે, તો પણ એક જ છડું આપવાનું.

## હરીફાઇના નિયમો.

(૧) મારનાર છોકરાઓ પૈકી કોઇ પણ જો ઉપરના નિયમોનું ઉલ્લંઘન કરશે, તો (અ) તેવું ઉલ્લંઘન કરવાથી જો કોઇ રમનાર છોકરો મર્યો હશે, તો તે નથી મર્યો એમ ગણાશે. નિયમનું ઉલ્લંઘન તેને મારતાં પહેલાં થયું હશે, અગર માર્યા પછી થયેલું હશે, પણ ઉલ્લંઘનનો લાભ લઇને મારવામાં આવ્યો હશે, અગર મારવું અને ઉલ્લંઘન કરવું એ બંને એકજ કૃતિના ભાગ હશે, તો રમનાર છોકરો બાદ થશે નહીં. (બ) છોકરો મારે કે ન મારે, પણ

પ્રત્યેક નિયમોલ્લંઘન બદલ (એટલે છડા બદલ) બે ગુણ કમી કરવામાં આવશે.

(૨) પ્રત્યેક પક્ષ બે વખત રમે, અને બે વખત પ્રતિપક્ષીને મારવા માટે બેસે.

(૩) પ્રત્યેક દાવ માટે ૮ મિનિટનો વખત અપાય, અને બે દાવ વચ્ચે ૫ મિનિટ વિશ્રાન્તિ અપાય.

(૪) આપેલા વખતમાં મારનાર છોકરો પ્રતિપક્ષના જેટલા છોકરાને મારે, તેનાથી પાંચગણા ગુણ તેણે મેળવ્યા ગણાય. આપેલા વખતની અંદર જો તેણે બધા રમનારને મારી નાખ્યા હોય, તો બચેલા વખત બદલ ૧૨ સેકન્ડ સુધી ૧, ૨૪ સેકન્ડ સુધી ૨, ૩૬ સેકન્ડ સુધી ૩, ૪૮ સેકન્ડ સુધી ૪ અને એક મિનિટ સુધી ૫ એ હિસાબે થાય તેટલા પૂરેપૂરા ગુણ તેણે મેળવેલા ગણાય.

### હરીફાઇ વખતના અધિકારીઓ.

(૧) હરીફાઇ વખતે એક સરપંચ અને બે સામાન્ય પંચ એવા ત્રણ અધિકારીઓ જોઇએ. પ્રત્યેક સામાન્ય પંચે ક્રીડાંગણના પ્રત્યેક અર્ધા ભાગનો નિકાલ આપવાનો. તેમ જ મારનાર પૈકી કોઇ નિયમોલ્લંઘન કરે તો તે પંચે છડું થવાનું જાહેર કરવું.

(૨) આ પંચો ઉપરાંત એક હિસાબનીસ અને એક વેળાધિકારી જોઇએ. સરપંચે યોગ્ય વખતે પ્રત્યેક દાવ શરૂ કે બંધ કરવાની સ્પષ્ટ સૂચના આપવી. હિસાબનીસે નોંધવહીમાં મરેલા છોકરાઓની, થયેલા છડાની તથા ખેલ કેટલો વખત ચાલ્યો તે વગેરે બાબતોની નોંધ રાખવી. વેળાધિકારીએ વખત માપતા રહેવું. સરપંચે પ્રત્યેક પક્ષે કેટલા ગુણ મેળવ્યા, તે નોંધી રાખીને તે દર દાવે દાવ પૂરો થયા પછી જાહેર કરવું. અને છેવટે કયા પક્ષે વિશેષ ગુણ મેળવી વિજય મેળવ્યો, તે પણ જાહેર કરવું. બંને પક્ષના સરખા જ ગુણ થાય, તો પૂરી વિશ્રાન્તિ આપીને એક બે કે વધારે દાવ જરૂર પ્રમાણે રમાડવા, અને તેમાં જે પક્ષના વિશેષ ગુણ થાય, તે પક્ષનો વિજય જાહેર કરવો.

**વિશેષ સૂચના**—ઉપર આપેલા કોઇ પણ સામાન્ય નિયમથી વિરુદ્ધ એવો કોઇ વિશેષ નિયમ જે સ્થળે આપેલો હોય, તે સ્થળે તે વિશેષ નિયમ પ્રમાણે ગણવો.

### કેટલીક ઉપયોગી સૂચનાઓ.

અનુભવ એ સર્વથી ઉત્તમ શિક્ષક છે, અને ખેલાડીઓ અનુભવથી પોતાના ખેલમાં ઘણી જ સુધારણા કરી શકે છે. પણ ભૂલો કરીને પછી અનુભવ મળતાં સુધારણા કરવી, તેના કરતાં ભૂલો ન થાય એ વિશેષ સારું હોવાથી કેટલીક સૂચનાઓ આ નીચે આપેલી છે. એકલું પુસ્તકીયા જ્ઞાન બહુ ઉપયોગી નીવડતું નથી. છતાં નીચે આપેલી સૂચનાઓ ધ્યાનમાં રાખવાથી દરેક ખેલાડી, વિશેષે કરીને નવીન ખેલાડી, પોતાની પ્રગતિ સપાટાબંધ કરી શકશે એવી ખાતરી છે.

**પક્ષની પસંદગી**—કોઇ પણ પક્ષને વિજયી થવું હોય, તો તે પક્ષે જાતે શક્ય તેટલા વધારે વખત સુધી રમવું જોઇએ, અને છડાં ન કરતાં પ્રતિપક્ષને શક્ય તેટલા ઓછા વખતમાં મારવો જોઇએ. આટલી વાત ધ્યાનમાં રાખીને પક્ષના છોકરાઓની પસંદગી કરવી જોઇએ. કેટલાક છોકરાઓ બહુ ઉતાવળે દોડનારા અને ચાલાક હોય છે, તો કેટલાક બહુ ઉતાવળે દોડનાર નથી હોતા, પણ સારી રીતે દમ ખેંચી શકે તેવા હોય છે. પહેલા પ્રકારના છોકરાઓ સામાન્ય રીતે રમનાર કરતાં મારનાર તરીકે વધારે ઉપયોગી થઇ પડે છે, જ્યારે બીજા પ્રકારના છોકરાઓ મારનાર તરીકે બહુ ઉપયોગી થતા નથી, પણ સાંકળી કરવામાં બહુ ઉપયોગી




ખેલ નં. ૫૨ ચિત્ર નં. ૯૦

થાય છે. કેટલાક ખેલાડીઓમાં સામેનો છોકરો હાથવેંતમાં જ હોવા છતાં ઇડાં કરવાનો મોહ અનિવાર્ય હોય છે. એવા છોકરાઓને વચ્ચે વચ્ચે સૂચના કરતા રહેવાથી વિશેષ નુકસાન થતું નથી. રમનાર અને મારનાર બંને તરીકે કુશળ એવા છોકરા મળે તો તે ઉત્તમ જ. પણ તેમ ન હોય તો પોતાનો પક્ષ રમવામાં અને મારવામાં શક્ય તેટલો બળવાન થાય તેવા સારી રીતે દમ ખેંચી શકે તેવા, ચપળ અને નિયમોલ્લંઘન ન કરનારા છોકરાઓને પસંદ કરી લેવા. ક્રિકેટની હરીફાઇઓમાં પણ એકલી બેટિંગ કે એકલી બોલિંગમાં બળવાન હોય તેવા પક્ષ કરતાં બંને બાબતમાં સરખો સારો હોય તેવો પક્ષ જ વિજયી થાય છે.

**બેસનાર (મારનાર) પક્ષને સૂચના.**

(૧) આ પક્ષના છોકરાઓએ ચિત્ર નં. ૯૦ માં બતાવેલી નં. ૧ની બેઠક પ્રમાણે બેસવું. એટલે પોતાની બેઠકને લીધે મારનાર છોકરાને પોતાના શરીરથી, વિશેષે કરીને હાથથી અડચણ ન થાય, તથા પોતાની નજીકથી દોડી જતા પેલી તરફના છોકરાને સુલભતાથી મારી શકાય તેમ બેસવું. વળી પોતે પણ એ રીતે બેસવાથી ખો મળતાં જ ચટ લઇને ઊઠી શકે છે. બહુ વખત સુધી એ રીતે ન બેસાય, અગર બેસતાં થાક લાગે, તો વચમાં આપણાથી દૂર રમત ચાલતી હોય તે વખતે સવડ પ્રમાણે બેસી લેવું. પરંતુ ખો આપણી નજીક આવતી જણાય કે તરત જ મૂળની બેઠકમાં આવી જવું.




ખેલ ન. ૫૨ ચિત્ર નં. ૯૧

(૨) ચિત્ર નં. ૯૧ માં દર્શાવ્યા પ્રમાણે ચપળ અને મારવામાં કુશળ એવા છોકરાઓએ ખૂંટા પાસે બેસવું. નં. ૧ની જગાએ બધાથી ઉત્તમ છોકરાને બેસાડવો, અને બાકીના સારા સારા છોકરાઓને એ ચિત્રમાં બતાવેલા અનુક્રમે બેસાડવા. એ અનુક્રમમાં વખતે થોડો ફેરફાર કરવાને અડચણ નથી.

(૩) પાણી પાનાર (મારનાર) છોકરાએ બાજુમાં ઊભેલા છોકરાઓને દોડાવી દોડાવીને ખૂંટા પાસે આણવા, અને જરૂર પ્રમાણે નંબર ૧–૩ અગર ૬ ને ખો આપવી એ જગાએ સારા છોકરાઓને ગોઠવેલ હોવાથી અને અર્ધવર્તુલમાં મરજી પડે તે તરફ મોઢું ફેરવીને દોડવાની છૂટ હોવાથી તેમ જ રમનારાઓને એ ખૂંટા પાસે વળવું જ પડતું હોવાથી એકાદ છોકરો તો જરૂર હાથમાં આવવાનો.

(૪) આપેલા વખતમાં જેટલા વધારે છોકરાઓ મરે તેટલા વધારે ગુણ મળતા હોવાથી કાચા છોકરાઓને પ્રથમ મારવા. અનુભવથી દાવની શરૂઆતમાં જ તેવાની પરખ કરી લેવી. નહીંતર પહેલા દાવના અનુભવ ઉપરથી કાચા છોકરાઓ કોણ છે તે ધ્યાનમાં રાખીને બીજા દાવમાં અનુભવનો લાભ લેવો. પાકા છોકરાઓને પકડવાના નાદમાં પડવાથી ઠરાવેલા વખતમાં થોડા જ છોકરાઓ મરશે, એટલે ગુણમાં નુકસાન જશે. સિવાય, કાચા છોકરાઓને પ્રથમ મારવાથી બીજો પણ એક લાભ થાય છે. દાવની શરૂઆતમાં જ, એક બે મિનિટમાં જ પ્રતિપક્ષના બે ત્રણ જણ મરે, તો આપણા પક્ષમાં એક પ્રકારનો ઉત્સાહ આવી જાય, અને પ્રતિપક્ષ કંઇક ગભરાઇ જતાં તેનો ઉત્સાહ મંદ થઇ જાય. એથી ઊલટું, પાકા છોકરાઓને પકડવા જતાં વખત બહુ જ જાય, અને તેનું પરિણામ અવળું આવે.

(૫) એક છોકરાની પછવાડે પડીને તે મરે ત્યાં સુધી તેનો પીછો ન લેવો એ બિલકુલ ઇષ્ટ નથી; તથાપિ ઘણી વખત ચાલુ ખેલમાં એકનો પીછો લેવાતો હોય તે વખતે બીજા છોકરાઓ અસાવધપણે બાજુએ ઊભા રહે છે. એવે વખતે તે પીછો છોડી દઇને એ છોકરાઓ પૈકી કોઇ પણ ઉપર અચાનક ઝડપ મારવાથી તે છોકરો ગભરાઇ જઇને પકડાઇ જવાનો ઘણો જ સંભવ છે. કેટલીક વખત એકનો પીછો લેવાતો હોય, તે વખતે બીજા છોકરાઓ સાવધ રહીને પણ તદ્દન નજીકમાં ઊભા રહે છે. તેવે વખતે પણ તે પીછો છોડી દઇને, જરા વેગ અટકાવીને, ઝડપથી તે નજીક ઊભેલા છોકરા ઉપર હલ્લો કરાય, તો તે પણ સપાટામાં આવી જવાનો સંભવ છે. માત્ર પહેલો છોકરો (જેનો પીછો લેવામાં આવ્યો હોય તે) સપડાવાની અણી ઉપર આવેલો હોય તેવે વખતે બીજા ઉપર હલ્લો કરવા જવું એ નુકસાનકારક થઇ પડે. કેમકે એ બીજો હાથમાં ન આવે, તો આપણા બંને જાય, અને પહેલાને ફરી હાથ કરવામાં ૫–૧૦ સેકન્ડ ઊલટી વધારે લાગે.

(૬) સાંકળી કરીને અગર સાપની ચાલ ચાલીને રમનાર છોકરો કોઇ કોઇ વખત પકડનારની ગતિનો અંદાજ ન કરતાં એકસરખો દોડયા જ કરે છે. એવે વખતે એકાદ ખો આપી દેવાથી એ રમનાર સામે જ આવી જઇને તરત પકડાઇ જવાનો ઘણો જ સંભવ છે. માત્ર તેવે વખતે જે છોકરાને ખો આપી ન હોય, તેવો કોઇ બળતો જ છોકરો ઊઠીને દોડશે, તો નિયમોલ્લંઘન થશે અને રમનાર છોકરો ચેતી જશે.

(૭) સાંકળી કરીને દોડતો (રમનાર) છોકરો સાંકળી કરવી છોડી દઇને સીધે સીધો દોડવાની શરૂઆત કરે, તો તેને ખો ઉપર ખો (ઉપરા ઉપર ખો) ન દેતાં (ખૂંટા પાસેના ત્રીજા કે બીજા છોકરાએ પોતાની આગળના છોકરાને ખો ન દેતાં) ખૂંટા સુધી તેનો એકદમ



ખેલ નં. ૫૨ ચિત્ર નં. ૯૨

પીછો જ લેવો, એટલે તે ખૂંટાની નજીક આવતાં કે વળતાં જરૂર પકડાઇ જવા સંભવ છે.

(૮) રમનાર છોકરો પકડનાર છોકરાની અગાઉ ખૂંટા પાસે જઇ પહોંચે, તો તેને પકડવો કઠણ પડે છે. એવે વખતે ચિત્ર નં. ૯૨ માં બતાવ્યા પ્રમાણે પીછો લેનાર છોકરાએ (પકડનારે) બેઠેલા છોકરાની પાછળ બંને રેષામાં એક પગ મૂકવો, અને બીજો પગ ખૂંટાની દિશામાં રાખીને પોતે ખો ન આપતાં સીધો તેની (રમનારની) પાછળ જ આવે છે એમ દર્શાવવું (એવો ડોળ કરવો), અને પછી મોઢેથી ખો બોલવું. તેમ થવાથી રમનાર છોકરો પકડનાર તેની પાછળ જ આવે છે એવી ગેર સમજમાં રહીને અચાનક જ ખો મળેલા છોકરાની બરાબર સામે આવી જશે (અને તેથી પકડાઇ જશે).

(૯) ખૂંટાની પાસે જ રમનાર છોકરો હોય, તો તેને બને તો ખૂંટા ઉપરથી ડેકીને અગર તો ચિત્ર નં. ૯૩ માં બતાવ્યા પ્રમાણે અંદરથી હાથ લાંબો કરીને મારવો. માત્ર તેમ કરતાં આપણો તોલ સંભાળી રાખવાની અને આપણો પગ ક મ્ર એ પાટીમાં અગર તેની પેલી તરફ ન જાય તેવી કાળજી રાખવી.



ખેલ નં. ૫૨ ચિત્ર નં. ૯૩

(૧૦) અંદરની બાજુએ સાપની ચાલ સારી રીતે ચાલી શકે તેવો ઉત્તમ છોકરો બીજા રમનારાને ચાલુ રમતમાં અડચણ ન થાય માટે બહાર ઊભો રહેલો હોય, તો તેવા છોકરાને બહાર

ને બહાર જ ઝપાટા બંધ પીછો લઇને મારવો. એક વખત તે અંદર પેસીને સાપની ચાલ વ્યવસ્થિત શરૂ કરશે, તો પછી તેને મારવો કઠણ પડશે.

(૧૧) કાચા છોકરાને ત્વરાથી ખો ઉપર ખો આપીને દમમાં ને દમમાં જ મારવા.

(૧૨) ખૂંટા પાસે ઊભેલો રમનાર છોકરો, ખૂંટાની નજીક બેઠેલા છોકરાને ખો મળતાં, તે ( ખો મળેલો ) ખૂંટા તરફ क ની દિશામાં દોડીને પોતાનો પીછો પકડશે એમ માનીને, ख ની દિશામાં દોડે છે. (ચિત્ર નં. ૯૪). પણ એવે વખતે ખો મળેલા છોકરાએ હંમેશની પેઠે ખૂંટા તરફ ન જતાં ચટ લઇને ग ની દિશામાં દોડીને પાસેના છોકરાને ખો આપવી, એટલે ઘણુ ભાગે તે માર્યો જ જવાનો સંભવ છે. પછી તે છોકરો જો રમતની અંદર પેસે, તો સમયસૂચકતા વાપરીને ખો મળી હોય તે છોકરાએ ખૂંટા પાસેના છોકરાને ફરી ખો આપવી.




ખેલ નં. ૫૨ ચિત્ર નં. ૯૪

(૧૩) પીછો લેનાર છોકરો ઘણુ ભાગે રમનાર છોકરાને મારતાં તેની પીઠને હાથ અડાડે છે. એ જો કે ખરું છે, તો પણ કેવળ પીઠને જ અડવાનો કે મારવાનો પ્રયત્ન ન કરતાં શરીરનો જે ભાગ પાછળ એટલે આપણી નજીક હોય, તેને હાથ મારવાનો પ્રયત્ન કરવો. કેવળ પીઠ ઉપર મારવાની જ ટેવવાળાને જે છોકરો પોતાની પહોંચ બહાર લાગે છે, તેને પાછલા પગે અડીને ખુશીથી મારી શકાય તેમ હોય છે.



ખેલ નં. ૫૨ ચિત્ર નં. ૯૫

દાખલા તરીકે ચિત્ર નં. ૯૫ માં બતાવ્યા પ્રમાણે બહાર રમનાર છોકરો તેનો પીછો લેનારને જ ઠેકાણે કોઇ કોઇ વખત સપાટામાં આવી જાય તેમ લાગે છે. પણ તે પીછામાંથી છટકવા સારુ રમતની અંદર પેસીને પેલી તરફ જાય છે. હવે પીછો પકડનારને પેલી તરફ જવું શક્ય નથી, અગર क કે ख પાટીમાં પગલું પણ મૂકવું શક્ય નથી, તેથી પકડનારને દિશા બદલવા માટે અને છેકું ન થવા દેવા માટે પોતાની ગતિ એકદમ અટકાવવી પડે છે. તો એવે

વખતે પીઠ ઉપર મારવાનો પ્રયત્ન ન કરતાં, એકદમ વળી જઇને એક ઝડપ નાખીને ચિત્ર નં. ૯૫ માં બતાવ્યા પ્રમાણે રમનારના પાછલા પગને અડકવું.

(૧૪) છેવટે મુખ્ય વાત ધ્યાનમાં એ રાખવી કે છોકરો હાથમાંથી થોડા જ સારુ નીકળી જાય તો હરકત નહીં, પણ નિયમોલ્લંઘન કરીને તેને મારવાનો પ્રયત્ન કરવો નહીં. ઇડું કરવાથી છોકરો જીવતો રહે છે, એટલું જ નહીં પણ પ્રત્યેક ઇડાએ પ્રતિપક્ષનો ખેલ ૨½ મિનિટ વધે છે.

(૧૫) બહાર રમનાર છોકરો આપણી સામે હોય, ત્યારે ખો મળતાં જ આપણે એક અમુક દિશામાં પગ ન મૂકી દેવો. પણ રમનાર જે દિશામાં જાય તે દિશાએ તેનો પીછો પકડાય તે સારુ સીધે સીધા બંને રેખામાં પગ મૂકીને આગળ જવું. પછી રમનાર છોકરો એક અમુક દિશા તરફ દોડવા લાગે, ત્યારે જ આપણે તેની પાછળ દોડવું. સીધે સીધા જતાં વેગ અને સાવધાનતા બંને સંભાળીને સપાટાબંધ ઉપડીને આગળ જવું જોઇએ. વિના કારણ અઘટિત સાવધ રહીને સાવકાશ પગ નાખતા આગળ જવાથી વખત ફોગટ જાય છે, અને રમનાર સીધે સીધો દાવમાં પેસી જાય છે.

(૧૬) રમનારને ખૂંટો એ જ સાધારણ રીતે મરવાની જગા હોય છે. માટે તેને હંમેશાં ખૂંટાની નજીક આણવા પ્રયત્ન કરવો. રમનાર જો ખૂંટાની નજીક ન સપડાય, તો પછીની ખો એવી રીતે આપવી કે તેને બીજા ખૂંટા સુધી જવાની તક ન મળે અને પહેલા જ ખૂંટા તરફ પરત આવવું પડે.

### રમનાર છોકરાઓ માટે સૂચનાઓ.

(૧) રમનાર છોકરાઓએ ચિત્ર નં. ૯૧ માં બતાવ્યા પ્રમાણે અગર તેવી જ બીજી કોઇ રીતે એકમેકને અડચણ ન થાય તેમ ઊભા રહેવું.

ઓછી ગતિવાળા પરંતુ વધારે દમ ખેંચી શકે તેવા છોકરાઓએ સાંકળી કરીને અંદર ને અંદર રમવું. આપણી ગતિ આપણી મરજી પ્રમાણે વધતી ઓછી ન કરતાં પીછો પકડનારની ગતિ પ્રમાણે બદલવી જોઇએ. સાધારણ રીતે પીછો પકડનાર અને આપણા વચ્ચે એક છોકરા જેટલું જ અંતર જોઈએ. આ ખેલમાં ગતિનું જ ધ્યાન રાખવાનું હોવાથી અને વધારે જોખમ ન હોવાથી દમ પહોંચે ત્યાં સુધી માર ખાવાની બહુ બીક નથી. ચપળ અને ચંચળ છોકરાઓએ તે માટે અંદર રહેવું.

બહાર રહેનારા છોકરાઓએ રમતાં રમતાં (સામાને) ભૂલ ખવરાવવી એ બહુ જરૂરની અને મહત્ત્વની વાત છે. એ કેવી રીતે તે શબ્દથી વર્ણવી શકાય નહીં, તેમ ચિત્રથી પણ તેનું સ્પષ્ટીકરણ થઇ શકે નહીં. અર્થાત્ સૂચનાઓ તેમાં નકામી છે. છતાં પીછો પકડનારની તાકાત, પોતાની ચપળતા અને યોગ્ય સમય એ ત્રણે બાબતો બરાબર લક્ષમાં રાખીને ભૂલ ખવડાવવાનો પ્રયત્ન કરવો. રમનાર છોકરાઓ આવી રીતે જે ભૂલો ખવડાવે છે તેના સાધારણ રીતે બે પ્રકાર પડી શકે.

(અ) રમનાર આગળ હોય છે, અને તેની પીઠ પકડનારની તરફ હોય છે. તેવે વખતે એ પીછો પકડનાર જો આપણા કરતાં ઓછી ગતિનો હોય, તો તેને નજીક આવવા દેવો, અને આપણે માર ખાવાના (પકડાઇ જવાના) એમ તેને બતાવવું. પણ પછીથી એકાએક ઝડપ મારી એક બાજુએ ચડી જવું. મારનાર બિચારો સીધે સીધો આગળ નીકળી જશે.

(બ) રમનાર છોકરો જે બેસનારની સામે ઊભો હોય તે બેસનારને ખો મળે એટલે બંને બરાબર સામાસામા આવે. આટાપાટામાં બંને છોકરાનાં મોઢાં સામે સામે હોય છે

તેવી જ આ સ્થિતિ થઇ. આ સ્થિતિમાં જે ભૂલ ખવરાવવી, તે આટાપાટાના ખેલનો જ એક પ્રકાર છે. એવે વખતે પ્રથમ ભૂલ ખવરાવવા એક દિશામાં દોડવું, અને પછી પકડનાર પીછો પકડી શકે નહીં તેવી બીજી દિશામાં દોડવું. આ કેમ કરવું તે પુસ્તક કરતાં અનુભવથી જ વધારે સારું સમજાશે. પીછો લેનારની ગતિ, અને દિશા, તથા તે સમયની પરિસ્થિતિનો બરાબર લાભ લેવાય, તો જ આવી ભૂલ ખવરાવાય. કોઇ કોઇ વખત સીધે સીધી ભૂલ ન ખવરાવતાં પકડનારને ધીમે ધીમે પાછળ આવવાની ફરજ પાડીને પણ વખત કાઢી શકાય.

(૨) બહારથી રમવામાં, ગતિ વધતી ઓછી કરવી પડતી હોવાથી અને ભૂલ ખાઇને છેતરાઇ જવાનો પ્રસંગ આવતાં સમયસૂચકતા વાપરીને અંદર દાખલ થઈ પડતું હોવાથી, ચપળ તથા ચંચળ છોકરાઓએ જ તે રીતે રમવું.

સાપની ચાલ સીધેસીધી હોવાથી તે રીતે રમતાં પણ ઘણો વખત કાઢી શકાય. બહારના ખેલમાં પણ મળતા પ્રત્યેક પલટા વખતે બે ચાર ક્ષણ વિશ્રાંતિ મળે અને એ રીતે ઘણો વખત જાય. પરંતુ એ ચાલ પ્રમાણમાં જરા જોખમ ભરેલી હોઇને તેમાં ગતિ વધતી ઓછી કરવી પડતી હોવાથી ઓછું દોડવા છતાં પણ થાક વિશેષ લાગે છે.

(૩) બહારના છોકરાએ અંદર પેસતાં પોતાની તરફ મોઢું હોય તેવા છોકરાની પાસે થઇને અંદર પેસવું, એટલે પકડનાર છોકરો તે છોકરાને ખો આપી શકે નહીં. ઊલટું, જો તેને ગતિ અટકાવતાં ન આવડે, તો ઇંડું થવાનો સંભવ છે.

(૪) બીજા છોકરાનો પીછો લેવાતો હોય, તે વખતે આપણે તેને અડચણ રૂપ ન થઇએ તેવી રીતે અને આપણા ઉપર હલ્લો આવે તો આપણો બચાવ કરી શકીએ તેમ સાવધ રહીને આપણે બાજુએ ઊભા રહેવું.

(૫) કાચા છોકરાઓ ઉપર એક સરખો હલ્લો આવે, તો ચપળ અને પાકા છોકરાઓએ તેમનો બચાવ કરવા તથા તેમને થોડી થોડી વિશ્રાંતિ આપવા ચતુરાઇથી હલ્લો પોતાના ઉપર ખેંચવા પ્રયત્ન કરવો.

(૬) બેસનાર છોકરાઓ પૈકી પીછો પકડવામાં કુશળ કોણ કોણ છે, અને કાચા તથા ઈંડાં કરનારા કોણ કોણ છે, તે જોઇ રાખવું. પાકો અને કુશળ છોકરો પાછળ પડેલો હોય, તો તેની સાથે જોખમમાં ન ઊતરતાં (દોડવામાં વિશેષ ન પડતાં) તરત અંદર જ પેસી જવું, એટલે તેને બીજા છોકરાને ખો આપવાની ફરજ પડશે. જો નબળો છોકરો પાછળ પડેલો હોય, તો તેને શકય તેટલો છેતરવો અને વખત કાઢવો.

(૭) સાંકળીનો ખેલ ખેલનારે ઉપરા ઉપર ખો ચાલુ થતાં વચમાં વચમાં અવળા ફરી જઇને ભૂલ ખવરાવવી. બેસનાર છોકરાનું લક્ષ આગલા છોકરાને ત્વરાથી ખો આપવા તરફ હોય છે. તેથી તે ભૂલ ખાઇ જ જશે. પણ એવી ભૂલ ખવરાવવી તે યોગ્ય વખત અને યોગ્ય અંતર જોઇને જ ખવરાવવી. નહીં તર તે મારનારના ધ્યાનમાં આવી જતાં તે ચટ લઇને હાથ લાંબો કરશે, અને મરી જવાનો વખત આવશે.

(૮) દાવની અંદર રમનારે ખૂંટા પાસેના બીજા કે ત્રીજા છોકરા સુધી પહોંચતાં સાપની ચાલે ન ચાલતાં સીધે સીધા ખૂંટા તરફ દોડવું. પકડનાર છોકરાઓ પણ ખો ઉપર ખો આપતા હોવાથી અર્થાત્ સાપની ચાલે ચાલતા હોવાથી, અને સાપ ચાલની રેષા કરતાં સીધી ચાલની

ખેન ન. ૫૨ ચિત્ર ન ૯૬

રેષાની લ બાઇ ઓછી હોવાથી, રમનાર છોકરો (સીધે સીધો દોડે તો) તે પકડનાર છોકરાઓની પકડના જ ખૂટા પાસે જઈ પહોંચશે

છેવટે મુખ્ય વાત ધ્યાનમા રાખવાની તે એ કે બહુ વખત કાઢવાના હેતુથી જોખમના ખેનમા વિના કારણ ઊતરવુ નહીં પ્રથમ આપણી હમેશની રીતે રમવુ, અને પછી ભૂલ ખવરાવવાની સંધિ મળે, તો વખત કાઢવાનો પ્રયત્ન કરવો

(૯) પકડવા આવનાર છોકરો આપણે સાપની ચાલે ચાલતા હોઇએ અને પેલી તરફ હોઇએ તે વખતે એકાદ ખો છોડી દઇને હાથ લાંબા કરીને આપણને પકડવા પ્રયત્ન કરે છે તેવે વખતે આપણે આપણુ શરીર પાછળ (મારનારથી દૂર) ખેંચવુ, અથવા ઝટ નમી જઇને તેનો હાથ ચુકાવવો (ચિત્ર ન. ૯૬)

(૧૦) પકડનાર પક્ષ પૈકી બે છોકરા વિશેષ ડાહ્યા છે એમ જણાઇ આવે, તો તેની જ આસપાસ ચક્કર લઇને તેમના ડાહ્યાપણાનો શક્ય તેટલો ફાયદો લઇ લેવો એ વધારે સારુ છે ધારો કે क અને त એ ડાહ્યા છોકરા છે, અને રમનાર अ જગાએ છે (ચિત્ર ન ૯૭) એવે વખતે રમનારે क ને ખો મળતા ट ની પાછળ જઇને आ સુધી આવવુ એટલે क છોકરો




ખેન ન ૫૨ ચિત્ર ન. ૯૭

ચ ને ખો આપવાની સંધિ ચૂકશે, અને તે ચ ની પાટી ઓળંગે કે રમનારે ત્વરાથી બીજા અર્ધ ભાગમાં પેસીને ત ની સામે ડ જગાએ આવવું. ત ને ખો મળી કે તેને પણ છેતરીને ટ ને ખો આપવાની તક ન આપતાં રમનારે ત્વરાથી પહેલાંનાજ અર્ધ ભાગમાં ક ની સામે આવવું. એટલે તે હવે ક ને જ ખો આપશે. અને એ રીતે ક ને ખો મળી કે ફરી તેને પહેલાંની પેઠે ત ને જ ખો આપવાની ફરજ પાડવી. આ રીતે જાળમાં સપડાઇને ક તથા ત એકમેકને ખો આપ્યા કરશે, અને રમનાર તેટલામાં ને તેટલામાં જ ચ અને ટ ની આસપાસ ચક્કર ખાતો ફર્યા કરશે. આ છેતરપિંડી ચાલુ રહેતાં પકડનાર પક્ષના બીજા છોકરાઓને ત્રાસ થશે, પણ મૂંગે મોઢે ખમી રહ્યા સિવાય બીજો માર્ગ જ રહેશે નહીં. રમનારે માત્ર પ્રતિક્ષણે પોતે જાણે હાથમાં જ આવી જશે એમ ખોટી રીતે બતાવતા રહેવું જોઇએ, અને બેઠેલા છોકરાઓને ન અડકતાં ત્વરાથી દિશા બદલીને બીજા અર્ધ ભાગમાં ઘુસી જવું જોઇએ. એટલી કળા તેને બરાબર આવડે તો બસ. વળી એવી રીતે રમતાં ખૂંટા પાસે જવું પડતું નથી, એ પણ એક ફાયદો જ છે.

**બંને પક્ષને સૂચના**—ઉપર બંને પક્ષને માટે અલગ અલગ સૂચનાઓ આપેલી છે. તે ઉપરથી પ્રત્યેક પક્ષ પ્રતિપક્ષ કેવી કેવી યુક્તિઓ લડાવશે તે જાણી શકશે અને તે વખતે પોતે કેવી રીતે વર્તવું તેનો પણ અંદાજ કાઢી શકશે. પ્રત્યેક રમનારે પોતાનું અને બીજાનું બળ તથા પરિસ્થિતિ વિચારીને તથા સમયસૂચકતા વાપરીને પોતાની રમત રમવી જોઇએ.

આ ખેલમાં રમનાર પક્ષને દોડવાનો વ્યાયામ મળે છે. અને બેસનાર પક્ષને દોડવાનો તથા બેઠકનો એવા બે પ્રકારના વ્યાયામ મળે છે. રમનારની કુશળતાનો આધાર આ ખેલમાં ચપળતા, દમ ખેંચવાની શક્તિ તથા સમયસૂચકતા એ ત્રણ ગુણો ઉપર મુખ્યત્વે છે. તેટલા માટે દરેક રમનારે પોતાની ગતિ તથા દમ વધારવા દરરોજ થોડી થોડી બેઠકો કરવી અને સો વારની દોડ કરવી. દોડ વધારે થશે તો પણ હરકત નથી, પણ બેઠકો માત્ર જરૂર કરતાં વધારે કરવી નહીં. બેઠક વધારે કરવાથી પગ બંધાઇ જશે અને દોડવાની ગતિ ઓછી થઇ જશે. દમ વધારવા સારુ માઇલભર દોડવાની ટેવ રાખવી એ ઉત્તમ.

ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે આ સંબંધમાં નીચે પ્રમાણે નિયમો કર્યા છે:—

### મેદાન

૧. ૮૧ ફૂટ લાંબો અને ૫૧ ફૂટ પહોળો લંબચોરસ દોરવો. લંબચોરસની બંને પહોળી બાજુની રેખાઓની મધ્યમાંથી ૨૫½ ફૂટ ત્રિજ્યાથી પહોળાઇની બંને બહારની બાજુએ અર્ધગોળ દોરવામાં આવશે.

૨. જે મધ્યબિંદુએથી અર્ધ કુંડાળાં દોરવામાં આવેલાં હશે તે મધ્યબિંદુ ખૂંટ જગા કહેવાશે. અને તે જગાએ ૧૩ થી ૧૬ ઇંચ પરિઘવાળા અને ૫½ ફૂટ લાંબા થાંભલા જમીનની બહાર ૪ ફૂટ રહે તે રીતે બંને ખૂંટને દાટવામાં આવશે. ખૂંટવાળી ૫૧ ફૂટ લાંબી રેખા ખૂંટ રેખા કહેવાશે.

### મધ્યપાટી

૩. ખૂંટના બિંદુએથી ૬ ઇંચ બંને બાજુ દૂર ( ૧૨ ઇંચ પહોળી પાટી થાય તેવી રીતે ) સીધી બે રેખાઓ લંબચોરસની અંદર એક બાજુની પહોળી રેખા આગળથી શરૂ કરી લંબરેખાઓને સમાંતર જાય એ રીતે સામી બાજુની પહોળી રેખાને અડકાડવામાં આવશે. આ રીતે પડેલી પહોળી પાટી મધ્યપાટી કહેવાશે.



ખેલ નં. ૫૨ ચિત્ર નં. ૯૭–અ

## આડીપાટી

૪. ખૂંટ રેખાને સમાંતર તેનાથી ૮½ ફૂટ દૂર એક રેખા દોરવામાં આવશે. તે રીતે દોરાએલી રેખાને સમાંતર એક ફૂટ દૂર બીજી રેખા દોરવામાં આવશે. એટલે એક આડી પાટી થશે. એમ આગળ ૮ ફૂટ અને ૧ ફૂટને અંતરે રેખાઓ દોરવાથી આડી પાટીઓ પડશે મધ્યપાટીને આડી પાટીઓ છેદશે, ત્યાં ૧૨ ઇંચનાં સમચોરસ ખાનાં થશે. તે ખાનાની અંદર મારનાર પક્ષના ૮ બિલ્લુઓ એકબીજાથી ઊલટી દિશામાં મોં રાખીને બેસશે. ખૂંટની જગાથી પહેલી પાટીનું મધ્યબિંદુ બરાબર નવ ફૂટને અંતરે રહેશે. અને એવી રીતે દરેક પાટીનું મધ્યબિંદુ એકબીજાથી નવ ફૂટને અંતરે રહેશે.

## પક્ષો

૫. આ રમતમાં બે પક્ષો રહેશે. જે પક્ષ ખાનામાં ઊલટાસૂલટી મોં રાખી બેસીને ખો લઇને મેદાનમાં રમતા બિલ્લુઓને પકડવા પ્રયત્ન કરશે, તે **મારનાર પક્ષ** કહેવાશે. અને જે પક્ષ મેદાનની હદમાં રહીને મારનાર પક્ષથી બચવા પ્રયત્ન કરશે તે **રમનાર પક્ષ** કહેવાશે.

દરેક પક્ષમાં નવ બિલ્લુઓ રહેશે. તેમાંથી એક નાયક અને એક ઉપનાયક ગણાશે.

## દાવ અને સમય

૬. દરેક પક્ષને બે દાવ અપાશે અને દરેક દાવ માટે ૭ મિનિટ અપાશે.

સાત મિનિટના દાવ પછી પાંચ મિનિટ આરામ અપાશે. જો બંને પક્ષ સરખા ઊતરશે, તો પાંચ મિનિટનો એક દાવ બંને પક્ષને આપવામાં આવશે. અને તે આખરી પરિણામ ગણાશે. તેમ છતાં સરખા ઊતરશે, તો આખી રમત ફરી રમાડાશે.

## સિક્કો ઉછાળ

૭. પંચ બંને પક્ષના નાયકોની રૂબરૂ સિક્કો ઉછાળશે અને સિક્કા ઉછાળમાં જીતનાર પક્ષ રમવાનુ કે મારવાનું પસંદ કરશે.

## શરૂઆત

૮. પંચની સૂચના મળતાં મારનાર પક્ષના ૮ બિલ્લુઓ ખાનામાં ઊલટાસૂલટી મોં રાખીને બેસી જશે. અને એક બિલ્લુ ગમે તે બાજુના ખૂંટ આગળ ઊભો રહેશે. રમનાર પક્ષના બિલ્લુઓ મેદાનની હદમાં પોતાને ફાવે ત્યાં ગોઠવાશે. અને રમત શરૂ થતાં મારનાર પક્ષ નિયમમાં રહીને રમનાર પક્ષને અડકવા પ્રયત્ન કરશે.

### 'ખો' આપી મારવા જનાર ભિલ્લુઓને લાગુ પડતા નિયમો

૯ 'ખો' મોઢેથી બોલીને અને બેઠેના ભિલ્લુને સાથે કે બગડે અડકીને પાછળથી ખો આપવી પડશે બોલવાનુ અને અડકવાનુ એક સાથે જ કરવુ પડશે

૧૦ ખો આપતી વખતે તેમ જ આપ્યા પછી પણ ખો આપનારના બેમાથી ગમે તે પગ પાટી ઉપર જોઇશે

૧૧ જેને ખો મળી હોય તેણે ઉઠ્યા પછી જે દિશામા પાટી બહાર પગ મૂક્યો હોય અથવા મધ્યપાટીને સમાંતર મોઢુ ફેરવ્યુ હોય તે જ દિશામા અથવા તે દિશાના કાટખૂણા સુધી વધારેમા વધારે જઇ શકશે

૧૨. ખૂટને હાથ અગર પગ અડકેલો હશે, ત્યા સુધી ખૂટ છોડેલો ગણાશે નહિ ખૂટ છોડ્યા પછી જે દિશામા જવા માડ્યુ હોય તે જ દિશામા જવુ પડશે

**નોંધ:**—ખૂટની બે બાજુના અર્ધા કુડાળામા ગમે તેમ ફરી શ શે

૧૩ મારવા જનાર ભિલ્લુ જે દિશામા જતો હોય, તે જ દિશામા તેનું મોઢુ અને પગ રહેવા જોઇશે

૧૪ મારનાર ભિલ્લુ વચ્ચેની મધ્યપાટી ઉપર કે મધ્યપાટી ઓળગીને પગ મૂકી રમનાર ભિલ્લુને અડકી શકશે નહિ હાથ લ ગાવી અડકી શકશે

૧૫ મારનાર ભિલ્લુ રમનાર ભિલ્લુને પકડવાના જુસ્સામા હદ બહાર જઈ શકશે

### ભૂલ

૧૬ મારનાર પક્ષનો કોઈ પણ ભિલ્લુ ઉપરના નિયમો પૈકી ગમે તે નિયમનો ભગ કરશે, તે દરેક ભ ગ દીઠ એક ભૂલ ગણાશે

ભૂલ કરીને રમનાર પક્ષના ભિલ્લુને અડક્યા હશે, તે નાબાદ ગણાશે

ભૂલ કર્યા પછી ભૂલ કરનારે તરત જ પોતાના ભિલ્લુને ખો આપવી પડશે.

### રમનાર પક્ષને લાગુ પડતા નિયમો

૧૭ રમનાર પક્ષના ભિલ્લુઓ જાતે ખાનામા બેઠેલા મારનાર પક્ષના ભિલ્લુઓને પોતે હાથથી અડકે અથવા હાથ સિવાય બીજા કોઈ અવયવથી કે કપડાથી મારનાર પક્ષના ભિલ્લુઓને હરકત કરે તો રમનાર ભિલ્લુ બાદ ગણાશે રમનાર ખૂટને અડકી શકશે

૧૮ રમનારાઓ હદ બહાર જાય તો બાદ ગણાશે

૧૯ રમનાર પક્ષના ભિલ્લુઓને મારનાર પક્ષના ભિલ્લુઓ નિયમમા રહીને હાથથી અડકશે તો રમનાર ભિલ્લુઓ બાદ ગણાશે

### પંચ

૨૦ બે બાજુ પચ અને એક ભૂલ નોંધનાર રહેશે પચ મારનાર પક્ષના ભિલ્લુઓની ભૂલ થતા મોઢેથી જાહેર કરશે જેથી નોંધનારને સરળ થશે

### ગુણ અને હારજીત

૨૧ મારનાર પક્ષ રમનાર પક્ષના જેટલા ભિલ્લુઓને મારે તેનાથી ચાર ગણા ગુણ મારનાર પક્ષને મળશે અને બચત મિનિટ હશે, તે દરેક બચત મિનિટ દીઠ ચાર ગુણ અપાશે

૨૨ ઉપર પ્રમાણે મળેલા ગુણમાથી મારનાર પક્ષની દરેક ભૂલ દીઠ એક ગુણ કપાશે

૨૩ રમત અ તે બે પક્ષમાથી જે પક્ષના ગુણનો સરવાળો વધુ થશે તે જીત્યો ગણાશે

—રમતોના નિયમો.

# આટાપાટા (સૂરપાટી, ખારોપાટ).

આટાપાટા-(ખેલ નં. ૫૩)—આ ખેલ એવો છે કે જેમાં એકી વખતે બધા રમનારને રમવાનું મળે છે. આ વિશેષતાને લીધે આ ખેલ મનોરંજક તેમ જ ભરપૂર વ્યાયામ આપનારો છે. મહારાષ્ટ્રની પેઠે ગુજરાતમાં પણ આનો પ્રચાર કેટલાંક વર્ષોથી ચાલુ છે.

:-લેખક:-



રા. શં. મ. આપટ, વડોદરા.

પહેલાં આ ખેલ હોળીના તહેવારમાં એટલે ફાગણ માસમાં રમવામાં આવતો, પણ તે અડાણી અને અશિક્ષિત લોકો રમતા હોવાથી જે કાંઇ થોડા નિયમો ઢંગધડા વગરના પળાતા તે લખી રાખેલા ન હોતા તેમ જ સર્વસામાન્ય પણ ન હોતા. દરેક ગામમાં નહીં, પણ ગામની શેરીઓ શેરીઓમાં પણ એ નિયમોમાં ઘણો તફાવત જણાઈ આવતો. એ તફાવત જે તે સ્થળવાળાએ પોતપોતાની સવડ પ્રમાણે કરી લીધેલો હતો. એટલે એ નિયમોમાં કશી જ સમાનતા ન હતી, અને આપણી રૂઢીપ્રિયતાને લીધે તેમાં ફેરફાર પણ કોઇ કરતા નહીં. આ કારણને લીધે તે વખતમાં આટાપાટાની હરીફાઇ એટલે ઘણુભાગે મારામારીનો જ પ્રસંગ માનવામાં આવતો. અને મંડળી હરીફાઇ માટે નીકળતી કે હાથમા લાકી જેવાં માથું ફોડવાનાં સાધનો (આયુધો) પણ સાથે જ રખાતાં. આવી મારામારીની બીકે જ આ ખેલમાં ભાગ લેવા ઉજળિયાત વર્ગ આગળ આવતો નહીં.

પાટીઓની લંબાઇ પહોળાઇ કે સંખ્યા પણ ઠરેલી ન હોતી. એટલે રમનારની સંખ્યા પણ નિશ્ચિત ન હોતી. રમનારી મંડળી પોતાની શેરીમાં સડક ઉપર કે ખુલ્લી જગામાં કે નજીકમાં કોઇ મેદાન હોય તો ત્યાં જરૂર પ્રમાણે ૨૦-૨૧ ફૂટ લંબાઇની પાટીઓ અટકળે પાડી લેતી. અને એ પાટીઓ પાણી વડે પડાતી હોવાથી તેની લંબાઇ પહોળાઇ પણ એકસરખી ન રહેતી. કોઇ કોઇ જગાએ ખંડ ચીરવાની પદ્ધતિ પણ બહુ ન હોતી, અને તેને લીધે રમનારા ઓછા હોય તો કપાળપાટી ઉપર કોઇ છોકરાને રાખવામાં જ આવતો નહીં. પહેલી કૂંડી બીજી પાટીમાં જ કરવામાં આવતી. કપાળપાટી, ખારપાટી વગેરે પાટીઓનાં નામો પણ તે વખતે પ્રચારમાં ન હતાં. છેલ્લી પાટીવાળાને ભાભી કહેવાનો પણ રિવાજ આ તરફ હતો. કપાળપાટીની બહાર મૂર્ધન્યપાટી (સૂરપાટી) ની સામે રમનાર પૈકી એક આગેવાન છોકરો ઊભો રહેતો, અને મૂર્ધન્ય પાટીના છોકરાના હાથ ઉપર તે તાળી આપે, એટલે ખેલની શરૂઆત થતી. જ્યારે ખંડો ચીરીને રમવામાં આવતું, ત્યારે ફરી વળી મૂર્ધન્ય (સૂર)-ને તાળી આપવી પડતી. તાળી આપનારને તે પાટીની હદમાં આવી જાય ત્યાં સુધી મૂર્ધન્ય (સૂર) મારી શકતો નહીં. પાટી સાચવનારના નિયમો પણ ઘણા જ કડક હતા. પાટી સાચવનારને પ્રતિપક્ષીને મારતાં જરા પણ ડાબી કે જમણી તરફ વળી શકાતું નહીં. એટલે 'ખાર' આવતાં પહેલાં કપાળપાટી તરફ અને 'ખાર' આવી ગયા પછી ફક્ત ખારપાટી તરફ તેણે

મોટું રાખવાનું. કેટલેક ઠેકાણે તો હાથ પહોંચતો હોય ત્યાં સુધીનું મારવાનું પાટીવાળાને માટે પણ વર્જ્ય હતું. એટલે પાટીવાળો છોકરો તેની પાટીમાં આવેલા પ્રતિપક્ષીને તે પાટીમાં રહેવા છતાં હાથ લાંબો કરીને પણ ક્યારેય મારી શકતો નહીં. ફક્ત તે છોકરો (પ્રતિપક્ષી) પાટીને ઓળંગવા જાય તે વખતે જ તે તેને મારી શકતો. આ નિયમ પણ રૂઢ ન હતો.

દાવમાં કેટલીએ પાટીઓ ઓળંગી હોય પણ જો એકાદ રમનાર પહેલી જ પાટીમાં માર્યો જાય, તો તે પક્ષને શૂન્ય ગુણ મળતા, એવી પદ્ધતિ નાગપુર તરફ જોવામાં આવી હતી. એક રમનાર ખાર લઇને આવે, તો બીજાને તે ઉપયોગી થઇ પડતું નહીં. દરેકને ખારપાટી સુધી જઇ આવવું પડતું, અને ત્યાંથી પાટીઓ ઓળંગી પરત આવવું પડતું. એટલે એક છોકરો ખારપાટી ઓળંગીને, તેમજ તે પછીની પાટીને પણ ઓળંગીને, ખારપાટીની આ તરફની પાટીમાં ખાર લઇને આવ્યો, અને તે વખતે તે જ પાટીમાં તેના પક્ષનો છોકરો હોય, તો તેને તે ખાર આપી ( પહોંચાડી ) ન શકતો. પરંતુ તેને પણ ખારપાટી સુધી જવું જ પડતું, અને ખાર લઇને પરત આવવું પડતું. અર્થાત્ એક રમનારનો લાભ બીજાને મળતો નહીં. એટલે સંઘ શક્તિનો પણ ફાયદો મળતો નહોતો. પરંતુ કોઇ પણ એક રમનાર ખાર લઇને કપાળપાટી સુધી આવી જતો, કે પછી બધા છોકરાને પાટીઓ રમીને કપાળપાટી સુધી આવવાની જરૂર ન હતી. એક જણ ખાર લઇને પૂરેપૂરો જાય, એટલે દોરિયો થયો એમ કહેવાતું, અને બધા છોકરાઓને બોલાવીને ફરી રમવાની શરૂઆત થતી. તે વખતે પાટી માટે ગુણ ઠરાવેલા ન હતા, પણ જય કે પરાજયનો નિર્ણય કયા પક્ષે કેટલા વિશેષ દોરિયા કર્યાં તે ઉપરથી કરવામાં આવતો. વળી ત્રણ કે ચાર છોકરાને મારવાની પણ કાંઇ આંટ ન હતી. એક છોકરો પણ મરાતો, કે રમનારનો દાવ પૂરો થતો, અને તે પક્ષને પાટીઓ લેવી પડતી. આ જૂની પદ્ધતિમાં આ પ્રમાણે એકની ભૂલ માટે આખા પક્ષને નુકસાન થતું, અને બીજા રમનારાઓને પોતાની કુશળતા બતાવવાનો પ્રસંગ જ આવતો નહીં. અર્થાત્ એક છોકરાની ભૂલને લીધે બીજાઓની કુશળતા ઉપર પાણી ફરી વળતું. અને એકે આણેલા ખારનો ઉપયોગ બીજાને થતો ન હોવાથી પ્રત્યેકને પાટીઓ ઓળંગવી પડતી. તેને લીધે પ્રત્યેક રમનારે પાટીઓ ઓળંગવાને કુશળ થવું પડતું, અગર થવાની જરૂર રહેતી. વળી કૂંડીમાંથી જવું ત્યારે એ પગે જ જવું એવી પણ આંટ નહોતી. એક પગથી પણ જઇ શકાતું. વળી પડતી વખતે પાટીની બહાર હાથ કે પગ મૂકીને પડી શકાતું. કેટલેક ઠેકાણે મૂર્ધન્યને એકલાને જ નહીં, પણ પાટીવાળાને પણ પગથી રમનારને મારવાની છૂટ હતી.

આ રીતે અહીં સુધી આટાપાટાના જૂના સ્વરૂપનું વર્ણન થયું. હવે તેમાં સુધારણા કેવી કેવી થઇ તે જોઇએ. પરંતુ તે પહેલાં સુધારણા કરતાં જે નવીન શબ્દો કે નામો વાપરવામાં આવ્યાં, તથા પાટીઓનાં માપ વગેરે નક્કી કરવામાં આવ્યાં, તેનું સ્પષ્ટીકરણ કરવાથી એ સુધારેલું નવું સ્વરૂપ વિશેષ સુગમતાથી સમજાશે. માટે તે બાબતોનું અહીં સ્પષ્ટીકરણ કરવું, એ અસ્થાને ગણાશે નહીં.

આટાપાટાનું ક્ષેત્ર નીચે પ્રમાણે જોઇએઃ—

## આકૃતિની સમજુતી.

૧. પ્રત્યેક પાટી ૧૩ ઇંચ પહોળી અને ૨૩ ફૂટ ૧ ઇંચ લાંબી જોઇએ (૧૦ ૯ ની પેઠે).

૨. સૂરપાટી ૧૩ ઇંચ પહોળી અને ૮૯ ફૂટ ૧ ઇંચ લાંબી જોઇએ (અ થી ઓ).



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૯૮

૩. સૂરપાટીને લીધે દરેક પાટીના બે સરખા ભાગ થવા જોઇએ.

૪. એક પાટીની બહારની રેખાથી બીજી પાસેની પાટીની બહારની રેખા સુધીનું અંતર ૧૧ ફૂટનું જોઇએ.

૫. પ્રત્યેક ખંડછેદ (અ, આ વગેરે) ૧૩ ઈંચના ચોરસ જોઇએ.

૬. માપેલા ક્ષેત્રની પ્રત્યેક બાજુએ ૧૦ ફૂટ જગા ખુલ્લી જોઇએ.

૭. એકંદર આડી પાટીઓ ૯ (૧-૧૮, ૨-૧૭ વગેરે) જોઇએ.

૮. સોળ વર્ષની અંદરનાં નાના રમનારાઓ માટે પાટીઓની લંબાઇ પહોળાઇ નીચે પ્રમાણે નક્કી કરી છે:—

(અ) દરેક પાટી ૧૨ ઈંચ પહોળી અને ૨૧ ફૂટ લાંબી જોઇએ.

(આ) એક પાટીની બહારની રેખાથી બીજી પાટીની બહારની રેખા સુધીનુ અંતર ૧૦ ફૂટ જોઇએ.

(ઇ) સૂરપાટી ૧૨ ઇચ પહોળી અને ૮૧ ફૂટ લાંબી જોઇએ.

### વ્યાખ્યાઓ.

૧. **કપાળપાટી**—પહેલીપાટી (૧–૧૮) ને કપાળપાટી કહે છે.

૨. **ખાર (લોણ) પાટી**—છેવટની પાટી (૯–૧૦) ને ખારપાટી કહે છે.

૩. **સૂરપાટી**—લાંબી ઊભી પાટી જે આડીપાટીઓને દુભાગે છે તેને સૂરપાટી અગર મૂર્ધન્ય પાટી (મોબ) કહે છે. (અ–ઓ).

૪. **ખંડછેદ**—આ સૂરપાટી અને આડી-પાટીથી થતા ચોરસ ખંડોને ખંડછેદ કહે છે.

૫. **પાટીના ખંડ**—સૂરપાટીને લીધે એ આડીપાટીઓના જે બે સરખા વિભાગ થાય છે તે દરેક વિભાગને પાટીનો ખંડ કહે છે.

૬. **સૂરખંડ**—બે પાટીઓ વચ્ચેનો જે સૂરપાટીનો ભાગ જેમ કે (અ–આ) તેને સૂરખંડ કહે છે.

૭. **ચોક**—નક્કીની બે પાટીઓના એક જ બાજુના બે ખંડ તથા તેને જોડનારો સૂર-

પાટીનો ખંડ અને મર્યાદાની રેખાઓ વચ્ચેની જે જગા તેને ચોક કહે છે.

૮. **ખંડ ચીરવો**—સૂર (સૂરપાટી ઉપર ઊભેલો આગેવાન રમનાર) દાવની શરૂઆત કરતાં કપાળપાટીના ખંડછેદમાં પોતાનો પગ અગર પગનો કોઇ પણ ભાગ મૂકીને બીજી પાટીના ખંડછેદમાં પણ તે પ્રમાણે મૂકે, અને ત્યાંથી ફરી પાછો આવી કપાળપાટીના ખંડ છેદમાં તે પ્રમાણે મૂકે, તેને ખંડ ચીરવો એમ કહે છે. (વડોદરામાં આખો પગ ખંડછેદમાં મૂકવો જોઇએ એવો નિયમ છે). ટૂંકામાં ખંડ ચીરવો એટલે ક થી ઞ સુધી જઇને ફરી પાછા ક સુધી આવવું.

૯. **પાટીવાળા અને રમનારા**—પ્રતિપક્ષીઓને અટકાવવા જે રમનારાઓ પાટીઓ પકડે છે (પાટી ઉપર ઊભા રહે છે) તેને પાટીવાળા કહે છે. અને એ પાટીઓને ઓળંગવા જે પક્ષ પ્રયત્ન કરે છે તેને રમનારા કહે છે.

૧૦. **સૂર (મૂર્ધન્ય)**—સૂરપાટી પકડનાર જે છોકરો (આગેવાન) તેને સૂર કે મૂર્ધન્ય કહે છે. એ સૂરને જ કપાળપાટી પણ પકડવાની હોય છે.

૧૧. **નીચે જવું અને ઉપર આવવું**—કપાળપાટીથી ખારપાટી સુધી રમનારે જવું તેને નીચે જવું કહે છે, અને ખાર લઇને ખારપાટીથી કપાળપાટી સુધી રમતા આવવું તેને ઉપર આવવું કહે છે.

૧૨. **ખાર લાવવો**—કપાળપાટીથી ખારપાટી સુધી રમતા જઇને તે છેલ્લી પાટી ઓળંગવી અને ફરી પાછા ખારપાટીથી પાટીઓ ઓળંગવાની શરૂઆત કરવી, તેને ખાર લાવવો કહે છે.

૧૩. **મોઢું માગવું**—ખાર લાવ્યા પછી રમનાર છોકરો પાટીવાળાની છેલ્લી હદમાં આવીને તે પાટીવાળાને ઉદ્દેશીને 'મોઢું' એવો શબ્દ સ્પષ્ટ તથા મોટેથી બોલે, તેને મોઢું માગવું કહે છે.

૧૪. **મોઢું ફેરવવું**—પાટીવાળો પોતાના પગ ફેરવીને (દિશા બદલાવીને) પાટીની સાથે કાટખૂણા કરતાં મોટો ખૂણો કરે, તેને મોઢું ફેરવવું કહે છે.

૧૫. **બહાર જવું**—પાટી ઉપર રમતાં મર્યાદાની બહાર બંને પગ જાય, અગર કૂંડીમાં રમતાં એક પગ બહાર જાય તેને બહાર જવું કહે છે. શરીર મર્યાદાની બહાર અદ્દર હોય, કે અંદર હોય, તો બહાર ગયો ગણાય નહીં.

૧૬. **પગ ચૂકવો**—પાટીવાળાનું ડગલું પાટીની પહોળાઇની હદની બહાર આગળ કે પાછળ જાય તેને પગ ચૂકવો કહે છે.

૧૭. **મારવું**—પાટીવાળો રમનારને હાથવતી અડકે, તેને મારવું કહે છે.

૧૮. **હાથ ટેકવ્યો**—પાટીવાળાના શરીરનો તેના પગલા સિવાયનો કોઇપણ ભાગ જમીનને અડકે, તો તેણે હાથ ટેકવ્યો એમ કહે છે.

૧૯. **પગ ઊંચકયો**—પાટીવાળો પાટી ઉપર ચાલવા કે દોડવા સિવાયના કોઇ પણ કામ માટે જો તેનો પગ ઊંચો કરે, તો તેણે પગ ઊંચકયો એમ કહે છે.

૨૦. **કૂંડી**—સૂર અને પાટીવાળો મળીને જો એક જ ચોકમાં બે કરતાં વધારે રમનારને અટકાવી રાખે, તો તે ચોકમાં કૂંડી થઇ એમ કહે છે.

ટીપ—સૂર અગર પાટીવાળો એ પૈકી કોઇપણ એક જો બંને ખંડોમાં એક એક પગ રાખીને ઊભા રહેશે, તો કૂંડી થશે નહીં.

૨૧. **પૂર્વપાટી**—કૂંડીમાંના પાટીવાળાની સામેની પાટીને પૂર્વપાટી કહે છે.

**૨૨. શેપપાટી તથા અર્ધીપાટી**—પૂર્ણપાટીના કૂંડી આમેના ભાગને શેપપાટી કહે છે. અને બીજા અર્ધા ભાગને અર્ધીપાટી કહે છે.

**૨૩. પાકો અને કાચો રમનાર**—ખાર લઇને ખારપાટીથી આવનાર રમનારને પાકો કહે છે. અને ખાર લેવા માટે ખારપાટી તરફ જનારને કાચો કહે છે.

**૨૪. મોઢું દેવું**—રમનારો પાટીવાળાની પાછળ આવીને 'મોઢું' એમ મોટેથી બોલે (બૂમ પાડે) એટલે તેના માગવા પ્રમાણે પાટીવાળો ખારપાટી તરફ મોઢું ફેરવે, તેને મોઢું દેવું કહે છે.

**૨૫. ગળી જવું**—પાકો રમનાર કાચાને ખાર ન આપતાં ઉપર આવે, તો તે, અને કાચો રમનાર, નીચે જાય તેને ગળી જવું (કમી થઇ જવું) કહે છે.

**૨૬. ખાર મળ્યો**—પાકો રમનાર (ખાર લઇને ઉપર આવેલો) અને કાચો રમનાર (ખાર લેવા નીચે જનારો) બંને એક કૂંડીમાં આવે, એટલે કાચાને ખાર મળ્યો એમ કહેવાય, અને તે પાકાએ કાચાને પહોંચાડયો એમ કહેવાય.

**૨૭. દોરિયો થયો**—રમનાર પક્ષ પૈકી નીચેથી ઉપર આવનારો સૌની પાછળનો છોકરો કપાળપાટી ઓળંગીને ઉપર આવે, એટલે દોરિયો થયો કહેવાય.

**૨૮. પગ બહાર ગયો**—રમનારનું આખું પગલુ જો મર્યાદાની બહાર જાય તો તેનો પગ બહાર ગયો કહેવાય.

### પહેલી સુધારણા.

આટાપાટા વગેરે દેશી સામુદાયિક ખેલો મહારાષ્ટ્રમાં મુખ્યત્વે રમાતા હોવાથી આ ખેલની પ્રથમ સુધારણા કરવાનો યશ મહારાષ્ટ્રની રાજધાની પુનાને જ મળેલો છે. પુનામાં સન ૧૯૦૦ ના સુમારમા અંગ્રેજી શાળાની 'એથ્લેટિક એસોસિએશન' નામની પ્રતિનિધિ સંસ્થા હતી. આ સંસ્થાએ પ્રથમ આ ખેલ માટેના નિયમો કર્યા, અને તેનું યોગ્ય પાયા ઉપર બંધારણ રચ્યુ. એ વખતે પાટીની લંબાઇ ૨૩ ફૂટ અને રમનારની સંખ્યા ૧૨ ઠરાવવામાં આવી. વળી ત્રણ રમનાર બાદ થાય, ત્યાં સુધી દાવ ચાલુ રાખવાનો અને દરેક પાટી ઓળંગવા બદલ બે ગુણ આપવાનો પણ ઠરાવ થયો.

### ડેક્કન જીમખાનાએ કરેલી સુધારણા.

સન ૧૯૧૫ ની સાલમાં પુનાના ડેક્કન જીમખાનાએ આ ખેલના નિયમોમાં ફેરફાર કરીને એ નિયમોનું એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું. તેને લીધે નિયમોમાં સ્થિરતા આવી. ખેલનું અવ્યવસ્થિત સ્વરૂપ મટીને તેમાં શિસ્ત આવી, અને હરીફાઇ કરવાને સુગમતા થઇ. વળી ત્રણ રમનાર બાદ થતાં દાવ પૂરો કરવાના નિયમથી રમવામાં ઉતાવળ થતી, અને સાગ ખેલાડીઓને પોતાનુ કૌશલ્ય દર્શાવવા વખતે તક પણ ન મળતી. તેથી તે નિયમ કાઢી નાખીને સાત મિનિટની કાળમર્યાદા ઠરાવવામાં આવી. મરેલા છોકરાએ બદલ પાટીના ગુણ જેટલા ગુણો ઓછા કરવાનું ઠરાવ્યું. રમનારની સંખ્યા બારને બદલે નવની કરાવી એટલે રમતમાં ભીડ કમી થઇ અને ખેલ મર્યાદિત બન્યો રમનારનું લક્ષ જે કૂંડી ફોડવા ઉપર હતું, તે આથી પાટી રમવા ઉપર વહેચાઇ ગયું અને પાટી રમવાનુ મહત્ત્વ વધ્યું.

### વડોદરાએ કરેલી સુધારણા.

સન ૧૯૧૮ થી વડોદરામાં હિંદવિજય જીમખાનામાં પુનાના ડેક્કન જીમખાનાના પાયા ઉપર મેદાની તથા મરદાની ખેલોની હરીફાઇએ

શરૂ થઈ. વ્યવસ્થિત દેશી ખેલોના પ્રચારનો "ખાર" હિંદવિજયે મહારાષ્ટ્રમાંથી ગુજરાતમાં આણ્યો, એટલું જ નહીં, પણ એવા ખેલોને ઉત્તેજન આપવાનું કામ આજ પર્યંત તે કર્યા કરે છે. અને જેમ જેમ અડચણો આવી તેમ તેમ તે રમતોના નિયમોમાં સુધારણા પણ તેણે કરેલી છે. તે આ પ્રમાણે:—

૧. ખેલની મર્યાદા સાત મિનિટની ઠરાવ્યાથી ત્રણ ચાર રમનારાઓ બાદ થાય, એટલે ખેલનું કામ તેટલો વખત પૂરો થતાં સુધી મંદ મંદ ચાલતું. પ્રેક્ષકોને જ નહીં, પણ રમનારાઓને પણ તેથી કંટાળો આવતો. તેથી ચાર રમનારાઓ બાદ થતાં જ ખેલ પૂરો કરવાનું ઠરાવવામાં આવ્યું. પરિણામે બધા રમનારાઓ કાળજીપૂર્વક રમવા લાગ્યા, અને દાવમાં છેવટ સુધી ઉત્સાહ પૂરો રહેવા લાગ્યો.

૨. કાચા છોકરાને ખાર આપ્યા સિવાય પાકો છોકરો ઉપર જાય તો તેને પણ બાદ કરવાનું ઠરાવ્યું. એટલે ખાર પહોંચાડવાની જવાબદારી પાકા છોકરા ઉપર પણ નાખવામાં આવી. પુનાના નિયમો પ્રમાણે પાકો છોકરો કોઈ પણ પ્રસંગે બાદ થતો નથી.

૩. કૂંડીમાં ત્રણ કરતાં ઓછા રમનારા હોય, તો કૂંડી ગણાય નહીં; અને તે વખતે તેને કૂંડીના નિયમો લાગુ પડે નહીં, એવું ઠરાવવામાં આવ્યું.

૪. દાવની સંખ્યા ત્રણને બદલે પાંચની ઠરાવવામાં આવી; પણ એકંદરે હરીફાઈનો વખત એક કલાકનો મુકરર કરવામાં આવ્યો.

૫. ખંડ ચોરતાં પૂરે આખું પગલું પૂરેપૂરું ખંડછેદમાં મૂકવું જોઈએ, એવું ઠરાવવામાં આવ્યું. એથી રમનારાને પાટી ઓળંગવા માટે વધારે વખત મળવા લાગ્યો, અને ખેલ શરૂઆતથી કૂંડીમાં જ બંધાઈ ન રહેતા કૂંડી બહાર કૂદવાને લીધે ખેલમાં રંગ આવવા લાગ્યો.

## ખેલનું સ્વરૂપ.

રમતાં પહેલાં બીનું સૂકું કરવામાં આવે છે. તેમાં જે આગેવાન જીતે છે; તે પોતાની મરજી પ્રમાણે પાટી ઉપર રહેવું કે રમવું તે સ્વીકારે છે. રમનાર પક્ષના બધા છોકરાઓ કપાળપાટીની બહાર તે પાટીની બહારની રેખાને પગ લગાડીને પાટી ઓળંગવાની તૈયારીમાં ઊભા રહે છે (ચિત્ર નં. ૯૯). પાટી ઉપર રહેનાર



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૯૯



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૦૦

છોકરાઓ કપાળપાટી સિવાયની ખાગપાટી સુધીની આડે પાટીઓ ઉપર કપાળપાટી તરફ મોઢાં કરીને રમનારાઓને અટકાવવાની તૈયારીમાં ઊભા રહે છે. એક આગેવાન રમનાર જેને સૂર (મૂર્ધન્ય) કહે છે તે કપાળપાટીના ખંડછેદમાં એક પગ મૂકીને ખંડ ચીરવાની તૈયારીમાં મૂર્ધન્યપાટી ઉપર ઊભો રહે છે (ચિત્ર નં. ૧૦૦). દાવ શરૂ કરવાની ઇશારત થતાં જ તે સૂર ખંડ ચીરવા માંડે છે. અને રમનારાઓ કપાળપાટી ઉપર થઇને અંદર ધુસીને પાટીઓ ઓળંગવા માંડે છે. સૂરખંડ ચીરી રહે, ત્યાં સુધીમાં તેઓમાંના ઘણા ખરા ત્રીજી પાટીવાળા સુધી પહોંચી જાય છે. એકાદ કોઇ પહેલી જ પાટીમાં અટકી પડે છે; જ્યારે બીજા કોઇ ચોથી પાટી સુધી પણ જાય છે. પછી સૂર (પહેલી પાટીવાળો) જે અર્ધો ભાગ તરફ વિશેષ રમનારાઓ આવ્યા હશે, તે અર્ધો ભાગ તરફ પોતાની પાટી ઉપર આવીને તે બધાને અટકાવે છે. બીજી પાટીવાળો છોકરો બીજો અર્ધો ભાગ જે પહેલી પાટીવાળાએ છોડ્યો તેના તરફ તે ભાગમાંથી આવનાર રમવાવાળાઓને અટકાવવા જાય છે. ત્રીજી પાટીવાળો સૂર ઉપરથી અગર ઉપરની બંને પાટીઓમાંથી છૂટનાર (આવનાર) રમનારાઓને અટકાવવા પ્રયત્ન કરે છે. તે (ત્રીજી પાટીવાળો) પહેલી પાટીવાળાની દિશાએ જ ઘણા ભાગે ઊભો રહે છે. એટલામાં સૂર પણ ત્રીજી પાટી સુધી આવી પહોંચે છે; અને ત્રીજી પાટીવાળાની જોડે કૂંડી કરીને તેમાં રમનારાઓને અટકાવી રાખે છે. પછી તે રમનારાઓ કૂંડી ફોડવાનો પ્રયત્ન કરવા માંડે છે. એક રમનાર ત્રીજી પાટીની બાજુએ, બીજો સૂરપાટીની બાજુએ અને ત્રીજો વચમાં એમ ત્રણે જણ પ્રતિપક્ષને છેતરીને છટકી જવાનો પ્રયત્ન કરે છે (ચિત્ર નં. ૧૦૧). એ જ રીતે બીજી પાટીના અર્ધા ભાગ ઉપર એક જણ એ પાટીના ખૂણા ઉપર થઇને અને એક જણ સૂર પાસેની પાટીની બાજુ ઉપર થઇને છટકવાનો પ્રયત્ન કરે છે. પાટીવાળો અગર સૂર એક બાજુ છેતરાયો, કે બીજી બાજુનો છોકરો બાજુએ થઇને એ કૂંડીમાંથી બહાર નીકળી જાય છે. અગર વચલો જણ વચમાંથી થઇને એ કૂંડીની બહાર નીકળી જાય છે. પાટીવાળાનું અગર સૂરનું આપણા તરફ બહુ ધ્યાન નથી



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૦૩

એમ જોઇને એ રમનારાઓ ઘણી ચાલાકીથી કૂંડી ફોડી નાખે છે કોઇ વખત વચલો જણ એવું છમકલું કરે છે કે પાટીવાળો અને સુર બંને તેને મારવા દોડે છે, અને બાજુના બંને જણ એકદમ દોડીને કૂંડી ફોડી નાખે છે (ચિત્ર નં. ૧૦૨). આ રીતે એક જણ છટક્યો કે બીજો તેની જગા લે છે, અને ફરી છેતરામણી આપવા માંડે છે. આ રીતે રમનારાઓ બહાર પડી જાય છે જ્યાં સુધી કૂંડીમાં પૂરેપૂરા એટલે ત્રણ જણ ન થાય ત્યાં સુધી પાટી ઓળંગવાનો બહુ જોખમભર્યો પ્રયત્ન કોઇ પણ કરતા નથી. કૂંડીમાંથી છૂટેલો રમતો છોકરો પછી આગલી પાટીમાંથી છટકવા માટે એ પાટીવાળાને છેતરવા તજવીજ કરે છે, અને તેમાથી છટકે છે (ચિત્ર નં. ૧૦૩ તથા ૧૦૪). કોઇ કુશળ ખેલાડી ઉપરા ઉપર પાટીઓ ઓળંગી જાય છે, એમ જણાતા સુર પડેની કૂંડી છોડી દઇને જે પાટીમાં તે કુશળ ખેલાડી હોય તે પાટીમાં અગર કાચો



ખેલ ન. ૫૩ ચિત્ર નં ૧૦૪



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૦૫

પાટીવાળો હોય તો તે પાટીમા જઇને ઢૂંકી કરે છે. રમનારાઓ પૈકી એક જણે પણ ખારપાટી ઓળંગી કે તે પાટીવાળાની પાછળ આવીને મોઢું એમ બોલે છે (ચિત્ર નં. ૧૦૫). તેણે આ પ્રમાણે મોઢું માગ્યુ; એટલે તે પાટીવાળો તેના તરફ મોઢું ફેરવે છે. તે પ્રમાણે થતાં પછી તે ખારવાળો છોકરો તે ખારપાટીને ઓળંગવા પ્રયત્ન કરે છે. તે પાટી ઓળગે તે પહેલાં જો ઉપરથી કોઈ રમનાર તે પાટી સુધી પાટીવાળાની પાછળ આવી જાય, તો તે છોકરો પણ આ ખારવાળો જે ચોકમા છે ત્યા આવી જાય છે એટલે તેને પણ ખાર મળે છે (ચિત્ર નં. ૧૦૬). પછી તે બંને પૈકી એક તે પાટીમાં થઇને ઉપર જાય છે, અને તે બીજી પાટીવાળાની પાછળ જઇને મોઢુ માગે છે એટલે તે પાટીવાળો પણ તેની માગે મોઢું ફેરવે છે. તેની પાટીમાં પણ જો ઉપરથી કોઈ રમનાર ત્યા સુધીમાં આવી ગયો હશે, તો તે પણ આ ખારવાળો પાકો)



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૦૬



ખેલ નં. ૫૩ ચિત્ર ન. ૧૦૭

હવે જે ચોકમાં હશે તે ચોકમાં આવી જશે અને તેને પણ ખાર મળશે. આ રીતે નીચેથી ઉપર જતો આગલો રમનાર દરેક પાટીવાળા પાસે મોઢું માગે છે, અને તે પાટીવાળો રમનારો નીચે આવીને ખાર મેળવે છે. એ રીતે ખાર મેળવીને પાટી ઓળંગીને જેમ જેમ રમનારો ઉપર ને ઉપર આવતો જાય છે, તેમ તેમ સૂર પાછલી કુંડી છોડી દે છે, અને આગળ જતો ખારવાળો જે પાટીમાં જાય તે પાટીમાં કૂંડી કરે છે. ખાર આવ્યુ કે ખેલમાં વધારે રંગ આવે છે; રમનારને રમવામાં વિશેષ ઉત્સાહ આવે છે. પાટીવાળાઓ તેને અટકવવા માટે વિશેષ પ્રયત્ન કરે છે. એટલે હવે ખેલમાં થોડી ગરબડ અને ધમાલ શરૂ થાય છે. ખાર લાવનારે કાચા છોકરાને ખાર પહોંચાડતાં કોઇ ગળી જાય નહીં તેની કાળજી રાખવાની હોય છે, તેમ જ કાચા છોકરાને પાકા છોકરા તરફ જતાં વચમાં જ સૂર આડે આવી જાય નહીં તેની પણ કાળજી રાખવાની હોય છે (ચિત્ર નં. ૧૦૭) સૂર પણ પાકા છોકરાઓને કૂંડીમાં અટકાવતો અટકાવતો ઉપર આવે છે, અથવા કોઇ રમનાર હાથમાં સપડાય તે સારુ તેની પાટી ઉપર દોડાદોડ કરતો રહે છે. એ રીતે રમનારાઓ પાટીઓ ઓળંગીને કપાળપાટી સુધી ઉપર આવ્યા, અને તેઓ પૈકી એકાદે પણ તે પાટી ઓળંગી કે દોરિયો થયો (ચિત્ર નં. ૧૦૮) આ રીતે દોરિયો થતાં જ સરપંચ ઇશારો કરે છે, એટલે બધા રમનારાઓ કપાળ-પાટીની બહાર આવીને શરૂઆતની પેઠે ઊભા રહે છે, પાટીવાળાઓ કપાળપાટી તરફ મોઢાં ફેરવે છે અને સૂર સૂરપાટી ઉપર ખડો ચીરવા સારુ આવીને ઊભો રહે છે. પછી સરપંચ ફરી ઇશારો કરે છે, એટલે પહેલાંની પેઠે ખેલ ફરીને શરૂ થાય છે. દાવની ૭ મિનિટ પૂરી થાય ત્યાં સુધી અગર ચાર જણુ બાદ થાય ત્યાં સુધી આ રીતે ખેલ ચાલે છે. પછી રમનારાઓ પાટીઓ



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૦૮

પકડે છે અને પાટીઓ વાળા રમનાર થાય છે, અને તેમનો દાવ શરૂ થાય છે. એ રીતે પ્રત્યેક પક્ષના પાંચ પાંચ દાન થાય, અગર તો એક કલાકમાં બને પક્ષના સરખા દાન થઇ જાય, એટલે હરીફાઇ પૂરી થાય છે. દરેક દાવમાં રમનાર પક્ષે જેટલી પાટીઓ ઓળંગી હશે, અને ચાર કરતાં જેટલા ઓછા રમનાર બાદ થયા હશે, તેનાથી બમણા ગુણ તે પક્ષને મળશે જે પક્ષના ગુણ વિશેષ થશે, તે પક્ષ વિજયી ગણાશે.

ઉપર પ્રમાણે આ ખેલનું બધુ સાધારણ સ્વરૂપ બતાવ્યુ. હવે તેનાં જુદાં જુદાં અંશો વિષે અને તે દરેકમાં જોઇતી આવશ્યક કુશળતા વિષે વિચાર કરીએ.

## પાટી પકડવી.

ક્રિકેટની ભાષામાં કહીએ તો પાટી પકડવી એટલે ફિલ્ડિંગ કરવી. અર્થાત્ ફિલ્ડિંગના જેટલુ જ બલકે તેના કરતાં પણ વિશેષ મહત્ત્વ આ ખેલમાં પાટી પકડવાનું છે. તે કામ માટે તો માણસ ઊંચો અને લાંબા હાથવાળો હોય તો સારું; પણ તે સ્થિર મનનો, શરીરનો તોલ સંભાળી રાખનારો, છેતરાઇ ન જાય તેવો અને દરેક ક્ષણે તત્પર રહે એવો તો જરૂર જોઇએ. રમનાર તેને છેતરવાના ગમે તે પ્રયાસો કરે, પણ તેને દાદ ન આપતાં તેને પાટી ઓળંગીને ન જવા દેવો, એ તેનું મુખ્ય કામ હોય છે. તેણે પાટી ઉપર જરા નમીને જ ઊભા રહેવું. ગોઠણ ઢીલા રાખીને જરા આગલી બાજુએ વાળવા. હાથ પહોળા કરીને કે ગોઠણ ઉપર ન રાખતાં બંને બાજુએ ઢીલા અને છૂટા છોડવા (ચિત્ર નં. ૧૦૯). હિલચાલ કરવાને બરાબર સગવડ રહે એટલું અંતર તેણે બે પગ વચ્ચે રાખવું. તેણે પોતાની નજર રમનારના પગ ઉપર, નજર ઉપર અને કમર ઉપર રાખવી. જેને જ્યાં નજર રાખીને પાટી પકડવી સુગમ લાગે, તેણે ત્યાં નજર રાખીને પાટી પકડવાની ટેવ પાડવી. કમર ઉપર



ખેન ન. ૫૩ ચિત્ર ન. ૧૦૯

લક્ષ રાખીને પાટી પકડવી એ વધારે અનુકૂળ હોય છે રમનારને અડારો જ એવી ખાતરી નાગ્યા સિવાય પાટીવાળાએ તેને આગળ આવીને મારવાનો પ્રયત્ન કરવો નહીં કેમકે તેમ કરતા પાટીવાળાનો ઝોક આગળ રહે છે, અને તેનો લાભ લઇને રમનાર પાટીમાથી નીકળી જવાનો ઘણો સભવ છે. પાટીમા રમનાર હોય તે વખતે પાટીવાળાએ જરા પણ ગાફેલ રહેવુ ન ઘટે રમનાર છોકરો, પોતાનુ લક્ષ બીજી બાજુએ છે એમ પાટીવાળાને દર્શાવીને પોતાના માટે તેને બેફિકર બનાવે છે, અને પાટીવાળાનુ લક્ષ એ રીતે કમી થતા પાટીમાથી એકદમ જ નીકળી જાય છે રમનાર ઉપર નજર રાખીને તથા તેની જોડે જોડે પાટી ઉપર પગ આડા ખસેડીને ચાલવાની પાટીવાળાને ટેવ હોવી જોઇએ એવી ટેવ ન હોય તો રમનારને પકડવા માટે પાટી ઉપર રહીને હિલચાલ કરતા તેનો પગ પાટીની આગળ કે પાછળ (હદની બહાર) પડી જશે, તો તેણે મારેલો (પકડેલો) છોકરો પણ બાદ થશે નહીં

રમનારો એક બાજુ તરફ ખાતરીપૂર્વક જાય છે, એમ જોઇને જ તે બાજુ તરફ પાટીવાળાએ પોતાનુ મોઢુ કાટખૂણ સુધી ફેરવીને પાટી ઉપરથી જ તેને મારવા માટે દોડતા જવુ, અને જે તરફ તે છોકરો જતો હોય તે તરફના હાથથી તેને મારવો (પકડવો) એ વખતે એ રમનારો પાટી ઉપર જ હોવો જોઇએ પાટી ઓળંગ્યા પછી તેને માર્યો, કે તેને મારતા એક પગ જમીનથી ઊંચો થયો, તો તે રમનાર બાદ થશે નહીં (ચિત્ર ન. ૧૧૦) વિરુદ્ધ



ખેન ન ૫૩ ચિત્ર ન. ૧૧૦

બાજુના હાથથી મારતાં તે હાથ મોડો પહોંચશે, અને પાટીવાળાનું મોઢું કાટખૂણા કરતાં વધારે ફરવાનો સંભવ થશે. પાટીમાં કોઇ રમનાર ન હોય, તો પણ પાટીવાળાએ ગાફેલ રહેવું નહીં, નહીં તો એકાદ છોકરો ઉપરથી આવીને લાગલો જ નીકળી જશે. તેણે ખેલના આખા દાવ ઉપર લક્ષ રાખવું. એ પ્રમાણે લક્ષ રખાય એટલે કોણ કોણ કેવા રમનારા છે તે આપણા લક્ષમાં આવે છે. અને આપણા જોડીદારોને તે સંબંધી સમજ આપી શકાય છે. રમનારાને મારવા જતાં પાટીવાળો પાટીની મર્યાદાની બહાર જઇ શકે છે; પણ તેણે વધારે દૂર જવું નહીં, નહીંતર તેટલામાં બીજો છોકરો આવીને પાટીમાંથી નીકળી જશે. જે પ્રકારનો રમનારો પાટીમાં હોય તે પ્રકારે રમવાનું પાટીવાળાએ ધોરણ રાખવું. જે રમનારને પકડી શકાશે એવી તેની ખાતરી હોય, તેને જ તેણે અટકાવવો. એવો રમનારો આપણા સપાટામાં આવેલો હોય તે વખતે બીજાને પકડવાની ભાંજગડમાં ન પડતાં, તેને જ પકડી રાખવો.

## પાટી રમવી.

આ ખેલમાં પાટી રમવી એ મહત્ત્વની બાબત છે; જય કે પરાજયનો આધાર તેના ઉપર ઘણા ભાગે રહે છે. પાટી રમવાના પુષ્કળ પ્રકાર છે. રમનાર તેમાં કેટલાક નવીન પ્રકાર પણ કાઢી શકે છે કઇ રીતે પાટીવાળાને ભુલાવવો, તે પાટીવાળો કેવો છે તે જોઇને વખત પ્રમાણે ઠરાવવું પડે છે. પાટીવાળાને ભુલાવીને તેનો સ્પર્શ ન થાય તેમ પાટી ઓળંગવી એ પાટી રમનારનું ખરું કૌશલ્ય છે. રમનારને તેના શરીર ઉપર પૂરો કાબૂ હોવો જોઇએ, કેમકે તેમ હોય તો જ તે પોતાના શરીરનો ઝોક સંભાળીને પાટીવાળાને ભુલાવી શકે. રમનાર જો તેવો પોતાનો ઝોક સંભાળી શકે, તો જ પાટીવાળો ભૂલ ખાય કે બીજી તરફથી તે જઇ શકે છે, નહીંતર તેનો પ્રયત્ન ફોગટ જાય છે. પાટીવાળાને તેણે એવી સફળતાથી ભુલાવવો, કે જે બાજુએ તેણે ધાર્યું હોય, તે બાજુ તરફ જ પાટીવાળો જાય, અને તે જાય કે પોતે તેનાથી વિરુદ્ધ જવું જોઇએ. જે છોકરો પાતળીઓ, ચપળ અને કલ્પક હશે અને જે પોતાનો તોલ જાળવી શકતો હશે, તે જ ઉત્તમ પાટી રમનાર થઇ શકશે. ટેવથી આ ગુણો રમનારે મેળવી લેવા જોઇએ જ. પ્રથમ તેણે થોડી ભૂલ આપીને પાટીવાળાને એક છેડાથી બીજા છેડા સુધી ફેરવવો, અને તેની હિલચાલ ઉપર લક્ષ રાખવું, એટલે તે (પાટીવાળો) કેવો કુશળ છે તે લક્ષમાં આવશે. અને તે ઉપરથી તેને કેમ ફસાવવો તે ઠરાવી શકાશે. પાટીવાળાનો હાથ સહજ પહોંચી શકે નહીં એટલે લંબાઇને ભૂલ ખવરાવવી, શરીરને વધારે આગળ ઝુકાવવું નહીં, અને તેની નજર સામે નજર મેળવી રાખવી. આપણે કઇ તરફ જવાના તેનો અંદાજ જ પાટીવાળાને આવવા દેવો નહીં. પાટીમાંથી નીકળતાં આગળથી આવવાના જેટલા જોરથી નીકળવું નહીં. ભૂલ ખવરાવવાના કેટલાક પ્રકાર આ નીચે આપેલા છે:—

(૧) પાટીવાળો કંઇક જડ પગલાંનો અને ટૂંકા હાથનો હોય, તો રમનારે સૂર (મૂર્ધન્ય) પોતાની પાસે આવી શકે તેમ ન હોય તેવી તક જોઇને પાટીના મધ્ય ભાગ સૂરપાટી ઉપર આવવું, અને પાટીવાળાને સાવધ ન થવા દેતાં તાળી વગાડીને કે જાંઘ ઉપર હાથથી અવાજ કરીને વીજળીના વેગે નાસી જવું.

(૨) પાટીવાળાને એક ખૂણા ઉપર આણીને અને એ ખૂણેથી પડીને જવાનો છું એમ બતાવીને જોરથી નાસી જવું. નાસતી વખતે પાટીની મર્યાદા સુધી સમાંતર દોડવું, પછી એક પગ પાટીની બહાર લાવીને બીજો પગ સરકાવી

પાટીમાંથી નીકળી જવું. પાટીવાળો છેટે હોય, તો પાટીને કાટખૂણે કરીને વળીને પેલી તરફ જવું.

(૩) પાટીવાળો કાંઠા તરફની જગા છોડી દેતો જણાય તો ચાલાકીથી શરીર ફેંકીને કાંઠેથી પડીને જવું, અગર એક બે ડગલાં આગળ જઇને તે બાજુએ એક જોરથી ઝડપ મારવી કે પાટીવાળો તે બાજુએ જવા માંડશે. એટલે તરત જ પાછળ હઠીને કાંઠેથી પડીને જવું. જો પાટીવાળો તેમાં ન ફસાય તો બીજી બાજુએ કાંઠા તરફ તેને ભુલાવવો, અને તેની વિરુદ્ધ બાજુના ખૂણાથી નીકળી જવું.

(૪) પાટીની વચ્ચોવચ્ચ સૂરપાટી ઉપર ઊભા રહેવું. પછી એક ઇચનો કૂદકો મારવો અને કોઇ પણ બાજુએ નાસી જવું; અગર કૂદકો માર્યા પછી એક બાજુ બતાવીને બીજી બાજુએ નાસીને કે પડીને જવું.

(૫) પાટીવાળો હોશિયાર હશે. તો એકાદ છેતરામણીથી કંઇ છેતરાશે નહીં. તો પછી સૂર આપણને મારવા આવી શકશે નહીં એવી ખાતરી કરીને પાટીના મધ્ય ભાગે રહીને હૂં: હૂં: એવા હોંકારા કરીને એક વખત એક બાજુએ તો બીજી વખત બીજી બાજુએ એમ ઉપરાઉપર તેને ભૂલમાં નાખવો, એટલે તે બિચારો ગભરાઇ જ જશે. તે ગભરાયો કે તે તોલ જાળવી શકશે નહીં, અને આપણી ભુલામણી પ્રમાણે ભમવા માંડશે. આ રીતે એક બાજુએ તે વળ્યો કે આપણે બીજી બાજુથી નીકળી જવું.

(૬) રમનારે પાટીને કાંઠે ઊભા રહીને અને પોતાનું શરીર તથા મોઢું પાટીવાળાને કાટખૂણે રાખીને આગળ જવા માટે એક પગ આગળ તથા બીજો પગ પાછળ રાખવો. પછી પાછલા પગ ઉપર તોલ મૂકીને આગલો પગ ઊંચકવો, અને દોડવા માટે એક પગ આગળ મુકાય છે, એમ બતાવવું. આ રીતે ત્રણ ચાર વખત અંક ગણીને કરવું. અને પાટીવાળો જો આપણા દોડવાના ઝોકની સાથે જ ઝૂકતો ન હોય, તો બીજા છેડા સુધી દોડતા જવું, અને તક મળતાં જ પાટીની બહાર નીકળી જવું. પાટીવાળો તેવી તક આપે, તો ફરી તે બાજુએ ઉપર પ્રમાણે દોડવા માટે એક, બે બોલીને પગ ઊંચકવા, અને ફરી પહેલા છેડા તરફ દોડતા જવું કાંઠે પડીને જવાનો પ્રયત્ન કરતાં પાટીવાળો ઝોક સંભાળીને અટકવાને આવે, તો આપણે પણ ઝોક સંભાળીને બીજી બાજુ તરફ દોડતા જવું. પાટીવાળો આપણી જોડે છે એમ જણાતાં જ પાટીના અર્ધ ભાગ સુધી દોડતા જઇને, આપણે એ જ રીતે દોડતા આગળ જવાના એવું તેને બતાવીને, રમનારે પોતાનો વેગ એકદમ અટકાવી પાછું વળવું; અને તે દિશાએ પાટીના છેડા તરફ દોડતા જઇને ત્વરાથી પડીને કે ઊભા ઊભા નીકળી જવું. આ પ્રકારની ભૂલો ઉપરાઉપર ખવરાવવા માટે અને નાસભાગ કરવા માટે રમનાર છોકરો સારી રીતે દમ ખેંચી શકે તેવો હોવો જોઇએ. પ્રથમ જો પાટીવાળો ફસાય નહીં, તો હાંફી ગયા પછી તે જરા નરમ પડે છે, અને રમનારો સારા પાટીવાળા પાસેથી પણ આ પ્રકારે નીકળી જઇ શકે છે.

## કૂંડી.

કૂંડી એ આ ખેલનો ગર્ભ એટલે મુખ્ય ભાગ છે. સંગઠનથી કાર્ય સધાય છે એ સિદ્ધાંત આમાં પાળવાનો છે. કેમકે કૂંડીમાં બંને જણે મળીને કૂંડીમાંના બધા છોકરાઓને અટકાવી રાખવાના હોય છે; જ્યારે બીજી બાજુએ અંદર રહેલા બધાએ મળીને એક સંપીથી પ્રયત્ન કરીને કૂંડી ફોડવાની હોય છે મુખ્ય કૂંડી ઘણા ભાગે સૂર (મૂર્ધન્ય) અને ત્રીજી પાટીવાળો મળીને ત્રીજી પાટી ઉપર કરે છે.

**ફૂંડી પકડવી**—ફૂંડીમાં સૂરને તેમ જ પાટીવાળાને પોતપોતાની બંને બાજુથી આવનારા રમનારાઓ તરફ લક્ષ રાખવું પડે છે, માત્ર બાજુએથી આવતા એક જ છોકરા તરફ લક્ષ રાખવાથી ચાલતું નથી; પણ તે બાજુ તરફથી આવતા બીજા છોકરા તરફ પણ લક્ષ રાખવું પડે છે કેમકે કોઈ વખતે આગળ આવતા એક છોકરાની પાછળ આવીને બીજો છોકરો એકદમ નીકળી જાય છે. માટે સૂરે (સૂર્યન્યે) ગમે તે તરફ ચલનવલન કરવાને અનુકૂળ પડે તેટલું બે પગ વચ્ચે અંતર રાખીને સૂરપાટી ઉપર ઊભા રહેવું. હાથ બાજુએ ઢીલા છૂટા અને જનાર છોકરાને મારવા માટે તૈયાર તથા ગોઠણથી જરા આગળ આણેલા રાખવા. સૂર તેમ જ પાટીવાળો બંને પૈકી કોઈએ પણ એક જ બાજુએ વિશેષ જગા છોડવી નહીં. લક્ષ બંને બાજુએ રાખવું. રમનારાઓ છેતરે તેમ છેતરાવુ નહીં કે પોતાના હાથ પંખાની પેઠે હલાવતા રહેવુ નહીં રમનાર છોકરો જે વખતે જવા માગે, તે વખતે જ તેને મારવા માટે હાથ લાંબો કરવો. વળી પાટીવાળા કરતાં પણ સૂર ઉપર અહીં વધારે જવાબદારી રહે છે. કેમકે પાટીવાળાને ફૂંડીમાંના છોકરાઓ ઉપરાંત અર્ધી ઉપર આવતા છોકરાઓ ઉપર પણ લક્ષ આપવાનુ હોય છે. રમનારને મારી શકવાની ખાતરી સિવાય સૂરે ફૂંડી છોડીને તેની પછવાડે પડવું નહીં. પાટીવાળાએ કાંઠેથી આવનાર તરફ વિશેષ લક્ષ આપવાનુ હોય છે. કેમકે વચલા ઉપર સૂરનું પણ લક્ષ હોય છે જ. પાટીવાળાએ વચમાંથી જનારને પાટીમાં થઈને જઈ શકાય તેટલી વિશેષ જગા રહેવા દેવી નહીં. એટલે તેને ફૂંડીમાંથી જવું પડતાં ફક્ત આપણા ખૂણા ઉપરથી એટલે સૂરપાટી જ્યાં તે પાટીને છેદે છે તે ખંડછેદમાંથી જ જવાની ફરજ પાડવી. એટલે તે રમનાર હાથમાં જ આવી જવાનો ઘણો જ સંભવ રહેશે. પાટીવાળાએ વચલા રમનારની ફસાવણીથી ફરી જઈને કાંઠાના રમનારને ખોવો નહીં. કાંઠાનો રમનાર પડવા આવે કે પાટીવાળાએ પોતાનો હાથ પાટીની હદ સુધી રમનારના પગને ઘૂંટણે જમીનને લગતો અગર ઊંચો ફેરવવો, એટલે તે રમનારને અડશે અને રમનાર બાદ થશે. જો રમનારો પાટીની રેષામાં જ પડે, તો છેડા સુધી જઈને તેને મારવો. સૂરે તેમ જ પાટીવાળાએ આવનારના પાછલા પગ તરફ લક્ષ રાખવુ, કેમ કે જ્યાં સુધી પાછલો પગ સ્થિર હોય ત્યાં સુધી તે રમનાર જઈ શકતો નથી એ બરાબર સમજી રાખવું. આવનાર રમવાવાળાઓ આગળ ને આગળ આવે છે, એવે વખતે ફૂંડી પકડનારાઓએ પોતાની બીજી બાજુનો રમનાર જવાની તૈયારીમાં નથી એમ જોઈને પોતાના બંને પગ પાસે લાવવા, અને એ આગળ આવતા રમનારના પગ ઉપર પોતાનો હાથ મૂકવાનો પ્રયત્ન કરવો, અને તે જ હાથ નીચેથી પછી ઊંચો લેવો. એટલે રમનારના પગને જો હાથ નહીં લાગ્યો હોય તો હડપચીને તો લાગશે જ. માત્ર આ કામ ઘણી જ ઉતાવળથી કરવું જોઈએ. નહીંતર બાજુએથી બીજો છોકરો નીકળી જશે. વળી આ પ્રયોગ રમનાર મરશે એવી ખાતરી લાગે તો જ કરવો. સૂર તેની બાજુ તરફથી પડતા છોકરાને મોઢું ફેરવીને મારી શકે છે, અને છોકરો પડતાંની સાથે જ જો તેમ કરે તો જ તે સપડાય છે. પડતી વખતે જ, જો તે ન સપડાય તો આ રીતે તેને મારી શકાય છે. વચમાંથી જનાર છોકરાને પણ પીછો પકડીને સૂર મારી શકે છે. એ જતો હોય તે વખતે સૂર ખંડછેદ સુધી એકદમ ઝડપ મારીને તેને મારી શકે છે. ફૂંડીની શરૂઆતમાં ઉપર જણાવેલી યુક્તિઓ બને ત્યાં સુધી ઘણી સંભાળીને કરવી

અથવા કરવી જ નહીં. એકાદ છોકરો જાય તો જવા દેવો, કેમ કે સૂરની આવી દોડાદોડ થતાં કૂંડી ખાલી પડી જાય છે અને અંદર પુરાયેલા રમનારાઓ એકદમ નીકળી જાય છે. કૂંડી પકડનારાઓએ પોતાનું લક્ષ કોના ઉપર છે તે રમનારાઓને સમજવા દેવું નહીં. વળી તેણે બંને બાજુથી કૂંડી જાળવી રાખવાની ટેવ પાડવી જોઇએ. તે જ પ્રમાણે તેમણે એકમેકની સાથે રહીને કૂંડી જાળવવાની પણ ટેવ કેળવેલી હશે તો કૂંડી સારી જામશે અને તે ફોડવી અઘરી પડશે.

**કૂંડી ફોડવી**—શત્રુનું ક્ષેત્ર ફોડવા પ્રમાણે કૂંડી ફોડવા માટે પણ રમનારાઓએ એક સંપીથી હલ્લો કરવો જોઇએ; કૂંડીમાં ત્રણ જગાએથી આવતા છોકરાઓ એકીવખતે અને એક જ ઝોકમાં ફસાવણી શરૂ કરે, તો તે હલ્લો જરૂર યશસ્વી થાય અને કૂડી ફૂટે; એક-જણ સૂરના તરફ, બીજો પાટીવાળાના કાંઠા તરફ અને ત્રીજો વચલી જગામાંથી જવાનો પ્રયત્ન કરે. એવો પ્રયત્ન કરતાં રમનારે બહુ આગળ ઝૂકવું નહીં તેમ જ વધારે આગળ આવવું નહીં.' નહીંતર કૂંડી પકડનારાઓનો હાથ અડી જશે અને વિના કારણ બાદ થઇ જવાનો પ્રસંગ આવશે.

**વચમાં આવનારા**—આવનારે આગલો પગ ચલાવવો, પણ પાછલો સ્થિર રાખવો. આખા શરીરનો તોલ પાછલા પગ ઉપર સંભાળવો. ત્રણ આવનારા પૈકી વચલાનું મહત્ત્વ વિશેષ છે. તે છોકરો ચપળ તેમ જ ચતુર હોવો જોઇએ. તેણે સૂર અને પાટીવાળો એ બંનેને છેતરતા રહીને બીજાઓને જવાની અનુકૂળતા કરી આપવી જોઇએ. સૂર કે પાટીવાળો કાંઠાના છોકરાને મારવા માટે વળે, અથવા પોતાના ઉપર તેમનું લક્ષ નથી એવી ખાતરી થાય, કે વચલા છોકરાએ ઘણીજ ચપળતાથી એ કૂંડીમાંથી નીકળી જવું. વચમાં થઇને જોરથી આગળ જતાં પણ પોતાનો વેગ તેણે તાબામાં રાખવો. નહીંતર આગલી પાટી-વાળાની આગળ જઈ પડતાં તેને માર ખાવાનો પ્રસંગ આવશે.

**કાંઠે આવનારા**—કાંઠે કે મૂર્ધન્ય ઉપર આવનારા છોકરાઓએ વળીને (નમીને) વચલા છોકરાના મેળમાં ફસાવણીઓ આપતા રહેવું, અગર ફસાવણી બિલકુલ ન આપતાં વચલા છોકરાની ફસાવણીમાં કૂંડી પકડનારાઓ ક્યારે ફસાય છે અને જવાની જગા ક્યારે મળે છે તે આંખમાં તેલ નાખીને જોતા રહેવું. કૂંડી પકડ-નારાઓ એ વચલાને મારવા માટે તે બાજુએ હાથ કરે, કે તે તરફ જરા વળે કે તરત જ ખૂણા તરફ અંગ નાખતાકને પડી જવું. કૂંડી પકડનારા બાજુ તરફ વળે નહીં, તો પણ તેમનું દુર્લક્ષ ખૂણા તરફ જણાતાં જ તેનો ફાયદો લઇને બાજુથી આવનારે પડીને જવું. પાટીવાળો પાટીની હદ સુધી પગ દઇને ઊભો હોય, તો પગ ઢુંકાવીને કે જરા ઉપરથી પડવું. કૂંડી ફોડવામાં અઘરી પડે તો વચલા જણે વચમાંથી જ નીકળી જવા પ્રયત્ન કરવો, અને તેને મારવા કૂંડી પકડનારા વળે, તો બાજુના બંનેએ પડીને જવું. એમ કરતાં કદાચ વચલો બાદ થાય, તો બાજુના બે તો છૂટે જ. સૂર ઉપરથી પડીને જનારે વધારે છેટે પડવું, અને પડ્યા પછી આગળ એક લોટણ લેવી. કે સૂર વળીને આવે તો પણ તેનો હાથ તેટલે ન પહોંચે. એક છોકરાને મારવા માટે કૂંડી પકડનાર હાથ લાંબો કરે, અને તે હાથ પાછો લઇને ફરીને લાંબો કરે, તેટલા વખતમાં તો રમનારને કૂંડીમાંથી છટકી જવાની સારી તક મળે. માટે એક છોકરો જતો હોય, તેને મારવા માટે પાટીવાળો હાથ લાંબો કરે, અને તે પાછળ ખેંચે, તેટલામાં

જ બીજા રમનારે તેની પાછળ તરત જ પડીને જવું. કૂંડીમાં આવેલા છોકરાઓ તરફ જ જ્યારે કૂંડી પકડનારાઓનું લક્ષ હોય, ત્યારે તેની પછીના છોકરાએ, લાગલા જ આગળ આગળ આવીને કૂંડીમાંથી સપાટાબંધ નીકળી જવું. અગર પડીને કૂંડીમાં આવ્યા કે તરત જ કૂંડી ફોડીને જવાની ઉતાવળ કરવી નહીં. ત્રણે બાજુના છોકરાઓ પોતપોતાની જગાએ આવી જાય, કે ત્રણેએ મળીને એકસંપીથી ફસાવણીઓ આપવાની શરૂઆત કરવી. અને પછી યોગ્ય તક મળતાં કૂંડી ફોડવી. કોઇ વખત પાટીવાળો જો કૂંડીની શરૂઆતમાં ગાફલપણે ઊભો જણાય, તો શરૂઆતમાં પણ કૂંડી ફોડવામાં યશસ્વી થવાય. કૂંડીમાંથી બહાર પડ્યા પછી આગળનો પાટીવાળો પણ જો બેસાવધ હોય, તો તે પાટીમાંથી પણ લાગલા જ પડીને જવું. એ રીતે ચાલાક ખેલાડી એક સાથે અનેક પાટીઓ લગોલગ ફોડી શકે છે. કૂંડીમાં આવતાં જો કૂંડી પકડનાર જરા આગળ ખંડછેદ તરફ જતાં હાથ અડે તેટલો આગળ આવેલો લાગે, તો તેણે તે કૂંડી પકડનાર ઉપર બરાબર લક્ષ રાખવું જોઇએ, અને તે આગળ આવતાં જ પોતે પાછળ ખસવું જોઇએ.

**પડવું કે પડીને જવું**—પાટી રમવા વખતે તેમ જ કૂંડી ફોડવા વખતે પડીને જવું એમ લખવામાં આવ્યું છે. તેથી હવે એ પડવું કે પડીને જવું એટલે શું તે જોઇએ. કૂંડી એ આ ખેલનો મુખ્ય ભાગ અને કૂંડી કે પાટી ફોડવી એ મુખ્ય કાર્ય છે, જ્યારે પડવું અગર પડીને જવું એ આ ખેલનું મુખ્ય સાધન અગર કૌશલ્ય છે. પડવાનું આવડયા શિવાય, કિંવા પડનાર થયા શિવાય, કૂંડી ફોડવી શકય નથી, અને પાટી ફોડવી સુલભ નથી. પડવાના બે ભાગ છે. એક એક પગ વડે પડવું, અને બીજો બંને પગે પડવું.

પહેલો પ્રકાર સહેલો છે પણ તેનો ઉપયોગ કૂંડીમાંથી નીકળવામાં થતો નથી. માટે બંને પગે પડવાનું ખેલાડીઓને અવશ્ય આવડવું જોઇએ એક પગે પડવાનો ઉપયોગ ફક્ત પાટીમાંજ થાય છે, બંને પગે પડવાનો ઉપયોગ દરેક ઠેકાણે થઇ શકે છે. બંને પગે પડવાના પણ મુખ્ય બે પ્રકાર છે. એક સવળો કૂદકો મારીને પડવું અને બીજો અવળો કૂદકો મારીને પડવું. સવળો કૂદકો મહારાષ્ટ્રમાં અને ગુજરાતમાં વધારે પ્રચારમાં છે. જ્યારે અવળો કૂદકો ઇંદોરમાં પ્રચારમાં છે. આ બંને પ્રકારના કૂદકા બંને બાજુએથી રમનારાઓને જરૂર આવડવા જોઇએ. કેમકે કૂંડીમાંથી જમણી કે ડાબી બંને બાજુએ પડવાની જરૂર પડે છે.

**સવળો કૂદકો**—(૧) રમનારે પાટીવાળાના કાંડા ઉપર તેનો હાથ લાગે નહીં એટલા અંતરે વળીને ( જરા આગળ નમીને ) ઊભા રહેવું, અગર પાછલા પગ ઉપર તોલ રાખીને આગલો પગ હલાવ્યા કરી ફસાવણી કરતા રહેવું. અને નીકળવાની તક મળતાં જ પાછલા પગ ઉપર ઉછાળો લઇને શરીરને પાટીની પેલી તરફ ફેંકી દેવું. એમ કરતાં પગ એકઠા કરેલા તથા ટટ્ટાર રાખવા, અને શરીરને જેટલું જમીનની પાસે નાખી શકાય તેટલું નાખવું. પાટીની પેલીતરફ એવી રીતે પડવું કે પગની નિદાન પાનીઓ તો ખેલની મર્યાદા રેખાની અંદર રહે, અને આખું શરીર બહાર રહે. શરીરને ઇજા ન થાય એમ પડવા માટે શરીરને બંને બાજુએથી હાથનો આધાર આપવો. આ કૂદકામાં આખું શરીર અદ્ધર રહે છે. આવો કૂદકો દૂર ઉપરથી જવા માટે મારેલો હોય તો તરત જ આગળ એક લોટણ લેવી પડે છે. અને તેવો કૂદકો ઊંચેથી લેવો પડે છે.

(૨) પડવાની તૈયારીમાં કાંડા ઉપર જરા



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૧૧

વાંકા વળીને ઊભા રહેવું. નીકળવાની તક મળતાં જ જે બાજુએ પડવાનું હોય, તેનાથી વિરુદ્ધ બાજુનો હાથ પગની પાછળ પણ મર્યાદા રેષાની અંદર ટેકવવો. તેની આંગળીઓ બહારની બાજુએ અને કાંડું શરીરની પાસે હોય (ચિત્ર નં. ૧૧૧) પછી એ હાથના જોર ઉપર ઉછાળો લઇને અને પગ ટટ્ટાર રાખીને શરીરને પાટીની પેલી તરફ ફેંકવું (ચિત્ર નં. ૧૧૨). પડતાં હાથનો આધાર લેવો અને તરત જ આગળ એક લોટણ લેવી (ચિત્ર નં ૧૧૩). આ પ્રકાર પહેલા પ્રકાર કરતાં વિશેષ સુરક્ષિત છે. પરંતુ તે ફક્ત કાંઠેથી પડીને નીકળી જવાના જ ઉપયોગનો છે. કેમકે હાથના જોર ઉપરનો કૂદકો વધારે લાંબો જઇ શકે નહીં. પ્રથમ હાથ ટેકવતાં તે મર્યાદાની બહાર મુકાય નહીં તે માટે ખાસ કાળજી રાખવી. નહીંતર કૂદકો મારતી



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૧૨



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૧૩

વખતે હાથ બહાર ટેકવેલો હશે, તો નિયમથી બાદ થવું પડશે.

**અવળો કૂદકો**—પ્રથમ પાટીને કાટખૂણો કરીને કમરમાંથી જરા વળીને ઊભા રહેવું. પાટીતરફનો પગ પાટીના કાટખૂણામાં અને બીજો પગ પાટીની સમાન્તર રાખવો. શરીરનો ઉપરનો ભાગ પણ કાટખૂણામાં રાખવો. (ચિત્ર નં. ૧૧૪). પડવાનો વખત આવતાં સુધીમાં કાટખૂણે ગયેના શરીરને પાટીની સમાન્તર આણવું, અને ફરીને કાટખૂણે લઇ જવું. (એટલે પગ ન હલાવતાં એ પ્રમાણે માત્ર શરીરથી ફસાવતા રહેવું) પડવાનું હોય તે વખતે પાટીપાસેનો પગ ગોઠણમાંથી થોડો વાળવો, પાટીનજીકનું પગલું સમાન્તર અને બીજા કાટખૂણામાં લાવવું, શરીરને પાટીતરફ વાળવું, અને પાટી તરફનો ખભો નીચો કરવો,



ખેલ ન. ૫૩ ચિત્ર ન ૧૧૪



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૧૫

એટલે બીજો ખભો ઊંચો થશે (ચિત્ર નં. ૧૧૫). પછી એ સમાન્તર પગલાં ઉપર ઉછાળો લઇને શરીરને પાટીની પેલી તરફ ફેંકવું એટલે તે પાટીની પેલી બાજુ અવળું પડશે. એમ કરવામાં મોઢાને ઇજા ન થાય માટે શરીરનો તોલ (ભાર) હાથ ઉપર લેવો; પગ ટટ્ટાર રાખવા, અને આંગળીઓ મર્યાદારેખા ઉપર રાખવી (ચિત્ર નં. ૧૧૬). કૂદકો મારતાં શરીર અવળું અને જમીનથી તિરકસ એટલે માથાનો ભાગ ઊંચો અને પગ નીચે જમીન તરફ આવે એવી રીતે રાખવાનું હોય છે. અને તે જેટલું જમીનથી નજીક રખાય તેટલું નજીક રાખવાનું હોય છે. કૂદકો માર્યા પછી શરીર મર્યાદારેખાની બહાર પણ આંગળીઓ મર્યાદારેખાની ઉપર એમ અદ્ધર રાખવું, કે જેથી શરીર નીચે આવતાં આંગળીઓ મર્યાદારેખાની ઉપર જ પડે અને બાદ થવાનો પ્રસંગ ન આવે. સૂર ઉપરથી જતાં આ કૂદકો વધારે



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૧૬

ઉપયોગી થાય છે. એ વખતે જરૂર હોય તો આગળ એક લોટણુ લેવી ( ચિત્ર નં. ૧૧૭ ). આ કૂદકો સવળા કૂદકા કરતાં વિશેષ સુરક્ષિત અને બધે ઠેકાણે ઉપયોગી છે. શરૂઆતમાં આ કૂદકો બહુ સાધારણ જણાય છે અને ઊંચેથી લેવાય છે, પણ ટેવ પડતાં તે નીચેથી પણ લઇ શકાય છે અને સફાઇદાર પણ દેખાય છે. આવો અવળો કૂદકો ઇંદોરમાં વિશેષ પ્રચારમાં છે. મહારાષ્ટ્રમાં તેનો તેટલો પ્રચાર નથી. ઇંદોરવાસીઓએ આ કૂદકો સિદ્ધ કર્યો છે. અને તેનું મહત્ત્વ બતાવી આપેલું છે. હાલમાં તેનો દાખલો લઇને વડોદરામાં પણ તે પ્રચારમાં આવતો જાય છે.



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૧૭

**એક પગનો કૂદકો**—જે રીતે સવળો કૂદકો મારતાં કરવાનું હોય છે, તે જ પ્રમાણે આમાં પણ કરવાનું હોય છે. ફક્ત કૂદકો મારતાં જે બાજુ તરફ પડવાનું હોય છે, તે બાજુનો પગ આમાં ટૂંકાવી લેવાનો હોય છે, પડતી વખતે તે પગ ટુંકાવેલો હોવો જોઇએ, અને શરીરની બીજી બધી સ્થિતિ સવળા કૂદકા પ્રમાણે રાખવાની હોય છે. ( ચિત્ર નં. ૧૧૮ ).



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૧૮

## સૂર ( મૂર્ધન્ય ).

આ ખેલમાં સૂર એટલે ક્રિકેટની જાણે બોલર જ. એ બોલરના જેટલું જ આ ખેલમાં સૂરનું મહત્ત્વ છે. કેમ કે દરેક છોકરાએ કયાં ઊભું રહેવાનું તથા કૂંડી કયાં અને કેવી કરવાની તે તે જ કહે છે. પાટીઓ પકડવાની વખતે એકલી કૂંડીની જ નહીં, પણ આખા દાવની જવાબદારી તેના જ ઉપર હોય છે. પાટી પકડનારને વચમાં વચમાં વિશ્રાન્તિ મળે છે. પરંતુ સૂરને તો દાવ શરૂ થાય ત્યારથી તે પૂરો થાય ત્યાં સુધીમાં બિલકુલ વિશ્રાન્તિ જ મળતી નથી. માટે જ સૂર થનાર છોકરો મજબૂત બાંધાનો, હિમ્મતબાજ, સહનશીલ, ચતુર, ચપળ અને પોતાનો તોલ સંભાળવામાં કુશળ એવો ખેલાડી જોઇએ. તેણે આખા દાવ ઉપર લક્ષ રાખવું જોઇએ. દાવ શરૂ કરવ.ની સૂચના થતાં જ તેને ખંડ ચીરવાની શરૂઆત કરવાની હોય છે. એ

કામ તે જેટલું જલદી કરી શકે તેટલું જલદીથી કરવાનું હોય છે. કેમ કે ખંડ જલદી ચીરાઇ જાય કે તરત જ સૂર ત્રીજી પાટીવાળાની જોડે રહીને કૂંડી કરી શકે, અને રમનાર પૈકી એક કરતાં વધારે છોકરો કૂંડી બહાર આગળની ચોથી પાટીમાં સહસા જઇ ન શકે. દાવની સૂચના મળતાં પહેલાં જ સૂરે એક પગલું કપાળપાટીના ખંડછેદમાં રાખવું, અને ખંડ ચીરવાની તૈયારીમાં ઊભા રહેવું. બીજો પગ પોતાની પાટી ઉપર એટલે લાંબે રાખવો કે તે સહજ આગળ લઇ શકાય. દાવની સૂચના થતાં જ સૂરે તે પાટી ઉપરનો પગ પહેલી પાટીના ખંડછેદ તરફ ખસેડવો, અને તેના ઉપર ફરી જઇ કપાળપાટીના ખંડછેદમાં મૂકેલો પગ પહેલી પાટીના ખંડછેદમાં મૂકવો અને ફરી પાટી ઉપરનો પગ ખસેડી તેના ઉપર ફરી જઈ પહેલી પાટીના ખંડછેદમાં મૂકેલો પગ કપાળ-પાટીના ખંડછેદમાં મૂકવો, એટલે જલદી ખંડ ચીરાઇ જશે. છતાં ખંડ જલદી ચીરવાનો વધારે આધાર ટેવ ઉપર છે. સૂર કપાળપાટી ઉપર જઇ શકે છે, માટે પહેલી પાટીમાં જ જો રમનારા વધારે એકઠા થઇ ગયા લાગે, અને તેમાંના એક બે હાથમાં આવી જશે એમ લાગે, તો તેણે ખંડ ચીરવાનું પુરું કરતાં જ કપાળપાટી ઉપર એકદમ કૂદકો મારવો, અને હાથમાં આવે તેને સપાટાબંધ મારતાકને કૂંડી કરવા માટે પરત આવવું. તે જ પ્રમાણે ખાર પૂરો થવાના વખતે કપાળ-પાટી ઉપર જઇને ખાર લઇ જનારા છોક-રાઓને અટકાવવા તેમણે પ્રયત્ન કરવો. સૂરે સારા કૂંડી પકડનાર છોકરાને ત્રીજી પાટી ઉપર રાખવો, અને પ્રથમ તે જ કૂંડી કરવી, બીજી પાટીની બહાર બે કરતાં વધારે રમનારા ગયા ન હોય, બીજી પાટીવાળો કૂંડી પકડવામાં સારો હોશિયાર હોય, અને ત્રીજી પાટીવાળો તેની પાટીમાં આવેલાઓને જવા નહીં દે એવી ખાતરી હોય, તો બીજી પાટી ઉપર પણ કૂંડી કરી શકાય. પાટી પકડનારા જો હોશિયાર હોય, તો ખાર આવે ત્યાં સુધી સૂરે કૂંડી બદલવી નહીં. જો કોઇ છોકરો ઉપરાઉપર પાટી ફોડીને જતો હોય, તો માત્ર તેને અટકાવવા સારુ તે જે પાટીમાં હોય તે પાટીમાં જઇને કૂંડી કરવી. ખારપાટીની આ તરફની બીજી પાટી ઉપર પણ સારો કૂંડી પકડનાર રાખવો, અને ખાર આવ્યા પછી ત્યાં કૂંડી કરવી. ખાર આવતો હોય ત્યારે ખાર લાવનાર પાકો છોકરો જ્યાં સુધી ઉપરથી આવતા કાચા છોકરાને એક જ ચોકમાં મળે નહીં ત્યાં સુધી તે કાચા છોકરાને ખાર મળતો નથી, તેથી તે બંને જો જુદા જુદા ચોકમાં આવે, તો તેની વચમાં સૂરે એકદમ જવું, એટલે પાકા છોકરાને તે ખાર કાચાને પહોંચાડવાનું કઠણ પડશે; અને તે કાચાને આપ્યા સિવાય તેનાથી ઉપર પણ જવાશે નહીં. એ વખતે જો કાચા છોકરા એક કરતાં વધારે હશે તો ખેલ બહુજ મુશ્કેલ થઇ પડશે. એક બે છોકરાનો પણ ભોગ લીધા સિવાય એકદમ આ મુશ્કેલીમાંથી છુટાશે નહીં. જ્યારે કૂંડી બદલવી હોય, ત્યારે સૂરે તે પ્રમા-ણેની સૂચના પાટીવાળાને આપવી. જ્યારે કૂંડી કરેલી ન હોય અને કરવાની જરૂર ન હોય, ત્યારે સૂરે બધી પાટીઓ ઉપર નજર નાખીને જે ઠેકાણે કોઈ છોકરો સૂરપાટી ઉપર ઊભો રહીને સામાને ફસાવણી કરતો હોય, અગર સૂરપાટી ઉપર આવવાના ઝોકમાં આવેલો જણાય તે ઠેકાણે જરા પણ ચળવળ ન જણાવા દેતાં એકદમ જઇને તેને મારવો. સૂર ઉપર ઘણી જવાબદારી હોવાથી તેને જ પક્ષનો નાયક ( આગેવાન ) ગણવો યોગ્ય છે.

**પાટીવાળા**—પહેલો પાટીવાળો એ રમનારાને અટકાવવાનો પહેલો બંધ છે. એ

પાટીવાળો દક્ષ અને ચપળ હશે તો શરૂઆતમાં જ તે એક જણને મારી શકશે. તેનું કામ એ છે કે જે તરફ વધારે છોકરાઓ હોય તે તરફ જઇને તેને અટકાવવા તેણે એક તરફ જાઉં છું એમ બતાવીને સપાટાબંધ બીજી તરફ જવું, એટલે પેલી તરફના છોકરાઓ હેબતાઇ જશે અને બીજી તરફનો એકાદ સપડાઇ જશે. તેણે એક છોકરાને તો અટકાવી જ રાખવો. બીજી પાટીવાળાએ જે તરફ પહેલી પાટીવાળો ગયો હોય તેની વિરુદ્ધ બાજુએ જવાનું ધોરણ રાખવું. આ બંને પાટીવાળાઓએ તેમની કોઇ પણ એક જ બાજુથી રમનારા છૂટે એમ કરવું. બીજી પાટીવાળાનું મુખ્ય કામ એ છે કે તેણે યોગ્ય બાજુએ ત્રીજી પાટીવાળાને કૂંડી આપવી. અને ચોથી પાટીમાં વધારે રમનારાઓને જવા ન દેવા. ત્રીજી પાટીવાળાની જોડે સૂરે કૂંડી કરી એટલે બીજી પાટીવાળા જોડે અર્ધી કૂંડી થાય જ. એ રીતે અરધી કૂંડીવાળાએ પોતાની બાજુમાં થઇને રમનાર કોઇ પણ જાય નહીં એ તરફ વિશેષ લક્ષ રાખવું જોઇએ. દરેક પાટીવાળાએ સૂરની સૂચના પ્રમાણે વર્તવું. તે કહે તે વખતે અને કહે તેમ કૂંડી કરવી, અને પાછલી પાટીમાં કૂંડી થઇ કે અર્ધી સંભાળવાની કાળજી (આગલી પાટીવાળાએ) રાખવી. સૂર ઉપર કોઇ રમનાર આવેલો હશે, તે વખતે અર્ધીમાં આવેલા છોકરાઓ પાટી રમી શકશે નહીં, છતાં કોઇ જો રમવા લાગે તો કૂંડી તરફની બાજુએથી પાટીની આગળ આવીને તેને અટકાવવો, અને પંચ આગળ તકરાર મૂકવી; એટલે પંચ તેને તે અર્ધીમાં જ રહેવા જણાવશે. સૂર ઉપર ન આવતાં તે છોકરો રમવા લાગે, તો માત્ર તેને રમવા દેવો. તે અર્ધીના કિનારે થઇને ન જતો રહે તેની કાળજી અર્ધીવાળાએ રાખવી. કૂંડીની બાજુએ તે છૂટે તો હરકત નહીં, કેમકે તે કૂંડીમાં સપડાશે જ. પાટીવાળાએ જે છોકરાને પકડી શકાશે એમ પોતાને લાગે તેને જ અટકાવી રાખવો. એવો છોકરો પાટીમાં ન હોય તો અગર તે આવે ત્યાં સુધીમાં બીજા છોકરાને અટકાવવા પ્રયત્ન કરવો. દરેક પાટીવાળાએ એક એક છોકરાને અટકાવી રાખવો.

**રમનારા**—કપાળપાટીના સૂરપાટીથી થતા બંને ભાગમાં ચાર ચાર છોકરાઓએ ઊભા રહેવું, અને એકે મધ્ય ભાગે ઊભા રહેવું. દાવ શરૂ કરવાની સૂચના થતાં જ બધા રમનારાઓએ પહેલી પાટીમાં આવવું. જે બાજુ પહેલી પાટીવાળાએ ખુલ્લી રાખી હોય, તે બાજુના છોકરાઓએ બીજી પાટીમાં આવવું, પણ આવતી વખતે તે (પહેલી) પાટીવાળો તે તરફ પલટો લે છે કે કેમ તે બાબત લક્ષ રાખવું. બીજી પાટીવાળાનું લક્ષ કાંઠા તરફ ન હોય કે તેણે વિશેષ જગા છોડેલી હોય તો તે બાજુએ એક છોકરાએ પડીને જવું. બીજી પાટીવાળો જો કાંઠા તરફ હોય, તો સૂરપાટી તરફના છોકરાએ (સૂરપાટી) ઉપર થઇને ત્રીજીમાં આવવું. બીજી પાટીમાંથી પહેલા છોકરાએ બીજી પાટીવાળાના પાછળ આવીને ઊભા રહેવું. જે બાકી રહેલા હોય તેમાંના કેટલાકે તે પાટીના બીજા ચોકમાં જવું, તે જ વખતે જો બીજી પાટીવાળો એ બીજા ચોકની અર્ધી પાટી ઉપર આવે, તો ત્રીજી પાટીમાં આવેલા તે છોકરાએ તે બીજી પાટીવાળાની જોડે જ ચોક બદલવો, અને ફરીને તેની પછવાડે જ આવવું. એમ થતાં જ બીજી પાટીના પહેલા ચોકમાં જે છોકરાઓ છે તે ત્રીજીમાં આવશે, અને તેમને અટકાવવા ત્રીજી પાટીવાળાને તે તરફ જવું પડશે. એટલે બીજી પાટીવાળાની પાછળ જે (ત્રીજીમાં) ઊભો રહેલો છે તેને ચોથીમાં જવાની સવડ મળશે. બીજી પાટીવાળો જો ચોક નહીં બદલે, તો તેના બીજા ચોકમાંના છોકરાઓ ત્રીજીમાં આવી જશે,

તેને અટકાવવા તે પાટીવાળાને તે બાજુએ રહેવું જ પડશે. એટલે બીજી પાટીવાળાની પાછળ જે છોકરો ઊભો રહેલો છે. તેને ચોથીમાં જવાની છૂટ થશે. બીજી પાટીના બીજા ચોકમાંના છોકરાઓ નીચે આવે, અને ત્યાંસુધીમાં સૂર તે પાટી સુધી આવેલો ન હોય તો તેમાંના એક છોકરાએ ચોક બદલવો એટલે એ છોકરાઓ કૂંડીની બહાર જઇ શકશે, અને પાંચમી પાટી સુધી રમત પહોંચશે. ત્યાં કૂંડી થતાં ચોથી પાટીમાંથી છૂટેલા છોકરાઓએ સાવધપણે સૂરપાટી ઓળંગીને કૂંડી પકડનાર પાટીવાળાની પાછળ આવીને ઊભા રહેવું, એટલે કૂંડીની વચમાંથી કે સૂરપાટીની ઉપરથી છૂટેલો છોકરો સામેના ચોકમાં જશે. તે છોકરાની જોડે જ જો સૂર કૂંડી બદલશે, તો કૂંડી બહારના એ બંને છોકરાઓ એક ચોકમાં સપડાશે નહીં. જો કૂંડીના ખૂણા ઉપરનો છોકરો છૂટે, તો તે બહારના છોકરાએ ફરી પહેલા ચોકમાં આવવું. એટલે તે કે કંડિયો છૂટેલો આગળની પાટીમાં જઇ શકશે. કૂંડીની નજીકના આગલા રમનારે પાટી રમવાનો પ્રયત્ન કરવો નહીં; કેમકે સૂર પોતાની પાટી ઉપર હોવાથી તેના તરફથી માર પડવાની બીક રહે છે, છતાં જો તેને પાટી રમવી હોય તો ઘણા જ સાવધાન રહીને રમવી. શરૂઆતમાં બધાએ કૂંડીમાં જવાની ઉતાવળ કરવી નહીં. બે જણાએ અર્ધીમાં જવું; એ અરધીમાં જતાં લક્ષ રાખવું કે સૂરપાટી ઉપરથી સૂર મારે નહીં, અગર કૂંડીમાંથી સૂર ઉપર આવનારને અડચણ થાય નહીં. ખારપાટી ઓળંગ્યા પછી ખાર આગળ આવતો હોય તે વખતે પણ રમનારાઓએ ઉતાવળ કરવી નહીં. નહીંતર ખાર લેવા દેવાની ગડબડમાં એકાદો બાદ થઈ જશે, અગર ખાર ન મળવાથી એકાદો ગળી જશે. કાચો છોકરો ખાર લેતાં ચૂકે અગર પાકો ખાર આપતાં ચૂકીને ઉપર જાય તો તે ગળી જાય. કાચાએ ખાર મેળવવા સારુ પાકો જે પાટીમાં હોય તે પાટીવાળાની પાછળ પ્રથમ જવું, અને પછી તે પાટીમાં કંડિયો જવું. પાકા છોકરાએ કાચાને આવતો જોઇને ચોક બદલવો નહીં; એમ થશે તો સૂર તે કાચા અને પાકાની વચમાં આવી જશે નહીં. અને તે બંનેને મુશ્કેલીમાં ઊતરવું પડશે નહીં. કૂંડીમાંથી અગર પાટીમાંથી પડીને જતી વખતે મર્યાદરેષા ઊપરનો પગ આખું શરીર તે રેષાની બહાર જાય તો પણ ઊંચો ન થાય, તેની કાળજી રાખવી. (ચિત્ર નં. ૧૧૯). કૂંડીની આ તરફના છોકરાઓએ જ્યાં સુધી કૂંડીમાં રમનારાની ખોટ ન પડે ત્યાં સુધી પાટી રમવાની હોંશમાં પડવું નહીં. પણ પાટીવાળો જો ગાફેલ હોય તો તેનો ફાયદો જરૂર લઇને પાટીમાં જવું. એવે વખતે જે સારો પાટી ફોડનારો કે કૂંડી ફોડનારો હોય તેને જ જવા દેવો. રમનારાઓએ પાટીવાળાને એગી જવાનુ કહીને પોતે ખેલ જોતા ઊભા



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૧૯

રહેવું નહીં. એમ થશે તો પાટીવાળાની ગફલતનો લાભ લેવાશે નહીં. સારો પાટી રમનારો જો કૂંડીની બહાર પડ્યો હોય તો તેને જ પાટી ફોડવાની તક આપવી. પૂરેપૂરા છોકરાઓ થાય ત્યાં સુધી કૂંડીની આગળ ગયેલા છોકરાઓએ ઉતાવળ કરવી નહીં; કેમકે પાટી ફોડવા કરતાં કૂંડી ફોડવામાં છોકરા ઓછા થાકે છે, અને તેથી આપણા પક્ષને લાભ થાય છે.

**મુશ્કેલીના પ્રસંગો**—ખાર લાવનારો અને ખાર લેવા ઇચ્છનારો અગર ઇચ્છનારા એમના વચ્ચે જ્યારે સૂર આવે છે, ત્યારે આવો મુશ્કેલીનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. કેમકે ખાર આપ્યા સિવાય પાકા છોકરાને તેમજ ખાર લીધા સિવાય કાચા છોકરાને ઉપર જઈ શકાતું નથી; અને તે બધા એક ચોકમાં ન આવે ત્યાં સુધી ખાર અપાતો નથી. એવે વખતે કાચો છોકરો જો એક જ હોય તો તેણે પાકા તરફ આવવાનો વિચાર કરવો, પણ કાચા વધારે હોય તો પાકાએ તેના તરફ જવા પ્રયત્ન કરવો. આવા પ્રસંગે એક કાચાને ઉપરની પાટીના સૂર ઉપરના છેડા તરફ પ્રયત્ન કરવા કહેવું. આ છોકરાની ફસાવણીથી ભૂલીને સૂર જો તે તરફ વળે તો પાકાને નીકળી જવાની સંધિ મળે. નહીંતર તે કાચાએ માર ખાવો એટલે પાકો બીજા કાચા પાસે જઇ પહોંચશે.

### ઉત્તમ પક્ષ માટે ખેલાડીઓની પસંદગી.

પસંદગી કરતાં સારા પાટી પકડનારા, કૂંડી પકડનારા, અને સારા પાટી ફોડનારા, તથા કૂંડી ફોડનારા એવા બંને પ્રકારના ખેલાડીઓ પસંદ કરવા જોઇએ. એ બંને કામમાં કંઇ એક જ છોકરો ઉપયોગી થઇ શકે નહીં, અને એક કામમાં કોઇ થાકયો તો બીજું કામ તે બરાબર કરી શકે નહીં. વળી એ બંને કામમાં નિપુણ એવા છોકરાઓ પણ થોડા જ નીકળી શકે. પડનાર પૈકી પણ બધાને કંઇ બંને બાજુથી બરાબર પડતાં આવડતું હોતું નથી. એટલે બંને બાજુના પડનારા મરણા પસંદ કરવા.

### સામાન્ય સૂચના.

હરીફાઇ શરૂ થાય તે પહેલાં વિરુદ્ધ પક્ષના ખેલાડીઓ કેવા રમનાર છે તે સંબંધી માહિતી મળે તેટલી મેળવી લેવી; અથવા પહેલા દાવમાંના અનુભવથી જાણી લેવી. કયો છોકરો કઇ બાજુથી સારો પડી શકે છે, અગર પાટીમાંથી સારી રીતે નીકળી શકે છે, અગર કયો પાટીવાળો કઇ બાજુની પાટી સારી પકડે છે, અગર પાટી પકડતા કઇ બાજુ સારી સંભાળે છે, એની માહિતી રમતાં પહેલાં હોય તો તેને અનુસરીને આપણી રમતનું ધોરણ ઠરાવી શકાય.

આપણા દેશી ખેલો તરફ આપણે ઘણા ઉદાસીન છીએ. એના ઉત્કર્ષ માટે વિદ્યાર્થીઓ, શિક્ષકો, વ્યાયામશાળાવાળાઓ, અને ઉત્સાહી તરુણો કમર બાંધે, તો કુસ્તીની પેઠે એ ખેલોને પણ આંતર રાષ્ટ્રીય ખેલોમાં (ઑલિમ્પિક ગેમ્સમાં) સ્થાન મળી શકે. શાળા તથા કોલેજોમાં અને દેશી વ્યાયામશાળાઓમાં આવા દેશી ખેલો માટે ક્રીડાંગણો મુકરર કરવાં, અને વિદ્યાર્થીઓ તથા તરુણોને એ ખેલો શીખવવા ઉપરાંત મોટાં શહેરો તથા પ્રાંતોમાં અંદરઅંદર શાળાઓની હરીફાઇઓ ગોઠવવી. એટલે એ ખેલો માટે લોકોની રુચિ કેળવાશે, અને ખેલાડીઓ ઉત્સાહથી તથા સ્પર્ધાથી ખેલો રમવા લાગશે. પ્રાંતેપ્રાંતમાં એવી હરીફાઇઓ થતાં બધાં ઠેકાણાંના નિયમોમાં પણ સમાનતા આવશે, અને એ રીતે દેશી ખેલોનો—હાલમાં આટાપાટાનો આ ખેલ જે પાછળ પડતો જાય છે તેનો પણ ઉત્કર્ષ થશે.

### આટાપાટાના નિયમો.

(૧) ચિત્ર નં. ૯૮ માં બતાવ્યા પ્રમાણે

ક્રીડાંગણ બનાવવું. (ચિત્રમાં આસપાસ ખાલી જગા ચોતરફ ૧૦ ફૂટની વડોદરાના નિયમ પ્રમાણે રાખેલી છે. અ. મ. શા. શિ. મંડળે તે જગા પાંચ ફૂટની રાખવા જણાવેલુ છે).

(૨) શરૂઆતના વખતે રમનારાઓએ કપાળપાટી અને સમાન્તર દોરેલી મર્યાદરેષાની અંદર રહેવું જોઇએ. અને પાટીવાળાઓએ કપાળપાટી તરફ મોઢાં કરીને ઊભા રહેવું. કપાળપાટી પછીની પાટી તે અનુક્રમે પહેલી, બીજી, ત્રીજી એમ કહેવાય.

(૩) શરૂઆત કરવાની સૂચના થતાં જ સૂરે (મૂર્ધન્યે) ખંડો ચીરવા જોઇએ. ખંડો ચીર્યા સિવાય તે કોઇને મારી શકે નહીં.

(૪) (અ) ખંડો ચીરતાં સૂરે સૂરપાટી ઉપર જ રહેવું જોઇએ. પણ તેમ કરવામાં હાથ ટેકાય કે પગ ચૂકે તો ચાલી શકે.

(આ) સૂર જો યોગ્ય રીતે ખંડો ન ચીરે, તો પંચે તેને ફરી ચીરવા કહેવું. પણ સૂર કપાળપાટી પકડીને ત્રીજી પાટી ઓળંગી જાય, તે પછી તેને તેમ કરવાનુ કહી શકાય નહીં.

(૫) બીજી પાટીવાળાઓએ દાવ શરૂ કરવાની સૂચના મળે કે તરત જ રમનારાઓને મારવા માંડવાને હરકત નથી.

(૬) કપાળપાટી ઉપર બંને બાજુએ સૂર મારી શકે છે. (રમનારો ગમે તો ઉપરથી નીચે જતો હોય કે નીચેથી ઉપર જતો હોય).

(૭) રમનારે પૂર્ણપણે પાટી ઓળંગ્યા પછી તેના પગનો કોઇ પણ ભાગ તે ઓળંગેલી પાટી ઉપર કે તેના ચોકમાં આવવો ન જોઇએ.

(૮) અ. પાટીવાળાએ મારતી વખતે કે તે પછી તરત જ (૧) પગ ઊંચે લેવો નહીં, (૨) હાથ ટેકવવો નહીં, (૩) પગ ચૂકવા દેવો નહીં, અને (૪) મોઢું ફેરવવું નહીં. (પગને પાટીના કાટખૂણા કરતાં વધારે ફેરવવો નહીં, વડોદરાનો નિયમ). આ પૈકી કોઇ પણ શરત જો તે તોડશે, તો તેણે મારેલો છોકરો મરેલો ગણાશે નહીં. પરંતુ રમનારાનો ધક્કો લાગવાથી આ પૈકી કોઇ પણ શરત પાટીવાળા તરફથી એવા કોઇ છોકરાને માર્યા પછી તરત જ તૂટી હશે તો તે મારેલાને મરેલો જ ગણવામાં આવશે.

આ. સૂરને પગ ઊંચકવાને કે પોતાની પાટી ઉપર હાથ ટેકવવાને, કે ઉપર નીચે જઇને અને મોઢું ફેરવીને મારવાને હરકત નથી.

(૯) રમનાર જો (૧) ગળી જાય, (૨) અંતિમ મર્યાદાની બહાર જાય, (૩) પાટીવાળો નિ. નં. ૮ નું ઉલ્લંઘન ન કરતાં તેને મારે, અને (૪) પોતે નિ. નં. ૯–૧૦ કે ૨૦ નું ઉલ્લંઘન કરે, તો તેને મરેલો ગણવો.

(૧૦) રમનારે બંને પગ એકસાથે બહાર જવા દેવા નહીં. એક પગ બહાર જાય તો ચાલશે. તેનું બીજું બધું શરીર મર્યાદાની અંદર હોય, પણ બંને પગલાં જો અંતિમ મર્યાદાની બહાર ગયેલાં હોય, તો તેના પગ બહાર ગયા ગણાશે. (એ સંબંધમાં કૂંડીના નિયમો જુદા છે તે આગળ જોઇ લેવા.)

[ શરીરનો કોઇ પણ ભાગ પાટીની અંદર ટેકવેલો હોય, અને પગ ઊંચે લઇ લીધેલા હોય,

તો રમનાર ગયો ( તેના બંને પગ બહાર ગયા ) ગણાય નહીં—વડોદરાનો નિયમ. ]

(૧૧) પાટીવાળો પાટી પકડતી વખતે પાટી પકડવાના વેગમાં અંતિમ મર્યાદા ઓળંગીને પોતાની પાટીની સીધી લીટીમાં પેલી તરફ જાય તેમાં હરકત નથી. પણ નિ. નં. ૮ નુ તેણે ઉલ્લંઘન કરવાનું નથી.

(૧૨) રમનાર પક્ષ પૈકી બધાથી આગળના છોકરાએ ખારપાટી ઓળંગતાં જ એ ખારપાટીવાળા આગળ મોઢું માગવું. પાટીવાળો તે પ્રમાણે મોઢું આપે કે પાટીના ઉપરના ચોકમાં જે રમનારા હોય તે બધાએ નીચેના ચોકમાં આવવું. નીચે જનાર છોકરાએ એ રીતે પાટીવાળાના માર્ગમાંથી દૂર થયા પછી જ તેણે પાટી ફરી ઓળંગવા પ્રયત્ન કરવો. રમનાર નીચે જતા હશે તેને તે પાટીવાળો મારી શકશે નહીં. પ્રત્યેક પાટીમાં એ પ્રમાણે કરતા કરતા ઉપર જવું.

*ટીપ*—પાટીના કપાળપાટી તરફના ચોકને નીચેનો ચોક સમજવો.

(૧૩) અ. રમનાર છોકરો મોઢું માગે કે તેજ ક્ષણે પાટીવાળાએ તેને મોઢું આપવું જોઇએ. પાટીવાળાએ જો અગાઉથી ખારપાટી તરફ મોઢું કરેલું હશે, તો રમનારને મોઢું માગવાની જરૂર નથી. એક વખત મોઢું આપ્યા પછી પાટીવાળાએ તે દાવ પૂરો થાય ત્યાં સુધી પોતાનું મોઢું કપાળપાટી તરફ ફેરવવાનું જ નહીં.

આ. સૂર વચ્ચે આવી જવાથી પાકા છોકરાને પાટીવાળાની પાછળ આવીને મોઢું માગી શકાય તેમ ન હોય તો, તે જ્યાં હોય ત્યાંથી જ તેણે મોઢું માગવું, અને પાટીવાળાએ તે ત્યાં રહીને જ આપવું. મોઢું દેતાં સુધી રમનારથી ઉપર જવાય નહીં.

(૧૪) પાકો છોકરો અને કાચો છોકરો એ બંને જો પાટીના જુદા જુદા ખંડમાં હોય, અને તેની વચમાં સૂર હોય તો કાચા છોકરાને ખાર મેળવ્યા પછી પાટીવાળો મારી શકે છે, તે પહેલાં મારી શકતો નથી

(૧૫) ખાર મળી ગયેલા બધા છોકરા પૈકી એક પણ છોકરો જો ઉપરની પાટીમાં સિલક રહેલો ન હોય, તો તે પાટીના ઉપરથી નીચે જનાર કાચા છોકરાને તે પાટીના ચોકમાં તે આવ્યો કે તેને ખાર મળી ગયો એમ ગણવું. પણ ઉપરના નિ. ૧૪ માં જણાવેલી પરિસ્થિતિમાં ખાર લાવનાર પાકા એક કે અનેક બધા મરી જાય, તો ખાર નહીં મળેલો કાચો છોકરો જે ખંડમાં એ બધા ખાર લાવનાર હતા તે *ખંડમાં આવે નહીં, ત્યાં સુધી તેને ખાર* મળ્યો ગણાય નહીં.

*(૧૬) એકને ખાર મળી ગયા પછી બીજાને* ખાર પહોંચાડવાને તે પાત્ર ગણાય.

*(૧૭) હોંડિયો પૂરો થતાં સરપંચે તે પૂરો* થયાનું જાહેર કરવું. પછી નહીં મરેલા બધા છોકરાઓએ કપાળપાટીની ઉપર આવવું, અને સરપંચે ખેલની તરત ફરી શરૂઆત કરવી. એ વખતે પણ સૂરે ફરી ખંડ ચીરવા જોઇએ.

(૧૮) કોઇ પણ છોકરો મરે, કે તરત જ તેણે બહાર આવીને હિસાબનીસને તેના ખબર આપવા, અને તે કહે તે ઠેકાણે તેણે તાબડતોબ બેસી જવું. (મરેલાએ સરપંચ પાસે આવવું—વડોદરાનો નિયમ).

(૧૯) રમનાર જો સૂરને સૂરપાટી ઉપર કે

કપાળપાટી ઉપર અડકી જાય તો તે બાદ થયો ગણાય. (વડોદરાનો નિયમ).

### કૂંડીના નિયમો.

(૨૦) **કૂંડીની મર્યાદા**—પાટીવાળાના ખંડોની અંતિમ મર્યાદા અને તે પાટીવાળાની સામેની પાટીની (પૂર્વપાટીની) બહારની રેષા તથા તે બે પાટી વચ્ચેના સૂરપાટીના ખંડો અને મર્યાદરેષા, એટલી કૂંડીની મર્યાદા ગણાય.

**ટીપ**—કૂંડીમાં આવનાર છોકરાએ પૂર્વ-પાટી પૂરેપૂરી ઓળંગીને આવવું જોઇએ. તેમ ન કરતાં જો તે પૂર્વપાટીની ઉપર રહેશે, તો પૂર્વપાટીવાળો તેને મારી શકશે.

(૨૧) કૂંડીમાં અને પૂર્વપાટીમાં રમનારનાં બંને પગલાં પૂરેપૂરાં અંતિમ મર્યાદાની અને કૂંડીની મર્યાદાની અંદર જ જોઇએ. તથા પાટી કે સૂરપાટી ઓળંગ્યા પછી કોઇ પણ પગ બહાર રહેવો ન જોઇએ.

(૨૨) પૂર્વપાટીમાં કૂંડીની બાજુના ખંડમાં જો કોઇપણ રમનાર ન હોય, તો તે પાટીવાળાએ પૂર્વપાટીની અર્ધીમાં જ રહેવું જોઇએ.

(૨૩) કૂંડીમાં સૂરપાટીની બાજુની રેષા ઉપર કોઇ પણ રમનાર લાગુ ન થાય ત્યાં સુધી પૂર્વપાટીમાં આવેલા છોકરાઓ પૈકી નિદાન એક તો તે પૂર્વપાટીની અર્ધી સામેના ખંડમાં રહેવું જોઇએ, કૂંડીમાં જવું ન જોઇએ.

(૨૪) નિયમ ૨૨ માં બતાવ્યા પ્રમાણે પૂર્વપાટીમાં આવેલા છોકરાએ તે છોડીને આગળ વધવું હોય, તો તેણે તે પાટીવાળાને તથા તે પાટીના પંચને તેવી સૂચના અગાઉથી આપવી, એટલે તેને તેટલા પૂરતો કૂંડીનો નિયમ લાગુ નહીં થાય.

(૨૫) પૂર્વપાટીમાં જો એક જ રમનાર હોય, તો તેણે કૂંડી થતાં સુધી અને રેષા ઉપર લાગુ થનારો પોતાના પક્ષનો છોકરો પૂર્વ-પાટીવાળાના માર્ગમાંથી દૂર થાય ત્યાં સુધી તે પાટીની અર્ધી સામેના ખંડમાંજ રહેવું જોઇએ; કૂંડીમાં જવું ન જોઇએ.

(૨૬) ઉપરના નિયમ ૨૨ તથા ૨૪ નું ઉલ્લંઘન કરીને પાટી ઓળંગનારને પંચોએ પૂર્વપાટીમાં જ પરત લાવવો.

### હરીફાઇ સંબંધે.

(૨૭) અ. પ્રત્યેક પક્ષમાં નવ નવ રમનાર જોઇએ.

આ. ઉનાળો ચોમાસું (કે ભીનું સૂકું) કરીને જીતનાર પક્ષે પોતે પાટી પકડશે કે રમશે તે સરપંચને કહેવું.

(૨૮) પ્રત્યેક દાવ સાત મિનિટ ચાલશે, પણ સાત મિનિટ પહેલાં કોઇ દાવ પૂરો કરવો હોય તો રમનાર પક્ષના નાયકે તેવી વિનંતિ સરપંચને કરવી, એટલે તે બંધ કરી શકશે. સરપંચની તેવી સૂચના થતાં સુધી દાવ બંધ રહ્યો ગણાશે નહીં (ચાર છોકરા બાદ થાય (મરે) તો દાવ પૂરો થાય–વડોદરાનો નિયમ).

(૨૯) પ્રત્યેક દાવ પૂરો થયા પછી પાંચ મિનિટ સુધીની વિશ્રાન્તિ સરપંચે બંને પક્ષને આપવી.

(૩૦) દરેક દાવમાં રમનારા પૈકી બધાથી આગળ ગયેલા છોકરાએ કપાળપાટી સુધી જેટલી પાટીઓ ઓળંગેલી હશે, તેનાની ૧૦ ગણા ગુણ તે પક્ષને મળશે. (બેવડા ગુણ મળશે અને ચાર કરતાં જેટલા રમનાર કમી થયા હશે તે દરેક બદલ બબ્બે ગુણ મળશે–વડોદરાનો નિયમ).

(૩૧) પ્રત્યેક પક્ષના વારાફરતી ત્રણ ત્રણ દાવ થશે. (એક કલાક સુધીમાં પાંચ કરતાં વધારે નહીં એટલા દાવ કરવા–વડોદરાનો

નિયમ). બધા દાવમાં મળીને જેના વિશેષ ગુણ થશે તે પક્ષનો જય થયો ગણાશે. બંને પક્ષના ગુણ સરખા થશે, તો એક એક દાવ વધારે રમાડાશે; અને તેમાં પણ જો બંનેના સરખા ગુણ થશે, તો ફરી આખી હરીફાઇ નવે નામે થશે.

(૩૨) ચાલુ થયેલી હરીફાઇ કંઇ કારણને લીધે વચમાં જ અટકાવવી પડે, તો તે પહેલાં જેટલા દાવ પૂરા થયા હશે, તે દાવ તથા તેમાં ઉભય પક્ષે મેળવેલા ગુણ નોંધી રાખવા; અને ફરી બીજી વખતે તેની તે હરીફાઇ આગળ ચાલુ કરવી.

## હરીફાઇની વ્યવસ્થા રાખનારા અધિકારીઓ.

૧. વ્યવસ્થા માટે નીચે પ્રમાણે અધિકારીઓ જોઇએ :—

૧ સરપંચ એક
૨ પંચ નવ
૩ હિસાબનીસ એક
૪ વેળાધિકારી એક (વડોદરાનો નિયમ).

૨. પંચ—પ્રત્યેક પાટીએ એક એ રીતે આઠ પાટીના આઠ અને કપાળપાટી તથા સૂરપાટી માટે એક મળીને કુલ નવ પંચ જોઇએ. પ્રત્યેક પંચે પોતપોતાની પાટીની બધી બાબતો માટે તથા મર્યાદાની બધી બાબતો માટે સ્પષ્ટ નિકાલ તાબડતોબ આપવો જોઇએ.

૩. નિકાલ જાહેર કરવા માટે પંચોને પહેલાં કોઇએ પણ પૂછવાની જરૂર નથી. પંચોએ માત્ર પોતાની પાટીમાં મરેલા છોકરાઓને હિસાબનીસ પાસે ક્રીડાંગણની મર્યાદા બહારથી મોકલવા.

૪. કોઇ ખેલાડીએ જાણી જોઇને ખેલમાં અડચણ કરી હોય, અગર મુદ્દામ નિયમનું ઉલ્લંઘન કરેલું હોય, અગર અસભ્ય કે આડું અવળું વર્તન કર્યું હોય, તો પંચોએ તે હકીકત તાબડતોબ સરપંચને જણાવવી.

૫. સરપંચ

अ સરપંચે હરીફાઇની તથા દાવની, કેવી અને કયારે શરૂઆત કરવી, તથા તે કેવી રીતે પૂરાં કરવાં, તે વગેરે બાબતો બંને પક્ષના પંચોની સમક્ષ ઠરાવવી.

आ દાવની છેવટે રમનાર પક્ષે કેટલા ગુણ મેળવ્યા તે જાહેર કરવું.

इ હરીફાઇ પૂરી થતાં કયા પક્ષે કેટલા ગુણ મેળવ્યા તે તથા નિર્ણય જાહેર કરવો.

ई કલમ ૪ માં જણાવેલા વર્તન બદ્દલ અપરાધના પ્રમાણમાં અપરાધીને એક દાવ બાદ કરવો, અગર હવે પછી રમવા જ ન દેવો. એ પૈકી જે યોગ્ય લાગે તે કરવું.

उ ખેલના નિયમોના અર્થ કરવા સંબંધે કંઇ પ્રશ્ન ઉપસ્થિત થાય તો તેનો નિર્ણય આપવો.

ऊ હરીફાઇ સંબંધે બધી દેખરેખ રાખવી.

૬. હિસાબનીસ—તેમણે મરેલા છોકરાઓની નોંધ રાખવી. પ્રત્યેક દાવ પૂરો થતાં રમનાર પક્ષે કેટલા ગુણ મેળવ્યા તે સરપંચને પૂછીને જાહેર કરવું. અને ગુણપત્રકો વ્યવસ્થિત ભરીને હરીફાઇ પૂરી થતાં તેના ઉપર સરપંચની સહી લેવી. (વેળાધિકારીએ સરપંચ કહે તે વખતે પ્રત્યેક દાવના આરંભમાં અને બાર આવ્યા પછી ઘંટ વગાડી સૂચના કરવી. વખતની માપણી કર્યા કરવી, અને વખત પૂરો થતાં દાવ બંધ કરવા માટે સૂચના આપવી, વડોદરાનો નિયમ). ઉપરના બધા અધિકારી જે સંસ્થા મારફત હરીફાઇ થાય તે

સંસ્થાએ નીમવા અને તે બધાએ સરપંચના હુકમ પ્રમાણે વર્તવું.

**ક્રીડાંગણ**—દેશી ખેલમાં જ્યારે ઉપકરણો (સાધનો) ની જરૂર નથી હોતી, ત્યારે તેને માટેનું ક્રીડાંગણ ઘણી કાળજીથી તૈયાર કરેલું હોવું જોઇએ. જેમને આ ખેલોની માહિતી નથી હોતી તેમની એવી એક ગાંડી સમજ હોય છે કે હરિયાળીવાળું મેદાન (લૉન) આ રમતો માટે સારું, પણ તેમની એ સમજ ભૂલ ભરેલી છે. આ ક્રીડાંગણ તદ્દન નરમ હોવું જોઇએ, અને તેના ઉપર દરરોજ પાણી નાખવું જોઇએ તથા તેના ઉપર રોલ ફેરવેલો હોવો જોઇએ. જેમ જેમ તેના ઉપર વધારે રમતોનો મારો ચાલે, તેમ તેમ તે ક્રીડાંગણ વધારે નરમ અને વધારે તૈયાર થાય. તે માટેની જગા નવ ઇંચ સુધી ખોદી નાખવી. તેમાં પ્રથમ ત્રણ ઇંચ કાચી મોરમ ભરવી અને તેના ઉપર છ ઇંચ પીળી માટી ચાળીને નાખવી. કાળી માટી ઉપયોગી નથી. પછી તેની ઉપર પાણીનો મારો રાખીને તે ચોકને ટીપીને સરખો કરવો. આજુબાજુની સપાટીની બરાબર જ તે ચોકની સપાટી હોવી જોઇએ. ઊંડી ન જોઇએ કે ઊંચી પણ ન જોઈએ. પછી ચિત્ર નં ૯૮ પ્રમાણે તે ચોકને બરાબર માપીને તેના ઉપર રેષાઓ દોરવી. એ રેષાઓ દોરતાં કોદાળી કે પાવડાનો ઉપયોગ ન કરતાં, ખરપડીનો ઉપયોગ કરવો, કે જેથી પાટીઓની રેષાઓ બારીક નીકળે.

આવા દેશી ખેલ જોડા પહેર્યા વગર ખેલવાના હોવાથી ક્રીડાંગણ જેટલું નરમ બનાવાય, તેટલું સારું. જો એ બરાબર નરમ નહીં હોય, તો ખેલમાં પગને બહુ જ ઘસારો લાગતો હોવાથી તેની અસર આંખ ઉપર ખરાબ થાય છે. વળી હાથ અને શરીરના બીજા ભાગ પણ જમીનને ટેકવવા પડે છે, તથા જમીન ઉપર પછડાવું પડે છે. તેથી કડક જમીન ઉપર તે રીતે રમવું હાનિકારક છે. આટાપાટા અને હુતુતુ એ બંને ખેલો માટે ઉપર જણાવ્યા પ્રમાણેના ઊંચા પ્રકારના ચોકની ખાસ જરૂર છે. ખોખોમાં માત્ર કંઇક એથી હલકા પ્રકારનું હશે તો ચાલી શકશે. તો પણ તેમાં પણ નિદાન ખોખોની મધ્યપાટીની બંને બાજુની ૧૦ ફૂટની જગા તો ઉપર બતાવેલા ઊંચા પ્રકારની સારી તૈયાર કરેલી જોઇએ, અને બાકીનો ભાગ સાધારણ હોય તો ચાલે, એટલે ૯૦×૨૦ ની પાટી થશે.

ક્રીડાંગણ દોરવામાં (આપવામાં) ભૂલ ન થાય માટે એક લોખંડી ટેપ, ચાર લાકડાની મેખો, ખીલા, તારની ચૂંકો, શેર સૂતળી, મોટી લોખંડી મેખ, ચૂનાનો ભૂકો, પાણી, ઝારી, તથા ઇતર પરચુરણ સાધનો હંમેશાં હાજર રાખવાં.

**ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે આ** સંબંધમાં નીચે પ્રમાણે નિયમો કર્યા છે:—

**મેદાન**

૧. આટાપાટા રમવા માટે ૮૯ ફૂટ લાંબો અને ૨૩ ફૂટ પહોળો એક **લંબચોરસ** દોરવો.

૨. પહોળાઇના મધ્યબિંદુથી બંને બાજુ છ ઇંચ દૂર (એટલે બાર ઇંચ પહોળી પાટી થાય તેવી રીતે) બે સીધી રેખાઓ લંબચોરસની અંદરથી પહોળાઇની એક બાજુથી શરૂ કરી બંને લંબાઇની રેખાઓ સમાંતર રહે તેવી રીતે, સામી બાજુની પહોળાઇને અડકે તેવી રીતે દોરવી. આ રીતે દોરેલી પાટી **મોભપાટી** કહેવાશે.

૩. પહોળાઇની બાજુની રેખાની સમાન્તર લંબચોરસની અંદર એક ફૂટ દૂર રેખા દોરી પાટી પાડવી. આ રીતે પડેલી પાટી **કપાલપાટી** કહેવાશે. કપાલપાટીથી દશ ફૂટ દૂર તેને સમાંતર એક ફૂટ પહોળી પાટી પડે

મેદાન

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮ | કપાલ | | પાટી | ૧ |
| ૧૭ | | | | ૨ |
| ૧૬ | | | | ૩ |
| ૧૫ | | | | ૪ |
| ૧૪ | | | | ૫ |
| ૧૩ | | | | ૬ |
| ૧૨ | | | | ૭ |
| ૧૧ | | | | ૮ |
| ૧૦ | લૂણ | | પાટી | ૯ |

... ... ... ૪૩ ફૂટ ... ... ...

... ... ... ૪૩ ફૂટ ... ... ...

ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૧૧૯-અ

તેવી રીતે બીજી આઠ પાટીઓ પાડવી. એ રીતે કપાલપાટી સાથે **નવ પાટીઓ** પડશે. છેલ્લી પાટી **લૂણપાટી** કહેવાશે.

૪. લંબચોરસની બંને બાજુની લાંબી ૮૯ ફૂટની રેખાઓ **હદ રેખાઓ** કહેવાશે. (મેદાનની આ. માટે ચિત્ર નં.૧૧૯-અ જુઓ).

૫. એ પાટીની વચ્ચેની જગા પાટીનું **'આંગણું'** કહેવાશે અને એ આંગણાને મોભ-પાટી વચ્ચેથી બે ભાગ કરે છે. તેવો દરેક ભાગ **ચોક** કહેવાશે. દરેક ચોક ૧૧'×૧૦' નો બનશે. તથા મોભપાટી, કપાલપાટીથી લૂણપાટી સુધીની બધી પાટીઓને જ્યાં જ્યાં વીંધે છે,

ત્યાં મોભપાટી ઉપર ૧'×૧' નું ખાનું બને છે. તે ખાનાને **ચોરસ** કહેવાશે.

૬. ઉપર પ્રમાણે દોરાયેલી આકૃતિની ચારે બાજુ ફરતે ૧૦ ફૂટ જગા રાખવી. આ જગા **ખુલ્લી જગા** કહેવાશે.

## પક્ષો

૭. આ રમતમાં બે ટુકડી રહેશે. જે ટુકડી પાટીઓ સાચવવા રહી નિયમ પ્રમાણે સામી ટુકડીને મારશે, તે **રમનાર પક્ષ** કહેવાશે. અને જે ટુકડી કપાળપાટીની સામેની ખુલ્લી જગામાં રહ્યા પછી એક એક પાટી ઓળંગી લૂણપાટી સુધી પહોંચી ત્યાંથી પાછી ફરી કપાળપાટીએ આવી લૂણી કરશે તે **રમનાર પક્ષ** કહેવાશે.

દરેક પક્ષમાં નવ ભિલ્લુઓ રહેશે. તેમાંથી એક નાયક અને બીજો ઉપનાયક કહેવાશે.

૮. રમનાર પક્ષના કપાળપાટી તરફથી લૂણપાટી તરફ જનારા **નીચે જનારા** અથવા **કાચા ભિલ્લુઓ** કહેવાશે અને લૂણપાટી તરફથી કપાળપાટી તરફ જનારા **ઉપર જનારા** અથવા **પાકા ભિલ્લુઓ** ગણાશે.

૯. મારનાર પક્ષના ભિલ્લુઓમાંથી જે ભિલ્લુ કપાળપાટી અને મોભપાટી સાચવશે તે **મોભ** કહેવાશે અને બાકીના **પાટીવાળા** કહેવાશે.

## દાવ અને સમય

૧૦. દરેક પક્ષને બે દાવ અપાશે અને દરેક દાવ માટે ૭ **મિનિટ** અપાશે. ૭ મિનિટના દાવ પછી **પાંચ મિનિટ** આરામ અપાશે.

## રમતની શરૂઆત

૧૧. પંચ બંને પક્ષના નાયકોની રૂબરૂ સિક્કો ઉછાળશે અને સિક્કો ઉછાળનાં જીતનાર પક્ષને રમવાનું કે મારવાનું પસંદ કરવાનું રહેશે અને તે પ્રમાણે બંને પક્ષના ભિલ્લુઓ પોતપોતાની જગા પર ગોઠવાઇ જશે.

૧૨. પંચ તરફથી સૂચના મળતાં દાવ શરૂ થશે. તે વખતે રમનારાઓ નિયમ પ્રમાણે પાટી ઓળંગવાનુ શરૂ કરશે. પાટીવાળાઓ નિયમ પ્રમાણે રમનારાઓને મારવાનું શરૂ કરશે અને **મોભતાળી** આપી રહ્યા પછી મારવાનું શરૂ કરશે.

## મોભને લાગુ પડતા નિયમો

૧૩. પંચની સૂચના મળતાં કપાળપાટી અને મોભપાટી જ્યાં મળે તે ચોરસમાં પગ મૂકી બીજી પાટીના ચોરસમાં પગ મૂકી પાછો પહેલા ચોરસમાં આવશે. તેને **તાળી આપી** કહેવાશે. (હાથોહાથ તાળી આપવાની જરૂર નથી). ઉપર લખ્યા મુજબ તાળી ન અપાઇ હોય તો સરપંચ મોભને ફરી તાળી આપવાનુ કહેશે.

૧૪. નિયમ ૧૩ પ્રમાણે તાળી આપ્યા પછીથી જ કપાળપાટી અને મોભપાટી ઉપર મોભ ગમે તેમ ફરીને રમનાર પક્ષના ભિલ્લુઓને હાથ અગર પગથી અડકીને મારી શકશે.

૧૫. રમનારને મારતી વેળાએ અથવા માર્યા પછી તરત જ મોભનો પોતાનો હાથ મોભપાટી પર ટેકવાઈ જાય તેમજ પગ અદ્ધર ઊંચકાઈ જાય, તો પણ મરાયેલો ભિલ્લુ **બાદ** ગણાશે.

૧૬. રમનારને મારતી વખતે અથવા માર્યા પછી તરત જ મોભના પોતાના શરીરનો કોઇ પણ ભાગ પાટીની હદની બહાર આગળ અથવા પાછળ અડકાઇ જશે, તો મરાયેલો ભિલ્લુ **નાબાદ** ગણાશે.

### પાટીવાળાઓને લાગુ પડતા નિયમો

૧૭. પાટીવાળો પોતાની પાટી ઉપર મોઢું આગળ રાખીને પાટીના આંગણામાં રમનારાઓને હાથ વડે મારી શકશે.

૧૮. રમનાર પક્ષના ખિલ્લુઓ પાટી ઓળંગવાની ક્રિયામાં હોય, ત્યારે પાટીવાળો પાટીની હદરેખા સુધીમાં જ પોતાના હાથ વડે મારી શકશે.

૧૯. પાટીવાળાઓ રમનાર પક્ષના ખિલ્લુઓને મારતી વેળાએ માર્યા પછી તેમના પગ અદ્ધર ઊંચકાઇ જાય, તેમ જ પાટી પર હાથ ટેકવાઇ જાય, તેમજ શરીરનો કોઇ પણ ભાગ પાટીની હદ બહાર આગળ પાછળ જમીનને અડકે, તો મરાયેલો ખિલ્લુ નાબાદ ગણાશે.

૨૦. પાટીવાળો પોતાની પાટી સાચવવાના જુસ્સામાં પાટીની સીધી લીટીમાં હદરેખા બહાર જાય તો ચાલી શકશે.

૨૧. પાટીવાળાએ એક વખત કપાલપાટી તરફથી મોં ફેરવી લૂણપાટી તરફ મોં કર્યું હોય, પછીથી દાવ પૂરો થાય ત્યાં સુધી અથવા લૂણ થાય ત્યાંસુધી પોતાનું મોં કપાલપાટી તરફ કરી શકશે નહિ, તેમ જ એ કપાલપાટી તરફથી લૂણપાટી તરફ જનારા ખિલ્લુઓને મારી શકશે નહિ.

### રમનારાઓને લાગુ પડતા નિયમો

૨૨. રમનાર જાતે મોભપાટી ઉપર અથવા કપાળપાટી ઉપર અડકશે તો રમનાર મરાયેલો ગણાશે. અને બાદ થવું પડશે.

૨૩. રમનારાએ એક વખત ઓળંગેલી પાટીના આંગણામાં તેના પગલાનો કોઇ પણ ભાગ પાછો આવે તો રમનાર બાદ ગણાશે.

૨૪. રમનાર પાટી ઓળંગતા હોય ત્યારે (કૂંડી સિવાયની પાટી) એક પગ હદની અંદર હોય ત્યાં સુધી તે હદની અંદર છે એમ ગણાશે, પણ બંને પગ હદ બહાર જશે, તો રમનાર બાદ ગણાશે.

૨૫. રમનાર પાટી ઓળંગતા હોય ત્યારે (કૂંડી સિવાયની પાટી) આખું શરીર અંદર હોય, પણ બંને પગ હદ બહાર ગયા હોય, તો રમનાર બાદ ગણાશે.

૨૬. રમનાર પક્ષનો સૌથી આગળ ગયેલો ખિલ્લુ લૂણપાટી ઓળંગી પાછો કપાળપાટી તરફ જતી વખતે લૂણપાટીવાળાને તેની પાછળના ચોકમાં જઇ મોટેથી "મુખ" અથવા "મોઢું" બોલે અને પાટીવાળો તે સાંભળતાં મોં ફેરવે ત્યાર પછી રમનાર પક્ષના ખિલ્લુએ પાટી ઓળંગવી. મુખ અથવા મોઢું આપ્યા પહેલાં રમનાર ખિલ્લુ પાટી ઓળંગશે, તો બાદ ગણાશે. પણ પાટીવાળો ખિલ્લુ ઇરાદાપૂર્વક મુખ ન આપે તો પંચની રજાથી રમનાર ખિલ્લુ પાટી ઓળંગી શકશે.

૨૭. ઉપરની પાટીમાં ખિલ્લુ હોય અને વચમાં મોભ હોય તો લૂણ લઇ આવનાર ખિલ્લુએ પાટીવાળાના ચોકમાં જઇને મુખ માગવું પડશે.

૨૮. ઉપરની પાટીમાં ખિલ્લુ ના હોય તો લૂણ લઇ આવનાર જે ચોકમાં આવી મુખ માગે તે ચોકમાં આવીને પાટીવાળાએ મુખ આપવું પડશે.

૨૯. પાટીવાળાએ મુખ આપ્યા પછી ઉપરની પાટીના આંગણામાં જે જે રમનારા હશે, તે બધા નીચેની પાટીમાં આવશે અને ચોકમાં એકઠા થશે એટલે પાકા થયા ગણાશે. આ પાકા થયેલા ખિલ્લુઓ બીજાઓને લૂણ આપી શકશે અથવા કાચા ખિલ્લુને પાકા કરી શકશે.

૩૦. કાચો બિલ્લુ પાકો થયા વિના ઉપરની પાટીમાં જશે, તો તે જનાર બાદ ગણાશે. તેવી જ રીતે પાકો બિલ્લુ નીચેની પાટીમાં જશે તો તે પણ બાદ ગણાશે.

૩૧. મોઢું ફેરવેલા પૈકી નીચેની પાટી-વાળાના આંગણામાં કોઇ પાકો બિલ્લુ ન હોય, તો કાચો બિલ્લુ તે પાટીવાળાના ચોકમાં આવે એટલે તે પાકો થયો ગણાશે અને ત્યાંથી કપાલપાટી તરફ પાછો ફરી શકશે.

૩૨. કપાલપાટી તરફ પાછા ફરેલા બિલ્લુ-ઓમાંથી સૌથી આગળનો બિલ્લુ કપાલપાટી ઓળંગી જશે, એટલે એક 'લૂણ' થયું ગણાશે એટલે ૧૮ પાટી ઓળંગી ગણાશે. આવી રીતે લૂણ થયા પછી **બાદ થયા વગરના** (નાબાદ બધા) રમનાર બિલ્લુઓ બાકી રહ્યા હશે તેટલા બધા તરત ને તરત ફરીથી નિયમ ૧૨ અને ૧૩ પ્રમાણે પંચની સૂચના મળતાં દાવ શરૂ કરશે. આ રીતે સાત મિનિટ પૂરી થતાં સુધી રમનાર પક્ષ દાવ લેવાનું ચાલુ રાખશે.

## કૂંડીના નિયમો

૩૩. પાટીવાળો અને મોભ બંને મળીને એક અથવા વધારે રમનાર બિલ્લુઓને એક જ ચોકમાં રોકી રાખે એટલે તે ચોકમાં કૂંડી થઇ ગણાશે.

૩૪. કૂંડીની પહેલાંની પાટીના પાટી-વાળાના બંને ચોકમાં રમનાર ન હોય, તો તેણે પોતાની પાટીની કૂંડીથી બીજી તરફના અર્ધ ભાગમાં રહેવું જોઇશે. પણ જો તેની સામે રમ-નાર હોય, તો કૂંડીમાંના રમનારને કોઇ પણ પ્રકારે અડચણ કર્યા વગર આખી પાટી પર રમનારને પાટીવાળો મારી શકશે.

૩૫. કૂંડીમાંથી નીકળતી વખતે રમનારના બંને પગ હદની અંદર હોવા જોઇએ, તેમ જ નીકળ્યા પછી બીજી પાટીમાં પડે ત્યારે પણ બંને પગ હદની અંદર હોવા જોઇએ.

## પંચો

૩૬. આ રમતમાં નવ પંચ અને એક મુખ્ય પંચ રહેશે. એક પંચ કપાલપાટી અને મોભપાટીના પંચ તરીકે કામ કરશે. બાકીના એક એક પાટીના પંચ તરીકે કામ કરશે. દરેક પંચ પોતપોતાની પાટી પરની બાબતોનો નિકાલ આપશે. સરપંચ જરૂરી જણાતાં ગુણ નોંધનાર, સમય જોનાર તથા બીજા જરૂરી માણસો તે રાખી શકશે. રમતનો છેવટનો નિકાલ મુખ્ય પંચ આપશે.

## હારજીત

૩૭. દાવ માટે આપેલો સમય પૂરો થયે રમનાર પક્ષના બિલ્લુઓમાંથી સૌથી આગળના બિલ્લુએ જેટલી પાટીઓ ઓળંગી હશે, તેથી બમણા ગુણ મળશે. એક વખત લૂણ કર્યું હશે, તેની ૧૮ પાટીઓ ઓળંગી છે એમ ગણવામાં આવશે. આ રીતે મળેલા ગુણમાંથી મરાયેલા બિલ્લુ દીઠ બે ગુણ કપાશે.

આ રીતે આખી રમત અંતે બે પક્ષમાંથી જે પક્ષના ગુણનો સરવાળો વધુ થશે, તે પક્ષને જીતેલો ગણાશે.

૩૮. બંને પક્ષના ગુણ સરખા થશે, તો એક દાવ વધુ રમાડવામાં આવશે. અને તેમ કરતાં પણ સરખા ગુણ થાય તો, ફરીથી એક દાવ રમાડવામાં આવશે. છેવટનો નિકાલ થાય ત્યાંસુધી એક એક દાવ વધુ રમાડવામાં આવશે.

**—રમતોના નિયમો.**

# દડો ને લાકડી.

દડો ને લાકડી-( ખેલ નં. ૫૪ )—આ ખેલ ખુલા મેદાનમાં રમાય છે. રમનારની સંખ્યા ૨૪ કે તેથી વધારે હોય તો પણ ચાલે. પરંતુ એકી સંખ્યા જોઇએ. બે સાધારણ મોટા પથ્થર, એક ઇંચ ઘેરાવાની એક હાથ લાંબી લાકડી, અને કપડાનો એક દડો, એટલાં સાધનો આમાં જોઇએ, (ચિત્ર નં. ૧૨૦).

-: લેખક :-



રા. લક્ષ્મણ નારાયણ સપ્રે, વડોદરા.

રમનાર છોકરાએ ઉપર જણાવ્યા પ્રમાણેના બે પથ્થર, વચ્ચે એક હાથનું અંતર રાખીને જમીન ઉપર મૂકવા અને તે બે પથરા ઉપર બરાબર મધ્ય ભાગે તે લાકડી મૂકવી. એ લાકડીની બન્ને બાજુએ ૧૦-૧૦ ફૂટને છેટે એક એક હદરેષા દોરવી, અને નિશાની માટે તે બંને જગાએ માટીનો એક એક નાનો ઢગલો કરવો. પછી રમનારા છોકરાઓને બંને પક્ષમાં સરખા ( સમાન શક્તિવાળા ) વહેંચી આપવા, અને પ્રત્યેક છોકરાનો પ્રતિસ્પર્ધી પ્રતિપક્ષમાંથી ઠરાવી આપવો. એવો કે નાનાની સામે નાનો, મોટાની સામે મોટો, અને સશક્તની સામે સશક્ત તથા અશક્તની સામે અશક્ત આવે. પ્રતિસ્પર્ધીની ઠરાવેલી એવી જોડીઓમાં જે સૌથી ઉત્તમ જોડી હોય, તે નાયક ગણાય. તેમાંનો જે તે પક્ષનો સારો રમનાર છોકરો, તે તે પક્ષનો નાયક. પછી રમવાનો ક્રમ ઠરાવવો, એટલે સૌથી ઉત્તમ જોડી પહેલી રમે, પછી તેનાથી જરા ઊતરતી રમે, એમ અનુક્રમે ઊતરતા રમનારાઓ આવતા જાય અને સૌને રમવાનો વારો મળે આમ થવાથી હરીફાઇ બરાબર જામે છે, ને એનમાં સારો રંગ આવે છે.

શરૂઆતમાં દરેક પક્ષે સામસામેની હદરેષા પૈકી એક એક રેષા ઉપર ઊભા રહેવું. ઉત્તમ જોડી પૈકી એકને પ્રથમ રમવા બોલાવવો અને ખેલ શરૂ કરવાની સૂચના આપવી. સૂચના થતાં જ રમનારે હાથમાં દડો લઇને લાકડીથી ૮ ફૂટ છેટે પોતાની બાજુમાં પણ લાકડીની સામે આવવું અને પથ્થર ઉપર આડી મૂકેલી તે લાકડીને દડો મારીને પાડવા પ્રયત્ન કરવો. સામા પક્ષના બધા છોકરાઓએ તે લાકડી તથા દડાને જમીન ઉપર પડતાં પહેલાં અદ્ધરથી ઝીલી લેવાનો પ્રયત્ન કરવો.

મારનારનો દડો લાકડીને વાગતાં તે ત્યાંથી ઊડે, પણ વિરુદ્ધ પક્ષ પૈકી કોઇ તેને ઝીલી ન લે અને તે જમીન ઉપર પડે, તથા તે દડો પણ કોઇ ઝીલી ન લે, તો વિરુદ્ધ પક્ષનો એક રમનાર બાદ થાય. જો દડો ને લાકડી બંને અથવા તે બેમાંથી એક પણ વિરુદ્ધ પક્ષના ઝીલી લે, તો બંને પક્ષ સરખા ઊતર્યા ગણાય. સરખા ઊતરે તો કોઇ બાદ ન થાય. જો દડો મારનારનો દડો



ખેલ નં. ૫૪ ચિત્ર નં. ૧૨૦

લાકડીને ન વાગે અને સામા પક્ષવાળા ઝીલી લે, તો તે દડો મારનાર (ફેંકનાર) બાદ થાય. જો દડો લાકડીને વાગે નહીં અને કોઇ તેને ઝીલે પણ નહીં; તો બંને પક્ષ સરખા ઊતર્યા ગણાય.

આ રીતે એક પક્ષના એક છોકરાએ દડો ફેંક્યો; તે પછી પ્રતિપક્ષનો એક છોકરો ફેંકે, અને એ પ્રમાણે વારાફરતી બધાનો વારો આવે. એ રીતે બંને પક્ષ પૈકી એક પક્ષમાં એક છોકરો જીવતો રહે ત્યાં સુધી ખેલ ચાલે. એક જ છોકરો સિલક હોય તે વખતે બીજા પક્ષમાં જો એક કે એક કરતાં વધારે છોકરા સિલક હોય તો તેમણે પછી પહેલાંની પેઠે રમવું અને એ રીતે રમતાં એકલો જ રહેલો છોકરો જ્યારે મરે, ત્યારે તેને એક વાર ફરી તક અપાય, અને તે તકમાં જો તે પ્રતિપક્ષીને મારે તો બંને પક્ષ સરખા ઊતર્યા ગણાય, એટલે તે ફરી જીવતો થયો ગણાય. અને તેણે મારેલો છોકરો બાદ થાય. એવો એકલો રહેલો છોકરો. જો અનુક્રમે બે વખત મરે, તો તેનો પક્ષ હાર્યો ગણાય. રમતાં રમતાં દરેક પક્ષનો એક એક જ છોકરો રહે, અને તે પૈકી કોઇ પણ એકલો રહેલો છોકરો, જો સામે રહેલા એકને અનુક્રમે બે વખત મારે, તો તે પક્ષ જીત્યો ગણાય.

# ટોલીલોલ.

**ટોલીલોલ**-(ખેલ નં. ૫૫)—આ ખેલમાં ૬ કરતાં વધારે છોકરાઓ હોય તો વધારે મજા આવે. સાધારણ રીતે ૧૬ થી ૨૦ છોકરાઓ આ રમત રમે છે. પ્રથમ તેના બે પક્ષ થાય છે, તે પૈકી એક સંતાઇ જવાનું કામ કરે છે. અને બીજો તેને શોધી કાઢવાનું કામ કરે છે. આ ખેલ કોઇ શેરીમાં, બાગમાં કે નાનું ગામડું હોય તો આખા ગામડામાં રમાય છે. રમતાં પહેલાં હદ નક્કી કરવામાં આવે છે.

સંતાઇ જનારા પક્ષનો નાયક સામાપક્ષને કોઇ ઝાડનાં પાંદડાં લાવવા જણાવે છે. પાંદડાં લેવા તે પક્ષ જાય એટલે આ પક્ષવાળાને ઠરાવેલી હદમાં સંતાઇ જવા નાયક જણાવે છે; અને પોતે પણ સંતાઇ જાય છે. સામો પક્ષ પહેલાં તો કહેલાં ઝાડનાં પાંદડાં મેળવે છે, અને તે પોતાના જ પક્ષના બધા છોકરાઓને આપવામાં આવે છે. આ પાંદડાં છુપાઈ રહેલા બધા છોકરાઓને શોધીને સૂંઘાડવાનાં હોય છે. તેટલા માટે તે બધા પાંદડાં લઇને સંતાઇ રહેલા બધાને શોધવા પછી નીકળી પડે છે. એ રીતે એ આખો પક્ષ શોધ માટે એકસાથે નીકળે છે. સંતાઇ રહેલા છોકરાઓ પોતાને શોધનાર છોકરાઓ પોતાની જગાએથી આગળ જાય એટલે બોલે છે: 'આટીલાગે, પાટીલાગે, બોલ બેટા, ટોલીલોલ' આમ મોટેથી બોલે છે. શોધનારા તેથી તેને પકડવા પરત આવે છે, એટલે આ સંતાઇ રહેલા ત્યાંથી બીજે દોડી જાય છે. શોધનારા તેવાની પાછળ પડે છે, અને હાથમાં આવે તેને પેલાં પાંદડાં સૂંઘાડે છે. પાંદડાં સૂંઘ્યાં એટલે તે છોકરો બાદ થાય. આ રીતે બધા સંતાઇ રહેલાને પકડવામાં આવે છે, અને બધાને પાંદડાં સૂંઘાડવામાં આવે છે. પછી જે પક્ષ સંતાઇ રહેલો હતો તે પક્ષ શોધનાર થાય છે. અને શોધનાર પક્ષ સંતાઇ રહેનાર બને છે. આ વખતે સંતાઇ રહેનાર પક્ષનો નાયક કોઇ બીજા જ ઝાડનાં પાંદડાં લાવવા જણાવે છે. અને તે લઇ આવે એટલામાં બધા છુપાઇ જાય છે. પછી સામા પક્ષવાળા કહેવા પ્રમાણેનાં પાંદડાં લાવીને ફરી બધાને શોધી કાઢી સૂંઘાડે છે.

આ રીતે ખેલ અરસપરસ રમાય છે. આ ખેલમાં દોડવાનો વ્યાયામ ખૂબ થાય છે.

# ચગડોળ.

ચગડોળ—(ખેલ નં. ૫૬)-ચિત્ર નં. ૧૨૧ પ્રમાણે ચાર છોકરાઓએ પગ આગળ લાંબા રાખીને જમીન ઉપર બેસવું. પગ ગોઠણુમાંથી ટટ્ટાર રાખવા, તથા બબ્બે છોકરાઓએ એક એકની સાથે પગનાં તળિયાં ઉપર તળિયાં ટેકવીને અને આંગળાઓને આંગળાઓ અડકાડીને બેસવું. બીજા બે છોકરાઓએ પણ તે જ રીતે પહેલા બેને કાટખૂણે બેસવું અને પગ લાંબા રાખવા, અને પહેલા બેની સાથે મેળવવા. એટલે ચાર દિશાએ ચાર છોકરા થશે. પછી એ બેઠેલા ચારે છોકરાની વચમાં વચમાં બીજા ચાર છોકરાઓએ (ચિત્ર નં. ૧૨૧) પ્રમાણે ઊભા રહેવું, અને તે બેઠેલા છોકરાઓના હાથ પકડવા. એ રીતે આઠ છોકરાઓનું એક કુંડાળું તૈયાર થશે. પછી બેઠેલા છોકરાઓએ જરા પાછળ માથું નમાવી ટટ્ટાર થવું, અને ચારેના પગ મધ્યબિંદુથી ખસે નહીં એવી રીતે એકમેકના સાથે દબાવી રાખવા. બાદ ઊભા રહેલા છોકરાઓએ બેઠેલા છોકરાઓને બને તેટલા ઊંચે લેવા અને જમણી બાજુએ પગ ખસેડતાં ખસેડતાં ગોળ ફરવું. એ રીતે એક વખત જમણી તરફ તો બીજી વખત ડાબી તરફ ફરવું. આ પ્રમાણે બરાબર ફરતાં આવડે એટલે પછી ફરવાનો વેગ વધારી શકાય; અને મેળા વગેરે પ્રસંગે ચક્કર ચક્કર ફરતા ચગડોળ જેવું થાય.

આ ખેલમાં બેસનાર છોકરાના પગની પાનીઓ જમીન ઉપર જોરથી ટેકવવી પડે છે, માટે બેસવાની જમીન કઠણ હોવી ન જોઈએ.



ખેલ નં. ૫૬ ચિત્ર નં. ૧૨૧

# નગોરચો.

નગોરચો—(ખેલ નં. ૫૭)-આ ખેલ ઘણા જૂના વખતથી ચાલુ છે. લાકડાની પાટીઓના ગોળ અગર ચોખૂણીયા સાત કકડા એક કરતાં બીજો નાનો એવા ઊતરતા કદના

લઇને ઊતરડની પેઠે ઉપલી બાજુએ નાના, નાના, એમ એકમેક ઉપર ગોઠવીને આ ખેલ છોકરાઓ રમે છે (ચિત્ર નં. ૧૨૨). લાકડાના એવા કકડા ન મળે તો ઈંટોના કકડા

### ઈંટોનો નગોરચો.



ખેલ નં. ૫૭ ચિત્ર નં. ૧૨૨

લઇને પણ આવો નગોરચો બનાવી શકાય. ચિત્ર નં. ૧૨૩ માં તેવા ગોળ કકડાનો નગોરચો ગોઠવેલો છે; અને તેના ઉપર દડો મૂકેલો છે.

### લાકડાનો નગોરચો.



ખેલ નં. ૫૭, ચિત્ર નં. ૧૨૩

આ પ્રમાણે ગોઠવણ થયા પછી રમનાર ૨૨ છોકરાના બે ભાગ ૧૧-૧૧ છોકરાના પાડવા. અને સરખી શક્તિના છોકરા બંને પક્ષમાં આવે તેવી ગોઠવણ કરવી. પછી દાવ કોણે આપવો તે ઠરાવવું.

એ નગોરચાથી ૫૦ ફૂટની અંતરે એક હદરેખા દોરવી, પછી દાવ લેનાર એક છોકરો એ હદરેખા પાસે ઊભો રહે; બીજો એક (તે પક્ષનો) નગોરચા પાસે ઊભો રહે; અને બાકીના બધા સવડ પ્રમાણે જુદે જુદે ઠેકાણે ઊભા રહે; દાવ આપનાર પક્ષનો પણ એક છોકરો એ નગોરચા પાસે ઊભો રહે અને બાકીના બધા એ નગોરચાની બીજી બાજુએ (હદરેખાની વિરુદ્ધ દિશાએ) જુદે જુદે ઠેકાણે જરૂર પ્રમાણે થોડે થોડે છેટે ઊભા રહે. તેને નગોરચા તરફથી આવેલા દડાને ઝીલી લેવાનો હોય છે. દાવ લેનાર પક્ષનો જે છોકરો હદરેખા પાસે ઊભો રહેલો છે તેનુ કામ દડો મારીને આ નગોરચાને પાડી નાખવાનું છે. અને દાવ આપનાર પક્ષનો જે છોકરો નગોરચા પાસે ઊભો રહેલો છે, તેનું કામ તે આવેલો દડો હાથમાં લઇને સામા પક્ષના જે છોકરાઓ નગોરચા પાસે ઊભા હોય તેને મારવાનું હોય છે. બાકીના (દાવ આપનાર) છોકરાઓનું કામ એ નગોરચા તરફ આવેલો દડો જો પ્રતિપક્ષીઓ લાત મારીને દૂર લઇ જાય, અથવા નગોરચાને ન વાગતાં લાંબે જાય, અગર ગમે તે કારણે પણ તે દડો છેટે ગયો હોય, તો ત્યાંથી બનતી ઉતાવળે લાવીને તે પોતાના પક્ષનો જે છોકરો નગોરચા પાસે ઊભેલો છે તેને આપવાનું હોય છે.

દાવ લેનાર પક્ષનો જે છોકરો નગોરચા પાસે ઊભો હોય તેનું કામ નગોરચો પડી જાય કે તરત જ બને તેટલી ઝડપથી તેને જેવો હતો તેવો ફરી બનાવી દેવાનું હોય છે. અને બીજા

છોકરાઓ (દાન લેનારા) નુ કામ તે નગોરચા ઉપર આવેના દડાને ઝીની લેવાનુ, અને ન ઝિનાય તો પગથી લાત મારીને (હાથ બિલકુલ અડાડ્યા વગર) ગને તેટલે નાસે લઇ જવાનુ હોય છે

**રમવાની રીત—**પ્રથમ દાન લેનાર પક્ષનો છોકરો જે હાથમા દડો લઇને હદરેષા ઉપર ઉભેલો હોય છે, તે નગોરચાને પાડવા માટે તેના તરફ ફેકે છે (ચિત્ર ન ૧૨૪) જો એ દડાથી નગોરચો ન પડે અને દડો આગળ જાય, અને તે દડો દાન આપનાર પક્ષ અદ્ધરથી ઝીની લે, અગર એક ટપ્પો ખાઇને ઊચો આવે તે પછી પણ તે પક્ષ ઝીની લે, તો તે દડો ફેકનાર બાદ થાય, અને તે પક્ષનો બીજો છોકરો રમવા આવે તેનો પણ દડો જો એ પ્રમાણે ઝિનાય તો તે પણ બાદ થાય અને એ રીતે બધા બાદ થતા સામા પક્ષનો વારો દાન લેવાનો આવે અને આ પક્ષનો વારો દાન આપવાનો આવે

ફેકેલો દડો નગોરચાને પાડ્યા વગર આગળ જાય અને પ્રતિપક્ષીઓ તેને ઝીની ન શકે, તો તે ને તે છોકરો તેને ફરી ફેકી શકે

જો એ દડો નગોરચાને વાગે અને નગોરચો પડે તો તે જ પક્ષના (દાન લેનાર) બીજા છોકરા તે જ્યા પડ્યો હશે ત્યા જઇને લાત મારીને તેને છેટે ને છેટે લઇ જાય એ દડાને લાત મારીને જ છેટે લઇ જવો જોઇએ હાથ બિલકુલ અડાડાય નહીં

દાન લેનાર પક્ષ જ્યારે આ પ્રમાણે લાત મારી મારીને દડાને દૂર ને દૂર લઈ જતો હોય, ત્યારે એ પક્ષનો જે છોકરો નગોરચા પાસે ઊભેલો હોય, તેણે એ પડેલા નગોરચાને બનતી ઝડપથી ફરી ગોઠવી દેવો આ પ્રમાણે જ્યારે



પ્લેન નં. ૫૭ ચિત્ર ન. ૧૨૪

દાવ લેનાર પક્ષ દડાને છેટે ને છેટે લઈ જતો હોય, ત્યારે દાવ આપનાર પક્ષના છોકરાનું કામ એ છે કે તેણે દડાને હાથમા લઇને પોતાના પક્ષનો જે છોકરો નગોરચા પાસે ઊભો હોય તેને બનતી ઉતાવળે પહોચાડવો માત્ર દાવ આપનાર જ આ રીતે દડાને હાથ વતી લઇ શકે છે, અને ફેંકી શકે છે

ઉપર પ્રમાણે ઝપાઝપી ચાલતી હોય તેટલામા જો દાવ આપનાર પૈકીના કોઇ છોકરાના હાથમા દડો આવી જાય, અને તે પોતાના પક્ષનો જે છોકરો નગોરચા પાસે ઊભેલો હોય તેને આપી દે, અને તે ચિત્ર ન. ૧૨૫ પ્રમાણે નગોરચો પૂરો ગોઠવાયા પહેલા પ્રતિપક્ષના તે ગોઠવનાર છોકરાને ( તે દડો ) મારે, તો દાવ લેનાર બધા બાદ થઇ જાય, અને તેના પક્ષ ઉપર દાવ આવે.

આ રમતમા, દેશી રમતના ગુજરાતી પુસ્તકમા નીચે પ્રમાણે ફેરફાર છે —હદરેખા આઠ કે દસ હાથને છેટે રાખવી નગોરચો પડી જાય તો તેને ફરી બનતી ઉતાવળે બનાવવાનુ કામ દાવ આપનાર પક્ષનો જે છોકરો નગોરચા પાસે ઊભો હોય તેણે કરવુ. અને એ પક્ષના બીજા છોકરાઓએ આવનાર દડો બને તો ઝીલી લેવો, અને તેમ ન બને તો પગથી લાત મારીને જેટલે દૂર લઈ જવાય તેટલે દૂર લઇ જવો તે એના હેતુથી કે તે પાછો આવે ત્યા સુધીમા તેના પક્ષનો જે છોકરો નગોરચો ગતાવતો હોય તેને વધારે વખત મળે દાવ લેનાર જો નગોરચાને આટીને પાડે, અને તે પક્ષનો જ તેની પાસે ઊભેલો છોકરો તે દડો લઇ પ્રતિપક્ષી ( દાવ આપનાર ) કોઇને પણ મારે, તો તે આખો પક્ષ છૂટ્યો ગણાય. જો એ મારેલો દડો કોઇને પણ ન વાગે, તો દાવ આપનાર પક્ષ તેને પગવતી દૂર ને દૂર લઇ જાય, તે વખતે જો દાવ લેનાર કોઇ



ખેલ ન. ૫૭ ચિત્ર ન. ૧૨૫

છોકરો એ દડાને પકડી પાડે, અને તેના પક્ષનો જે છોકરો નગોરચા પાસે ઊભો હોય તેને આપે, અને એ છોકરો નગોરચાને ફરી ગોઠવનારને તે ગોઠવાયા પહેલાં જ મારે, તો પણ તે પક્ષ જીતે. પરંતુ તેને દડો વાગતાં પહેલાં તે છોકરો જો નગોરચો ગોઠવી લે તો બધા "નગોરચો" એમ બોલી ઊઠે અને તે પક્ષ જીત્યો ગણાય. —દેશી રમતો

એ પુસ્તકમાં આ રમતનો એક બીજો પ્રકાર પણ નીચેની વિગતે આપેલો છેઃ—એક આગેવાન છોકરો હાથમાં દડો લઇ નગોરચા પાસે ઊભો રહે, અને બાકીના બધા હદરેષા પાસે ઊભા રહે તે બધા પણ દડાઓ રાખે અને પોતાના દડાઓ નગોરચા પાસે મૂકે. નગોરચા પાસે ઊભેલો છોકરો તે દડાઓ એક પછી એ સામે ઊભેલા છોકરાઓ તરફ ફેંકે, તેમાંથી જે પ્રથમ લઇ શકે તે પહેલો, અને પછી લઇ શ તે બીજો, એમ રમવાનો ક્રમ ઠરે. પહેલો ઠરે, તે પછી હદરેષા પાસે ઊભો રહી નગોરચાને પાડવા તેના તરફ તાકીને દડો મારે. જો તેનાથી નગોરચો પડે, તો નગોરચા પાસે આવીને તે નગોરચો ફરી ગોઠવે, અને નગોરચા પાસે ઊભેલો છોકરો દડા ફેંકવા માટે હદરેષા ઉપર જાય. જો નગોરચો ન પડે, તો તેની (નગોરચાની) પાસે ઊભેલો છોકરો પોતાનો દડો તે મારનારને મારે. ફરી તે પછી બીજાનો વારો આવે. જેનો દડો વાગે તેનો વારો પહેલો ગણાય, ન વાગે તેનો છેલ્લો ગણાય.

—દેશી રમતો.

# હાથી હાથી.

**હાથી હાથી**—પ્રકાર પહેલો—(ખેલ નં. ૫૮)—આ ખેલ શાળાના ઓરડામાં અગર મેદાનમાં રમાય છે. રમનારની સંખ્યા ૧૦ થી ૨૦ અગર વધારે હશે તો પણ ચાલશે. ૨૦ ફૂટ વ્યાસનું એક કુંડાળું જમીન ઉપર કાઢવું. રમનારની સંખ્યા ૨૦ થી વધારે હોય તો કુંડાળું તેથી પણ મોટું કાઢવું. એક છોકરા ઉપર દાવ ઠરાવવો, અને બીજા બધા છોકરાઓએ તે કુંડાળાની અંદર ઊભા રહેવું. જેના ઉપર દાવ હોય, તેણે કુંડાળાના મધ્ય ભાગમાં એક પગ ઊંચો રાખીને બે હાથ તથા એક પગને આધારે ચિત્ર નં. ૧૨૬ માં બતાવ્યા પ્રમાણે ઊભા રહેવું. પછી શિક્ષકે ખેલ શરૂ કરવાની સિસોટી વગાડવી. સિસોટી થતાં જ દાવવાળા છોકરા (હાથી) એ તેજ સ્થિતિમાં રહીને દોડતાં દોડતાં બીજા છોકરાઓને ચિત્ર નં. ૧૨૭ પ્રમાણે પગથી મારવા પ્રયત્ન કરવો. બીજા છોકરાઓએ



ખેલ નં. ૫૮ ચિત્ર નં. ૧૨૬



ખેલ નં. ૫૮ ચિત્ર નં. ૧૨૭

એ કુંડાળાની હદમાં જ રહીને દોડી દોડીને હાથીના મારથી બચવા પ્રયત્ન કરવો. જે છોકરાને હાથી મારે, તે બાદ થાય. એ રીતે બધા છોકરાઓ મરાય એટલે ખેલ પૂરો થાય. દાવ આપનાર છોકરો થાકી જાય, તો જે પ્રથમ બાદ થયો હોય તેના ઉપર દાવ કરાવવો. કુંડાળાની બહાર જો કોઇ પણ રમનારના બંને પગ જાય, તો તે પણ બાદ થાય.

**હાથી હાથી**—પ્રકાર બીજો-(ખેલ નં. ૫૯)—આ ખેલ પહેલા પ્રકાર જેવો જ છે. માત્ર આમાં બંને પગ જમીન ઉપર રાખીને હાથીને દોડવાનું હોય છે. અને તે જ સ્થિતિમાં દોડતાં દોડતાં પગથી પ્રતિપક્ષીને ચિત્ર નં. ૧૨૮ પ્રમાણે મારવાના હોય છે. પહેલા પ્રકારમાં પગ ઊંચો રાખીને મારવાના હોય છે. ત્યારે આમાં પગ નીચે જમીનસરસો રાખીને જ પ્રતિપક્ષીને મારવાનો હોય છે.

**હાથી હાથી**—પ્રકાર ત્રીજો-(ખેલ નં. ૬૦)—આ ખેલ પણ પેલા બેની પેઠે જ રમવાનો છે. પણ આમાં બધા છોકરાઓને બીજા પ્રકારની પેઠે ચાર પગે (બે હાથ અને બે પગ વડે) દોડવાનું હોય છે અને મારવાની રીત બીજા પ્રકારના જેવી જ હોય છે.

**સૂચનાઓ**—(૧) આ ત્રણે પ્રકારમાં મહેનત બહુ પડે છે માટે ૧૦ મિનિટ કરતાં વધારે વખત એક દાવ ચલાવવો નહીં. (૨) પગથી મારવામાં પગ વધારે ઊંચો ન લેતાં સામાના પગના આગલા ભાગને માત્ર સ્પર્શ થાય તેમ ધીમે મારવો.



ખેલ નં. ૫૯ ચિત્ર નં. ૧૨૮

લંગડાતાં દોડીને નાના વર્તુલમાંથી બહાર આવવું, અને મોટા વર્તુલમાં ઊભેલા છોકરાઓને પકડવા પ્રયત્ન કરવો. રમનાર છોકરાઓએ નાના વર્તુલની અંદર જવું નહીં, તેમ જ મોટા વર્તુલની બહાર પણ જવું નહીં. એટલી હદમાં દોડીને તેમણે પોતાનો બચાવ કરવો. જો દાવવાળો છોકરો કોઇને પણ પકડે, તો પછી તે બંને નાના વર્તુલમાં જાય, અને ત્યાંથી બંને એક પગે લંગડાતા આવી બીજા રમનારને પકડવા માંડે. તે બંને જુદી જુદી દિશામાં બહાર નીકળે તો ચાલે. પણ એક જ વખતે તે બંનેએ બહાર નીકળવું જોઇએ. જો નીકળવામાં આગળ પાછળ થાય, તો રમનારાઓ તેને મારીને અંદર મોકલે. બંને એકી વખતે બહાર નીકળે, તો તે બંને રમનારાઓને પકડી શકે. અને જે પકડાય, તેને અંદર નાના વર્તુલમાં લઇ જઇ શકે. પણ આ વખતે પણ તે બંનેએ એક જ વખતે અંદર જવું જોઇએ. જો એક અંદર જાય અને બીજો કોઇને મારવા માટે બહાર રહે, તો રમનારાઓ તેને મારીને અંદર મોકલે. અને તેનો મારેલો બાદ ન થાય. બંને છોકરા એક એકને પકડે, તો પછી ચારે એકી વખતે અંદર જાય, અને તે ચારેય એક પગે લંગડાતા લંગડાતા એક જ વખતે આવે, અને બીજાઓને પકડે. એવી રીતે જે છોકરો છેક છેલો પકડાય, તેના ઉપર બીજો દાવ આવે.

# સૂરકાઠી.

સૂરકાઠી–(ખેલ નં. ૬૩)—ઠેકઠેકાણે નાના નાના પથ્થર પડેલા હોય, તેવા ખુલા મેદાનમાં આ રમત રમાય છે. રમનારની સંખ્યા પાંચથી પંદર સુધી હોય છે. દરેક રમનાર પાસે એક એક હાથ લાંબી સાધારણ જાડી લાકડી જોઇએ. શરૂઆતમાં રમનાર બધા છોકરાઓએ એક જ ઠેકાણે ઊભા રહેવું. અને દરેકે પોતાની લાકડી જોરથી સામે ફેંકવી. જેની લાકડી બધાથી આ તરફ પડે તેના ઉપર દાવ આવે. પછી ખેલ શરૂ કરવાની સિસોટી થતાં જ દાવ આપનાર છોકરે પોતાની લાકડીના બંને છેડા પોતાના બંને હાથે જરા ઢીલા પકડીને જમીન ઉપર બેસવું, અને બંને હાથ માથા ઉપર ઊંચા રાખવા. પછી એક હોશિયાર છોકરે પાછળથી આવીને એ લાકડીને જોરથી પોતાની લાકડી મારવી. એવી રીતે કે પેલી લાકડી તેના બંને હાથમાંથી છૂટીને લાંબે જાય. બીજા છોકરાઓએ તે લાકડી જેટલે પડી હોય તેટલે જઇને, પોતાની લાકડીવતી ધકેલી ધકેલીને, તેને વધારે અને વધારે લાંબે લઇ જવી; દાવવાળો છોકરો તે બધાને પકડી લેવા માટે પછવાડે દોડતો આવે, તે જેને પકડવા આવે, તે પોતાની લાકડી વચમાં વચમાં પડેલા કોઇ પણ પથ્થર ઉપર જો મૂકી દે, તો તેને પકડી શકાય નહીં. તે મૂકયા પહેલાં જો દાવવાળો છોકરો કોઇને પણ અડી જાય, તો તેના ઉપર દાવ આવે, અને તે છૂટો થાય. તે છૂટો થયેલો છોકરો પછી જમણો પગ ઊંચો કરીને તથા જમણા હાથે કાન પકડીને લંગડી ચાલતો ચાલતો ત્યાંથી તે ઠેઠ મૂળ જગા સુધી આવે, એટલે પહેલો દાવ પૂરો થાય, અને બીજો દાવ શરૂ થાય.

# ગેડીદડા.

ગેડીદડા-( ખેલ નં. ૬૪ )—આ ખેલ ગુજરાતમાં પ્રચલિત છે. ગામડાઓમાં હોળીના દિવસોમાં અજવાળી રાતે આ રમત રમાય છે. ગામની અંદર કે બહારનાં ખુલ્લાં મેદાનોમાં કે મોટા રસ્તાઓ ઉપર તે રમી શકાય છે. વાંસની મૂળ આગળથી જરા વાંકી વળેલી ત્રણ સાડા ત્રણ ફૂટ લાંબી લાકડી દરેક રમનાર પાસે જોઇએ. એવી લાકડીઓ મૂળ આગળથી જરા વાંકી થયેલી અને જાડી હોય છે તેથી દડો મારવાને બહુ અનુકૂળ પડે છે. વાંસની ન મળે તો બીજા કોઇ ઝાડની પણ મૂળ આગળ જરા વાંકી વળેલી અને જાડી લાકડી હશે તો ચાલશે. આ રમત વિલાયતી હૉકીના જેવી જ આપણી જૂના વખતની દેશી છે. તેના માટે ચીથરાનો દોરી વીંટીને બનાવેલો દડો આશરે ત્રણ ચાર ઇંચ વ્યાસનો વપરાય છે. દડો મોટો હોય તેમ મારવાને અનુકૂળ પડે છે. રમનારના બે ભાગ પાડવા, અને મેદાનની વચમાં એક રેષા કાઢી તેની બંને બાજુએ એક એક ભાગને ઊભા રાખવા. બંને તરફ છેવટની હદ પણ મુકરર કરવી. પછી બંને પક્ષની એક એક આગેવાન ચિત્ર નં. ૧૩૦ પ્રમાણે દડાને તે મધ્યરેષા ઉપર બરાબર વચમાં રાખીને તે મધ્યરેષાની બાજુએ ઊભો રહે. પોતાને ખેલ શરૂ કરવાની સૂચના મળતાં જ તે આગેવાનો તે દડાને પોતપોતાની હદમાં ખેંચી જવા પ્રયત્ન કરે, અને બીજાઓ તેને મદદ કરે જે પક્ષ તે દડાને પોતાની છેવટની હદ બહાર પ્રથમ લઇ જાય તે પક્ષ જીત્યો ગણાય, અને પહેલો દાવ પૂરો થાય. તે પછી દડાને મધ્ય ભાગે લાવી બીજો દાવ શરૂ થાય. જે પક્ષ એ રીતે વધારે દાવ જીતે, તે પક્ષ વિજયી થયો ગણાય. જગાની સવડ પ્રમાણે ગમે તેટલા છોકરા પણ આમાં ભાગ લઇ શકે

આ રમતનો પ્રકાર દેશી રમતોના ગુજરાતી પુસ્તકમાં નીચે પ્રમાણે છે:—રમનાર બધા છોકરાઓ હાથમાં ગેડીઓ લઇને પગવતી કુંડાળાં કરીને એક પગ તે કુંડાળામાં અને બીજો પગ બહાર રાખીને ઊભા રહે, અને દાવવાળો છોકરો પોતાની ગેડી તથા દડો લઇને વચમાં ઊભો રહે. તે પોતાનો દડો ગેડીવતી



ખેલ નં. ૬૪ ચિત્ર નં. ૧૩૦

બીજાઓના કુંડાળાંઓમાં ધકેલે; જ્યારે બીજા બધા તેને પોતાના કુંડાળામાં આવવા ન દેતાં બહાર ને બહાર જ રાખવા ગેડીઓ માર્યા કરે. એમ ચાલતાં કોઇ પણ છોકરાના કુંડાળામાં દડો આવી જાય, તો તેના ઉપર દાવ આવે. રમનાર છોકરાઓ આવેલા દડાને વધારે આગળ ધકેલવા માટે કુંડાળાની બહાર પણ એક પગે ચાલીને આવી શકે છે. દરમિયાન જો તેના બંને પગ જમીનને અડકી જાય, અગર દડો તેના કુંડાળામાં દાવવાળા તરફથી નખાય, તો તેના ઉપર દાવ આવે. —**દેશી રમતો**

**ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે** આ સંબંધમાં નીચે પ્રમાણે નિયમો પ્રસિદ્ધ કર્યા છે :—

### રમનારની સંખ્યા

૧. રમનારની સંખ્યા ૧૧ હરીફોની રહેશે. તેમને પાંચ આગલી હારમાં, ત્રણ વચલી હારમાં, બે છેલ્લી હારમાં, અને એક પોઇ સાચવવા માટે ગોઠવવામાં આવશે.

### નાયક

૨. દરેક ટુકડીનો એક નાયક રહેશે. બંને નાયકો એકઠા મળીને રમતના મેદાનની પસંદગી કરશે તથા જરૂર જણાયે પોતાનામાંથી પંચ પણ નક્કી કરશે.

### રમતનું મેદાન

૩. રમતનું મેદાન લંબચોરસ રહેશે. તેની લંબાઇ ૨૫૦ થી ૩૦૦ ફૂટ સુધીની અને પહોળાઇ ૧૬૫ થી ૧૮૦ ફૂટ સુધીની રહેશે.

### પોઇ

૪. રમતના મેદાનની બંને બાજુએ પહોળાઇની લીટીઓની વચ્ચોવચ ૧૨ થી ૧૫ ફૂટ સુધીની પોઇ નક્કી કરવી. લંબાઇની રેખાઓને બાજુરેખા તથા પહોળાઇની રેખાઓને પોઇરેખા તરીકે ઓળખવામાં આવશે. પોઇરેખા ઉપર આઠ ફૂટ ઊંચા બે વાંસ રોપવા અને તેની ઉપર એક આડો વાંસ રાખવો. આ બંને ઊભા વાંસ વચ્ચેથી અને આડા વાંસ નીચેથી જ દડો પસાર થાય તો પોઇ થઇ ગણાશે.

### પોઇવર્તુલ

૫. બંને બાજુના પોઇવાંસથી સમાન્તર ૧૨ ફૂટ દૂર, ૪૫ ફૂટની ત્રિજ્યા લઇ એક અર્ધ કુંડાળું દોરવું. આ અર્ધ કુંડાળું પોઇકૂંડું કહેવાશે, પોઇ કરવા માટે આ પોઇકૂંડામાં જઇને જ દડાને ફટકો મારવો જોઇએ.

### દડો

૬. દડો ગોળ તથા વધુમાં વધુ નવ ઇંચના વ્યાસનો રાખી શકાશે. તે લૂગડાનો દોરીથી




ખેલ નં. ૬૪ ચિત્ર નં. ૧૩૦-અ

ગૂંથેલો અથવા ચામડાથી શીવેલો હશે તો પણ ચાલશે. દડાનું વજન બશેરથી વધુ ન હોવું જોઇએ.

## ગેડી

૭. રમનારની કમર સુધીની ઊંચાઇની તથા રમનારના કાંડાની જાડાઇની ગેડી જોઇશે. ગેડી હૉકીસ્ટિકની માફક છેડેથી જરાક વળેલી રાખવી.

## જોડા

૮. રમનાર બીજાને ઇજા કરે તેવા નીચે અણીવાળા ટેસ ચોડેલા જોડા વગેરે પહેરી રમી શકશે નહિ.

## ખટ

૯. બંને પક્ષના રમનારમાંથી એક એક જણ મેદાનની વચમાં બાજુરેખા તરફ મોં રહે તેમ ઊભા રહી પહેલાં જમીન ઉપર ગેડી પછાડી પછી ઊંચે દડા ઉપર ગેડી લાવી ત્રણ વખત વારાફરતી ગેડી પછાડી દડાને ફટકો મારશે. ખટ વખતે બીજા હરીફો ખટ લેનાર હરીફથી નવ ફૂટ દૂર પોતાની હદમાં રહેશે. પોઇવર્તુલમાં ખટ લેતી વખતે પોઇરેખાથી ૧૫ ફૂટ દૂર દડો રાખવો. આ નિયમનું ઉલ્લંઘન કોઇ પણ પક્ષનો હરીફ કરે તો ફરીથી ખટ લેવી જોઇશે. રમતની શરૂઆતમાં દડો મેદાનના મધ્ય ભાગમાં આવેલ વર્તુલમાં મૂકી રમતની શરૂઆત કરવી.

## પોઇ થઇ ક્યારે કહેવાય

૧૦. (૧) દડો પોઇરેખા ઉપરથી અને તેના ઉપર રોપેલા તથા આડા મૂકેલા વાંસની વચ્ચે તથા નીચેથી પૂરેપૂરો પસાર થવો જોઇશે. (૨) પોઇવર્તુલમાંથી સામા પક્ષના રમનારની ગેડીને વાગીને અથવા અથડાઇને દડો જવો જોઇશે. (૩) પોઇવર્તુળમાં સામા પક્ષના રમનારની ગેડીને અડીને બચાવપક્ષના રમનારની ગેડીને અથવા શરીરને અડકીને પણ જો દડો પોઇ માટે મુકરર કરેલી હદમાંથી પસાર થશે તો પણ પોઇ થઇ ગણાશે. (૪) પોઇ કરતાં પોઇસ્તંભ પડી જાય તો પંચને યોગ્ય લાગશે તે નિર્ણય આપી શકશે.

## સામાન્ય નિયમો

૧૧. (૧) દડાની ગતિ ગેડી અથવા પગથી જ રોકી શકાશે. દડાને કોઇ લાત મારી શકશે નહિ. (૨) હાથમાં ગેડી હશે તો જ હરીફ રમે છે એમ ગણાશે. (૩) ગેડી પહોંચે તેટલા અંતરે દડો હશે તો જ સામસામા રમનાર પોતાની ગેડી એક બીજાની ગેડીમાં ભેરવી શકશે. (૪) રમનાર દડાને અડતાં પહેલાં સામા હરીફની આડે આવી શકશે નહિ, તેના શરીરને અડી શકશે નહિ, પોતાની ગેડી વચમાં મૂકી શકશે નહિ, તેમ જ સામા હરીફની ગેડીને પોતાની ગેડી વડે ખાલી ફટકો મારી શકશે નહિ.

## પોઇવર્તુળમાં

ઉપરના કોઇ પણ નિયમનું ઉલ્લંઘન પોઇવર્તુળમાં સામા પક્ષથી થાય તો તે બદલ બચાવપક્ષને ગુનાની જગાએથી છૂટો ફટકો આપવો, બચાવપક્ષથી ઉપરના કોઇ પણ નિયમનું ઉલ્લંઘન પોઇવર્તુલમાં જાણીબૂજીને થાય તો સામા પક્ષને ગુનાની જગાએથી ગુનાખટ આપવી અને અજાણમાં થાય તો સામાપક્ષને ગુનાખૂણેથી છૂટો ફટકો આપવો.

## પોઇવર્તુલ બહાર

કોઇ પણ પક્ષ ઉપરના નિયમોનું ઉલ્લંઘન પોઇવર્તુળ બહાર કરે તો ગુનો કરનારના સામાપક્ષને ગુનાવાળી જગાએથી છૂટો ફટકો આપવો.

### પોઇવર્તુલ બહાર તેમજ અંદર

બંને પક્ષના હરીફ એક સાથે જ ઉપરના નિયમોનું ઉલંઘન કરે તો ગુનાની જગાએથી બંને જણને ખટ આપવી.

### ગેડી

૧૨. દડાને ફટકો મારતાં પહેલાં અથવા મારી રહ્યા બાદ ગેડી માથાથી ઊંચે જવી ન જોઇએ. બંને પક્ષના હરીફો એક સાથે જ આ ગુનો કરે તો ગુનાની જગાએથી બંને જણને ખટ આપવી. પોઇવર્તુળમાં સામોપક્ષ આ ગુનો કરે તો બચાવપક્ષને ગુનાની જગાએથી છૂટો ફટકો આપવો અને બચાવપક્ષ પોઇ ન થવા દેવા માટે જાણી જોઇને આ ગુનો કરે તો સામા પક્ષને ગુનાખટ આપવી. બચાવપક્ષથી અજાણમાં પોઇવર્તુળમાં આ ગુનો થાય તો સામાપક્ષને પોઇખૂણેથી ફટકો આપવો.

### છૂટો ફટકો

૧૩. આ ફટકા વખતે ફટકો મારનાર સિવાય બધા રમનાર પંદર ફૂટ દૂર ઊભા રહેશે. ફટકો મારનાર દડાને ફટકો મારી તેના તેમ જ સામા પક્ષના રમનાર દડાને અડે નહિ ત્યાં સુધી દડાને અડી તેમ જ ફટકો મારી શકશે નહિ. ફટકો મારતાં ફટકો ચૂકી જાય અને ગેડીનો ગુનો ન કરે તો ફરીથી ફટકો મારી શકશે. આ ફટકો મારતી વખતે ફટકો મારનારથી પંદર ફૂટની અંદર કોઇ રમનાર હશે તો ફટકો ફરીથી મારવા દેવામાં આવશે. પોઇવર્તુલમાં આ ફટકો મારી ફટકો મારનાર તરત જ દડાને અડે તો સામા પક્ષને પોઇખૂણેથી ગુનાખૂણા ફટકો આપુવો. પોઇવર્તુલ બહારથી ગુનો કરે તો ગુનો કરનારના સામા પક્ષને છૂટો ફટકો આપવો. જો ફટકો ખોટી રીતે પોઇવર્તુલ બહારથી માર્યો હોય તો ગુનો કરનારના સામાપક્ષને છૂટો ફટકો આપવો અને પોઇવર્તુલની અંદરથી માર્યો હશે તો ગુનાખૂણા ફટકો આપવો.

### ગુના ખટ

૧૪. આ ખટ લેવાનું પુરું થતાં સુધી ખટ લેનાર સિવાયના બીજા રમનાર પાસેમાં પાસેની ૨૫ વાર રેખાની બહાર ઊભા રહેશે. જો આ ખટ બાદ પોઇવર્તુલની અંદરની પોઇહદ સિવાયની પોઇરેખા ઉપરથી દડો સામાના શરીર અથવા ગેડીને વાગીને બહાર જાય તો ફરીથી ખટ આપવી. જો દડો રોપેલા બે વાંસના વચ્ચેથી સામાપક્ષની ગેડીને અથવા બચાવપક્ષના કોઇ હરીફના શરીર અથવા ગેડીને અડીને પસાર થાય તો પોઇ થઇ ગણાશે. પોઇવર્તુલ બહારની પોઇરેખા ઉપરથી દડો જાય કે તરત પાસેમાં પાસેથી ૨૫ વારની રેખાની ઉપરથી ખટ આપવી.

(અ) જો બચાવ પક્ષ નિયમ ૯ બાદ કરતાં ભૂલ કરે તો સામાપક્ષને ગુનાપોઇ અપાશે, જે પોઇ જ ગણાશે.

(બ) સામો પક્ષ ગુનો કરે તો બચાવપક્ષને છૂટો ફટકો આપવો. બંને જણ સાથે ગુનો કરે તો ફરીથી ખટ આપવી.

### પોઇરેખા પાછળ

૧૫. (અ) જો દડો સામા પક્ષના કોઇ રમનારથી તેની ગેડી અથવા શરીરને અડીને અથવા બચાવ પક્ષનો હરીફ જે પોતાની પોઇ-સીમા પાસેથી ૨૫ વાર દૂર હોય અને તેના ફટકાથી અજાણતાં પોઇરેખા પાછળ જાય તો જે જગાએથી દડો ગયો હોય તેને ખૂણે ૨૫ વારની રેખાએ દડો મૂકી ખટ આપવી.

(બ) ૨૫ વારની રેખાની અંદરથી બચાવ પક્ષના રમનારથી અજાણતાં દડો બહાર જાય તો સામા પક્ષને ખૂણાફટકો આપવો. સિવાય કે નિયમ ૧૦ માં સમાવેશ ન થાય તો.

(ક) મેદાનના કોઇ ભાગમાંથી બચાવ પક્ષના હરીફે જાણી જોઇને દડાને પોઇરેખા પાછળ કાઢ્યો હશે તો સામા પક્ષને ગુનાખૂણા ફટકો આપવો, સિવાય કે નિયમ ૧૦ માં સમાવેશ ન થાય તો.

ખૂણા ફટકો

૧૬. સામા પક્ષનો કોઇ પણ હરીફ ખૂણાના વાવટાથી ત્રણ વારની અંદર પોઇરેખા ઉપર દડો મૂકી ફટકો મારી શકશે. આ વખતે બચાવ પક્ષના બધા હરીફો પોતાની ગેડી તથા પગ પોઇહદની પોઇરેખા બહાર રાખી ઊભા રહેશે. અને સામા પક્ષના હરીફો પોતાની ગેડી તથા પગ પોઇવર્તુલની બહાર રાખી ઊભા રહેશે. સામા પક્ષનો કોઇ પણ હરીફ દડાની ગતિ રોકયા વગર ચાલુ ગતિવાળા દડાને ફટકો મારી પોઇ કરી શકશે નહિ. પણ જો ખૂણાના ફટકા બાદ રમનાર પક્ષના હરીફની ગેડી અથવા શરીરનો કોઇ પણ ભાગ દડાને અડકયો હશે તો તે પોઇ કરવા માટે ફટકો મારી શકશે. જો સામા પક્ષનો હરીફ ખૂણાના ફટકા બાદ દડાને અટકાવ્યા સિવાય ફટકો મારે તો રમનાર પક્ષને છૂટો ફટકો મળશે.

ગુના ખૂણો

૧૭. પાસેના પોઇસ્તંભથી ઓછામાં ઓછા દસ વારની અંદર આ ફટકો મારી શકશે નહિ. ઉપરાન્ત આ ફટકા સાથે કોઇ પણ હરીફ ફટકાની જગાએથી પાંચ વારની અંદર ઊભો રહી શકશે નહિ. સામો પક્ષ ખૂણાફટકાથી સીધો પોઇ કરી શકશે નહિ. આ ફટકા બાદ પોઇ કરવા માટે દડાને અડકાવવો પડશે અથવા પોઇ થતા પહેલાં દડો રમનાર પક્ષના કોઇ પણ હરીફના શરીર અથવા ગેડીને અડકવો જોઇશે. અને ત્યાર બાદ સામો પક્ષ ફટકો મારી શકશે. ગુનાફટકો મારનાર હરીફે તેના સિવાય બીજા કોઇ પણ હરીફ દડાને ફટકો ન મારે ત્યાં સુધી દડાને અડી શકશે નહિ. આ ફટકો લેતાં હરીફ ચૂકી જશે તો ફરી ફટકો લઇ શકશે, સિવાય કે તે ગેડીનો ગુનો ન કરે તો.

વિરુદ્ધ બાજુ

૧૮. દડાને ફટકો માર્યા બાદ અથવા ગબડાવ્યા બાદ તે જ પક્ષનો કોઇ પણ હરીફ પોતાની વિરુદ્ધ પક્ષના ત્રણ હરીફો તેમની પોઇ પાસે તેના પક્ષના હરીફ કરતાં વધારે નજીક નહિ હોય તો સામા પક્ષનો રમનાર હરીફ વિરુદ્ધ બાજુ છે એમ ગણાશે. વિરુદ્ધ બાજુ થનાર હરીફ દડાને રમવાની કોશિશ કરશે નહિ, તેમ તે બીજા રમનારાઓની આડે આવી શકશે નહિ. બચાવ પક્ષનો હરીફ આ દડાને ફટકો મારે ત્યાર બાદ જ તે રમી શકશે. પોતાના મેદાનમાં તે જ પક્ષનો હરીફ વિરુદ્ધ બાજુ ગણાશે નહિ. પોતે આ સ્થિતિમાં દડો રમે તે પહેલાં બચાવ પક્ષનો અથવા પોતાના પક્ષનો કોઇ પણ હરીફ તેના કરતાં બચાવપક્ષની પોઇ પાસે વધારે નજીક હશે અને તે ફટકો મારે ત્યાર બાદ તે રમી શકશે. પોઇવર્તુલની અંદર અગર બહાર આ ગુનો થાય તો ગુનાની જગાએથી ગુનો કરનારના સામા પક્ષના હરીફને છૂટો ફટકો આપવો.

દડો ગબડાવવો

૧૯. બાજુરેખાઓ ઓળંગી દડો બહાર જાય તો સામા પક્ષનો કોઇ પણ હરીફ જે જગાએથી દડો બહાર ગયો હોય તે જગાએ બાજુરેખા બહાર પોતાના બંને પગ તથા ગેડી રાખી દડાને પાંચ વાર રેખામાં જમીનને અડીને દડો જાય તેમ ગબડાવશે. આ વખતે કોઈ પણ રમનાર પાંચ વાર રેખામાં ઊભો રહી શકશે નહિ. દડો ગબડાવનાર તથા તેના પક્ષનો કોઇ પણ હરીફ આ નિયમનું ઉલ્લંઘન કરે તો

સામા પક્ષની કોઇ પણ રમનાર દડો ફરી ગબડાવશે. સામા પક્ષનો કોઇ પણ હરીફ ગુનો કરે તો તે જ હરીફ ફરીથી દડો ગબડાવશે.

**રમતનો સમય**

૨૦. આખી રમત સિત્તેર મિનિટ ચાલશે. અડધો કલાક રમ્યા બાદ દસ મિનિટ વિશ્રાન્તિ બાદ બંને પક્ષ મેદાનની ફેરબદલી કરે.

**પરિણામ**

૨૧. જે ટુકડી આખી રમત દરમિયાન વધુમાં વધુ પોઇ કરશે તે જીતી ગણાશે. બંને ટુકડીની સરખી પોઇ થશે તો દસ મિનિટની વિશ્રાન્તિ બાદ અડધો કલાક ફરીથી રમત રમાડવી અને જે ટુકડીની વધુમાં વધુ પોઇ થઇ હશે તે જીતી ગણાશે.

**પંચ**

૨૨. દરેક બાજુએ એકેક પંચ તથા એકેક રેખા પંચ રહેશે. દરેક બાબતમાં પંચનો નિર્ણય આખરી ગણાશે. પંચને જરૂર જણાયે રમત માટે વધુ વખત આપવાની છૂટ રહેશે. રમનાર પૂછે તે પહેલાં પંચ પોતાનો નિર્ણય જાહેર કરશે. (૧) રમત શરૂ કરવા, (૨) વધારે સમય જાહેર કરવા, (૩) રમત ફરી શરૂ કરવા, (૪) પોઇ જાહેર કરવા, (૫) દડો પોઇરેખા તથા બાજુરેખા બહાર ગયો છે તે જાહેર કરવા, (૬) કોઇ પણ નિયમનું ઉલ્લંઘન થયુ હોય તો તે જાહેર કરવા, અને (૭) કોઇને ઇજા થઇ હોય તે જાહેર કરવા માટે તેને કોઇ પણ કારણસર રમત બંધ કરવાનું યોગ્ય લાગે તો પંચ સિસોટી વગાડી સંજ્ઞા આપશે. કોઇ રમનાર સામાપક્ષના રમનારને ઇજા થાય તેવી રીતે બેકાળજીથી રમતો હશે તો પંચ તેને એક વખત ખબર આપી યોગ્ય લાગશે તો રમતમાંથી બાતલ કરશે અને બાકી રહેલા રમનારાઓથી રમત આગળ ચલાવશે.

—**રમતોના નિયમો**

# નૂતન ગિલ્લીદંડો.

**નૂતન ગિલ્લી દંડો**–( ખેલ નં. ૬૫ )— થાણાના શ્રી સમર્થ સેવક મંડળે આ રમતનું હાલની ક્રિકેટને અનુસરતું નૂતન સ્વરૂપ આપેલું છે, જે તેમના તરફથી ચિત્રો તથા આકૃતિ સાથે પ્રચાર માટે આ તરફ આવેલું છે, તેમાંથી ઉપયોગી ભાગ આ નીચે આપીએ છીએ. આ સ્વરૂપને વ્યાયામ પરિષદે માન્યતા આપેલી છે.

**મહત્ત્વ**—આટાપાટા, ખોખો, હુતુતુ અને ગિલ્લી દંડો વગેરે બધા દેશી ખેલોમાં આ એક જ ખેલ એવો છે કે જે દેશી અને વિદેશી ખેલાડીઓને પણ અને સાધારણ પ્રેક્ષકોને પણ બે ઘડી મજા આપીને આનંદમસ્ત કરી દે છે.

આ ખેલ ઘણા જૂના વખતથી ખેલવામાં આવે છે. પ્રાચીન કાળમાં ભગવાન શ્રી કૃષ્ણે પણ આ ખેલ ખેલીને આનંદ માણેલો. હાલના વખતમાં એ ખેલનો હવે જીર્ણોદ્ધાર કરવાની જરૂર છે.

આ ખેલ ક્રિકેટને પણ આંટી દે તેવો છે. તેને સારુ ક્રિકેટની પેઠે જ બલકે તેના કરતાં પણ મોટું પટાંગણ જોઇએ. ક્રિકેટની પેઠે જ આમાં પણ એક એક ભેરુ રમવા માટે ક્રીડાંગણમાં ઊતરે છે, અને તેના જ જેવા ટોલા (ફટકા) મારીને પ્રેક્ષકોની તાળીઓ મેળવે છે.

આ ખેલમાં કેટલુંક ક્રિકેટ કરતાં પણ વિશેષ છે. તે એ કે ક્રિકેટમાં બૉલ બૅટ તરફ આવે તો જ બૅટ્સમૅન તેને ફટકો મારે છે. પણ આમાં, દંડાધર તેના તરફ ગિલ્લી આવે તે વખતે તો તેને ટોલો મારો છે જ, પરંતુ તે પોતે પણ

અગાઉથી જ ગિલ્લીને ટોલ્લો મારીને પ્રતિપક્ષ તરફ મોકલે છે એટલે આમાં એવડા ફટકા મારવાની તક છે.

વળી, બીજી પણ વિશેષતા આમાં એવી છે કે આમાં પોતાનું કર્તૃત્વ અને ભાગ્ય એ દંડાધરના પોતાના હાથમાં છે. જ્યારે ક્રિકેટમાં બે બૅટ્સમેન હોય છે અને તેમાંનો એક જો બેદરકારી રાખે તો સારા રમનારને પણ આઉટ થઇ જવું પડે છે. ઉપરાંત ક્રિકેટમાં છેવટના ખેલાડીને પૂરું રમવાનું મળતું પણ નથી, જ્યારે આમાં પ્રત્યેક ખેલાડીને પોતાનું પૂરેપૂરું કૌશલ્ય બતાવવાની સંધિ મળે છે.

એ ઉપરાંત, રામ ટોલ્લાના વખતે નિશાન તાકવાની સંધિ મળતી હોવાથી, આમાં નિશાનબાજી શીખવાની પણ તક મળે છે. તે જ પ્રમાણે ભાલરેષાની અંદર ધુસીને ધીટપણે ગિલ્લીને અટકાવવા જેવું શૌર્યનું કામ બીજા કોઇ પણ દેશી કે વિદેશી ખેલમાં નથી. રમત રમતાં આવા ઉત્તમ ગુણો કેળવાય એ આ ખેલના ઉત્તમ બોધપાઠ છે. ભાલ દેવી એ યોગ્ય રીતે ઊંચેથી આપવી જોઇએ એવો પ્રબંધ હોવાથી, તે અંતરિક્ષમાં એટલી ઊંચે ઊંચે અને એવી રીતે ફેંકવામાં આવે છે કે ગિલ્લી સીધી લંબરેષામાં જ દંડા ઉપર ઊતરે, એવા હેતુથી કે દંડાધર તેને ટોલ્લો મારીને બહુ દૂર મોકલી જ શકે નહીં. આમ કરવામાં હાથને જે કેળવણી અને અભ્યાસ જોઇએ છે તે બીજા કોઇ ખેલમાં મળતાં નથી.

આવા એક નહીં પણ અનેક પ્રકારના ચાતુર્યવાળો આ ખેલ દેશી-વિદેશી બધા ખેલોમાં અગ્રેસર ગણાવા યોગ્ય છે. તેને તે પ્રકારનો રાજાશ્રય, તેવી નિયમબદ્ધતા, તેવી ગંભીરતા અને વ્યવસ્થિતતા તથા શિસ્ત મળે તો આ ખેલ પૂરેપૂરો લોકમાન્ય થઇ શકે.

**પરિચય**—ચિત્ર નં.૧૩૦-આ માં બતાવ્યા પ્રમાણે ક્રીડાંગણ દોરીને તૈયાર કરવું. પછી રીત પ્રમાણે બીતું-મૂકું કરીને પંચો ક્રીડાંગણમાં પોતપોતાની જગાએ ઊભા રહે છે, તે પછી નવ ક્ષેત્રરક્ષક અને એક દંડાધર ક્રીડાંગણ ઉપર ઊતરે છે. ક્ષેત્રરક્ષક (ઝીલનારા) પોતપોતાની જગાએ ઊભા રહ્યા પછી દંડાધર પોતાની મૂઠી ઉપરનો રામ ટોલ્લો મારે છે. તેની ગિલ્લી જો ભાલરેષાની અંદર પડે તો નેમઘાત કરવાની સંધિ વિરુદ્ધ પક્ષને મળે છે. જો ગિલ્લી નેમરેષાની અંદર પડે તો રમનાર બાદ થાય. જો બહાર પડે તો તેને ભાલ મળે. રામટોલ્લો માર્યા પછી દરેક વખતે માત્ર સાદો ટોલ્લો (રાવણ ટોલ્લો) જ મારવાનો હોય છે. અને રમનાર હદ બહાર જાય કે ભૂલ કરે, કે દાવ ખુવે કે ઝિલાઇ જાય, ત્યાં સુધી રમી શકે છે. એ રીતે એક પછી એક એમ બન્ને બાજુના નવે નવ ખેલાડીઓ રમે છે.

**મર્યાદા**—આશરે ૬૫૦×૪૫૦ ફૂટ લાંબું પહોળું ક્રીડાંગણ જોઇએ. ચિત્ર નં. ૧૩૦-આ માં દર્શાવ્યા પ્રમાણે પાછળની બાજુએ ૩૫૦ ફૂટની જગા છોડીને ૫ ફૂટ ત્રિજ્યાનું એક વર્તુલ દોરવું, જેને **બદી** કહે છે.(આ બદીમાં ખાડો કરવાનો નથી.) ત્યાં પાછલી બાજુએ એક નિશાન ઊભું કરવું. અને એ બદીની સામેની બાજુએ તેને સમાંતર એવી ૧૨૦ ફૂટની એક રેષા દોરવી, જેને **ભાલરેષા** કહે છે. એ ભાલરેષાને બંને છેડે ખૂંટા ઠોકી બે નિશાન ઊભાં કરવાં, તે બંને છેડાથી બદીને જોડનારી બે રેખાઓ દોરવી. આ રીતે જે ત્રિકોણ તૈયાર થયો તેને **રંગણ** કહે છે. બદીથી ૩૦ ફૂટ ઉપર ભાલરેષાની તરફ અને તેને સમાન્તર એક રેખા દોરવી, તેને **નેમરેષા** કહે છે. તેના પણ બંને છેડા ઉપર નિશાનો ઊભાં કરવાં. બદીના મધ્યબિંદુથી ૩૦, ૧૦૦ અને ૨૦૦ ફૂટ ત્રિજ્યાનાં




ખેલ નં. ૬૫

ચિત્ર નં. ૧૩૦–આ

ત્રણ વર્તુળો દોરવાં, તેને અનુક્રમે **પ્રથમ સીમા, મધ્યમ સીમા,** અને **અંતિમ સીમા** કહે છે. આ અંતિમ સીમા ઉપર પણ અંતરે અંતરે નિશાનો ઊભાં કરવાં.

ઉપકરણો—દંડો ભરાઉ લાકડાનો બે થી સવા બે ફૂટ લાંબો જોઈએ. ગિલ્લી અઢી ઇંચ જાડી અને કંઈક અંડાકૃતિ જેવી જોઈએ.

**વ્યાખ્યા તથા નિયમો**—(૧) દંડાધર અને તેની બાજુના રમનારાઓ તે **રમનારા** કહેવાય અને તેની વિરુદ્ધના ક્ષેત્રરક્ષકો તે ઝીલનારા કહેવાય.

(૨) રમનારે બદીના વર્તુલમાં જ રહેવું જોઇએ. તેના પગની આંગળી પણ તે મર્યાદાની બહાર પડે તો તે હદબહાર થયો (તેનો દાવ ગયો) ગણાય. (ચિત્ર નં. ૧૮૦-ઇ).



ખેલ નં. ૬૫ ચિત્ર ન. ૧૩૦-ઋ

આ ચિત્રમા બહાર જવાની ક્રિયા બતાવેલી છે. રમનારે ગિલીને ટોલો મારેલો છે પરંતુ તેના પંજાનો ભાગ ગિલીના વર્તુળની બહાર ગયો છે તેથી સરપચ તેને 'બહાર ગયો' એમ જણાવે છે.



ખેલ નં ૬૫ ચિત્ર નં. ૧૩૦-ઈ

આ ચિત્રમાં રમનાર પોતાની મૂઠી ઉપર ગિલી રાખીને રામ ટોલો મારી ખેલની શરૂઆત કરે છે.

(૩) રમતની શરૂઆત રામટોલો–એટલે કે મૂઠી ઉપરનો ટોલો મારીને કરવી. (ચિત્ર ન. ૧૩૦-ઈ).

પછીના રાવણ ટોલા–એટલે કે સાદા ટોલા જ મારવા (આમા વકટ, લેન વગેરે નથી, તેમ જ આખ, હાથ વગેરે ઉપર ગિલી રાખીને ટોલા મારવાના નથી). (ચિત્ર નં. ૧૩૦-ઉ).



ખેલ ન. ૬૫ ચિત્ર નં. ૧૩૦-ઉ

આ ચિત્રમાં રમનાર રાવણ ટોલો મારે છે અને ઝીલનાર ભાનરેષાની બહાર ગિલીને અટકાવવા ઊભા રહેલા છે.

આ પદ્ધતિમા રમનાર જો ચૂકે, તો તે ચૂક્યો (તેનો દાવ ગયો) ગણાય.

(૪) રમનારની ગિલ્લી દંડાને નહીં વાગતાં તે તેની જ નીચે જમીન ઉપર પડે તો તેણે દાવ **ખોયો** (તેનો દાવ ગયો) ગણાય.

(૫) રમનારનો ટોલ્લો વાગેલી ગિલ્લી અ બ તથા અ ક રેખાને ન ઓળંગતાં બ તથા ક ના ખૂંટાની વચ્ચે થઇને જ ભાલરેખાની પેલી તરફ જવી જોઇએ. તેમ ન જાય અગર અ બ કે અ ક ની બહાર થઇને જાય તો તે **બહાર ગયો** (તેનો દાવ ગયો) ગણાય. ગિલ્લી એ રીતે બહાર ન પડતાં જો ભાલરેખાની અંદર પડે તો તે **અચકાયો** (તેનો દાવ ગયો) ગણાય. માત્ર રામ ટોલ્લાની મર્યાદા ભાલરેખા ન ગણતાં નેમરેખા ગણવી. જો ગિલ્લી એ બે રેખાની વચમાં પડે તો પ્રતિપક્ષે નેમઘાત કરવો. જો નેમઘાત થાય તો રમનારનો દાવ જાય. નેમઘાત ન થાય તો રમનારને ૧ ગુણ મળે.

(૬) નેમરેખા અને ભાલરેખાની વચ્ચે આવેલી ગિલ્લી (રામ ટોલ્લાથી મારેલી) ને લઇને પ્રતિપક્ષી જો બદીના મધ્યબિંદુ ઉપર ઊભા રાખેલા દંડાને નેમરેખા ઉપર થઇને બરાબર આંટે (નિશાન મારે) તેને **નેમઘાત** કહે છે. આ વખતે ગિલ્લી ઊભા રહીને અને ઉગામેલા હાથથી જ ફેંકવી જોઇએ. (ચિત્ર નં. ૧૩૦–ઊ).

(૭) રમનાર ટોલ્લો મારવા માંડે નહીં ત્યાં સુધી ઝીલનારાઓએ ભાલરેખા ઉપર કે રંગણમાં આવવું નહીં. માત્ર ટોલ્લાની શરૂઆત પછી, રામટોલ્લાની બાબતમાં ગિલ્લી ઉડાડયા પછી અને રાવણટોલ્લાની બાબતમાં દંડો ઉગામ્યા પછી, કોઇ પણ વખતે ઝીલનારાઓ ભાલરેખાની અંદર ગિલ્લીને અટકાવવા સારુ આવશે તો ચાલશે. (ચિત્ર નં. ૧૩૦–એ).

એવે (ક. ૭ માં જણાવેલા) વખતે અટકાવેલી ગિલ્લી ભાલરેખાની અંદર હશે તો તે (રમનાર) અટકાયો (તેનો દાવ ગયો) ગણાય.



ખેલ નં. ૬૫ ચિત્ર નં. ૧૩૦–ઊ
આ ચિત્રમાં ભાલરેખા ઉપર અટકાવેલી ગિલ્લીને એક ઝીલનાર ઊંચા ઉગામેલા હાથથી સરપંચે પકડી રાખેલા દંડા ઉપર આંટવાનુ કરે છે.



ખેલ નં. ૬૫ ચિત્ર નં. ૧૩૦–એ
આ ચિત્રમાં જે ખેલાડીઓ બહાર હતા તે ટોલ્લો માર્યા પછી અંદર આવીને ગિલ્લીને અટકાવે છે.



ચિત્ર ન. ૧૩૦-એ

ખેન ન ૬૫

આ ચિત્રમા ગમ ટોલ્લાથી કે રાનણુ ટોરનાથી મારેની ગિલ્લી ભાનરેષા ઓળગીને પેની તરફ ગયેની છે ત્યાથી ઝીલનારા પૈકી એક ભેરુ ભાન આપે છે અને રમનાર ભાન મારે છે બાકીના ઝીનનારાઓ એ ભાલ અટકાવવા સારૂ કેવી રીતે ચોતરફ ઊભા છે તે લક્ષમા લેવા જેવુ છે

(૮) ટોલ્લો મારેલી ગિલ્લી જમીન ઉપર પડતા પહેલા ઝીલનારા તેને ઝીલી લે તો તે (રમનાર) ઝિનાયો (તેનો દાવ ગયો) ગણાય

(૯) ઝીલનાર ગિલ્લીને ન ઝીનતા માત્ર અટકાવે, તો તેણે તે ગિલ્લી રમનાર તરફ તે ટોલ્લો મારી શકે તેમ પરત ફેકવી (ભાન દેવી) એ જો બરાબર ન ફેકાય, તો બીજીવાર ફેકવી (ચિત્ર ન. ૧૩૦-એ)

(૧૦) ભાન માર્યા પછી, ફોડયા પછી કે અપાયા પછી જો ગિલ્લી બદીના વર્તુલમા જ પડે તો દાવ બળ્યો (રમનારનો દાવ ગયો) ગણાય

(૧૧) ભાન ફોડેલી ગિલ્લી જમીન પર પડતા પહેના ઝિલાઇ જાય તો દાવ ઝિનાયો (રમનારનો દાવ ગયો) ગણાય દાવ ગયો તો પણ રમનારને ભાન ફોડવાનો ૧ ગુણ મળે તેમજ નિ ૧૫ પ્રમાણે ગુણ મળવા જેવા હોય તે પણ મળે

(૧૨) નિ ૧૦ કે નિ ૧૧ મા જણાવ્યા પ્રમાણે દાવ ન બળ્યો કે ન ઝિનાયો તો ગિલ્લી જે સ્થાને પડે તે સ્થાન પ્રમાણે ગુણ આપવા. એ ગુણ સરપચે જાહેર કરવા

(૧૩) પ્રથમ સીમાની અદર ગિલ્લી પડે તો ૧ ગુણ, પ્રથમ સીમા ઓળગાય તો ૨ ગુણ, મધ્યમ સીમા ઓળગાય તો ૪ ગુણ અને અતિમ સીમા ઓળગાય તો ૬ ગુણ આપવા

(૧૪) ભાન લેતી વખતે રમનાર જાણી બૂઝીને ભાન ન મારતા, ગિલ્લીને પોતાના શરીરથી અટકાવે તો સરપચે તેને અડી ગયો એમ જાહેર કરવુ અને તે પ્રસગે રમનારે તે ગિલ્લી ઝીનનાર તરફ પરત મોકલવી તેણે (સામાપક્ષે) તે ગિલ્લી એ વખતે ભાન તરીકે ન આપતા, ભાનરેષા ઉપર થઇને બદીમા ફેકવી જો તેમ ન પડે તો નિ ૧૩ પ્રમાણે ગુણ મળે

(૧૫) મારેલો ટોલ્લો યોગ્ય રીતે લાંબો ગયેલો હોય, છતાં ત્યાંથી પણ ફેંકેલી ભાલ ભાલરેષાની અંદર પડવી જોઇએ. તેમ ન પડતાં ગિલ્લી જો આ તરફ પડે તો રમનારને આપોઆપ ૩ ગુણ વધારે મળે, અને ગિલ્લી પડી હોય ત્યાંથી નિ. ૧૩ પ્રમાણે ગુણ મળે.

### હરીફાઇના સામાન્ય નિયમ.

(૧૬) પ્રત્યેક પક્ષમાં નવ ભેરુ જોઇએ. (વધારાના ત્રણ રાખવા.)

(૧૭) પ્રત્યેક પક્ષના ત્રણ દાવ રમાય.

(૧૮) રમનારના બે દાવમાં ઝીલનારના બે દાવના કરતાં ૫૦ ગુણ વધારે થશે તો રમનાર પોતાનો એક દાવ લેણો રાખીને ઝીલનારને રમવા દઇ શકશે.

(૧૯) અધિકારીઓ આ પ્રમાણે રાખવાઃ— સરપંચ, જમણો પંચ, ડાબો પંચ અને વેળાધિકારી (ગુણાધિકારી).

(૨૦) કોઇ ખેલાડી જાણીબુજીને અયોગ્ય વર્તન કરશે તો સરપંચ તેનો નિર્ણય આપશે.

(૨૧) સરપંચ સિવાય કોઇએ પણ ચાલુ રમતમાં અંદર આવવું નહીં.

### સોળ વર્ષની અંદરના છોકરાઓ માટે

ક્રીડાંગણ—બદી ચાર ફૂટની રાખવી. ભાલરેષા ૮૦ ફૂટ ઉપર અને નેમરેષા ૨૦ ફૂટ ઉપર રાખવી. સીમાનાં વર્તુલો ૨૦, ૬૦ અને ૧૨૫ ફૂટનાં લેવા.

ઉપકરણો—દંડો ૧॥ થી ૨ ફૂટનો લેવો. ગિલ્લી ૧॥–૨ ઇંચ જાડી લેવી.

# દેશી રમતો.

ગુજરાતની જૂની દેશી રમતોનો સંગ્રહ શ્રીમંત ગાયકવાડ સરકારના દેશી કેળવણી ખાતા તરફથી સં. ૧૯૫૦ (સન ૧૮૯૩) માં પ્રસિદ્ધ થયો છે, તેમાંથી કેટલીક વધારાની હકીકત જે તે રમતોની નીચે જે તે સ્થળે આપેલી છે. બાકી રહેલી પૈકી કેટલીક ઉપયોગી વ્યાયામપ્રદ રમતોનો સાર આ નીચે આપ્યો છે.

## જોડીની રમતો.

(૧) **બાહુબલી**—બે છોકરાઓ એક સાથે આમાં રમે છે. સોળ હાથનું અંતર રાખીને બંને બાજુ નિશાન કરે છે અને બરાબર વચમાં એ છોકરાઓ એક બીજાને બાહુથી પકડીને સામા સામા ઊભા રહે છે. પછી એક બીજાને ધકેલતાં જે છોકરો સામાવાળાને સામેના છેડા સુધી લઇ જાય તે જીત્યો ગણાય છે.

(૨) **દસાવીશી**—બે છોકરાઓની આ રમત છે. રમનાર બંને સીધી લીટીમાં વચ્ચે ત્રીશ હાથનું અંતર રાખીને ઊભા રહે છે. પહેલાથી દસ હાથને છેટે અને બીજાથી વીશ હાથને છેટે એક લાકડી ખોડવામાં આવે છે. પહેલાએ દોડીને એ લાકડીને અડીને પરત આવવાનું હોય છે. અને બીજાએ પોતાની જગાએથી દોડીને તેની પાછળ પડવાનું હોય છે. પોતાની જગાએ આવતાં પહેલાં જો પહેલા છોકરાને બીજો છોકરો પકડે તો તે બીજો જીત્યો ગણાય. પછી તે જીતનાર પહેલાની જગાએ જાય અને ફરી તે જ પ્રમાણે રમે.

(૩) **ગુલાંટ**–(ગોડીમડું)-(પ્રકાર પહેલો)–બે છોકરાઓ પોતાના બંને હાથના પંજાઓ જમીન ઉપર મૂકીને સામસામે મોઢાં કરીને

ઊભે પગે બેસે છે. તેમાંથી એક જરા માથું નમાવી રાખે, એટલે બીજો તેના ઉપર થઇને ગુલાંટ ખાય છે. પછી તે છોકરો પહેલાની પેઠે બેસે છે; અને બેઠેલો હતો તે તેના ઉપર થઇને ગુલાંટ ખાય છે. આ રીતે મરજીમાં આવે ત્યાં સુધી બંને અરસપરસ ગુલાંટો ખાય છે.

(૪) ગુલાંટ-(પ્રકાર બીજો)—બે છોકરાઓ સામસામે મોઢાં કરીને ન બેસતાં એકમેકની પછવાડે બેસે છે. પહેલો અધૂકડો પડે છે, અને બીજો તેના ઉપરથી ગુલાંટ ખાય છે. ફરીને બીજો અધૂકડો પડે છે, અને પહેલો તેના ઉપરથી ગુલાંટ ખાય છે. એ પ્રમાણે મરજી પડે તેટલી ગુલાંટો ખાય છે.

(૫) ગુલાંટ-(પ્રકાર ત્રીજો)—બે છોકરા પૈકી એક નીચે જમીન ઉપર પહોળા પગ કરીને બેસે છે. બીજો પણ તે જ દિશામાં મોઢું કરીને પહેલાને પોતાના પગની વચ્ચે રાખીને ઊભો રહે છે, અને પહેલાના પગનાં બંને કાંડાંને પોતે વાંકો વળી પકડી રાખે છે, તથા પોતાના પગ પહેલાના ખભા ઉપર મૂકે છે, તેને પહેલો છોકરો પકડી રાખે છે. પછી ઉપર રહેલો બીજો ગુલાંટ ખાઇ નીચે આવે છે, અને પહેલો તેના ઉપર આવે છે. આમ એ જ સ્થિતિમાં રહીને બંને વારા ફરતી ગુલાંટો ખાય છે.

(૬) ગુલાંટ-(પ્રકાર ચોથો)—બે છોકરાઓ અવળે મોઢે એકમેકની પીઠ અડકાડીને ઊભા રહે છે, અને હાથ જરા ઊંચા રાખી એકમેકનાં આંગળાં પકડી રાખે છે. પછી એક છોકરો જરા વાંકો વળી માથું નમાવી રાખે છે. એટલે બીજો તેના ઉપરથી પીઠ સાથે પીઠ મેળવીને ગુલાંટ ખાઇ જાય છે. ફરી તે નમીને ઊભો રહે છે, એટલે તેની પીઠ ઉપર થઇને પહેલો ગુલાંટ ખાઇ જાય છે. વળી ફરીને તે નમીને ઊભો રહે છે, એટલે તેની પીઠ ઉપર થઇને બીજો ગુલાંટ ખાઇ જાય છે. અને એ રીતે ગુલાંટો થાકતાં સુધી ખવાય છે.

(૭) ગુલાંટ—(પ્રકાર પાંચમો)—બે છોકરાઓમાંથી એક જરા પહોળા પગ કરી ઊભો રહે છે. બીજો તેની પાછળ પોતાના બંને હાથ ગોઠણ ઉપર રાખીને વળીને ઊભો રહે છે, અને પોતાનું માથું આગલા છોકરાના પગ વચ્ચે ઘાલે છે. આગલો છોકરો તેની પીઠ ઉપર પડીને પોતાના હાથ એ પાછલાની બગલમાં ભેરવે છે. પછી તે ગુલાંટ ખાવા ઊછળે છે, અને પાછલો જરા માથું ઊંચકી તેને મદદ કરે છે. ગુલાંટ ખાતાં તે પાછલાની સ્થિતિમાં આવી જાય છે, એટલે પાછલો તેના ઉપર થઇને ગુલાંટ ખાય છે. આ રીતે બંને સાથે રહીને ગુલાંટ વારા ફરતી ખાય છે.

(૮) ગુલાંટ—(પ્રકાર છઠ્ઠો)—આ પ્રકાર પાંચમાથી ઊલટો છે. બીજો છોકરો આમાં પહેલાની પાછળ નહીં પણ આગળ એ જ દિશામાં મોઢું કરીને ઊભો રહે છે, અને પછી પહેલાના પહોળા રાખેલા પગમાં પોતાનું માથું કમાન વળીને નાખે છે, અને બંને હાથે તેની કમર પકડી રાખે છે. એટલે પહેલો છોકરો તેની છાતી ઉપર છાતી રહે એમ વળે છે, અને પોતાના હાથથી તેની કમર પકડી રાખે છે. પછી બંને એ જ સ્થિતિ ચાલુ રાખીને વારા ફરતી ગુલાંટ ખાયા કરે છે. બે કરતાં વધારે છોકરાઓ રમનાર હોય, તો બે બેની જોડી થઇ આ પ્રમાણે રમે છે. જે જોડી સૌથી આગળ નીકળી આવે તે જોડી જીતી ગણાય.

## સમૂહની રમતો.

(૯) ચલક ચલાણું—પાંચ છોકરા પૈકી એક દાવ આપે છે, અને બીજા ચાર ચારે ખૂણા ઉપર બેસી જાય છે. દાવવાળો છોકરો

કોઇ પણ એક ખૂણાવાળા પાસે જઇને પૂછે છે: "ચલક ચલાણું, કોને ઘેર ભાણું?" તે ખૂણાવાળો બાકીના ત્રણ પૈકી એકને બતાવે છે. દાવવાળો તે તરફ જાય છે. તેટલામાં સામસામેના બે ખૂણાવાળાઓ પોતાની જગા બદલી લે છે. એ જગા લેતાં પહેલાં જો દાવવાળો ચાલાકીથી દોડીને તે બેમાંથી કોઇ પણ એકની જગાએ બેસી જાય, તો તેનો દાવ ઊતરે, અને જેની જગા ગઇ હોય તેના ઉપર આવે, એ રીતે મરજી પડે ત્યાં સુધી રમત આગળ ચાલે છે.

(૧૦) **સંતા કૂકડી**—આઠ અથવા વધારે છોકરાઓ રમી શકે છે. દાવવાળા એક છોકરા સિવાયના બીજા બધા સંતાઇ જાય છે અને એ સંતાઇ રહેલા પૈકી કોઇ પણ ધીમેથી "કૂકડે કૂક" એમ બોલે છે. એ આધારે દાવવાળો તેને પકડવા દોડે છે. જો પકડાય તો તે પણ દાવવાળાની સાથે પછીથી બીજાઓને પકડવામાં જોડાય છે, અને એમ બધા પકડાય એટલે રમત પૂરી થાય છે.

(૧૧) **શરત દોડ**—ત્રણ અથવા વધારે છોકરાઓ રમી શકે છે. પૈકી એક આગેવાન થઇ સો પચાસ હાથને છેટે એક સ્થાન મુકરર કરે છે. બાકીના બધા દોડતા દોડતા તે સ્થાને જઇ એ આગેવાનને અડવા આવે છે. જે વહેલો આવે તે જીત્યો ગણાય. દોડવાની જગા ગોળાકાર હોય તો સ્થાન મુકરર કરવાની જરૂર રહેતી નથી. આગેવાન છોકરો એક જગાએ બેસે છે, અને બીજા બધા હુકમ પ્રમાણે ચક્કર ફરીને દોડતા આવે છે. જે પહેલો આવે તે જીત્યો ગણાય છે.

(૧૨) **કોટ હાથી**—પાંચ અથવા તેથી વધારે છોકરાઓ રમી શકે છે. રમવાની જગામાં વચમાં એક ધૂળનો ઢગલો કરે છે તે કોટ. તેની પાસે દાવ જેના માથે ઠરે તે એક છોકરો ઊભો રહે છે અને બાકીના બધા તેની આસપાસ ફરતા રહી કોટને અડકવા પ્રયત્ન કરે છે. તે અડકવામાં જો દાવવાળો છોકરો કોઇને પકડી લે તો તેના ઉપર દાવ આવે અને પેલો છૂટો થાય. એ રીતે બધા છૂટા થતાં સુધી અગર કોટને અડકતાં સુધી રમત ચાલે છે.

(૧૩) **અણુલો ઢણુલો**—બે અને તેથી વધારે ગમે તેટલા છોકરાઓથી આ રમત રમાય છે. પ્રથમ ગમે તે એક છોકરો પોતાના હાથમાં ઇંટનો કકડો (કે દડો) લઇ પૂછે છે કે 'અણુલો કે ઢણુલો'? બીજો છોકરો જવાબ દે છે કે 'ઢણુલો'. ફરી પેલો પૂછે છે કે, 'કઇ દિશાએ'? પેલો જવાબ દે છે, 'અમુક દિશાએ.' તે પ્રમાણે પછી તે દિશાએ એ કકડો ફેંકવામાં આવે છે, કે તરત બધા તેને પકડવા દોડે છે. જેના હાથમાં એ કકડો આવે, તે ફરી એ જ પ્રમાણે કરે છે અને એમ રમત આગળ ચાલે છે.

(૧૪) **બાવાજીની ઓરડી**—સાત અથવા વધારે છોકરા રમી શકે છે. એક લાંબી લાકડીને ઓરડી ગણી તેને રમવાની જગાની વચમાં ખાડો ખોદીને રોપે છે. એક મોટો છોકરો બાવો થાય છે તે ઓરડી પાસે સંભાળ રાખવા બેસે છે, અને બાકીના બધા આસપાસ ફરતા રહી તે ઓરડીનાં બોર આવતાં જવ વખતો વખત આવે છે. બાવો જરા આઘો પાછો થાય છે કે છોકરાઓ નજીક આવી એ ઓરડીનાં બોર તોડવા માંડે છે. તેવામાં બાવો આવી તે બધાને પકડવા પ્રયત્ન કરે છે. જે પકડાઇ જાય તે ઓરડી આગળ બેસે, એમ બધા પકડાઇ જતાં સુધી અગર થાકતાં સુધી રમત ચાલે છે.

(૧૫) **રાણુ કોકડી**—આઠ અથવા વધારે છોકરા રમી શકે છે. પૈકી બે આગેવાનો માટીની ઢગલીઓ દૂર બનાવી તેનાં સૂર્ય અને ચંદ્ર એવાં

નામ પાડે છે. દરમિયાન બાકીના છોકરાઓ પહોળા હાથ કરી ગોળ ફરે છે, અને 'રાણુ કોડ્ડી આવે છે, ગોળનાં ગાડાં લાવે છે.' એમ બોલતા જાય છે. તે આગેવાનો તેવામાં આવી એ ફરનારાઓને વારાફરતી પકડી જાય છે. પકડાતી વખતે એ છોકરાઓ પલાંઠી વાળીને તથા બંને પગ ઉપર ચડાવીને બેસી જાય છે અને એ છોકરાઓ સામેના હાથથી પોતાના અંગૂઠા પકડી રાખે છે. આગેવાન તેને બંને બાવડાથી ઊંચકીને સૂર્ય ચંદ્ર પાસે લઇ જાય છે. લઇ જતી વખતે જો એ છોકરાનો હાથ અંગૂઠાથી છૂટો પડી જાય, તો તેના ઉપર દાવ આવે છે. સૂર્ય ચંદ્ર પાસે પહોંચ્યા પછી જો તે છોકરો સૂર્ય ચંદ્રને તેના પાડેલા ખરા નામથી પરખી ન શકે તો પણ તેના ઉપર દાવ આવે છે. એકના ઉપર દાવ આવ્યો એટલે બાકીના બધા છૂટા થઇને દોડે છે અને દાવવાળો તેને પકડવાનો પ્રયત્ન કરે છે. એમાં જે પકડાય તેના ઉપર પછી દાવ આવે છે અને એ રીતે રમત આગળ ચાલે છે.

(૧૬) **બેઠી કુકરી**—પાંચ અને તેથી વધારે છોકરાઓ રમી શકે છે. દાવ ઠરાવવાની કોઇ પણ રીત પ્રમાણે એક છોકરા ઉપર દાવ મુકરર કરવામાં આવે છે બધા છોકરાઓ ગોળ કુંડાળામાં બેસી પોતાનો એક પગ આગળથી વાળીને ઊભો રાખે છે અને એના વાળેલા ગોઠણમાં પોતાનો એક હાથ થોડી જગા રાખીને રાખે છે આગેવાન છોકરો કુંડાળાની વચમાં બેસે છે અને દાવવાળો કુંડાળાની બહાર જરા બાજુ ઉપર રહીને બારીકીથી જોયા કરે છે. આગેવાન છોકરો એક કાંકરી હાથમાં લઇ દરેક છોકરાના ગોઠણ આગળના વાળેલા ભાગમાં હાથ નાંખી કાંકરી મૂકવાનો ડોળ કરે છે અને તે બધા પૈકી એકના હાથમા મૂકી પણ દે છે.

પછી બધા છોકરાઓ "હાશ! કાંકરી ખૂંચે છે" એમ ડોળ કરે છે. દાવવાળો છોકરો અનુમાન કરી કોઇ પણ એકનો ગોઠણ તપાસે છે. જો તે ખરો ઠરે, તો તેનો દાવ ઊતરે છે, અને જેની પાસેથી કાંકરી નીકળી હોય એના ઉપર આવે છે.

જો દાવવાળો ખોટો ઠરે, તો ફરીને રમત આગળ ચાલે છે. દાવવાળો જો સાત વખત ખોટો પડે, તો તેના ઉપર પાકો દાવ આવે છે.

જેના ઉપર પાકો દાવ આવે છે, તેના *ખોળામાં બધા ધૂળ ભરે છે, અને એક મોટો* છોકરો તેની આંખો દબાવી રાખે છે. પછી બધા તેને થોડે દૂર લઇ જાય છે અને ત્યાં આગળ તેના ખોળાની ધૂળની ઢગલી કરાવે છે. પછી દબાવેલી આંખે જ તેને મૂળ જગાએ લાવે છે અને આંખો ખુલ્લી કરી પેલી ધૂળની ઢગલી શોધી લાવવા જણાવે છે. જ્યારે તે શોધી કાઢે છે, ત્યારે તેના ઉપરનો દાવ ઊતરે છે અને રમત પૂરી થાય છે.

(૧૭) **આંબો**—( ચણુક ચીભડી )—૭ અગર વધારે છોકરા રમી શકે છે. તેમાંથી બે મોટા છોકરાઓ પૈકી એક આંબો થાય છે, અને એક દૂત થાય છે. આંબો પોતાના બે પગ પહોળા કરીને ઊભો રહે છે. દૂત તેનાથી થોડે છેટે રહી એક પગે કૂદતો તેની આસપાસ ફરે છે. બીજા છોકરાઓ આંબાના પગને જોરથી વળગી રહે છે. અને દૂત એ વળગેલા છોકરાને છોડવવા પ્રયત્ન કરે છે, અને છોકરાઓ આંબાને વળગી રહેવા પ્રયત્ન કરે છે. દૂત તેમાથી જેમ જેમ છોકરાને છોડવે છે, તેમ તેમ તેઓ થોડે દૂર પલાંઠી વાળીને અવળે હાથે બંને પગના અંગૂઠા પકડીને બેસી રહે છે. એ રીતે દૂત બધાને છોડવી દૂર દૂર બેસાડે છે. બધાને એ રીતે બેસાડયા પછી આંબો નાસી છૂટવાની તજવીજ કરે છે, એટલે બધા છોક-

રાઓ અને દૂત પણ તેને પકડવા દોડે છે અને એ પકડાય એટલે રમત પૂરી થાય છે.

(૧૮) **આંધળો પાડો**–(આંધળી ખીસ-કોલી)—પાંચ અને તેથી વધારે ગમે તેટલા છોકરા આમાં રમી શકે છે. રમવાની જગા માટે એક મોટું કુંડાળું મુકરર કરવું જોઇએ. દાવ ઠરાવવાની કોઇ પણ રીત પ્રમાણે એક છોકરા ઉપર દાવ ઠરાવી તેની આંખો ઉપર રૂમાલ બાંધે છે અને બાકીના છોકરાઓ મુકરર કરેલી હદમાં ફરતા ફરે છે. દાવવાળો તેમાંથી કોઇને જો પકડી પાડે, અને તેને ઓળખી કાઢે, તો તેનો દાવ ઊતરે, અને પકડાનાર ઉપર દાવ આવે. પછી તેની આંખો બંધ રાખી તે બીજાને પ્રથમની પેઠે જ પકડે. એ રીતે મરજી પડે ત્યાં સુધી રમત આગળ ચાલે.

(૧૯) **પોળિયા રાજા**—આઠ અગર તેથી વધારે ગમે તેટલા છોકરા આમાં રમી શકે છે. પૈકી બે મોટા આગેવાનો સામસામા એક બીજાને ખભે કમાનની માફક હાથ અડકાડી દરવાજા જેવું કરીને ઊભા રહે છે. બાકીના છોકરાઓ એકની પાછળ એક એમ બે ખભા ઉપર બે હાથ મૂકી હારબંધ ઊભા રહે છે. પછી તે હાર પેલા દરવાજા પાસે આવે છે, અને તેમાં જે સૌથી પહેલો છોકરો હોય છે તે પોળિયા રાજાને કહે છેઃ " પોળિયા રાજા, પોળ ઉઘાડો," એટલે તે પૈકી એક કહે છે " દાણીઆ રાજા, દાણ ચુકાવો." ત્યારે હારમાંનો પહેલો છોકરો બોલે છે : " આગલો ઘોડો અમારો, ને પાછલો ઘોડો તમારો," એમ કહી આખી હાર એ દરવાજામાંથી પસાર થાય છે. છેવટના છોકરાને તે અટકાવીને પૂછે છેઃ " ખાંડ ખાશો કે સાકર ? " એ પોળિયા રાજાએ પોતાનાં નામ ખાંડ કે સાકર ઠરાવી રાખ્યાં હોય છે, તે પ્રમાણે એ છોકરો જે નામ બોલે તેને અનુસરીને તેને પગે તેને વળગાડે છે. પછી પેલી હાર ફરીને આવે છે અને તેમાંથી પણ એક છોકરાને પકડીને ઉપર પ્રમાણે જ પૂછે છે અને તેના જવાબ પ્રમાણે તેને પણ પગે વળગાડે છે. એ પ્રમાણે કરતાં છેવટે એક છોકરો રહે છે, તે ડોશી થાય છે. તે ડોશીની પેઠે ચાલતો આવે છે. તેને બધા વળગેલા છોકરા ઊંચકીને દૂર મૂકી આવે છે. પછી પોળિયા રાજા પૈકી એક આંબો અને એક મહુડો બને છે. જેના તેના વળગેલા છોકરા તે આમા અને મહુડાની પાછળ " કેરી ખાઉં, મહુડું ખાઉં " એમ બોલતા જેની તેની પાછળ દોડે છે, અને તેઓ પકડાય એટલે રમત પૂરી થાય છે.

(૨૦) **વાઘણ દાવ**–(વાઘણ દોરી)—ગમે તેટલા છોકરા આમાં વારાફરતી રમી શકે છે. જમીનમાં પ્રથમ આઠેક હાથ ઊંચા બે થાંભલા એક એકથી ચાર હાથને છેટે દાટે છે. તેના ઉપર એક આડો મોભ પાંચ હાથ લાંબો બેસાડે છે. એ મોભમાં હાથ હાથને છેટે કડાં ઘાલવામાં આવે છે. જેટલાં કડાં હોય તેટલાં દોરડાં (થાંભલાની ઊંચાઇથી બમણી લંબાઇનાં) લઇને તેને એક છેડે હાથ હાથ લાંબાં પાટિયાં બાંધી તેના ઉપર રમનારાઓ બેસે છે. અને દોરડાનો બીજો છેડો હાથમાં રાખી બધા એકી વખતે ખેંચે છે, એટલે બધા ઉપર ચડે છે. પછી ધીમે ધીમે દોરડાં સરકાવી નીચે ઊતરે છે. તેમાં જે વહેલો નીચે આવે તે હોશિયાર ગણાય. એ રીતે વારાફરતી બધા છોકરાઓ ચડે છે ને ઊતરે છે.

(૨૧) **દસ દરિયા**—પાંચ અગર વધારે છોકરાઓ રમી શકે છે. પ્રથમ બધા છોકરાઓ બે બે હાથ વ્યાસનાં દસ કુંડાળાં (દરિયા) બનાવે છે. એ દરિયાની વચ્ચે એક એક હાથની ખાલી જગા રાખવાની હોય છે. પછી બધા

રમનારાઓ પહેલ, બીજ, ત્રીજ, એમ બોલી રમવાના વારા ઠરાવે છે. જે પહેલો ઠરે, તે આગળ આવી ખાલી જગામાં ઊભો રહી બંને પગ એક સાથે ઊંચકીને પહેલું કુંડાળું કૂદે છે. એ કૂદતી વખતે પગ છૂટા ન પડવા જોઇએ, કે કોઇ પણ કુંડાળામાં ન પડવા જોઇએ. પછી તે જ રીતે બીજું, ત્રીજું એમ ક્રમે કુંડાળાં કૂદે છે. જે બધાં કુંડાળાં બરાબર કૂદી શકે તે દસ દરિયા જીત્યો ગણાય. વારાફરતી બધા છોકરાઓ કુંડાળાં કૂદવા આવ્યા કરે છે અને રમત આગળ ચાલે છે.

(૨૨) **સાત કુંડાળી**—આઠ છોકરાઓથી રમાય છે. પ્રથમ એક જણ ઉપર દાવ ઠરાવવામાં આવે છે. તેના હાથમાં દડી હોય છે. બીજા સાત તેનાથી પાંચ હાથને અંતરે હાથ હાથનાં કુંડાળાં ત્રણ ત્રણ હાથને અંતરે કરીને ઊભા રહે છે. દાવવાળો તેના હાથમાંની દડી કોઇ પણ એકના કુંડાળામાં નાખે છે, એટલે તે દડીને હાથમાં લઇને કુંડાળાવાળો છોકરો દાવવાળાને મારે છે. જો તેને બરાબર વાગે તો તે દાવવાળો ફરીને તે દડી બીજા કોઇ પણ કુંડાળામાં નાખે છે. જો દાવવાળો તે દડી પોતાને વાગવા ન દે, તો તેનો દાવ ઊતરે અને મારનાર ઉપર આવે, એટલે તે દાવવાળો થાય, અને પેલો તેના કુંડાળામાં આવીને ઊભો રહે. એમ વારાફરતી દાવ બદલાતા જાય અને રમત આગળ ચાલે.

(૨૩) **નાળદડી**—પાંચ અગર વધારે છોકરાથી રમાય છે. બધા પ્રથમ રમવાની જગામાં એક જગાએ નળિયું મૂકવાનું ઠરાવે છે અને તેની સામે થોડે છેટે રમનારને ઊભા રહેવાની જગા "પોયું" ઠરાવે છે જેના ઉપર દાવ હોય તે નળિયાની પાસે નળિયાને ઊભું રાખીને ઊભો રહે છે, અને બાકીના બધા પોયા આગળ ઊભા રહે છે. પછી દાવવાળો છોકરો પોતાના હાથમાંની દડી ઊંચે ઉછાળી તે નીચે પડે તે પહેલાં તેને હાથથી મારીને પોયા તરફ ફેંકે છે. એ દડી જો રમનારમાંથી કોઇ પણ ઝીલી લે તો તે દાવવાળાને મારે છે અને દાવવાળો ફરી તેને પ્રથમની પેઠે જ ફેંકે છે. જો ઝિલાય નહીં, તો દડી જ્યાં પડે, ત્યાં જઇને કોઇ પણ રમનાર તેને નળિયા તરફ તાકીને મારે છે. જો નળિયું તેનાથી પડે, તો દાવવાળા ઉપર દાવ ચાલુ રહે. ન પડે તો દાવવાળા ઉપરનો દાવ ઊતરે, અને તાકનાર છોકરા ઉપર આવે, પછી તે પાછો નળિયા આગળ ઊભો રહી પ્રથમની પેઠે જ દડી ફેંકે અને જૂનો દાવવાળો બીજાઓની જોડે ભળી જાય, એ રીતે મરજીમાં આવે ત્યાં સુધી રમે છે.

(૨૪) **બદી કે બદબદ**—દસ અથવા તેથી વધારે બેકી છોકરાઓ રમી શકે છે. બધા રમનાર પૈકી સરખે સરખી વયના ભેરુઓની બે ટોળી પ્રથમ બંધાય છે, અને પછી રમવાની હદ મુકરર કરી તેની વચ્ચોવચ ધૂળનો લિસોટો કરીને કે બીજા કશાથી નિશાન કરીને તેના બે ભાગ પાડવામાં આવે છે. એ દરેક ભાગમાં દરેક ટોળી ઊભી રહે છે. પછી બંને ટોળી સાવધાન થઇ "સહી" એમ બોલે છે, એટલે કેટલાક છોકરા સામા પક્ષમાં જઇ તે પક્ષનાને પોતાની હદમાં ખેંચી લાવવા પ્રયત્ન કરે છે સામેના પક્ષવાળા તેને તેમ કરતાં અટકાવે છે. છતાંએ તેમાંની થોડાને પણ સામેની હદમાં તે ખેંચી જાય તો તેટલા છોકરાઓ રમવામાંથી બાદ થાય એવી રીતે ખેંચાઇ જનારા છોકરાઓને તેના પક્ષવાળાઓ તેની વચલી હદ સુધી જ મદદ કરી શકે. હદ વટાયા પછી મદદ કરી શકાય નહીં. અને સામેની હદમાં પેઠા પછી તેને પાછા પણ લાવી શકાય નહીં. એ રીતે જે ટોળીના વધારે છોકરાઓ ખેંચાઈ જાય તે ટોળી હારી ગણાય, અને સામેની ટોળી જીતી ગણાય.

(૨૫) **મગરમચ્છ**—દસ અથવા વધારે બેકી છોકરાઓ રમી શકે છે. બધા રમનારા પૈકી સરખી સરખી વયના જોડીઓની બે ટોળી પ્રથમ બંધાય છે, અને પછી દાવ ઠરાવવાની કોઇ પણ રીત પ્રમાણે એક ટોળી ઉપર દાવ ઠરાવવામાં આવે છે. રમવાની જગામાં વચ્ચે પંદર હાથ જગા ખાલી રાખીને તેની બંને બાજુએ ધૂળથી કે બીજા કશાથી નિશાન કરે છે. આ વચલી જગાને દરિયો કહે છે. એ દરિયાની બંને બાજુએ એક તરફ દાવ આપનાર અને બીજી તરફ દાવ લેનાર ટોળી ઊભી રહે છે. પછી દાવ આપનાર પૈકી એક જણ વારાફરતી મચ્છ થઈ દરિયામાં ફરવા આવે છે, અને દાવ પૈકી એક છોકરો વારાફરતી મગર થઇને તેને ગળી જવા આવે છે, એટલે કે તે દરિયામાં આવી મચ્છને પકડી પોતાની હદમાં લઇ જવા પ્રયત્ન કરે છે. મગર પકડે તે પહેલાં જો મચ્છ પોતાની હદમાં આવી જાય તો મગરથી ત્યાં અવાય નહીં. દરિયામાં જ જો મચ્છ પકડાય, તો તેને તે ગળી જાય, એટલે કે તે છોકરો રમતમાંથી બાદ થાય. તે જ પ્રમાણે મચ્છ જો મગરને પકડીને પોતાની હદમાં ખેંચી જાય તો તે પણ બાદ થયો ગણાય. એ રીતે જે ટોળીના બધા અગર વધારે છોકરાઓ બાદ થાય તે ટોળી હારી ગણાય. અને સામી ટોળી જીતી ગણાય.

(૨૬) **મૂંગું ઝાડ**—(મુનિમત)—દસ અથવા વધારે બેકી છોકરાઓથી રમાય છે. બધા રમનારાઓ પ્રથમ જોડુ પાડવાની રીત પ્રમાણે જોડુ પાડીને બે ટોળીમાં ગોઠવાય છે અને તેમાંની એક ટોળી ઉપર દાવ ઠરાવાય છે. પછી રમવાની જગાની ચોતરફની હદ મુકરર કરવામાં આવે છે અને તેમાં વચ્ચોવચ એક લિસોટો કરીને તેના બે ભાગ પાડવામાં આવે છે. એક તરફ દાવ આપવાવાળી ટોળી ઊભી રહે છે અને બીજી તરફ દાવ લેવાવાળી ટોળી ઊભી રહે છે. પછી દાવ આપવાવાળો કોઇ પણ એક છોકરો સામી ટોળીના છોકરાઓને તેની હદમાં જઇને અડકવાનો પ્રયત્ન કરે છે. અડકવા જતી વખતે તેણે મોઢેથી કંઈ પણ બોલવાનું નહીં. એ રીતે તે જેટલા છોકરાને અડકે તેટલા રમતમાંથી બાદ થાય. હવે સામેના પક્ષવાળા તે આવેલા છોકરાને પકડીને મોઢેથી "મીણુ" બોલાવે, તો તે રમતમાંથી બાદ થાય અને તેની જગાએ તેની ટોળીનો બીજો છોકરો આવે. એ રીતે જે ટોળીના બધા કે વધારે છોકરાઓ બાદ થાય, તે ટોળી હારી ગણાય, અને સામેની ટોળી જીતી ગણાય.

(૨૭) **વેલ અગર તીતીઓ**—દસ અથવા તેથી વધારે ગમે તેટલા છોકરાઓ રમી શકે છે. બધા રમનાર પૈકી કોઇ પણ એક ઉપર દાવ ઠરાવવામાં આવે છે. પછી એક મોટું કુંડાળું કરી બધા તેમાં ઊભા રહે છે, અને દાવવાળો બહાર ઊભો રહે છે. પછી બધા 'સહી' એમ બોલે છે એટલે દાવવાળો છોકરો કુંડાળાની અંદર આવે છે, અને અંદરના કોઇને પણ અડકવાનો પ્રયત્ન કરે છે. તેને અડકવા ન દેવા બીજા બધા કુંડાળાની હદમાં ને હદમાં નાસાનાસ કરે છે. દાવવાળો તેમાંથી કોઇને અડકે, એટલે તે બે જણા હાથ ઝાલીને કોઈ વળી ત્રીજાને અડકવા દોડે છે. અને ત્રીજો પકડાય એટલે વળી ત્રણે જણ હાથ ઝાલીને દોડતા દોડતા કોઇ ચોથાને આંતરે છે. એમ દાવવાળાની હાર (વેલ) વધતી જાય છે, અને જ્યાં સુધી બધા અંતરાઈ જાય, ત્યાં સુધી રમત ચાલે છે. એ વેલમાંનો કોઇ છોકરો કુંડાળાની બહાર જઇ શકે, પણ કુંડાળાની અંદરનો (દાવ લેવા વાળો) કોઇ પણ છોકરો બહાર જઇ શકે નહીં. છતાં જો કોઇ બહાર જાય, તો તેને વેલમાં જોડાઇ જવું પડે. વેલમાંથી જો કોઇ

છૂટો પડી જાય, તો તે પછી કોઇને અડકી શકે નહીં. તે બાદ જ થઇ જાય.

(૨૮) **વાઘ પટોળી**—( વાઘનો વેલો, વાઘ પાડુડી )—આઠ અથવા તેથી વધારે છોકરાઓ રમી શકે છે. એક જે જોરાવર અને મોટો હોય તે તેમાંથી વાઘ બને છે. અને બાકીના બધા એકબીજાના હાથ પકડી ગોળ કુંડાળામાં ઊભા રહે છે. તેઓ બધા "વાઘનો વેલો, વાઘ પાડુડી" એમ બોલતા બોલતા ગોળ કુંડાળામાં ફરે છે. પણ ફરતી વખતે કુંડાળાની લગોલગ વાઘ આવી ન જાય માટે પાછળ પગવતી લાતો નાખતા જાય છે. વાઘ તેની આસપાસ, પણ જરા વેગળે, લાત ન વાગે તેમ તેમાંના જ કોઇ પણ એક છોકરાને ખેંચી લેવા ફરતો રહે છે. એમ ફરતાં ફરતાં લાગ આવે ત્યારે કોઇ છોકરાને તે કુંડાળામાંથી ખેંચી લે છે. જે છોકરો એ રીતે ખેંચાઇ જાય છે તે પણ પછી વાઘ બને છે અને તે રીતે પછી તે બને વાઘ છોકરાઓને ખેંચી લેવા ફરવા માડે છે. એ રીતે બે છોકરા બાકી રહે ત્યાં સુધી રમત ચાલે છે.

(૨૯) **અક્કલ ભૂલી**—(ચક્કર ભૂલી, ભમ્મરભૂલી, ભૂલભુલામણી)—પાંચ અથવા ગમે તેટલા વધારે છોકરાઓ રમી શકે છે. રમનાર પૈકી બે જણ સિવાય બાકીના બધા કુંડાળું કરીને ઊભા રહે છે, અને પોતાના બંને હાથ બંને બાજુના પાસેના છોકરાના હાથને જોડી જવા આવવા જેવી બારીઓ બનાવે છે. બાકી રહેલા બેમાથી એક દોડનાર અને એક તેને પકડનાર બને છે. દોડનાર પકડનારના હાથમાં તાળી મારીને "અક્કલ ભૂલી" એમ બોલતો બોલતો ગમે તે બારીમાંથી અંદર પેસે છે અને બહાર નીકળે છે. પકડનારે પણ તે જ બારીમાંથી પેસવું જોઇએ અને નીકળવુ જોઇએ, અને તેમ કરતાં ફરતાં દોડનારને પકડવો જોઇએ. જો તે પકડાઇ જાય, તો તે પોતાની જગાએ કોઇ પણ બીજાને કુંડાળામાંથી છૂટો કરે અને પોતે તેની જગાએ ઊભો રહે. પકડનાર જો બારીઓમાં પેસનીકળ કરવામાં ભૂલ કરે તો તે હાર્યો ગણાય, અને તે પણ પછી કુંડાળામાં ઊભો રહે અને કુંડાળામાંના જે છોકરાને તે છૂટો કરે તે પકડનાર બને. એમ વાગફરતી સૌના વારા આવે અને સૌ રમે.

(૩૦) **મિયાંજીની ઘોડી**—( કુંગળીનું ફેતરું )—પાંચ અથવા જેટલા વધારે છોકરા હોય તેટના રમી શકે છે. એક જણ ઉપર પ્રથમ દાવ ઠરાવવામાં આવે છે તે ઘોડીની પેઠે ઊભો રહે છે. તેના ઉપર એક છોકરો (મિયાંજી) પ્રથમ સવાર થાય છે. પછી બીજા છોકરાઓ એ મિયાંજીને 'કુંગળીનુ ફેતરુ' કહીને ખીજવે છે, એટલે મિયાંજી ઘોડી ઉપરથી ઊતરી તેને પકડવા દોડે છે, તેવામાં બીજો એક આવી તે ઘોડી ઉપર સવાર થઇ જાય છે. મિયાંજી તેને દેખતાં જ પોતાની પાછળ દોડવાનું પડતુ મૂકી આના તરફ આવે છે, તો આ છોકરો નાસી જાય છે. આમ નાસાનાસીમાં મિયાંજી કોઇને પકડે છે તો તે પછી ઘોડી થાય છે અને મિયાંજી તેના ઉપર બેસે છે. જો મિયાંજી કોઇને પણ પકડી ન શકે તો તેને જ ઘોડી થવુ પડે છે અને ઘોડી થયેલો છોકરો મિયાજી થાય છે.

(૩૧) **ઘોડી ગોટલો**—(ગોટલા દાવ, ઘોડી દાવ)—પાંચ અથવા વધારે છોકરા રમી શકે છે. પ્રથમ એક જણ ઉપર દાવ ઠરાવવામાં આવે છે તે ઘોડીની પેઠે ઊભો રહે છે. પછી કોઇ પણ એક છોકરો તે ઘોડી ઉપર સવાર થઇ પોતાના હાથમાંનો ગોટલો ( લૂગડાનો ગોટો ) ઊંચે ભીંત ઉપર ફેંકે છે. તે ગોટલો બધા રમનાર તથા ઘોડી અને તેનો સવાર પણ ઝીલવા પ્રયત્ન કરે

છે. જો ઘોડી ઝીલે તો તે સવાર થાય અને ફેંકનાર ઘોડી થાય. જો સવાર ઝીલે તો તે ફરીને તે જ ગોટલો ફેંકે. જો રમનાર પૈકી કોઇ ઝીલે તો તે સવાર થાય, અને ઘોડી તે જ ચાલુ રહે. જો કોઇ પણ ઝીલી ન શકે તો બધા નાસવા માંડે છે અને ઘોડી તે ગોટલો જ્યાં પડયો હોય ત્યાં જઇને ત્યાં જ ઊભો રહીને બીજો જે લાગમાં આવે તેને મારે છે. જો તે ગોટલો કોઇને વાગે તો જેને વાગે તે ઘોડી થાય અને મારનારો સવાર થાય. જો કોઇને પણ ન વાગે તો મૂળની ઘોડી ચાલુ રહે. એ રીતે મરજીમાં આવે ત્યાં સુધી રમે છે.

(૩૨) **ખોડી ખમચી**–(આંકડા વેલ, એક્કા ગાડી, ઘોડી કુદામણી, ઘઉંનાં ગાડાં પોસપોસ) ત્રણ અથવા વધારે છોકરા ત્રણ ત્રણનાં જોડકાં બાંધીને રમી શકે છે. બે છોકરા એક જ હારમાં એક બીજાના હાથ પકડીને ઊભા રહે છે. ત્રીજો તેની વચમાં આવી તે જ મોઢે તે પકડેલા હાથ ઉપર બેસે છે. તેના હાથ તે બંનેના ગળા ઉપર ભેરવે છે, અને જમણો પગ અદ્ધર રાખી ડાબો પગ નીચે રહેવા દે છે. દરેક જોડી આ રીતે ગોઠવાય છે. પછી બધા એક સાથે દોડે છે. વચ્ચેના છોકરા "ઘઉંના ગાડાં પોસપોસ" એમ બોલે છે. આમ દોડવામાં જે જોડી આગળ જાય છે તે જીતી ગણાય છે.

(૩૩) **ખીલ પાડો**—(ખીલ દડો, ધાણી, કોરડા દાવ, હનુમાનજીનું પૂછડું)—પાંચ અથવા તેથી વધારે છોકરા રમી શકે છે. પ્રથમ એક જ ઉપર દાવ ઠરાવે છે. તે દાવવાળો છોકરો એક લાંબા લુગડાનો એક છેડો રમવાના કુંડાળાની બરાબર વચમાં રાખેલા એક ખીલા જોડે બાંધે છે, અને બીજો છેડો પોતાના હાથમાં રાખી ગોળ ગોળ ફરે છે. રમનારા બીજા બધા પોતાનુ કંઈ કંઇ લુગડું તે વચના ખીના પાસે પ્રથમથી મૂકી રાખે છે અને પછી દાવવાળાની નજર ચુકાવીને ત્યાંથી લઇ લેવાનો પ્રયત્ન કરે છે. દાવવાળો તેવે વખતે લાગ જોઇ તેને પકડી લે છે. જો તે પકડે તો તેનો દાવ ઊતરે અને પકડાનાર ઉપર આવે, અને તે પેલો છેડો પકડી પછી ગોળ ગોળ ફરવા માંડે અને બીજા આવનાર છોકરાઓને પકડવાનો પ્રયત્ન કરે. આમ ફરતી વખતે બીજા જે છોકરાઓ અંદર રહેલાં પોતાના લૂગડાંને બહાર લઇ જઇ શકયા હોય તે તે લુગડાના પોચા ગોટા બનાવી તેને મારી શકે છે. એ માર પડતી વખતે પણ દાવવાળો લાગ ફાવે તો તેને અડકીને પકડી શકે છે, જો પકડે તો તેનો દાવ ઊતરે અને પેલા ઉપર આવે. જો દાવવાળો તે મારનારને ન પકડી શકે પણ માત્ર તેના લૂગડાને પકડી શકે, તો તે લૂગડું પછી પોતે રાખી લે છે અને પોતાના લૂગડાની સાથે જોડીને પોતાનું ફરવાનું કુંડાળું મોટું કરી શકે છે. જેનું લૂગડું એવી રીતે પકડાયું હોય તે જો ખીલા પાસે જઇને સાત ટપલી મારી આવે તો તેનું લૂગડું તેને પાછુ મળે છે. પરંતુ તેમ કરતાં જો દાવાવાળો તેને અડકી જાય તો તેના ઉપર દાવ આવે છે.

અથવા

દાવવાળા છોકરાને લૂગડાનો કે દોરીનો એક છેડો ઝાલીને ખીલાની જગાએ બેસાડવામાં આવે છે અને તેનો બીજો છેડો પકડીને એક હોશિયાર છોકરો હાથમાં કોરડો રાખીને ફરતો રહે છે. બીજા બધા તે વચમાં બેઠેલાને ટપલાં મારવા આવવાનો પ્રયત્ન કરે છે, અને કોરડાવાળો તેને બચાવવા તથા આવનારાઓને કોરડા મારવાનો પ્રયત્ન કરે છે. તેનો કોરડો જેને અડકે તેના ઉપર દાવ આવે છે. પછી તેને જ ખીલાની જગાએ બેસવું પડે છે, અને પ્રથમનો દાવવાળો છોકરો કોરડો પકડે છે. આ રીતે મરજીમાં આવે ત્યાં સુધી રમત આગળ ચાલે છે.

# દાંડી અને ગોફ.

## ઉપોદ્‌ઘાત.

હાલમાં શાળાનાં બાળકોને કવાયત, સ્વીડિશ ડ્રિલ, લાઇટપૉલ ડ્રિલ વગેરે પ્રકારના વ્યાયામ શીખવવામાં આવે છે, પણ તે બાળકોને આનંદદાયક નહીં થતાં ત્રાસરૂપ થઇ પડ્યા છે. કેમ કે બળજબરીથી જે વ્યાયામ થાય તેમાં બાળકોને ઉલ્લાસ આવતો નથી. તેના કરતાં તેમને ખેલના રૂપમાં જે વ્યાયામ કરાવવામાં આવે, તેમાં તેમનું મન પ્રસન્ન રહે છે, અને તેમનું શરીર પણ સારું વધે છે. આયુર્વેદમાં "પંદર વર્ષ સુધી ક્રીડાદિ વ્યાયામ ઉત્તમ" એવું જણાવેલું છે. ખેલોથી બાળકોનું બળસંવર્ધન થાય છે, તે ઉપરાંત તેને લીધે તેઓ વિશેષ ચપળ પણ થાય છે, અને તેના નૈસર્ગિક ગુણોનું સંવર્ધન થાય છે. બીજા ખેલો કરતાં દાંડીના ખેલો બાળકો વધારે પસંદ કરે છે. ખરેખર, દાંડીઓની રમત એ એક પ્રકારનો સામુદાયિક વ્યાયામ છે. એ દાંડીઓનો અને ગોફનો ખેલ આપણા ભારતવર્ષમાં દ્વાપર યુગથી ચાલતો આવેલો છે. શ્રી કૃષ્ણ ગોકુળમાં ગોપગોપીઓની જોડે આ ખેલ ખેલતા, તેનાં વર્ણનો ગ્રંથોમાં આવેલાં છે. અર્થાત્ એ સામુદાયિક વ્યાયામ ભરત ખંડમાં ઘણા જૂના વખતથી ચાલતો આવેલો જણાય છે. શ્રી કૃષ્ણના જન્મમહોત્સવ પ્રસંગે રાસક્રીડાના રૂપમાં તે આજ પણ ચાલુ છે. દાંડીઓના આ ખેલ તરફ છોકરાઓનું કેટલેક અંશે દુર્લક્ષ થયેલું હતું. પરંતુ હમણાં શ્રી ગણપતિ ઉત્સવના નિમિત્તે તેમાં પૂરી જાગૃતિ આવેલી છે.

દાંડીના ખેલોના જુદા જુદા પ્રકાર છે:—

(૧) સાદી દાંડી, (૨) એક હાથી દાંડી, (૩) બે હાથી દાંડી, અને (૪) જોડ દાંડી. આ પુસ્તક ખાસ દાંડી માટે ન હોવાથી તે માટેની માત્ર સામાન્ય માહિતી અહીં આપીએ છીએ.

દાંડીનો ખેલ ચપળતા આપનારો છે. તે રમવામાં બાળકો એટલા તલ્લીન થઇ જાય છે કે તેમને તેમના શરીરોનું પણ ભાન રહેતું નથી. દાંડીઓ જો ટૂંકી હોય, તો તે રમનારના હાથને કે આંગળીઓને લાગવાનો સંભવ રહે છે, માટે તે જરા લાંબા માપની લેવી જોઇએ.

પરંતુ તેની લંબાઇ અને જાડાઇ રમનારની ઉમરના પ્રમાણમાં રાખવી. નાનાં બાળકો માટે તે પોણો ઇંચ જાડી અને દોઢ ફૂટ લાંબી જોઇએ, અને મોટાં બાળકો માટે તે એક ઇંચ જાડી અને બે ફૂટ લાંબી જોઇએ. તે સીસમ કે સાગનાં લાકડાની ખરાદી પાસે જરા ઢળતા આકારની ઉતરાવવી અને રંગાવવી. તે ફાટે નહીં તે માટે તેને બંને છેડે પિત્તળની પાટીઓ બેસાડવી. તેનો જાડો છેડો હાથમાં રાખવો, અને તેને પિત્તળની આઠ ઘુઘરીઓનું ઝુમખું જોડવું કે રમતી વખતે તેનો સુંદર અવાજ થતાં બાળકોને આનંદ થાય. વળી તે દાંડીઓને સારો રંગ ચડાવી સુશોભિત પણ બનાવવી. એવી સારી દાંડીઓ ન મળી શકે, તો કોઇ પણ લાકડાની એક સાદી દાંડીઓ પણ ચાલી શકે.

દાંડીએ રમનાર છ બાળકો હોય તો તેને માટે ૧૦×૨૦ ફૂટની જગા બસ છે. રમનારની સંખ્યા વધારે હોય, તો જગા પણ પ્રમાણમાં વધારે જોઇએ. એ જગા મેદાનમાં મળે તો વધારે સારું. વળી આ ખેલ સમારંભમાં કરી બતાવવો હોય તો રમનાર બધા બાળકોનાં કપડાં એકસરખાં અને ભભકાદાર પણ હોવાં જોઇએ. નિદાન ટૂંકી બાયનાં ખમીસ, ગોઠણ સુધીનાં પાટલુન, કમરપટા, ટોપીઓ, અને

ગળામાં બાંધવાના રૂમાલ, એટલું તો જરૂર જોઇએ.

દાંડીએ રમવામાં વાદ્યની સવડ જો સાથે હોય તો રમનારને ઘણો ઉમંગ ચડે છે, અને કંટાળો આવતો નથી. વળી બધું કામ વાદ્યને લીધે તાલના મેળ ઉપર ચાલે છે. તબલાં, પેટી, દિલરૂબા, ફિડલ, બંસી, પાવો, કે ઝાંઝ જેવાં વાદ્યો મળી શકે તો ઘણું સારું. નહીંતર છેવટે જે મળે તે પણ જરૂર જોઇએ. પડઘમ, ફ્લ્યુટ, વાંસળી, ટ્રિંગલ, વગેરે વિદેશી વાદ્યો હશે તો પણ ચાલશે. પરંતુ કોઇ પણ પ્રકારનાં એવાં વાદ્યો જોડે હોય, તો કામ વધારે સારું થાય છે. વળી તેમાં બાળકોને તાલનું અને સૂરનું જ્ઞાન પણ થાય. દાંડીઓના ઠોકા જોડે એ વાદ્યનો તાલ મળવો જોઇએ.

દાંડીએ રમતી વખતે જુદાં જુદાં પદો બોલીને દાંડીઓ મારવાનો રિવાજ છે. એવાં કેટલાક જુનાં પદો છે અને તેવાં કેટલાંક હાલની સ્થિતિને અનુસરતાં નવીન તૈયાર કરવામાં આવે તો પણ ચાલે. બાળકોને તેથી બોધ સાથે આનંદ મળે છે. આ રમત માટે સવારનો કે સાંજનો વખત અનુકૂળ પડે છે. બપોરની શાળા હોય તો છેવટના કલાકમાં આ ખેલ રાખવો, અને સવારની શાળા હોય, તો પહેલા કલાકમાં આ ખેલ રાખવો.

શિક્ષકની પાસે સિસોટી હોવી જોઇએ. તેનો ઉપયોગ રમતની શરૂઆત કરવા માટે તથા બંધ કરવા માટે કરવો. રમનારની સંખ્યા ૨-૪-૬-૮ એવી બેકી છોકરાની રાખવી. તેનો શિક્ષક તાલસૂરની સારી માહિતીવાળો અને દાંડીની રમતના સારા જ્ઞાનવાળો જોઇએ. બાળકોને કંટાળો ન આવે તેવી રીતે શીખવવાની કલા તેને આવડતી હોવી જોઇએ. વળી શિક્ષકની ધાસ્તી બાળકોને ન લાગે, પણ તેના હાથ નીચે કામ કરવામાં બાળકોને આનંદ અને છૂટાપણું લાગે તેવું તેનું વર્તન હોવું જોઇએ. તેની જ સાથે શિક્ષક પૂર્ણ રીતે શિસ્તને પાળનારો અને ચાહનારો હોવો જોઇએ, કે બાળકો પણ તે જ પ્રમાણે કેળવાય. આ રમતમાં મહેનત બહુ પડે છે, માટે બાળકો થાકી ન જાય તેનું શિક્ષકે લક્ષ રાખવું.

દાંડીઓ શીખવતાં શિક્ષકે પ્રથમ એક, બે, ત્રણ, ચાર એમ અંક બોલીને દરેક અંક સાથે કઇ ક્રિયા કેમ કરવાની, પગ કેમ ગોઠવવાના, ઠોકા કેમ મારવાના, અને અંગવિક્ષેપ કેટલો અને કેવો કરવાનો, તે બાળકોને બરાબર સમજાવવું. જરૂર હોય ત્યાં તે તે ક્રિયા પોતે કરી બતાવવી, અને પછી બાળકોને તે તે ક્રિયા મનમાં ને મનમાં અંક બોલતા જઇને કરવા જણાવવું. બાળકોને કવાયત શીખવેલી હશે જ, તો જરૂર પ્રમાણે તેના હુકમો આપીને બાળકોને વર્તુલમાં ઊભા કરવા. પછી આજ્ઞા આપીને બે બે બાળકોને એકમેકના તરફ મોઢાં કરીને ઊભા કરવા, અને પછી દાંડીઓ રમાડવાની શરૂઆત કરવી.

### ગોફ અથવા રાસક્રીડા

દાંડીઓના ખેલની પેઠે જ ગોફ ગૂંથીને દાંડીઓથી રમવાનો પ્રકાર પણ દ્વાપર યુગથી ચાલુ છે. ભગવાન શ્રીકૃષ્ણ મોરલી બજાવતા, અને ગોપ તથા ગોપીઓ રાસ (દોરીઓ) ગૂંથતાં હતાં. રાસક્રીડા એ શબ્દ ગસ અને ક્રીડા એવા બે શબ્દોનો બનેલો છે. રાસ એટલે દોરી અને ક્રીડા એટલે ખેલ. દોરીથી રમવાનો ખેલ એવો એનો અર્થ થાય છે. દોરીને બદલે જુદા જુદા રંગના કાપડના લાંબા ચીરાઓ લઇને પણ દાંડીઓ રમતાં રમતાં તેનો ગોફ ગૂંથાય છે. ગોફ ઘણા પ્રકારે ગૂંથાય છે. એ ગૂંથાઈ જાય, એટલે ગૂંથતી વખતે જેવી ક્રિયા કરેલી, તેનાથી ઊલટી ક્રિયા કરતાં ગૂંથેલો ગોફ ઉખેળી પણ શકાય છે. એ રીતે ભૂલ વગર

ગોફ ગૂંથવો અને ઉખેળવો, એમાં કુશળતાનું કામ છે.

## ગોફ તૈયાર કરવાની રીત

૭ ઈંચ પહોળા અને ૧૦ ફૂટ લાંબા એવા કાપડના કકડા અથવા ચીંદ બાળકોની સંખ્યા જેટલા તૈયાર કરાવવા. સંખ્યાના પ્રમાણમાં બે ત્રણ કે ચાર રંગનું કાપડ તે માટે લેવું. જુદા જુદા રંગના કટકા લેવાથી ગોફ રંગબેરંગી દેખાય છે, અને બાળકોને પોતાની જોડીઓ સમજવામાં તથા જુદી જુદી હિલચાલ કરવામાં અનુકૂળતા થાય છે. ૭ બાળકો હોય તો બે રંગનું કાપડ લેવું-ત્રણ કકડા લાલ રંગના અને ત્રણ ધોળા રંગના બનાવવા. આઠ બાળકો હોય તો ચાર રંગનું કાપડ લેવું.

૭ ઈંચ પરિઘનું અને એક ઈંચ જાડાઈનું એક લાકડાનું ગોળ પાટિયું લેવું, તે પાટિયાને એક ઈંચ વ્યાસનાં રમનાર બાળકોની સંખ્યા જેટલાં કાણાં પાડવાં, તે કાણાંમાંથી પરોવીને કપડાનો એક એક કકડો તે પાટિયાની ઉપરના ભાગમાં લઈ તેની ગાંઠ બાંધી લેવી, કે રમતી વખતે તે નીચે સરી આવે નહીં. પાટિયાના ઉપરના ભાગમાં એક લોખંડી આંકડિયો લગાડવો અને અંગ્રેજી 8 ના આકારની એક બીજી આંકડિયો લઇ તે આંકડિયાથી મકાનની એક પાટડીને જોડેલા કડાની સાથે તે પાટિયાને લટકાવી દેવું. એક જ રંગના કકડાઓ એ પાટિયામાં એકબેકની સાથે રખાશે તો ગૂંથેલો ગોફ રંગબેરંગી દેખાશે નહીં માટે તે ધ્યાનમાં રાખવું. પછી ગોફ ગૂંથનારા બાળકોના ડાબા હાથમાં એ એક એક કકડો પકડાવવો, અને તેની સાથે એક એક દાંડી રખાવવી, તથા બીજી દાંડી બીજા હાથમાં રખાવવી. એ રીતે એક એક કકડો હાથમાં રાખીને બાળકો ઊભા રહ્યા પછી તેમણે દાંડીઓ ઠોકતાં ઠોકતાં ગોફ ગૂંથવાનો હોય છે. દાંડીઓના જુદા જુદા પ્રકાર ભૂલ વગર રમતાં આવડે તે પછી જ ગોફ ગૂંથી શકાશે.

**સૂચના**—(૧) ગોફ ગૂંથવાના થોડાસહેલા પ્રકાર અહીં બતાવેલા છે. એ રીતે ગોફ ગૂંથતાં અને ઉખેળતાં આવડ્યા પછી દાંડીઓના જે જુદા જુદા પ્રકારો બતાવેલા છે, તે પ્રકારો પ્રમાણે ગોફ ગૂંથવા તથા ઉખેળવાની ટેવ કેળવાશે.

(૨) ગોફ ગૂંથનાર નવીન શિખાઉ હોય, તો તેણે પ્રથમ ડાબો પગ આગળ મૂકીને અને ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પગ રાખીને ગોફ ગૂંથવો. અને તે રીતે ટેવ પડયા પછી જમણા પગ ઉપર અવસાન રાખીને કેકીને રમતાં શીખવું.



દાંડી નં. ૧ ચિત્ર નં. ૧૩૧

### દાંડી પહેલી-(એકઠોકો)

—હાલમાં શાળાઓમાં દાંડીઓનું શિક્ષણ ચાલુ કરેલું હોવાથી શિક્ષકોને ૭ થી ૧૨ વર્ષનાં નાનાં બાળકોને દાંડીઓની આ રમત શીખવવી પડે છે. તે બાળકો નાનાં હોવાથી તેને દાંડીઓના



દાંડી નં. ૧ ચિત્ર નં. ૧૩૨

હાથ એકદમ શીખવવા બહુ કઠણ પડે છે, તેથી તેને પ્રથમ દાંડીઓનો એક ઠોકો જ શીખવવો અનુકૂળ છે. તે ઠોકો એટલો સારો શિખાઇ જાય કે ગમે તે વખતે એક જ અવાજ આપે. એમ કરવા માટે નીચે જણાવ્યા પ્રમાણે બાળકોને ટેવ પાડવી.

ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે બાળકોએ એક-મેકના સામે મોઢાં કરીને વર્તુલ આકારે ઊભા રહેવું, બંને હાથ કોણીમાંથી વાળીને અને ડાબી દાંડી ઉપર જમણી દાંડી મૂકીને ચિત્ર નં. ૧૩૧ માં બતાવ્યા પ્રમાણે તૈયારીની સ્થિતિમાં ઊભા રહેવું. પછી શિક્ષક એક એમ કહે કે જમણો હાથ ચિત્ર નં. ૧૩૨ પ્રમાણે ઊંચે લેવો, અને ડાબા હાથની દાંડી ઉપર ઠોકો મારવો. એ રીતે શિક્ષકે એક, બે, ત્રણ, ચાર એમ અંકો બોલીને બધા બાળકોના ઠોકા એક સરખા, એક જ વખતે, પડે ત્યાં સુધી આ ટેવ કેળવવી.

સૂચના—પછીના બધા દાંડીઓના ખેલ શીખવતાં શિક્ષકે પ્રથમ બાળકોને એક જ જગાએ ઊભા રહીને એકમેકને દાંડી આપવાનું શીખવવું. પછી ચાલતી સ્થિતિમાં રહીને દાંડીઓ આપતાં શીખવવું. અને છેવટે ઠેકીને કે અંગવિક્ષેપ કરીને દાંડીઓ આપતાં શીખવવું.

## દાંડી બીજી-(બે ઠોકા).

(રાગ-ખમાચ, તાલ-દાદરા, માત્રા-૭)

ઠેકા—ધા ધીં ના, ધા તિં ના

પદ.

નિબિડ કુસુમ કુંજ શ્રીશ
મધુર મુરલી વાઈ— (મુ૦)
કામકાજ, લોકલાજ
વિસરે, વેણુ નાદે,
શુક, પીક, મયૂર, ભૃંગ,
સકલ વિહગ લૂંટત રંગ,
ભજત ભક્ત શ્રવણ રંગ,
વિશ્વ મોહ માંહે— ॥૧॥

ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે તૈયારીની સ્થિતિમાં ઊભા રહેવું. પછી દાંડીમાં બતાવ્યા પ્રમાણે જમણી દાંડીથી ડાબી દાંડી ઉપર ઠોકો મારવો. બાદ દરેક બાળકે પોતાનો જમણો પગ ઊંચકીને જરા આગળ જમણી તરફ મૂકવો, અને શરીરનો ઝોક પણ જમણી તરફ વાળવો, તથા ડાબો પગ જમીનથી આશરે ૭ ઇંચ ઊંચો



દાંડી નં. ૨ ચિત્ર નં. ૧૩૩

લેવો; પછી ડાબો પગ જરા આગળ મૂકીને ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે પોતાની સામેના રમનારની જમણી દાંડી ઉપર પોતાની જમણી દાંડીથી ઠોકો મારવો, અને તે જ અવસાન (સ્થિતિ) માં પાછળનો જમણો પગ ઊંચો લઇને તે સામેના રમનારની જમણી બાજુએ ચિત્ર નં. ૧૩૪ પ્રમાણે આગળ મૂકવો, પછી વળી પાછલો ડાબો પગ ઊંચકીને ડાબા પગની આગળ મૂકવો. આ રીતે જમણો પગ આગળ પડે તે જ વખતે ડાબા હાથની દાંડી ઉપર જમણા હાથની દાંડીથી પહેલા ઠોકાની પેઠે ઠોકો મારવો. પછી આગળ મૂકેલા જમણા પગ ઉપર શરીરનો તોલ રાખીને ડાબો પગ ઊંચો લેવો, અને તેને આગળ નાખીને બીજો ઠોકો ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે મારવો. પછી જમણો પગ મૂકીને ચિત્ર નં. ૧૩૪ પ્રમાણે સામેના રમનારની જમણી બાજુએ થઇને પેલી તરફ જવું. પછી આગળ ડાબો અને ફરીને તેનાથી



દાંડી નં. ૨ ચિત્ર નં. ૧૩૪

આગળ જમણો, એમ ક્રમથી ઉપર બતાવેલી રીતે પગ મૂકીને પહેલો ઠોકો મારવો. આ રીતે ફરી ફરીને ક્રિયા કરીને આ જ દાંડી રમવી

ચિત્ર નં. ૧૩૫ માં બહારના વર્તુલમાં દરેક રમનારના क, ख, ग, घ, च, छ, ज, झ




દાંડી નં. ૨ ચિત્ર ન. ૧૩૫

એવાં નામ આપેલાં છે. ખેલની શરૂઆતમાં क અને ख એકમેકની સામે, ग અને घ એકમેકની સામે, च અને छ એકમેકની સામે, તથા ज અને झ એકમેકની સામે મોઢાં કરીને ઊભેલા હોય છે. આ દાંડી રમવામાં ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે બીજી દાંડી માર્યા પછી અને ચિત્ર નં. ૧૩૪ પ્રમાણે જમણો પગ આગળ મૂકયા પછી क ની આગળ घ, ग ની આગળ छ, ज ની આગળ ख, અને च ની આગળ झ એ રીતે રમનારાઓ એકમેકની સામે આવે છે (જુઓ ચિત્ર નં. ૧૩૫ નું વચલું વર્તુળ). પછી ફરીને ખેલની શરૂઆત કરી બે ઠોકા મારીને આગળ જવુ, એટલે ચિત્ર નં. ૧૩૫ ના સૌથી નાના વર્તુલમાં બતાવેલી સ્થિતિમાં રમનારાઓ આવશે.

**સૂચના**—(૧) ઉપર બતાવ્યા પ્રમાણે દાંડી બરાબર રમતાં આવડે, કે પગ આગળ મૂકવાની ગતિ વધારવી. એ રીતે ગતિ વધે કે ઊંચકેલા પગ આગળ પણ જરા જરા બાજુએ વધારે પડે, અને શરીરનો ઝોક તથા અંગવિક્ષેપ સાહજિક જ વધારે થાય. આ રીતની ક્રિયા જલદીથી પણ બરાબર અને છટાદાર કેમ કરવી એ શિક્ષકે પ્રત્યક્ષ કરી બતાવી શીખવવું.

(૨) દાંડીની જુદી જુદી ક્રિયાઓ બાળકોને બરાબર લક્ષમાં આવે, એટલા માટે શિક્ષકે પ્રથમ એક, બે, ત્રણ, ચાર એમ અંક બોલીને તે શીખવવી. અને પછીથી તે જ ક્રિયાઓ, તે જ અંકો મનમાં બોલીને, બાળકોએ પોતાની મેળે કરી જવા જણાવવું. એ રીતે બધી ક્રિયા બરાબર આવડે, એટલે ગાયનવાદન સાથે તે જ ક્રિયા તાલ ન ચૂકતાં કરતાં શીખવવી.

## દાંડી ત્રીજી-(ચાર ઠોકા).

**૫૬.**

(રાગ-કૅાફી; તાલ-ધુમાલી, માત્રા-૮)

ઠેકા—ધીં ધીં તા, ધીં ત્રક્, ધિં ધાગે ત્રક્

**રાધે રાધે રાધે રાધે,**
**ગોવિંદ મુરા......રી...**
**વેણુ વેણુ વેણુ વેણુ**
**વા......ઈ શ્રી હ......રી (ધ્રુવ)**
**કુંજવિહારી કા......ના**
**બંસી બજાઈ......રે— (૧)**
**યમુનાના તીરે તીરે...**
**જવા મને દે......રે (૨)**

ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે તૈયારીની સ્થિતિમાં ઊભા રહેવું. પછી જમણો હાથ ઊંચકીને ડાબી દાંડી ઉપર પહેલો ઠોકો મારવો. બાદ



દાંડી નં. ૩ ચિત્ર નં. ૧૩૬

બીજી દાંડીમાં જણાવ્યા પ્રમાણે જમણી દાંડી ઉપર બીજો ઠોકો મારવો (ચિત્ર નં. ૧૩૩). પછી પહેલા ઠોકા પ્રમાણે પોતાની દાંડી ઉપર બીજો ઠોકો મારવો. અને પછી ચિત્ર નં. ૧૩૬ પ્રમાણે ડાબો પગ જમણી બાજુ આગળ મૂકીને ડાબા હાથે સામા રમનારની ડાબી દાંડી ઉપર ચોથો ઠોકો મારવો. તે જ અવસાન (સ્થિતિ) માં પાછલો જમણો પગ આગળ મૂકવો, અને ફરી તેની આગળ ડાબો પગ મૂકીને, સામેનાની ડાબી બાજુએ થઇને તેની પેલી તરફ જવું. આ રીતે જગા બદલવાથી, નવીન ભેરુ સામે આવે છે. ડાબો પગ આગળ પડતાં જ આપણી ડાબી દાંડી ઉપર પહેલો ઠોકો મારવો. અને પછી જમણા પગ ઉપર અવસાન લેવું. તે વખતે ડાબો પગ ઊંચો લેવો, અને તે નીચે ટેકવીને ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે સામેનાની જમણી દાંડી ઉપર બીજો ઠોકો મારવો. પછી જમણો પગ ઊંચો લઇને અને તેને પછી નીચે ટેકવીને ત્રીજો ઠોકો મારવો. તે પછી ચોથો ઠોકો મારીને ડાબી તરફ થઇને પેલી તરફ જવું. પછી ઉપર બતાવ્યા પ્રમાણે ફરીને બધી ક્રિયાઓ કરવી. એ રીતે થાકતાં સુધી રમવું.

## દાંડી ચોથી-( છ ઠોકા ).

પદ

( રાગ-હમીર, તાલ-ધુમાલી, માત્રા-૮ )

ઠેકા—( ત્રીજી દાંડી પ્રમાણે )

**શ્રી હરિ! સગુણ રૂપ, વીનવું...**
**ષડરિપુ શમવીને, ભજને રમવીને,**
**નિર્ગુણ પદ આ...પો... ( ધ્રુવ )**
**નરતનુ આવે ન વા...રં વા...ર...,**
**સાર્થક કરશો, કરીને વિચા...ર**
**માયામય જગ...ભ્રામક સા...ર**
**સદ્‌ગુરુ ચરણે શરણ આ...પીને,**
**દુરિત સકલ કા...પો... (૧)**

ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે વર્તુલાકાર ઊભા રહેવું. પછી ત્રીજી દાંડીમાં જણાવ્યા પ્રમાણે ચાર ઠોકાની ક્રિયા કરવી. ચોથો ઠોકો મારતા જમણો પગ નીચે ટેકવીને અને ડાબો પગ ઊંચો કરીને ડાબી દાંડી ઉપર ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પાંચમો ઠોકો મારવો. પછી ડાબો પગ નીચે ટેકવીને જમણો પગ ઊંચો કરી ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે છઠ્ઠો ઠોકો મારવો. પછી ઊંચો કરેલો જમણો પગ આગળ લાંબો મૂકીને ડાબો પગ ઊંચકવો અને જમણા પગ

ઉપર ડાબી બાજુથી ઘુમરી ખાવી અને મોઢું મૂળની દિશા તરફ આવે કે ડાબો પગ જમીન ઉપર ટેકવવો તથા જમણો પગ આગળ મૂકવો. પછી સામે આવેલા નવીન ભેરુની જોડે પહેલા ઠોકાથી છઠ્ઠા ઠોકા સુધી ઉપર પ્રમાણે ક્રિયા કરીને રમવું.

ડાબી દાંડી ઉપર સાતમો ઠોકો મારવો. પછી ડાબો પગ આગળ મૂકીને ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે આઠમો ઠોકો મારવો. પછી સામેના ભેરુની જમણી બાજુથી પોતી તરફ જ્યાંને સામે તે ભેરુ આવે એટલે તેની જોડે ફરીને ઉપર બતાવ્યા પ્રમાણે પહેલેથી રમવાની શરૂઆત કરવી.

### દાંડી પાંચમી-(આઠ ઠોકા).

પદ

(તાલ-ધુમાલી: ચાલ-સારી)

**કુંજ ભવને ઊભો શ્યામ**
**કેમ હું જાઉં? કહે—(ધ્રુવ)**
**નવ યૌવના હું કુલવધુ નાનડી**
**નાટકી એ ઘનશ્યામ... (૧)**
**દહીં દૂધ લઇને મથુરા જાતાં**
**આડો રહી માગે છે દાણ...(૨)**
**એક જનાર્દન એક જ ચરણે**
**નહિ બીજું નિજ ધામ... (૩)**

ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે વર્તુલાકાર ઊભા રહેવું. પછી ત્રીજી દાંડીમાં જણાવ્યા પ્રમાણે ચાર ઠોકાની ક્રિયા કરવી. ચોથો ઠોકો મારતાં જમણો પગ ઊંચો કરવો. ઠોકો માર્યા પછી, જમણો પગ ડાબા પગની પાછળ જમીન ઉપર ટેકવવો; અને ડાબો પગ ઊંચો લઇને ડાબી બાજુથી ઘુમરી ખાઇ પાછલા ભાગ તરફ મોઢું કરવું. ઘુમરી ખાઇને પાછળ મોઢું કર્યું કે ડાબો પગ આગળ મૂકીને ચિત્ર નં. ૧૩૭ પ્રમાણે પોતાની દાંડી ઉપર પાંચમો ઠોકો મારવો. પછી ચિત્ર નં. ૧૩૮ પ્રમાણે જમણા હાથે સામેનાની જમણી દાંડી ઉપર છઠ્ઠો ઠોકો મારવો. પછી પગ ન ઊંચકતાં જમણી તરફ ફરવું, અને ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પોતાની


દાંડી નં. ૫ ચિત્ર નં. ૧૩૭


દાંડી નં. ૫ ચિત્ર નં. ૧૩૮

**દાંડી છઠ્ઠી-(દસ ઠોકા)**—ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે વર્તુલાકાર ઊભા રહેવું. પછી ત્રીજી દાંડીમાં જણાવ્યા પ્રમાણે

ચાર ઠોકાની ક્રિયા કરવી. બાદ જમણા પગ ઉપર તોલ રાખીને, ને ડાબો પગ ઊંચકીને ચિત્ર નં. ૧૩૧ ના પહેલા ઠોકાની પેઠે પાંચમો ઠોકો મારવો. અને ડાબો પગ નીચે મૂકીને ચિત્ર નં. ૧૩૩ ના બીજા ઠોકાના પેઠે છઠ્ઠો ઠોકો મારવો. પછી જમણો પગ ઊંચકીને અને ડાબી તરફ ઘુમરી ખાઇને ચિત્ર નં. ૧૩૭ પ્રમાણે સાતમો ઠોકો પોતાની દાંડી ઉપર મારવો. અને પછી ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે જમણો પગ ઊંચકીને આઠમો ઠોકો મારવો. પછી જમણી તરફ પાછળ મોઢું ફેરવીને પહેલા ઠોકા પ્રમાણે નવમો ઠોકો મારવો, અને ડાબો પગ આગળ મૂકીને બીજા ઠોકાની પેઠે (ચિત્ર નં. ૧૩૩) દસમો ઠોકો મારવો, અને તે જ દાંડીમાં જણાવ્યા પ્રમાણે સામેના ભેરુની જમણી તરફથી પેલી તરફ જવું, પછી આગળ આવેલા નવીન ભેરની જોડે ઉપર બતાવ્યા પ્રમાણે, પ્રથમથી રમવાની શરૂઆત કરવી.

**દાંડી સાતમી-(દસ ઠોકા)**—ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે વર્તુલાકારે ઊભા રહેવું. પછી છઠ્ઠી દાંડીમાં જણાવ્યા પ્રમાણે બધી ક્રિયા કરીને આઠ ઠોકા મારવા. ચિત્ર નં. ૧૩૮ પ્રમાણે આઠમો ઠોકો મારીને પાછલો જમણો પગ ચિત્ર નં. ૧૩૯ પ્રમાણે ઊંચકીને ડાબી તરફ ઘુમરી ખાવી અને મૂળ દિશા તરફ ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે મોઢું આવે કે જમણો પગ આગળ મૂકીને છઠ્ઠી દાંડી પ્રમાણે નવમો તથા દસમો ઠોકો મારવો. પછી હંમેશની પેઠે પગ આગળ મૂકીને સામેના ભેરની જમણી બાજુથી પેલી તરફ જવું, અને ફરીને નવીન ભેરુ જોડે રમવાની શરૂઆત કરવી.

**દાંડી આઠમી-(બાર ઠોકા)**—ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે વર્તુલાકાર ઊભા રહીને સાતમી દાંડીમાં જણાવ્યા પ્રમાણેની બધી ક્રિયા કરીને આઠ ઠોકા મારવા. પછી ડાબો પગ ઊંચો લઇને અને જમણા પગ ઉપર તોલ રાખીને નવમો ઠોકો પોતાની દાંડી ઉપર ચિત્ર નં. ૧૩૧ ના પહેલા ઠોકાની પેઠે મારવો. પછી ડાબા પગ ઉપર તોલ મૂકીને અને જમણો પગ ચિત્ર નં. ૧૩૯ પ્રમાણે ઊંચો લઇને ડાબી દાંડીથી સામેના ભેરુની ડાબી દાંડી ઉપર ચિત્ર નં. ૧૪૦ પ્રમાણે દસમો ઠોકો મારવો. એ ઠોકો માર્યા પછી જમણો પગ એ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે જમીન ઉપર મૂકવો. પછી જમણી



દાંડી નં. ૭ ચિત્ર નં. ૧૩૯



દાંડી ન ૮ ચિત્ર ન ૧૪૦

બાજુએ ફરીને પહેલા ઠોકાની પેઠે પોતાની દાડી ઉપર ૧૧ અગિયારમો ઠોકો મારવો આ ઠોકો મારતા ડાબો પગ ઊંચો લેવો પછી તે ડાબો પગ આગળ મૂકીને ચિત્ર ન ૧૩૩ પ્રમાણે બારમો ઠોકો મારી ચિત્ર ન ૧૩૪ પ્રમાણે, સામેના ભેરુની જમણી બાજુએથી પેની તરફ જવુ પછી જે નવીન ભેરુ આગળ આવ્યો હોય તેની જોડે ઉપર બતાવ્યા પ્રમાણે બાર ઠોકા મારીને રમવુ આ રીતે થાકતા સુધી રમવુ

**દાંડી નવમી-(બાર ઠોકા)—** હમેશની પેઠે તૈયારીની સ્થિતિમા ઊભા રહીને ચોથી દાડીની પેઠે ૯ ઠોકા મારવા પછી પહેલા ઠોકા પ્રમાણે (ચિત્ર ન ૧૩૧) પાચ ઠોકા એક પછી એક એમ જલદીથી મારવા પછી બને દાડીઓ જોડીને સામેના ભેરુની જોડેની દાડીઓ ઉપર ચિત્ર ન ૧૪૧ પ્રમાણે જમણી બાજુએ બારમો ઠોકો મારવો પછી હમેશની પેઠે જમણો પગ આગળ લઇ સામેનાની જમણી બાજુ થઇને પડેની તરફ જવુ પછી ફરીને આગળ આવતા નવીન ભેરુ જોડે પહેલેથી બાર ઠોકા ઉપર જણાવ્યા પ્રમાણે મારીને રમવુ

**સૂચના—**પાચ ઠોકા એક પછી એક મારવાનુ ઉપર જણાવેલુ છે તેને બદલે એક પછી એક એમ ચાર ઠોકા જલદી મારીને પોતાની બને દાડીઓ જોડી દેવી, અને સામેના ભેરુની જોડેલી દાડીઓ ઉપર બે ઠોકા એક પછી એક એમ સરખા મારવા એટલે આ દાડીનો એક બીજો પ્રકાર થશે બાકીની ક્રિયા સરખી જ કરવાની



દાડી ન ૮ ચિત્ર ન ૧૪૧



દાંડી નં. ૧૧ ચિત્ર નં. ૧૪૨

**દાંડી દસમી-( બાર ઠોકા )**—ઉપરની દાંડીમા જણાવ્યા પ્રમાણે છ ઠોકા મારવા. પછી જમણો પગ આગળ લઇને સામેના બેની જમણી બાજુએ ચાલીને પેલી તરફ જવુ આ રીતે ચાલતા ચાલતાં પહેના ઠોકા પ્રમાણે પાચ ઠોકા જલદી જલદી મારતા આગળ જવુ. અને પછી બને દાંડીઓ મેળવીને નવીન બેરુ આગળ આવે તેની જોડેની દાંડીઓ ઉપર જમણી બાજુએ ચિત્ર નં. ૧૪૧ પ્રમાણે ક્રિયા કરીને ઠોકા મારવો.

**દાંડી અગિયારમી-( બાર ઠોકા )**—હમેશની પેઠે તૈયારીની સ્થિતિમા ઊભા રહેવું. પછી ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પોતાની દાંડી ઉપર પહેલો ઠોકો મારવો. પછી ચિત્ર નં. ૧૪૨ પ્રમાણે જમણા હાથથી બીજો ઠોકો મારવો. આ ઠોકો દાંડીના છેડા પાસે મારવાથી ઘુમરી ખાવાને અડચણ આવતી નથી. પછી ડાબી બાજુએ ફરીને ઊલટી બાજુએ ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે ત્રીજો ઠોકો મારવો. અને જમણો પગ ચિત્ર નં. ૧૪૩ પ્રમાણે આગળ મૂકીને તે જ



દાંડી નં. ૧૧ ચિત્ર નં. ૧૪૩

ચિત્ર પ્રમાણે જમણા હાથથી ચોથો ઠોકો મારવો. પછી ડાબી બાજુથી ડાબા પગ ઉપર (જમણો પગ ઊંચકીને) ઘુમરી ખાઇને મૂળ દિશામાં મોઢું આવતાં પાંચમો ઠોકો ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે મારવો, અને છઠ્ઠો ઠોકો ચિત્ર નં. ૧૪૧ પ્રમાણે મારવો. પછી જમણો પગ આગળ મૂકીને સામેના ભેરુની જમણી બાજુથી ચાલતાં પેલી તરફ જવું. ચાલતાં ચાલતાં ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પાંચ ઠોકા જલદીથી પોતાની દાંડી ઉપર મારવા, અને પેલી તરફ ગયા પછી પોતાની બંને દાંડીઓ જોડી દઇને સામેના ભેરની જોડેલી દાંડીઓ ઉપર ચિત્ર નં. ૧૪૧ પ્રમાણે ઠોકો મારવો.

**દાંડી બારમી-(બાર ઠોકા)**—હંમેશાની પેઠે તૈયારીની સ્થિતિમાં ઊભા રહેવું. પછી ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પહેલો ઠોકો મારવો. બાદ ચિત્ર નં. ૧૩૬ પ્રમાણે ડાબો પગ આગળ મૂકીને ડાબા હાથથી સામેના ભેરુની ડાબી દાંડી ઉપર બીજો ઠોકો મારવો. પછી જમણી બાજુથી પાછળ ફરીને ઊલટી બાજુએ મોઢું થયું કે પહેલા ઠોકા પ્રમાણે ત્રીજો ઠોકો મારવો, અને ડાબા હાથથી ચિત્ર નં. ૧૪૪ પ્રમાણે ચોથો ઠોકો મારવો. પછી જમણી બાજુથી ફરીને પહેલી દિશાએ મોઢું આવે કે પહેલા ઠોકા પ્રમાણે પાંચમો ઠોકો (ચિત્ર નં. ૧૩૧) મારવો, અને ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે છઠ્ઠો ઠોકો મારવો. પછી ઉપરની દાંડીમાં જણાવ્યા પ્રમાણે પહેલા ઠોકાની પેઠે પાંચ ઠોકા જલદીથી મારતા મારતા આગળ ચાલી જવું, અને નવીન ભેરુ જે સામે આવે તેની જોડેલી દાંડી ઉપર ચિત્ર નં. ૧૪૧ પ્રમાણે બારમો ઠોકો મારવો. દાંડી નં. ૧૨



અને પછી ફરીને એ નવીન ભેરુ જોડે પહેલેથી રમવું.

**દાંડી તેરમી-(ચૌદ ઠોકા).**

**પદ**

**એક દાંડી દે! બીજીને માર રે!**
**ત્રીજી આપીને ચોથી પછી લે!**
**પાંચમી આપીને છઠ્ઠીને માર રે!**
**સાતમી બદલજે.........(ધ્રુવ)**
**હરિથી ખેલતાં આનંદ ચિત્તે**
**હરિ ગુણ ગાતાં અગણિત રે!**
**ખેલવા ધરતી ન પૂરી**
**એવી હરિ માયા.........(૧)**
**કાને સાંભળી, મધુર ધ્વનિ**
**વાદન કરી, હરિ પ્રેમ ભરે,**
**વિસર્યાં ગોપીગોપ જ સઘળું...**
**ખેલવા ધરતી ન પૂરી**
**એવી હરિ માયા...(૨)**

હંમેશાની પેઠે વર્તુલમાં ઊભા રહેવું. પછી ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પહેલો ઠોકો મારીને ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે બીજો ઠોકો મારવો. પછી ચિત્ર નં. ૧૩૨ પ્રમાણે ત્રીજો ઠોકો, અને ચિત્ર નં. ૧૩૬ પ્રમાણે ચોથો ઠોકો મારવો. પછી ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પાંચમો ઠોકો અને



ચિત્ર નં. ૧૪૪

ચિત્ર નં. ૧૩૫ પ્રમાણે છઠ્ઠો ઠોકો મારવો. પછી ડાબી બાજુથી પાછળ ફરીને પાછલા ભેરુ તરફ મોઢું થાય એટલે ફરીથી તે બાજુએ ઉપર બતાવ્યા પ્રમાણે ૭ ઠોકા મારવા. (ચિત્ર નં. ૧૩૭, ૧૩૮, ફરીથી ૧૩૭ પછી ૧૪૦. ફરીથી ૧૩૮ તથા ફરીને ૧૩૭ એ ચિત્રો પ્રમાણે ૭ ઠોકા મારવા). એટલે એકંદર બાર ઠોકા થયા. પછી ફરીને જમણી બાજુએ જઇને પ્રથમની દિશાએ મોઢું આવે કે ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે તેરમો ઠોકો અને ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે ચૌદમો ઠોકો મારવો, અને આગળ પગ નાખીને સામેના ભેરની જમણી બાજુએ થઇને પેલી તરફ જવું. પછી નવીન ભેરુ જોડે ફરીને ઉપર પ્રમાણે ચૌદ ઠોકા મારીને રમવું.

**સૂચના**—બાર ઠોકા માર્યા પછી ડાબો પગ ઊંચકીને જમણા પગ ઉપર ઘુમરી ખાઈ મૂળ દિશા તરફ મોઢું ફેરવવું, અને તે પછી ૧૩ મો અને ૧૪ મો ઠોકો ઉપર બતાવેલી રીતે મારી પેલી તરફ જવું.

**દાંડી ચૌદમી-(અઢાર ઠોકા)**—હમેશની પેઠે વર્તુલમાં ઊભા રહેવું. પછી ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પહેલો ઠોકો મારવો. બાદ ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે બીજો ઠોકો મારવો. પછી ફરીને પહેલા ઠોકા પ્રમાણે ત્રીજો ઠોકો મારવો. અને ચોથો ઠોકો ચિત્ર નં. ૧૩૬ પ્રમાણે ડાબા હાથથી મારવો. પછી પહેલા ઠોકા પ્રમાણે પાંચમો ઠોકો મારવો, અને ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે છઠ્ઠો ઠોકો મારવો. પછી ડાબી તરફ ફરી જઇને ઊલટી બાજુએ મોઢું થાય એટલે પહેલા ઠોકા પ્રમાણે (ચિત્ર નં. ૧૩૧) સાતમો ઠોકો મારવો, અને પછી ચિત્ર નં. ૧૩૮ પ્રમાણે આઠમો ઠોકો મારવો. પછી ફરીને પહેલા ઠોકા પ્રમાણે નવમો ઠોકો મારવો, પછી ચિત્ર નં. ૧૪૦ પ્રમાણે ડાબા હાથથી દસમો ઠોકો મારવો. તે પછી જમણી બાજુએ ફરી જઇને પહેલી દિશા તરફ મોઢું ફેરવવું અને અગિયારમો ઠોકો સાદા ઠોકાની પેઠે (ચિત્ર નં. ૧૩૧) મારવો. અને પછી બારમો ઠોકો ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે મારવો. પછી પાંચ સાદા ઠોકા જલદી જલદીથી એક પછી એક મારવા, અને પછી બને દાંડીઓ એકમેકની સાથે જોડીને, અઢારમો ઠોકો ચિત્ર નં. ૧૪૧ પ્રમાણે મારવો. પછી સામેના ભેરની જમણી બાજુએ થઇને પેલી તરફ જવું, અને ફરીને નવીન ભેર સામે આવે તેની જોડે ઉપર બતાવ્યા પ્રમાણે અઢાર ઠોકા મારીને રમવું.

**દાંડી પંદરમી-(આઠ ઠોકા).**

પદ.

ધિન્ના ધિન્નક ધિન્ના ધિન્ ॥
ધિન્ના ધિન્નક ધિન્ના ધિન્ ॥

**ફરી ફરી ગોપી કૃષ્ણ બનતાં!**
**રાસાનંદે ક્રીડા કરતાં!**
**એ સુખને કો વર્ણી શકે?**
**રાસ ખેલતાં કૃષ્ણ સહે!**
**આનંદ વ્યાપ્યો માનસમાં!**
**કૃષ્ણકૃપાથી સર્વસ્વમાં!**
**છ મહિનાની રાત કરી!**
**ગોપી કારણે મોરારી!**
**સુગંધ દ્રવ્યો અપાર ભરી**
**ગુલાલ ગોપી ઉડાડતી!**

ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે વર્તુલમાં ઊભાં રહેવુ અને તે ચિત્ર પ્રમાણે પહેલો ઠોકો મારવો. પછી ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે બીજો ઠોકો મારવો. પછી ડાબો પગ લાંબો કરીને ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે ત્રીજો ઠોકો મારવો, અને પછી જમણો પગ આગળ મૂકીને સામેના ભેરની જમણી બાજુએ થઇને પેલી તરફ જઇ જે નવીન ભેરુ આગળ આવે તેની દાંડી ઉપર જમણે હાથે ચિત્ર નં. ૧૪૫ પ્રમાણે ચોથો ઠોકો મારવો. પછી જમણો પગ પાછળ લઇને પાંચમો ઠોકો ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે મારવો.



દાંડી નં. ૧૫ ચિત્ર નં. ૧૪૫

પછી ઊંચો થયેલો ડાબો પગ નીચે મૂકીને પ્રથમના ભેરુની દાંડી ઉપર ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે છઠ્ઠો ઠોકો મારવો. જમણો પગ પાછળ લેતાં પ્રથમના ભેરુની સામે આવવું અને પછી છઠ્ઠો ઠોકો આપવો. તે પછી સાતમો ઠોકો પહેલા ઠોકા પ્રમાણે (ચિત્ર નં. ૧૩૧) મારીને ડાબો પગ આગળ મૂકવો, અને ચિત્ર નં. ૧૩૬ પ્રમાણે ડાબા હાથથી આઠમો ઠોકો મારીને સામેના ભેરુની ડાબી બાજુએ થઇને પેલી તરફ જવું. પછી નવીન ભેરુ જોડે ઉપર પ્રમાણે ઠોકાઓ મારીને રમવું. પહેલી દાંડી જમણા હાથથી મારી હોય તો છેવટે ડાબી બાજુએ થઇને પેલી તરફ જવાનું આવે, અને પહેલી દાંડી ડાબા હાથથી મારી હોય તો છેવટે જમણી બાજુએ થઇને આગળ જવાનુ આવે.

**દાંડી સોળમી–(ચાર ઠોકા)**—હંમેશની પેઠે વર્તુલમાં ઊભા રહેવું. પછી ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પહેલો ઠોકો પોતાની દાંડી ઉપર મારવો. બીજો ઠોકો ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે સામેના ભેરુની જમણી દાંડી ઉપર મારવો. પછી ત્રીજો ઠોકો ડાબી બાજુથી ફરી જઇને ચિત્ર નં. ૧૩૭ પ્રમાણે મારવો. અને ચિત્ર નં. ૧૩૬ પ્રમાણે ડાબા હાથનો ચોથો ઠોકો મારીને જમણો પગ આગળ લાંબો કરીને સામેના ભેરુની ડાબી બાજુએ થઇને પેલી તરફ જવું. પછી નવીન ભેરુ આગળ આવે તેની જોડે ફરીને ઉપર બતાવ્યા પ્રમાણે ચાર ઠોકા મારીને રમવું.

ઉપર જણાવેલા દાંડીના જુદા જુદા પ્રકાર જમણા હાથથી રમી શકાય છે. તેમજ ડાબા હાથથી પણ રમી શકાય છે.

**દાંડી સત્તરમી–(છ ઠોકા)**—ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે વર્તુલમાં ઊભા રહીને પહેલો ઠોકો મારવો. પછી ચિત્ર નં. ૧૪૧ પ્રમાણે બંને દાંડીઓ જોડી દઇને બીજો ઠોકો મારવો. પછી જમણો પગ ઊંચકીને ડાબા પગ ઉપર ઊભા રહી ડાબી બાજુએ ફરીને પાછળ મોઢું કરવું, અને જમણો પગ આગળ મૂકવો. આ રીતે ફરતાં પાછળ મોઢું થયું કે ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે ત્રીજો ઠોકો મારવો અને પછી બંને દાંડીઓ જોડી દઇને પાછલા ભેરુની જોડેલી દાંડીઓ ઉપર ચોથો ઠોકો મારવો. પછી ફરીને જમણી બાજુએ ફરી જઇને મૂળની દિશાએ મોઢું આવે કે ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે

પાંચમો ઠોકો મારવો અને ચિત્ર નં. ૧૪૧ પ્રમાણે બે દાંડીઆનો છઠ્ઠો ઠોકો મારીને જમણો પગ આગળ મૂકવો તથા સામેના જોરની જમણી બાજુએ થઇ પેલી તરફ જવું. પછી તેની જોડે ઉપર પ્રમાણે પહેલેથી રમવુ.



દાંડી નં. ૧૮ ચિત્ર નં. ૧૪૬

**દાંડી અઢારમી-(છ ઠોકા)**—હમેશની પેઠે વર્તુલમાં ઊભા રહેવું. પછી ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પહેલો ઠોકો મારવો. પછી પટ્ટાવાળાં ગંજીફરાક પહેરેલા છોકરાઓએ ઊભા રહીને બંને દાંડીઓ જોડી દેવી; અને સાદા પહેરણવાળા છોકરાઓએ ચિત્ર નં. ૧૪૬ પ્રમાણે જમણા ગોઠણ જમીન ઉપર ટેકવીને બેસવું, અને તે ચિત્ર પ્રમાણે બીજો ઠોકો મારવો. પછી એ બેઠેલા છોકરાઓએ ઊઠીને ઊભા રહેવું અને બધાએ ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે ત્રીજો ઠોકો મારવો. પછી ગંજીફરાકવાળા છોકરાઓએ ચિત્ર નં. ૧૪૭ પ્રમાણે જમણા ગોઠણ ઉપર બેસવું અને પહેરણવાળાઓએ



દાંડી નં. ૧૮ ચિત્ર નં. ૧૪૭

ઊભા રહીને તે ચિત્ર પ્રમાણે દાંડીઓ મેળવીને ચોથો ઠોકો મારવો. પછી બેઠેલાઓએ ઊભા થવું અને બધાએ ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પાંચમો ઠોકો મારવો પછી ચિત્ર નં. ૧૪૧ પ્રમાણે દાંડીઓ જોડીને છઠ્ઠો ઠોકો મારવો, અને જમણો પગ આગળ મૂકવો, તથા હંમેશની રીત પ્રમાણે સામેના જોરુની જમણી બાજુએ થઇને પેલી તરફ જવું. પછી ફરીને ઉપર બતાવેલી રીતે પહેલેથી ઠોકા મારીને રમવું.

**દાંડી ઓગણીશમી-(અઢાર ઠોકા)**—હંમેશની પેઠે ઊભા રહેવું. પછી ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પહેલો ઠોકો, ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે બીજો ઠોકો, ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે ત્રીજો ઠોકો અને ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે ડાબા હાથનો ચોથો ઠોકો મારવો. પછી ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પાંચમો ઠોકો અને ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે છઠ્ઠો ઠોકો મારવો. પછી ડાબી બાજુએથી પાછળ ફરી જઇને ચિત્ર નં. ૧૩૭

પ્રમાણે સાતમો ઠોકો મારવો, પછી પહેરણવાળાઓએ ઊભા રહીને અને ગંજીફરાકવાળાઓએ બેસી જઈને ચિત્ર નં. ૧૪૮ પ્રમાણે જમણી દાંડીથી સામાની જમણી દાંડી ઉપર આઠમો ઠોકો મારવો. પછી બેઠેલાઓએ ઊઠીને ઊભા રહેવું, અને નવમો ઠોકો પોતાની દાંડી ઉપર મારવો. (ચિત્ર નં. ૧૩૭). પછી ડાબો પગ આગળ મૂકીને ચિત્ર નં. ૧૪૦ પ્રમાણે ડાબી દાંડીથી ડાબી દાંડી ઉપર દસમો ઠોકો મારવો. પછી તે જ અવસાન (સ્થિતિ) માં જમણી તરફ ફરી જઈને પહેલી દિશાએ મોઢું ફેરવવું. પછી અગિયારમો ઠોકો ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પોતાની દાંડી ઉપર મારવો. પછી ચિત્ર નં. ૧૪૮ પ્રમાણે વચલા પહેરણવાળાઓએ ડાબા ગોઠણ ઉપર બેસવું અને ગંજીફરાકવાળાઓએ ઊભા રહીને જમણા હાથની દાંડી ઉપર બારમો ઠોકો મારવો. પછી બેઠેલાઓએ ઊભા રહેવું અને ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે તેરમો ઠોકો મારવો. ચૌદમો ઠોકો ડાબે હાથે સામાની ડાબી દાંડી ઉપર (ચિત્ર નં. ૧૩૬) મારવો. પછી પંદરમો ઠોકો ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે મારવો. પછી ડાબી બાજુએ ફરી જઈને ચિત્ર નં. ૧૪૯ પ્રમાણે ડાબા ગોઠણ ઉપર બેસીને સોળમો ઠોકો મારવો. પછી બેઠેલાઓએ ઊભા થઈને સતરમો ઠોકો પોતાની દાંડી ઉપર મારવો, અને જમણી બાજુએ ફરી જઈને મૂળની દિશાએ મોઢું આવે કે ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે અઢારમો ઠોકો મારીને જમણો પગ આગળ લાંબો મૂકીને પેલી તરફ



દાંડી નં. ૧૯ ચિત્ર નં. ૧૪૮



દાંડી નં. ૧૯ ચિત્ર નં. ૧૪૯

જવું, અને નવીન ભેરુ જોડે ઉપર પ્રમાણેના અઢારે ઠોકા ફરીથી મારીને રમવું.

**દાંડી વીસમી-(ચૌદ ઠોકા)—** હંમેશની પેઠે વર્તુલમાં ઊભા રહેવું. પછી પહેલો ઠોકો પોતાની દાંડી ઉપર ચિત્ર નં. ૧૫૦ પ્રમાણે નીચે બેસવાના અવસાન (સ્થિતિ) માં મારવો. પછી તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે જમણી દાંડી ઉપર બીજો ઠોકો મારવો. આ દાંડી તેરમી દાંડી પ્રમાણે જ ચૌદ ઠોકાની છે. તેમાં ઊભા રહીને રમવાનું છે, જ્યારે આમાં



દાંડી નં. ૨૦ ચિત્ર નં. ૧૫૦

બેસીને રમવાનું એટલો તફાવત છે. મોઢાં પણ બેમીને જ ફેરવવાનાં છે. માત્ર છેવટનો ઠોકો ઊભા રહીને મારવો અને આગળ થઇને સામેના જોડની પેલી તરફ જવું, અને જે જોડુ સામે આવે તેની જોડે બેમીને ઉપર પ્રમાણે રમવું.

દાંડી એકવીસમી-(બાર ઠોકા)—હમેશની પેઠે ઊભા રહીને ચિત્ર નં. ૧૦૧ પ્રમાણે પહેલો ઠોકો મારવો. પછી બીજો ઠોકો ચિત્ર નં. ૧૩૩ પ્રમાણે મારવો ત્રીજો ઠોકો ૧૩૧ પ્રમાણે અને ચોથો ૧૩૬ પ્રમાણે ડાબા હાથે મારવો. પછી પાંચમો ઠોકો ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે મારવો. પછી ડાબો પગ ઊંચો લઇને સાથળ નીચેથી દાંડી આગળ લાવીને તેના પર છઠ્ઠો ઠોકો મારવો (ચિત્ર નં. ૧૫૧) પછી સાતમો ઠોકો હંમેશની રીત પ્રમાણે પોતાની દાંડી ઉપર મારવો. પછી જમણો પગ ઊંચકીને સાથળ નીચેથી દાંડી આગળ લાવીને તેના પર આઠમો ઠોકો મારવો (ચિત્ર



દાંડી નં. ૨૧ ચિત્ર નં. ૧૫૧

નં. ૧૫૨ ). નવમો હોકો ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે પોતાની દાંડી ઉપર મારવો. અને દસમો હોકો બેઉ હાથ પાછળ લઇને ચિત્ર નં. ૧૫૩ પ્રમાણે મારવો. અગીઆરમો હોકો ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે મારવો. પછી બારમો હોકો બંને દાંડીઓ એકઠી કરીને ચિત્ર નં. ૧૪૧ પ્રમાણે મારીને પેલી તરફ જવું, અને નવીન ભેરુ જોડે ઉપર પ્રમાણે બાર હોકા મારીને ફરી રમવું.



દાંડી નં. ૨૧ ચિત્ર નં. ૧૫૨



દાંડી નં. ૨૧ ચિત્ર ન. ૧૫૩

## દાંડી બાવીસમી-(આઠ હોકા).

ધૂનઃ—વિઠ્ઠલ; વિઠ્ઠલ; વિઠ્ઠલ; વિઠ્ઠલ.

પહેલો હોકો ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે મારવો. બીજો હોકો બંને દાંડીઓ એકઠી કરીને ચિત્ર નં. ૧૪૧ પ્રમાણે મારવો. પછી ડાબી બાજુ ફરી જઇને ચિત્ર નં. ૧૫૧ પ્રમાણે ડાગો પગ ઊંચો લઇને ત્રીજો હોકો મારવો. પછી ચોથો હોકો ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે અને પાંચમો હોકો ચિત્ર નં. ૧૫૨ પ્રમાણે જમણો પગ ઊંચો લઇને મારવો. પછી છઠ્ઠો હોકો ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે મારવો અને સાતમો હોકો ચિત્ર નં. ૧૫૩ પ્રમાણે પાછલી બાજુએ મારવો. આ રીતે સાત હોકા મારતાં આખું ચક્કર ફરીને પેલી બાજુએ મોઢું આવે કે આઠમો હોકો ચિત્ર નં. ૧૩૧ પ્રમાણે મારવો પછી ફરીને ઉપર પ્રમાણે આઠ હોકા મારીને રમવું.

રાધેકૃષ્ણ જય કુંજવિહારી !
મુરલિધર ગોવર્ધનધારી !

એ પ્રમાણે ધૂન બોલીને ઉપર જણાવેલી આ દાંડી રમવાનો રિવાજ છે.

# ગોફ.

ગોફ પહેલો—ચિત્ર નં. ૧૫૪ પ્રમાણે વર્તુલમાં ઊભા રહેવું. દરેકે પોતાના ડાબા હાથમાં ગોફની દોરી અને દાંડી તથા જમણા હાથમાં એકલી દાંડી પકડીને ઊભા રહેવું. પછી જમણો પગ જરા ઊંચો લઈને આગળ મૂકવો અને ડાબો પગ ઊંચો લઈને તે જ અવસ્થાન (સ્થિતિ) માં જમણા પગ ઉપર તોલ ગણીને ડાબા હાથની દાંડી ઉપર જમણી દાંડીથી ટોકો મારવો પછી ડાબો પગ જમીન ઉપર ટેકવીને જમણો પગ ઊંચો કરવો પછી વળી જમણો પગ ટેકવીને ડાબો પગ ઊંચો લેવો, અને જમણા પગ ઉપર ઊભા રહીને પ્રથમ જણાવ્યા પ્રમાણે ડાબી દાંડી ઉપર જમણી દાંડી મારવી. પછી ડાબો પગ જમણી તરફ આગળ લાંબો મૂકીને જમણી દાંડીથી જમણા હાથ તરફના જોડના જમણા હાથની દાંડી ઉપર ટોકો મારવો. પછી ઊંચો લીધેલો જમણો પગ જમીન ઉપર મૂકીને ડાબો પગ જરા ઊંચો લેવો અને પોતાની ડાબી દાંડી ઉપર જમણી દાંડી મારવી, પછી ફરીને ડાબો પગ જમીન ઉપર ટેકવીને અને જમણો પગ ઊંચો લઈને ચિત્ર નં. ૧૫૫ માંના બીજા નંબરના જોડની જમણી દાંડી ઉપર ફરી દાંડી મારવી. પછી ઉપર જણાવ્યા પ્રમાણે જમણા પગ ઉપર ઊભા રહીને પોતાની દાંડી ઉપર ફરીને દાંડી મારવી. પછી ઉપર જણાવ્યા પ્રમાણે ડાબો પગ ઊંચો લઈને જરા લાંબો મૂકવો, અને ચિત્ર નં. ૧૫૫ માંના ત્રીજા જોડની સામે જઈને તેની જમણી દાંડી ઉપર દાંડી મારવી. પછી વળી પોતાની દાંડી ઉપર દાંડી મારવી. તે



ગોફ નં. ૧ ચિત્ર નં. ૧૫૪




ગોફ નં. ૧ ચિત્ર નં. ૧૫૫

પછી નંબર ૩ ના ભેરુની જમણી દાંડી ઉપર દાંડી મારીને ફરી પોતાની ડાબી દાંડી ઉપર દાંડી મારવી. આ દાંડીઓ મારતાં ઉપર જણાવ્યા પ્રમાણે ડાબો જમણો પગ વારાફરતી ઊંચો લેવો પડે છે. તે પછી ચિત્રમાંના ચોથા ભેરુની સામે જઇ તેની દાંડી ઉપર, ઉપર જણાવ્યા પ્રમાણે બે વખત દાંડી મારવી, અને તે વખત પોતાની દાંડી ઉપર બે દાંડી મારી પાંચમા ભેરુની સામે જવું. પછી પ્રથમ જણાવ્યા પ્રમાણે બે દાંડીઓ છઠ્ઠા ભેરને મારવી, અને તે પછી તેણે (છઠ્ઠા ભેરએ) વર્તુલની અંદર જવું, અને તેણે બે દાંડીઓ પોતાના ડાબા હાથની દાંડી ઉપર મારવી. એ જ વખતે નં. ૧ એ પોતાની જગાએ જઇને ઊભા રહેવું. પછી છઠ્ઠો ભેરુ જે અંદર ગયેલો હોય તેણે નંબર એકની જમણી દાંડી ઉપર, ઉપર બતાવેલી રીતે બે વખત દાંડીઓ મારવી. ૨-૩-૪-૫ ના નંબરોએ પણ એ રીતે રમવું. પાંચમા નંબરને બે દાંડીઓ માર્યા પછી તે પાંચમા નંબરે વર્તુલની અંદર જઇને ઊભા રહેવું, અને પોતાની દાંડી ઉપર બે દાંડીઓ મારવી. તે જ વખતે નંબર છએ પોતાની જગાએ જવું. પછી નં. ૫-૪-૩ અને ૨ એમણે ઉપર બતાવેલી રીતે રમવું. આ રીતે રમવાથી ગોફ ગૂંથાઇ જાય છે. પછી એથી ઊલટી રીતે રમીને ગૂંથાયેલો ગોફ છોડવાની ટેવ કેળવવી. નં. ૨ ના ભેરએ ગોફ છોડવાની શરૂઆત કરવી જોઇએ અને ગોફ ગૂંથવામાં જેમ રમવાનું તેમ જ ઊલટી દિશાએ વર્તુલમાં ફરીને ગોફ છોડવા માટે પણ રમવું જોઇએ.

**ગોફ બીજો**—ચિત્ર નં. ૧૫૫ માંના એક નંબરના ભેરએ પહેલા ગોફમાં જણાવેલી રીતે દાંડીઓ મારીને છેવટના છ નંબરના ભેરુની સાથેનું રમવાનું પૂરું કર્યા પછી તેના ડાબા હાથની બાજુએ તેની પાછળ જઇને પોતાની જગા ઉપર ઊભા રહેવું. બીજા નંબરના ભેરુએ પણ તે જ પ્રમાણે બધું રમીને છેવટે એક નંબરના ભેરુની ડાબી બાજુથી પાછળ જઇને પોતાની જગાએ ઊભા રહેવું. આ રીતે દરેક ભેરુએ છેવટના ભેરુની પાછળ જઇને પોતાની જગા ઉપર ઊભા રહેવું. ત્રણ નંબરે બે નંબરની પાછળ જઇને, ચાર નંબરે ત્રણ નંબરની પાછળ જઇને, પાંચ નંબરે ચાર નંબરની પાછળ જઇને, અને છ નંબરે પાંચ નંબરની પાછળ જઇને પોતાની જગા ઉપર ઊભા રહેવું. આ રીતે ફરી ફરીને કરવાથી ગોફ ગૂંથાઈ જાય છે. અને તે જ ક્રિયા ઊલટી રીતે કરવાથી ગૂંથાયેલો ગોફ છોડી શકાય છે.

**ગોફ ત્રીજો**—શરૂઆતમાં ચિત્ર નં. ૧૫૫ પ્રમાણે નંબર એક અને બે, ત્રણ અને ચાર તથા પાંચ અને છ એવા ભેરુઓ એકમેકના તરફ મોઢાં કરીને ઊભા રહે છે. પછી નંબર ૧ ૩, અને ૫ એ રમનારાઓએ પોતપોતાની ડાબી દાંડી ઉપર જમણી દાંડી મારવી, પછી પોતપોતાની સામેના ભેરુની જમણી દાંડી ઉપર જમણી દાંડી મારવી. પછી ફરી પોતાની ડાબી દાંડી ઉપર જમણી દાંડી મારવી. પછી પોતાની ડાબી દાંડીથી સામેના ભેરુની ડાબી દાંડી ઉપર દાંડી મારવી. આ રીતે ચાર દાંડી માર્યા પછી નંબર ૧-૩ અને ૫ એમણે નં. ૨-૪ અને ૬ ની પાછળ થઇને પેલી તરફ જવું, અને નંબર એકે ત્રણની જગાએ, ત્રણે પાંચની જગાએ, અને પાંચે એકની જગાએ ઊભા રહેવું, (ચિત્ર નં. ૧૫૬). પછી નંબર પાંચ અને બે, એક અને ચાર તથા ત્રણ અને છ એમણે ઉપર બતાવેલી રીતે દાંડીના ચાર ઠોકા મારવા, અને નંબર ૫, ૧, ૩ એમણે સામેના ભેરુના જમણા હાથ તરફ થઇને અંદરની બાજુએ પેલી તરફ જવું. નંબર ૧-૩-૫ એમના હાથમાં લાલ રંગની દોરીઓ છે, અને નંબર ૨-૪-૬ એમના હાથમાં સફેદ રંગની દોરીઓ છે. તે




ગોફ નં. ૩ ચિત્ર નં. ૧૫૬

નં. ૧–૩–૫ (લાલદોરીવાળા) એમણે ઉપર બતાવેલી રીતે રમી લીધા પછી ઊભા રહેવું અને નં. ૨–૪–૬ (સફેદદોરીવાળા) એમણે ઉપર બતાવેલી રીતે ચાર ઠોકા મારીને બહારથી પેલી તરફ જવું. પછી દાંડીના ચાર ઠોકા મારીને અંદરની બાજુએ પેલી તરફ જવું આ રીતે જગા ફેર થતાં ગોફ ગૂંથાઈ જાય છે. એ રીતે પછી લાલદોરીવાળાએ અને સફેદ દોરીવાળાએ આગળ પણ તેવી જ ક્રિયા ચાલુ રાખીને ગોફ પૂરેપૂરો ગૂંથવો, અને પછી એ રીતે જ ઊલટી દિશાએ ક્રિયા કરીને ગૂંથાયેલો ગોફ છોડવો.

**ગોફ ચોથો**—આ વખતે ચિત્ર નં. ૧૫૫ માં જેરઓ ઊભા છે તે પૈકી નં. ૧ તથા ૪ શરૂઆત કરે છે. પ્રથમ તેમણે પોતાની જ દાંડી ઉપર બે વખત ઠોકા મારવા. પહેલો ઠોકો મારીને ચિત્ર નં. ૧૫૭ પ્રમાણે જમણી તરફ નમવું. પછી પ્રથમ ડાબી બાજુ નમીને અને



ગોફ નં. ૪ ચિત્ર નં. ૧૫૭



ગોફ ન ૪ ચિત્ર ન ૧૫૮

ફરી ચિત્ર ન. ૧૫૭ પ્રમાણે જમણી બાજુ નમીને બીજો હોકો મારવો પછી બનેએ એક-બેજાના તરફ ચાલતા જઇને મધ્ય ભાગે આવતા ચિત્ર ન ૧૫૮ પ્રમાણે જમણી દાડીથી સામેના ભેરની જમણી દાડી ઉપર હોકો મારવો પછી દરેકે પોતાની દાડી ઉપર હોકો મારવો, અને પછી ફરી જમણી દાડીથી સામેના ભેરની જમણી દાડી ઉપર હોકો મારીને તે જ અનુસા નમા ચિત્ર ન ૧૫૯ પ્રમાણે સામેના ભેરુની જમણી તરફથી પેની તરફ જવુ પછી નબર એકે ૪ ની જગાએ અને ચારે ૧ ની જગાએ જઇને મોઢુ ફેરવીને ચિત્ર ન. ૧૬૦ પ્રમાણે ઊભા રહેવુ અને પોતાની દાડી ઉપર હોકો મારવો નબર બે અને છ, તથા નબર ત્રણ અને પાચ, એમણે પણ અનક્રમે ઉપર બતાવેલી રીતે રમીને જગાઓ બદલવી પછી વળી નબર એક અને ચાર, બે અને છ, અને ત્રણ અને પાચ એમણે ઉપર બતાવેલી રીતે જ અનુક્રમે રમીને ગોફ પૂરો કરવો



ગોફ ન. ૪ ચિત્ર ન ૧૫૯



ગોફ નં. ૪ ચિત્ર નં. ૧૬૦

પછી ઊલટી ક્રિયા કરીને તે ગોફ છોડવો. આ પ્રકારમાં એક અને ચાર, બે અને પાંચ તથા ત્રણ અને છ એવા ભેરુઓ ગોફ ગૂંથે છે. તે જ પ્રમાણે નંબર એક અને ત્રણ, બે અને પાંચ તથા ચાર અને છ એવા ભેરુઓ જોડાઇને પણ આ ગોફ ગૂંથી શકે.

**ગોફ પાંચમો**—ઉપરના પ્રકારમાં સામસામે આવેલા બે બે ભેરુઓની બનેલી એક એક જોડી રમે છે. પણ આ પ્રકારમાં એક અને ત્રણ તથા નંબર ૭ અને ચાર એવી સામસામી આવેલી બે જોડીઓ એક સાથે પાછળ જણાવેલી રીતે છ ટોકા મારીને રમે છે. પછી નં. બે અને પાંચ પણ એ પ્રમાણે રમીને જગા બદલે છે. અને એ રીતે બધા ફરી ફરીને રમીને ગોફ ગૂંથે છે. રમનાર ભેરુઓ ૮ હોય તો ચિત્ર નં. ૧૬૧ માં બતાવેલાં નં. ૧ અને ૬ તથા નંબર ૨ અને ૫ ની જોડીઓ એક સાથે રમીને જગા બદલાવે છે. પછી ૩ અને ૮ તથા નંબર ૪ અને ૭ની જોડીઓ એક સાથે રમીને જગા બદલાવે છે. ફરી પહેલી જોડીઓ રમે છે. અને પછી બીજી જોડીઓ રમે છે. અને એ રીતે ગોફ ગૂંથાય છે.




ગોફ નં. ૫ ચિત્ર નં. ૧૬૧

તે પછી ઊલટી રીતે રમીને ગોફ છોડવામાં આવે છે. બાર છોકરાઓ હોય તો ત્રણ ત્રણ છોકરા એક સાથે રમે છે. અને સોળ છોકરાઓ હોય તો ચાર ચાર છોકરાઓ એક સાથે રમે છે. આ રીતે વધારે છોકરાઓ હોય તો તેમાંના ¼ છોકરાઓ એક સાથે રમવા ઊઠે છે. બાકીનું બધું ઉપર પ્રમાણે જ.

## ગોફ છઠ્ઠો

**લાલ દોરી અમે હાથ ધરીને,**
**જુઓ ભેરુ અમે કેવા જઇએ?**
**ગૂંથી લઇ રંગીન ગોફને,**
**અપસવ્ય ફેરો આ ફરીએ!**
**અમારા હાથમાં સફેદ દોર!**
**ચાલતાં ચૂકો નહિ કોઇ ઘર!**



ગોફ નં. ૬ ચિત્ર ન. ૧૬૨



ગોફ ન. ૬ ચિત્ર નં. ૧૬૩

ચિત્ર ન. ૧૫૫ પ્રમાણે રમનારાઓએ ગોળ ઊભા રહેવું. પછી નં. ૧-૩-૫ એમણે એકસાથે અંદરથી ફરવાની શરૂઆત કરી નંબર પહેલાએ ન. ૨-૪-૬ સાથે રમીને પોતાની જગા ઉપર આવીને ઊભા રહેવું તે જ વખતે નંબર ત્રણે ૪-૬-૨ સાથે રમીને પોતાની જગાએ આવવું. તે જ વખતે નંબર પાંચમાએ ન. ૬-૨-૪ સાથે રમીને પોતાની જગાએ આવવું આ ત્રણેએ એક જ વખતે એ વર્તુળની અંદરની બાજુએ રમીને પોતાની જગાએ આવી જવું તે પછી ન. ૨-૪-૬ એ ત્રણ જણાએ પણ એકસાથે ઉપર આપેલી રીતે જ રમવું ચિત્ર ન. ૧૬૨ તથા ૧૬૩ જોવાથી તેની કલ્પના આવી શકશે આ રમતમાં પ્રથમ પોતાની દાંડી ઉપર બે ટોકા મારવા, પછી ત્રીજો ટોકો સામેના ભેરની જમણી દાંડી ઉપર પોતાના જમણા હાથથી મારવો અને પછી ચોથો ટોકો પોતાની દાંડી ઉપર મારવો પાંચમો ટોકો સામેના ભેરુની જમણી દાંડી ઉપર આપણા જમણા હાથે મારવો, અને પછી આગળ જવું પછી પોતાની દાંડી ઉપર એક ટોકો મારી સામેનાની જમણી દાંડી ઉપર એક ટોકો મારવો આ રીતે પછી સામેના ભેરુની દાંડી ઉપર બે બે ટોકા મારીને આગળ જવું અને પોતાની દાંડી ઉપર બે અને સામેનાની દાંડી ઉપર પણ બે ટોકા મારીને મૂળ જગા ઉપર આવવું તે પછી બીજા તથા ત્રીજા નંબરે પણ તે જ પ્રમાણે રમવું




ગોફ નં. ૭ ચિત્ર નં. ૧૬૪

**ગોફ સાતમો**—ચિત્ર નં. ૧૬૪ પ્રમાણે વર્તુલના પરિઘ ઉપર ઊભા રહેવું. પછી નં. ૧–૩–૫ એમણે વર્તુલની અંદર તે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ઊભા રહેવું. ચિત્ર નં. ૧૬૫ માં એ ત્રણેએ વચમાં જઇને એકમેકની સામે કેમ ઊભા રહેવું તે બતાવેલું છે. પ્રથમ નંબર ૨–૪–૬ એમણે ત્રણેએ એકસાથે રમવાની શરૂઆત કરવી. એ વખતે તેમણે અંદર રહેલા બેસ્ઓની જમણી બાજુએ થઇને વર્તુલમાં ફરવાનુ છે. પાછલા ગોફમાં જણાવ્યા પ્રમાણે સામેના બેસ્ની જમણી દાંડી ઉપર બે વખત ઠોકા મારીને આગળ જવાનુ છે. આ રીતે



ગોફ નં. ૭ ચિત્ર નં. ૧૬૫



ગોફ નં. ૭ ચિત્ર નં. ૧૬૬

બહારની બાજુથી રમીને મૂળની જગાએ એ ત્રણે આવે, એટલે અંદરના ત્રણે ભેરુઓએ ડાબો પગ આગળ મૂકીને અને જમણો પગ તેની પાછળ રાખીને ફરી જવું, અને નબર ૨–૪–૬ ની જગાએ આવી જવું. અને તેની જ સાથે નં. ૨–૪–૬ એ ડાબો પગ આગળ મૂકીને તથા તે પછી જમણો પગ તેની પણ આગળ મૂકીને ચક્કર લઈને નંબર ૧–૩–૫ ની જગાએ આવી જવું. એટલે લાલ ગોફવાળા બહાર આવશે અને સફેદ ગોફવાળા અંદર ઊભા રહેશે. પછી એ નંબર ૧–૩–૫ એ ત્રણે પણ ઉપર બતાવેલી રીતે એક સાથે રમવું. આ રીતે ગોફ ગૂંથવો. અને તેથી ઊલટી રીતે ચાલીને પછી ગોફ છોડવો. (ચિત્ર નં. ૧૬૬ માં બહાર આવેલા ભેરુઓ સામેના ભેરુઓની જમણી દાંડી ઉપર પોતાની દાંડી મારતા બતાવેલા છે).

ગોફ આઠમો—ચિત્ર નં. ૧૬૭ પ્રમાણે



ગોફ નં. ૮ ચિત્ર નં. ૧૬૭



ગોફ નં ૮ ચિત્ર ન ૧૬૮

ડાબા હાથમા ગોફની દોરી અને લેઝિમની નાગ-ડાની દાડી પકડીને અને જમણા હાથમા લેઝિમની લોખડી સાકળ પકડીને ગોળ ઊભા રહેવુ ગોફ છટ્ઠા પ્રમાણે ન. ૧-૩ ૫ એમણે સામેના જોડ એટલે ન. ૨-૪ ૬ ની ડાબી બાજુથી એક સાથે આવીને અદરનુ ચક્કર ફરવુ અદર ફરતા લેઝિમનો પહેલો દાવ કરતા કરતા ચિત્ર ન ૧૬૮ પ્રમાણે પગ ઊંચા કરીને અંદર ફરવુ. મૂળની જગાએ આવ્યા પછી તેમણે પોતાની જગાએ ચિત્ર ન ૧૬૯ પ્રમાણે બહાર આવીને ઊભા રહેવુ તે પછી ન. ૨ ૪ ૬ એ ત્રણે જોડ આએ એ જ પ્રમાણે લેઝિમનો દાવ કરતા કરતા ફરવુ. આ રીતે ગોફ ગૂથવો અને પછી એથી ઊલટી ક્રિયા કરીને ગોફ છોડવો



ગોફ ન ૮ ચિત્ર ન. ૧૬૯

# નાચ.

નાચવું એ મનુષ્ય જીવનનો એક મહત્ત્વનો ભાગ છે. મનમાં આનંદ ઉત્પન્ન થવાનું એ એક બાહ્ય ચિહ્ન છે. નાનાં બાળકોના મન ઉપર શિષ્ટાચારનો દાબ ન હોવાથી તેમને આનંદ થતાં જ તેઓ નાચવા માંડે છે. મોટા માણસોને પણ તે જ પ્રમાણે તેવે પ્રસંગે નાચવાની વૃત્તિ થઇ આવે છે, પણ એ કુદરતી વૃત્તિને તેઓ શિષ્ટાચારના કારણે દબાવી રાખે છે. હિલચાલ એ જ જીવંતપણાનું મુખ્ય લક્ષણ છે. રોગરહિત શરીરમાં એવી હિલચાલ વિશેષ જણાય છે. જેમ જેમ નીરોગિતા વિશેષ તેમ તેમ મન વિશેષ આનંદી રહે છે. આવા આનંદના પ્રસંગે બાળકો કાંઇ પણ વિશેષ કારણ નહીં છતાં ખૂબ ખૂબ નાચે છે. આનંદ થતાં જ જેમ નાચવાની વૃત્તિ થઈ આવે છે, તેમ જ મનુષ્યને આનંદી થવું હોય, તો તેણે ખુલ્લા દિલથી ખૂબ નાચવું જોઇએ, એટલે તેને આનંદ આનંદ લાગશે. અમુક જ પદ્ધતિથી નાચવું જોઇએ એવું કંઇ સ્વભાવતઃ ઠરેલું નથી. પણ મનુષ્યે આવાં નૃત્યની એક કળા બનાવી દીધી છે; અને તેનું એક સ્વતંત્ર શાસ્ત્ર નિર્માણ કરેલું છે. એવા નાચનો જ એક પ્રકાર જનાની નાચ કરીને છે. પણ તે સંબંધી અહીં કંઇ કહેવાનું નથી. અહીં તો માત્ર સહજ સ્ફૂર્તિથી મનુષ્ય જે પ્રકારનો નાચ કરીને પોતાનો આનંદ વ્યક્ત કરે છે, તે પ્રકારનો જ વિચાર કરવાનો છે. એ પ્રકારના નાચમાં મનુષ્યનાં બધાં અંગોને ઉત્તમ પ્રકારની કસરત થાય છે; અને મન આનંદી બને છે આવો વ્યક્તિવિષયક આનંદ ગમે તેટલો મળે, તો પણ મનુષ્ય સમાજમાં રહેતો હોવાથી અને પ્રત્યેક કાર્ય સમુદાયથી કરતો હોવાથી જ્યારે ઘણો સમૂહ મળીને આવું કોઇ કાર્ય કરે ત્યારે તેને વિશેષ આનંદ થાય છે, આવો અનુભવ દરેક બાબતમાં થાય છે, તેમ જ આમાં પણ થાય છે. આપણે રોજ દેવદર્શન કરીએ છીએ, પણ જ્યારે યાત્રાએ જઇએ છીએ અને સામુદાયિક દર્શન કરીએ છીએ, ત્યારે આપણને કંઇ ઓર જ આનંદ આવે છે. તે જ પ્રકારનો આનંદ એકલા નાચવા કરતાં સમૂહમાં નાચવામાં મનને વિશેષ લાગે છે. પ્રાર્થના કરવામાં પણ એ જ કારણથી એકલા કરતાં સમૂહથી કરવામાં વિશેષ મહત્ત્વ લાગે છે. એ પ્રમાણે એકલા એકલા નાચવા કરતાં ઘણાં માણસો જોડે નાચવાથી વિશેષ રંગ આવે છે, એવો અનુભવ થયા સિવાય રહેતો નથી.

શહેરના મનુષ્યોની રહેણી કરણી વિશેષ કૃત્રિમ થઈ ગઈ છે. એટલે કુદરતી પ્રેરણાથી નાચવાની વૃત્તિ તેમનામાં નહીં જેવી હોય છે. પરંતુ ગામડાના લોકોનાં જીવન હજી તેટલાં કૃત્રિમ થયાં નથી. એટલે તેમને નાચવામાં કંઈ શરમ લાગતી નથી. ગામડાનાં સ્ત્રીપુરુષો હજી પણ નાચનો આનંદ ઘણી રીતે ભોગવે છે.

ઘણાએ સાથે નાચવા માટે બધાએ એક સરખા તાલ ઉપર એકસાથે અને એકસરખી હિલચાલ કરવાની જરૂર રહે છે. તેથી તેવા નાચના જુદા જુદા પ્રકાર ઠરાવવામાં આવેલા છે. એ બધાની હિલચાલ એકસરખી એક જ તાલમાં થવા સારુ સાથે ઢોલક જેવા કોઇ વાદ્યની પણ જરૂર પડે છે. તેવાં વાદ્યથી મનને પણ સારું લાગે છે, અને થાક લાગતો નથી. આ નાચ જગતના બધા દેશોમાં–પણ વિશેષે કરીને ગામડાઓમાં વિશેષ રૂઢ થયેલા હોય છે. આપણા દેશમાં પણ હજુ સુધી ગામડાઓમાં આવા જુદા જુદા પ્રકારના નાચ જોવામાં

આવે છે. દિવસે દિવસે સુધારાના નામે મનુષ્ય-જીવન વિશેષ કૃત્રિમ થતું જાય છે, અને જીવનનો આનંદ નાશ થતો જાય છે. સાદા, વગર ખર્ચના અને આનંદ તથા આરોગ્ય આપનારા ખેલો નાશ પામતા જાય છે, અને તેની જગાએ વિશેષ ખર્ચના, ત્રાસ આપનારા, નવીન ખેલો રૂઢ થતા જાય છે. તેને લીધે ઘણાં માણસો એ નવીન ખર્ચાળ ખેલોનો લાભ લઇ શકતા નથી, અને જૂના સાદા ખેલોનું મહત્ત્વ ઘટી જવાથી તેનો લાભ પણ તેમને મળતો નથી. એ પણ નહીં અને આ પણ નહીં, એવી દુર્દશા માત્ર આ રીતે આવી પડી છે. એટલા માટે એવા વગર ખર્ચના અને આરોગ્ય આપનારા નાચના પ્રકાર પુનઃ પ્રચારમાં લાવવાની જરૂર છે. કલકત્તા સરકારના એક મોટા અધિકારી મે. જી. એસ. દત્ત, આઇ. સી. એસ. એમણે બંગાળાનાં ગામડાઓમાં ચાલતા આવા જુદા જુદા નાચોને વ્યવસ્થિત કરીને તેનો પ્રચાર આખા હિન્દુસ્તાનનાં શહેરો તથા ગામડાઓમાં કરવાનો ઉપક્રમ **વ્રતાચારી** એવા નામથી શરૂ કર્યો છે. તે જ પ્રકારના કેટલાક નાચ જે કોકણના લોકોમાં રૂઢ થયેલા છે, તેના થોડા પ્રકાર નમૂના દાખલ આ નીચે આપીએ છીએ.

## નાચ-પ્રકાર પહેલો.

**તૈયારીની સ્થિતિ**—ચિત્ર નં. ૧૭૦ પ્રમાણે પખાજ બજાવનારો મધ્ય ભાગે ઊભો રહે છે; અને બાકીના ઇસમો તેની આસપાસ જમણી તરફ થોડા ત્રાંસા રહીને અને જમણો પગ આગળ મૂકીને ઊભા રહે છે. પછી મોઢેથી ગાયન ગાતા પખાજના તાલ પ્રમાણે એક એક પગ આગળ મૂકીને અને જમણો હાથ ઊંચો કરીને બધા ગોળ ફરે છે. આગળ મૂકેલો પગ ગોઠણમાંથી વાળીને અને તેના પર અવસાન લઇને બીજો પગ આગળ મૂકવાનો હોય છે. વળી આગળ મૂકેલો પગ ગોઠણમાંથી વાળવાની સાથે જ કમરમાંથી જરા આંચકો લઇને ગોળ વર્તુલમાં ફરવાનું હોય છે.

કેટલીક વખત ફર્યા પછી ગાયનનું પ્રથમ પદ (ધ્રુવ) શરૂ થાય, એટલે જમણો પગ ઊંચો લઇને જરા લાંબો ચિત્ર નં. ૧૭૧ પ્રમાણે



નાચ પ્રકાર ૧ ચિત્ર નં. ૧૭૦



નાચ પ્રકાર ૧ ચિત્ર નં. ૧૭૧

અંદરની બાજુએ મૂકવો, અને જમણો હાથ ઊંચો કરવો. પછી ઊંચો કરેલો હાથ તેમ જ રાખીને જમણો પગ જરા જરા આગળ લેતા તથા પાછલો પગ તેની પાછળ ખસેડતા જઈ વર્તુલાકાર ચક્કર લેવાં.

પછી ફરી ધ્રુવ પદ પૂરું થતાં જમણો પગ ઊંચો લઇ જમણી તરફથી ડાબી તરફ ફરી જઇને ચિત્ર નં. ૧૭૨ પ્રમાણે પાછલી બાજુએ મોઢાં ફેરવવાં. પછી ઉપર બતાવેલી રીતે જમણો પગ થોડો થોડો આગળ વધારતા અને ડાબો પગ થોડો થોડો આગળ ખસેડતા જઇ ઊલટી દિશાએ વર્તુલાકારે ફરવું.

તે પછી ધ્રુવ પદ આવે એટલે જમણો પગ ઊંચો લઇને જમણી તરફ ફરવું, અને ફરી તે



નાચ પ્રકાર ૧ ચિત્ર નં. ૧૭૨



નાચ પ્રકાર ૧ ચિત્ર નં ૧૭૩

દિશાએ ઉપર પ્રમાણે પગ આગળ નાખતા જવું. (ચિત્ર નં. ૧૭૩)

**સૂચના**—જમણો પગ આગળ મૂકયા પછી તે પગની પાની જમીન ઉપર કાયમ રાખીને એ પગનો પંજો ડાબી તરફ અને પછી જમણી તરફ ઊંચકીને મૂકવો, અને પછી આગળ પગ મૂકવો ફરી ઉપરની રીતે પાની કાયમ રાખીને પંજો ડાબી તરફ તથા જમણી તરફ રાખવો આ ક્રિયાને **ભમરી ખાઇને ચાલવું** કહે છે. આ રીતે ભમરી ખાઇને પાછળ ફરવાની તથા વર્તુલાકાર ચાલવાની ક્રિયા ઉપર બતાવેલી રીતે જ થાય છે.

## નાચ પ્રકાર બીજો

ચિત્ર ન. ૧૭૪ પ્રમાણે જમણો પગ આગળ તથા હાથ ઊંચો એવી સ્થિતિ પાછળ



નાચ પ્રકાર ૨ ચિત્ર ન. ૧૭૪



નાચ પ્રકાર ૨ ચિત્ર નં. ૧૭૫

જણાવેલો નાચ કરતાં આવે એટલે ચિત્ર નં. ૧૭૫ પ્રમાણે કમરમાંથી નીચે નમવું, અને જમણા હાથમાં રૂમાલ પકડેલો હોય તે જમણી તરફ તથા ડાબી તરફ હાથ હલાવીને ફેરવવો. અને જમણી તરફ પગ ખસેડતા જઇ શરીરને વળેલી સ્થિતિમાં જ રહેવા દઇને વર્તુલાકાર ફરવું. ધ્રુવપદ પૂરું થતાં જ જમણો પગ જોરથી જમીન ઉપર પછાડીને ઊંચો લેવો, અને કમરમાંથી ટટ્ટાર થઇને ઘૂમરી ખાઈ જમણી તરફથી ડાબી તરફ ફરવું. તથા ચિત્ર નં. ૧૭૬ પ્રમાણે બહારના ભાગે મોઢાં આવે, એટલે ઉપર બતાવેલી રીતે ત્રાંસા રહીને જમણી બાજુએ પગ ખસેડતા અને હાથ હલાવતા જવું.

સૂચના—જમણો પગ પછાડીને ટટ્ટાર થયા પછી પાછા ન ફરતાં તેવી જ સ્થિતિમાં પગ ખસેડતા ધ્રુવપદ પૂરું થતાં સુધી આગળ



નાચ પ્રકાર ૨ ચિત્ર નં. ૧૭૬



નાચ પ્રકાર ૩ ચિત્ર ન. ૧૭૭

જવું, અને પછી પાછળ ઘૂમરી ખાઇને ફરવુ તથા તે પછી ક્રમગમાથી વળીને તે બાજુએ ચાલવું એવો પણ આ પ્રકારમા ભેદ છે.

### નાચ પ્રકાર ત્રીજો.

પહેલા પ્રકારમા જણાવ્યા પ્રમાણે ધ્રુવપદ પૂરં થયા પછી જમણો પગ જમીન ઉપર પછાડતાની સાથે જ પાછા ન ફરતા ચિત્ર નં. ૧૭૭ પ્રમાણે નીચે બેસવું અને નીચે બેસતી વખતે ડાબા પગનો ગોઠણ જમીન તરફ નમાવવો, તથા જમણા પગનો ગોઠણ ઊંચો રાખવો. પછી બેઠા બેઠા જ ધ્રુવપદ પૂરું થતા સુધી પગ ખસેડતા ખસેડતા જમણી બાજુએ ગોળાકારમા ફરવુ. પછી ઊભા થઇને જમણો પગ જોરથી જમીન ઉપર પછાડી જમણી તરફથી ડાબી તરફ ચક્કર લઇને ફરવુ. અને ચિત્ર નં ૧૭૮ પ્રમાણે પાછલી બાજુએ મોઢા આવે કે બેસી જવુ પછી ઉપર ગતાવેની રીતે



નાચ પ્રકાર ૩ ચિત્ર ન. ૧૭૮

જમણી તરફ પગ ખમેડતા ખસે તો, એમ બેઠા જ જાય, અને ધ્રુવપદ પૂરું થાય એટલે ઊભા થઇને જમણો પગ પછાડવો, તથા ઘૂમરી ખાઇ ફરી ચિત્ર ન ૧૭૬ પ્રમાણે બેસવુ, અને ફરી જમણી તરફ જવુ બેસીને ફરતા પણ હાથમાનો રૂમાલ હલાવવાની ક્રિયા ચાલુ રાખવી



નાચ પ્રકાર ૪ ચિત્ર ન ૧૭૯

### નાચ પ્રકાર ચોથો.

ચિત્ર ન ૧૭૦ પ્રમાણે તૈયારીની સ્થિતિમા ઊભા રહેવુ પછી ચિત્ર નબર ૧૭૯ પ્રમાણે બને હાથ કમર ઉપર રાખીને આગળ નમવુ (વળવુ), અને તેજ વળેલી સ્થિતિમા જ પગ આગળ ખસેડતા ખસેડતા જ ગોળ ફરવુ પછી ધ્રુવપદ પૂરુ થાય એટલે સીધા ઊભા રહી જમણો પગ પછાડવો, અને ડાબી બાજુ ફરીને ઊલટી બાજુએ મોઢા કરવા પછી ફરી કમર માથી વળીને જમણી બાજુએ હમેશની પેઠે પગ ખસેડતા જવુ આ પ્રકારમા કમર ઉપરના હાથ કાયમ રાખીને બધી ક્રિયા કરવાની હોય છે અને ગોળ ફરતી વખત કમરમાથી આગળ વાંકા વળવાનુ હોય છે

### વેશ ધારણ કરવાનો કાર્યક્રમ.

ઉપર પ્રમાણે નાચના અનેક પ્રકાર છે તે જુદા જુદા પ્રકારના નાચ કરતા કરતા થાક લાગે, એટલે વચમા વચમા જુદા જુદા પ્રકારના વેશ ધારણ કરીને આ રમનારાઓ પોતાના મનને આનદ આપે છે ચિત્ર નબર ૧૮૦



નાચ પ્રકાર ૫ — ચિત્ર ન ૧૮૦



નાચ પ્રકાર ૫ ચિત્ર નં. ૧૮૧

પ્રમાણે ઊભા રહીને ગાયનો ગાય છે પછી ચિત્ર ન. ૧૮૧ પ્રમાણે ગણપતિનો વેશ લાવે છે. તે પછી વળી ચિત્ર ન. ૧૮૨ પ્રમાણે રણ-વીરનો વેશ લાવે છે આ જુદા જુદા વેશને વખતે જેને તેને લગતા ભાષણો કરે છે, તથા પૌરાણિક ભજનો બોલે છે, અને ગાયનો ગાય છે આ રીતે જુદા જુદા પ્રકાર કરીને નિર્દોષ સ્વરૂપનો તેઓ આનંદ ભોગવે છે



નાચ પ્રકાર ૫ ચિત્ર નં. ૧૮૨

શ્રી.

# છોકરાઓના ખેલ (વિદેશી)

## સ્કાઉટના ખેલો.



### પ્રસ્તાવના

-: લેખક :-



રા. વિ. મા. દેશમુખ, પુના.

વ્યાયામ અને ખેલનો પરસ્પર સંબંધ એટલો નિકટનો છે કે તેમાંનું કયું ક્યારે પુરું થાય છે, અને બીજું ક્યારે શરૂ થાય છે, એ નિર્ણય કરવાનુ ઘણી વખત કઠણ પડે છે. છતાં પણ વ્યાયામ તે ખેલ નથી, અને ખેલ તે વ્યાયામ નથી. વ્યાયામના ઘણા પ્રકાર એવા છે કે તેને કદાપિ ખેલ કહી શકાય નહીં; અને ખેલમાં પણ ઘણા એવા છે કે જેમાં વ્યાયામ જરાપણ નથી. પરંતુ વ્યાયામને જો ખેલનું સ્વરૂપ આપવામાં આવે, અને ખેલમાં યોગ્ય વ્યાયામ મળે એવી જો યોજના કરવામાં આવે, તો દૂધમાં સાકર મળે તેવું થાય, એ નિર્વિવાદ છે.

(૨) આશરે સોળ વર્ષ સુધીના છોકરાઓએ શારીરિક સખ્ત મહેનત પડે તેવો વ્યાયામ કરવો, એ તેના શરીરની નૈસર્ગિક વૃદ્ધિને અનુકૂળ પડે કે કેમ, તે પ્રશ્ન વિષે વ્યાયામ વિશારદોનો અભિપ્રાય હજી ભિન્ન છે. કેટલાકનો અભિપ્રાય એવો છે કે પંદર વર્ષ સુધીના છોકરાઓએ એવો વ્યાયામ બિલકુલ કરવો નહીં, ત્યારે બીજા કેટલાકનો અભિપ્રાય એવો છે કે એવા

છોકરાઓએ થોડો વ્યાયામ કરવો, વધારે નહીં. પરંતુ દોડવું, કૂદકા મારવા વગેરેથી જે વ્યાયામ બાળકોને થાય છે તે સર્વથા ઇષ્ટ છે. એ સંબંધમાં બે અભિપ્રાય નથી. એટલે બાળકોના વ્યાયામ વિષેના વિચારમાં ખેલોનું મહત્ત્વ વિશેષ છે.

(૩) વ્યાયામ ખબર ન પડે તેમ હરતાં ફરતાં થાય, એ ખેલોનો એક વિશેષ લાભ છે. જે ખેલોમાં બે પક્ષની ખેંચતાણથી સ્પર્ધા ઉત્પન્ન થાય છે, તે ખેલોમાં બાળકો પોતાની શક્તિ છેલ્લી હદ સુધી સાહજિક રીતે જ વાપરે છે. અને એથી તેનો જુસ્સો તથા બળ સહજ વધે છે. આ દૃષ્ટિથી પણ વ્યાયામમાં ખેલોનું મહત્ત્વ વિશેષ છે.

(૪) નાના બાળકોના જીવનમાં ખેલોનું પ્રાધાન્ય છે. ખેલોનું સ્વરૂપ આપવાથી શિક્ષણની કડવી ગોળી પણ બાળકો સુખથી ગળી જાય છે. તો વ્યાયામની તો વાત જ શી? બાળકોની કુદરતી અભિરુચિને અનુસરીને આ ખેલો ગોઠવવામાં આવે છે, અને નિયમસર ચીવટથી વળગી રહીને યોગ્ય તે પ્રયત્ન તેની પાછળ કરવામાં આવે, તો જરૂર બાળકો તેનાથી હૃષ્ટપુષ્ટ, નીરોગી, આનંદી, અને ખેલાડી વૃત્તિના થાય, એમાં શંકા નથી.

(૫) આ ખેલોને લીધે સ્નાયુઓનું વિશેષ સંવર્ધન થવાનું નથી, પણ કોઇ પણ વિશિષ્ટ અવયવો ઉપર કે સ્નાયુઓ ઉપર તાણ ન પડતાં શરીરના બધા ભાગોને આ ખેલોમાં સહજ રીતે વ્યાયામ મળી રહે છે. મનોરંજકતા એ આવા ખેલોનો આત્મા જ છે; એટલે અનેક પ્રકારના એવા ખેલ ખેલવાથી મનોરંજન અને વ્યાયામ બંને સધાય છે.

(૬) સ્કાઉટ (બાલવીર) ના શિક્ષણમાં ખેલોનું આ મહત્ત્વ સ્વીકારવામાં આવ્યું છે. એનું શિક્ષણ અને અભ્યાસ ખેલોદ્વારા અથવા એ સ્વરૂપે આપવા આદ્ય સ્કાઉટ લોર્ડ બેડન પૉવેલનો આદેશ છે. આગળ આપવામાં આવશે તે બધા ખેલોમાં વ્યાયામ મુખ્ય છે એવું નથી, છતાં પણ આંગણામાં રમવાના બાળકોના ખેલોમાં કેટલી વિવિધતા લાવી શકાય, અને જુદી જુદી ઇંદ્રિયોનો વિકાસ કરવામાં ખેલોનો કેવો ઉપયોગ થઇ શકે, તે બતાવવા માટે નમૂનાના કેટલાક ખેલો અહીં આપવામાં આવ્યા છે. મેદાનમાં રમવાના કે જંગલમાં રમવાના ખેલ તેમાં આપેલા નથી.

(૭) આ ખેલો લખવામાં પુનાના શિવાજી ટુકડીના અધિપતિ ડૉ. મો. ના. નાતુના લખેલા 'ખેલોનો સંગ્રહ' નામના પુસ્તકનો ઉપયોગ ઘણો કરેલો છે. વિશેષ માહિતી મેળવવા ઇચ્છનારાઓએ એ પુસ્તક અવશ્ય મેળવવું.

## ખેલો.

**ટોપી ઊંચકવી**—( ખેલ નં. ૧ )–રમનાર છોકરાઓના બે પક્ષ પાડવા. પછી તે બંને પક્ષોને એકમેકથી કેટલેક છેટે (૪૦ ડગલાં) સામસામા ઊભા રાખી નંબર બોલવા કહેવું. ( સરખા જોડીદારો આવવા માટે, બંને પક્ષના નંબર વિરુદ્ધ દિશાથી બોલાવવા પડશે ). પછી બંને પક્ષને સરખું અંતર રહે એવા મધ્ય સ્થળે ટોપી કે હાથ રૂમાલ કે એવી કોઇ ચીજ સહજ ઊંચકી લેવાય તેવી મૂકવી. ખેલ કરાવનારે વચલી લીટી ઉપર ઊભા રહીને એક નંબર બોલવો, એટલે તે નંબરવાળા બંને પક્ષના જોડીદારે દોડીને તે વચમાં મૂકેલી જણસ ઊંચકવા પ્રયત્ન કરવો. ઊંચકતી વખતે વિરુદ્ધ પક્ષનો જોડીદાર જો તેને અડી જાય તો તે હાર્યો ગણાય. અને ઊંચકીને જે પોતાની જગાએ ( સામાના અડતાં પહેલાં ) પહોંચી જાય તે જીત્યો ગણાય ( જુઓ ચિત્ર નં. ૧૮૩ તથા



ખેલ નં. ૧ ચિત્ર નં. ૧૮૩

નં. ૧૮૪ ) ઊંચકતી વખતે જો સામા પક્ષનો જોડીદાર અડી જાય, તો કોઇ જ હાર્યું ગણાય નહીં. તે બંને બેમી જાય, અને બીજા નંબરનો વારો આવે. આમાં સામા પક્ષને ભુલાવામાં નાખી તે વચમાં મૂકેલી વસ્તુ એકાએક ઊંચકી લઇને નાસી જવું એ ચાલાકી છે. કોઇ વખત બંને જણ ભુલાવવાનો પ્રયત્ન કર્યા કરે છે, અને એકદમ બંને હાથ વસ્તુ ઉપર પડે છે. અથવા કોઇ વખત વસ્તુ ઊંચકાય છે, ત્યાં જ સામા પક્ષનો હાથ પીઠ ઉપર પડે છે. દરેક બાળકનો વારો આવે એવી રીતે નંબર બોલવા અને દરેક વખતે ઊંચકનારને માટે વખતનું માપ આપવું. એટલા વખતમાં કામ ન થાય તો તેનો વારો રદ કરવો. આ રમતનો ઉદ્દેશ પ્રતિપક્ષીને ભુલાવામાં નાખીને ચપળતાથી નાસી જવું એ છે.

**માથા ઉપરથી અને પગ નીચેથી**– (ખેલ ન. ૨)—બાળકોના બે સંઘ (ટોળી) કરીને તેને એકમેકની પાછળ પાછળ બે હારમાં ઊભા કરવા; અને દરેક સંઘના પહેલા છોકરાના હાથમાં દડો, નિશાન, ટોપી કે રૂમાલ આપવા. રમવાની શરૂઆત કરવાની સીટી (સિસોટી) વાગે કે તરત જ પહેલો છોકરો



ખેલ નં. ૧ ચિત્ર નં. ૧૮૪



ખેલ નં. ૨ ચિત્ર નં. ૧૮૫

પોતાના હાથમાંની તે વસ્તુ પોતાના માથા ઉપર ચિત્ર નં. ૧૮૫ માં બતાવ્યા પ્રમાણે ધરે; અને તેની હારનો બીજો છોકરો તે વસ્તુ ઝટ દઇને લઇ લે, અને તે પણ પોતાના માથા ઉપર તે વસ્તુને ધરી રાખે. પછી તે જ હારનો ત્રીજો છોકરો તે લઇ લે અને ચોથાને આપવા માટે પોતાના માથા ઉપર ધરી રાખે. આ રીતે તે વસ્તુ છેવટના છોકરાના હાથમાં પહોંચે. પછી તે છેલ્લો છોકરો 'ધૂમ જાવ' એમ મોટેથી બોલીને તે વસ્તુ પોતાના પગમાંથી કાઢીને ચિત્ર નં. ૧૮૬ માં બતાવ્યા પ્રમાણે પાછી આગળ મોકલાવે. ફરી પહેલો છોકરો તે વસ્તુ હાથમાં લઇને ઊંચી ધરે. જે સંઘ એ રીતે એ વસ્તુ પહેલી ઊંચી ધરે તે સંઘ ખેલ જીત્યો ગણાય. એક છોકરા પાસેથી બીજા છોકરા પાસે વસ્તુ જતાં નીચે પડી જાય, તો તેના સામા સંઘ (પક્ષ)ને વિશેષ ગુણ મળે, અને ખેલ લાગલો જ ફરી શરૂ થાય.

એ જ ખેલનો બીજો એક પ્રકાર એવો છે કે છેવટના છોકરાના હાથમાં વસ્તુ આવે કે તે દોડતો આવીને પોતાની હારમાં પહેલા છોકરાની આગળ આવીને ઊભો રહે; અને ફરી તે વસ્તુ એકમેકના હાથમાં જઇ છેવટના છોકરાના હાથમાં જાય. ફરી તે છેલ્લો છોકરો તે વસ્તુ



ખેલ નં. ૨ ચિત્ર નં. ૧૮૬

ખેલ નં. ૩



ચિત્ર નં. ૧૮૭

હાથમાં લઇ દોડતો આવી પહેલાના આગળ આવીને ઊભો રહે, અને એ જ રીતે તે વસ્તુને છેલ્લે સુધી પહોંચાડે. આ રીતે પહેલા નંબરનો છોકરો ફરી પહેલી જગાએ આવે ત્યાં સુધી ખેલ ચાલે; અને પછી તે વસ્તુને આગળ નહીં ધકેલતાં ઊંચી ધરે. એ રીતે જે સંઘમાં વસ્તુ પહેલી ઊંચી ધરાય, તે સંઘ જીતે.

વળી આ ખેલમાં માથા ઉપરથી અને પગ નીચેથી એવા બે ખેલ જુદા જુદા પણ રમી શકાય.

**ચાલણ ગાડી**–( ખેલ નં. ૩ )—છોકરાઓના ભાગ પાડીને તેને એક પાછળ એક એમ બે હારમાં ઊભા કરવા. પછી આગલી હારના છોકરાઓએ હાથ જમીન ઉપર ટેકવીને પગ પાછળ લાંબા કરવા, અને તે પાછલી હારના છોકરાઓએ ઘૂંટીમાંથી પકડીને પોતાની કમર સુધી ચિત્ર નં. ૧૮૭ માં બતાવ્યા પ્રમાણે ઊંચે લેવા.

સિસોટી વાગતાં આગલા છોકરાઓ હાથ ઉપર ચાલવા માંડે છે, અને પાછલા છોકરાઓ પણ તેના પગ ઊંચકીને તેની જોડે ચાલે છે. આવી આ એક એક ગાડી ઠરાવેલું અંતર ઉતાવળે ચાલીને કાપવા નીકળે છે. જે ગાડી બધાની પહેલાં તે અંતર કાપે છે તે જીતે છે. બીજી વખતે પાછલા છોકરા આગળ અને આગલા છોકરા પાછળ એમ બદલાઇ જઇને રમે છે. આ ખેલમાં કાપવાનું અંતર બાળકોની શક્તિ પ્રમાણે રાખવું.

**ગાડી ગાડી**–(ખેલ નં. ૪)—સાત કે આઠ છોકરાની એક એ રીતે થઇ શકે તેટલી ગાડીઓ પાસેપાસે ઊભી કરવી, ગાડીના દરેક છોકરાએ આગલા છોકરાની કમરને પકડવી ( કમરપટો પકડવો નહીં કે હાથ વાળીને પેટને પકડવું નહીં ). બધી ગાડીઓ ચિત્ર નં. ૧૮૮ પ્રમાણે

ખેલ નં. ૪



ચિત્ર નં. ૧૮૮

થયા પછી સિસોટી વગાડવી અને ખેલ શરૂ કરવો ગાડીનો એક પણ ડબ્બો ન છૂટી જતાં ઠરાવેલા અંતરે જે ગાડી પ્રથમ પહોંચે તે જીતે. ગાડીના ડબ્બાઓ શરૂઆતમાં છૂટી જાય છે, પણ પછીથી ટેવ પડતાં છોકરાઓ બરાબર રમી શકે છે.

આગલા ડબ્બાને કમરે પકડવાને બદલે બધાના પગની વચમાં એક વાંસ કે દોરડું રાખીને અને બધા તેને હાથમાં પકડીને પણ આવી ગાડી બનાવે છે અને આ રમત રમે છે.

**હાથ ખેંચવો**-( ખેલ નં. ૫)—રમનારા છોકરાઓના બે ભાગ પાડી તેને એકમેકની સામે ઊભા રાખવા. બંને બાજુની વચમાં એક લીટી દોરવી. રમનારા છોકરાઓએ પોતાની સામેના છોકરાનો જમણો હાથ પકડી રમવા મારુ સજ્જ થવું, અને સિસોટી વાગતાં સામેના વિરુદ્ધ પક્ષના છોકરાને વચલી લીટીથી આ તરફ (પોતાની તરફ ) ખેંચવાનો ચિત્ર નં. ૧૮૯ માં બતાવ્યા પ્રમાણે પ્રયત્ન કરવો. ઠરાવેલા વખતમાં જે પક્ષ સામેના પક્ષમાંથી વધારે છોકરાઓને ખેંચી લે, તે જીતે



ખેલ નં. ૫ ચિત્ર નં. ૧૮૯

**જોડીદારને ખેંચવો**-(ખેલ નં. ૬)—બાળકોના બે ભાગ પાડવા, અને એક લીટી દોરી તેની બને બાજુએ તે બંને ભાગને પીઠની સાથે પીઠ લગાવીને અને હાથમાં હાથ ભરાવીને ઊભા રાખવા (ચિત્ર નં. ૧૯૦). પછી સિસોટી થાય એટલે દરેકે પોતાના જોડીદારને પોતાના તરફ-લીટીથી આ તરફ ખેંચવા પ્રયત્ન કરવો.



ખેલ નં. ૬ ચિત્ર નં. ૧૯૦

દર્શાવેલા વખતમાં જે પક્ષ સામેના પક્ષના વિશેષ જોડીદારોને ખેંચી લે, તે જીત્યો એમ સમજવું.

**પંખીનો કૂદકો**–(ખેલ નં. ૭)—છોકરાઓના બે સરખા સંઘ કરવા (ટોળી પાડવી), અને તેની વચમાં આઠ દસ ફૂટનું અંતર રાખીને સામસામે હારમાં બેસાડવા. દરેક છોકરો પાસેના છોકરાથી એક વાર છેટે બેસે. અને બધા પોતાના પગ જોડી રાખે, તથા આગળ લાંબા કરીને બેસે. પછી શરૂઆત કરવાની સિસોટી વાગતાં દરેક હારનો પહેલો છોકરો ઊઠે, પોતાના બંને હાથ કમર ઉપર ટેકવે, અને બંને પગ જોડીને પોતાની હારના બીજા છોકરાઓના લાંબા કરેલા પગ ઉપરથી (પંખીને પેઠે) કૂદકા મારતો આગળ આવે, અને એ રીતે છેવટ સુધી જઇ ચિત્ર નં. ૧૯૧ પ્રમાણે હારની પાછળથી દોડી આવે, તથા પોતાની જગા ઉપર પગ લાંબા રાખીને ફરી બેસી જાય. તરત જ બીજા છોકરાઓએ પણ તે જ પ્રમાણે કરવું, અને છેવટે પહેલા છોકરાના લાંબા કરેલા પગ ઉપરથી કૂદીને પોતાની જગાએ બેસવું. જે સંઘનો છેવટનો છોકરો, બીજા સંઘના કરતાં આ રીતે કૂદવાનું કામ પ્રથમ પૂરું કરશે, તે સંઘ જીતશે

**કાંચળી કાઢી નાખવી**–(ખેલ નં. ૮) —દરેકમાં છથી આઠ છોકરા હોય, એવી જરૂર જેટલી ટોળીઓ પાડવી. દરેક ટોળીમાં ઊંચો છોકરો સૌથી આગળ રહે, અને બીજા ઊંચાઇના ઊતરતા ક્રમ પ્રમાણે પાછળ ઊભા રહે. "આરામ"ની સ્થિતિમાં ગમે છે તે પ્રમાણે બાળકોના પગ છૂટા છૂટા–જરા દૂર દૂર રાખવા.

"તૈયાર"નો હુકમ મળે કે પહેલો છોકરો નીચો વળીને પોતાના પગ વચ્ચેથી પોતાનો જમણો હાથ પાછળ લઇ પાછલા છોકરાનો ડાબો હાથ પકડે. તે પછીનો બીજો છોકરો પણ તે જ પ્રમાણે નીચો વળી પોતાના જમણા હાથથી પાછલા છોકરાનો ડાબો હાથ પકડે. એ રીતે છેવટના છોકરા સુધી બધા હાથ પકડીને ઊભા રહે. એ પછી ખેલ શરૂ કરવાની સિસોટી વાગે. સિસોટી થતાં જ છેવટનો છોકરો પોતાના બંને પગ જોડી દઇને જમીન ઉપર ટટાર ચત્તો સૂઇ જાય, અને તેના ઉપરનો નજીકનો છોકરો



ખેલ નં. ૭ ચિત્ર નં. ૧૯૧



ખેલ નં. ૮ ચિત્ર નં. ૧૯૨

તેની બન્ને બાજુએ પોતાના પગ પાછળ નાખે તેની બરાબર પાછળ, તે પણ તે જ પ્રમાણે સૂઈ જાય એ રીતે બધા સૂતા જાય, અને સૌથી પહેલો છોકરો પણ બધાની પાછળ જઈને સૂઈ જાય. ફરી તે પહેલો ઊઠીને આગળ આવે અને તેની પાછળ પાછળ બાકીના બધા જેમ સૂઈ ગયા તેમ જ ઊઠીને પાછા પોતપોતાની જગાએ આવી ઉભા રહે, અને પ્રથમની પેઠે જ હાથ પકડતા જાય (ચિત્ર ન. ૧૯૨) આ રીતે જે ટોળી પોતાની મૂળ જગાએ પહેલી આવીને ઊભી રહે તે જીતી ગણાય

**નાગની ચાલ ચાલવી**–(ખેલ ન ૯) —પાછલા ખેલમા જણાવ્યા પ્રમાણે છોકરાઓ બે ટોળીમા વહેચાઇ જાય, પણ પગ નાખ્યા જ રાખીને ન બેસતા સામસામે અધૂકડા બેસે, અને નાસનાર છોકરો બીજા જોડીદારોની પાસે થઇને નાગની ચાલ ચાલતો (ચિત્ર ન ૧૯૩ પ્રમાણે) આગળ વધે બાકી ખેલ ન. ૮ પેઠે રમવાનુ. નાગની ચાલે ચાલવાનુ હોવાથી આ ખેલને નાગની ચાલનુ નામ આપેલુ છે

**કાબર, કાગડો**–(ખેલ ન. ૧૦)—બાળકોની બે સરખી ટોળી પાડવી મધ્ય ભાગે



ખેલ નં. ૯ ચિત્ર ન. ૧૯૩



ખેલ નં. ૧૦ ચિત્ર નં. ૧૯૪

રમાડનારે ઊભા રહી પોતાની બંને બાજુએ પોતાના તરફ મોઢાં રાખીને સરખે અંતરે બંને ટોળીને ચિત્ર નં. ૧૯૪ પ્રમાણે હારમાં ઊભા રહેવા કહેવું. રમાડનારે તેની સામે ઊભા રહેવું, અને દરેક ટોળીનું નામ પાડવું. નામ એવું પાડવું કે બંનેનો પહેલો અક્ષર સરખો હોય. જેમ કે કાબર, કાગડો. પછી રમાડનારે એ પાડેલા નામનો સરખો પહેલો અક્ષર જરા લંબાવીને સાવકાશ બોલવો. જે ટોળીનું નામ બોલાય, તે ટોળીના છોકરાઓએ મેદાનની ઠરાવેલી હદે પહોંચવા પ્રયત્ન કરવો, અને બીજી ટોળીએ તેને અડકવા દોડવું. આખું નામ બોલાય તે પછી જ દોડવાનું. જે બાળકો તેમાં પકડાઈ જાય તે બીજી ટોળીમાં સામેલ થઇ જાય, અગર હાર્યા ગણાઇને બાજુએ બેસી જાય. ફરી ખેલ શરૂ થાય અને ફરી પણ તે પ્રમાણે પકડાય. એ રીતે એક ટોળીના બધા છોકરા હારી જાય ત્યાં સુધી રમત ચાલે.

આ ખેલને વિશેષ મનોરંજક બનાવવા એકાદ વાર્તા કહેવા માંડવી કે જેમાં ટોળીના બા નામો વારા ફરતી આવ્યા કરે, ટોળીનુ નામ



પૂરું બોલાય કે તે ટોળી દોડે અને બીજી તેને અડવા-પકડવા દોડે. રમત પૂરી થવાની થાય ત્યારે વાર્તા પણ પૂરી કરી દેવી અને રમત બંધ કરવી.

**સૂચના**—ટોળીનાં નામ બોલતાં કઈ ટોળીનું નામ બોલાશે, તે માટેની વધારે ને વધારે ઉત્સુકતા છોકરાઓમાં વધે, તેવી રીતે તે નામ બોલવાં, એમાં જ આ ખેલની ખરી મજા છે. નામ બોલતાં શક્ય તેટલી બંને શબ્દોની શરૂઆત એટલી સરખી કરવી કે તેટલા ઉપરથી જ કઇ ટોળીને પ્રથમ દોડવાનું તે કળાય જ નહીં. આ ખેલનો ઉદ્દેશ એ છે કે સાવધાન અને અવસાન (દોડવું અને પડવું) બંનેને માટે બાળકો તૈયાર રહે, આગળ થવાની અને પાછળ પડવાની બંને કુશળતા કેળવાય, તથા બાળકોમાં બંને કાર્ય માટેની તત્પરતા આવે.

**કાગડો-મોર**–(ખેલ નં. ૧૧)—આ ખેલ ઉપરના "કાબર-કાગડો" એ ખેલ જેવો છે. એ ખેલમાં છોકરાઓ પાસે પાસે બે હારમાં ઊભા રહે છે, જ્યારે આ ખેલમાં તે તેવી જ બે હારમાં પણ એકમેકની પીઠને પીઠ અડાડીને



ખેલ નં. ૧૧ ચિત્ર નં. ૧૯૫

ચિત્ર નં. ૧૯૫ પ્રમાણે બેસે છે. તે ખેલમાં રમાડનાર પહેલો અક્ષર લંબાવીને જે પક્ષનું નામ બોલે છે તે પક્ષ દોડે છે, અને બાકી રહેલો બીજો પક્ષ તેની પછવાડે પડે છે. તે જ પ્રમાણે આ ખેલમાં રમાડનાર એક વાત કહે છે, અને તે વાતમાં જે પક્ષનું નામ આવે છે તે પક્ષ પોતાનું નામ સાંભળતાં જ ચટ લઈને ઊઠતાંકને નાસી છૂટે છે. પછી પેલા પ્રમાણે જ કરવાનું છે. પણ તે કરવાનો સંકેત ભિન્ન છે. આ ખેલમાં બાળકોનાં ચિત્ત તલ્લીન થઈ જાય એવી વાત કહેવાય તો રમતની બહુ મજા પડે છે.

મગદળ પાડવો-(ખેલ નં. ૧૨)—આ ખેલમાં ૮ થી ૧૦ બાળકો બસ છે. એ બાળકો સાંકળ કરીને ચિત્ર નં. ૧૯૬ માં બતાવ્યા પ્રમાણે એક વર્તુલ બનાવે. એ વર્તુલની મધ્યમાં એક મગદળ મૂકવો. વર્તુલમાં ઊભેલા પ્રત્યેક બાળકનો ઉદ્દેશ પોતાના સિવાય બીજા કોઈ પણ બાળકના ધક્કાથી મગદળને પાડવાનો હોય છે. જે બાળકના ધક્કાથી તે પડે તે રમતમાંથી દૂર થાય, અને બાકી રહેલા બાળકો ફરી વર્તુલ બાંધી ફરી રમે. એ રીતે એક છોકરો, બાકી રહે ત્યાં સુધી રમ્યા કરે. જે એક છેવટે રહે તે જીત્યો ગણાય. ખેલ ચાલુ હોય ત્યારે સાંકળ કોઈપણ વખતે તૂટવી ન જોઈએ. સાંકળ તૂટીને જો કોઈ બાળકના ધક્કાથી મગદળ પડે, તો તે હાર્યો ગણાય નહીં. મગદળ તેના ઉપરથી સહજ કૂદી ન જવાય એટલો ઊંચો રાખવો. વર્તુલમાંના બાળકો મગદળની આસપાસની ફરવાની દિશા બદલાવ્યા કરે, તો બહુ મજા પડે. બાળકોની આસપાસ થોડી જગા છોડીને એક વર્તુલ દોરવું, અને રમતાં રમતાં જે છોકરો તે વર્તુલની બહાર જાય તે હાર્યો



ખેલ નં. ૧૨ ચિત્ર નં. ૧૯૬

ગણાય. તે જ પ્રમાણે મગદળની આસપાસ પણ એક નાનું વર્તુલ દોરવું અને તેની જે અંદર જાય તે પણ હાર્યો ગણાય.



ખેલ નં. ૧૩ ચિત્ર નં. ૧૯૭

**ઘોડેસવારને પાડવો**–(ખેલ નં. ૧૩)—આ ખેલ મોટા છોકરાઓએ ઘાસવાળા મેદાનમાં થોડા જ જોડીદારોથી રમવો. બે પક્ષ પાડવા. દરેક પક્ષમાં થોડા સશક્ત અને થોડા હળવા વજનના જોડીદારો આવે એવી ગોઠવણ કરવી. બંને પક્ષનો તફાવત સમજવા જુદા જુદા રંગની ટોપી કે રૂમાલનો ઉપયોગ કરવો. સાત આઠ કરતાં વધારે છોકરાઓ એક સાથે રમતમાં ન લેવા. સશક્ત છોકરા હોય તે ઘોડા થાય, અને તેના ખભા ઉપર હળવા વજનના છોકરાઓ ચિત્ર નં.૧૯૭ માં બતાવ્યા પ્રમાણે સવાર થાય. ઘોડેસવારોએ સામા પક્ષના ઘોડેસવારને નીચે પાડવાનો પ્રયત્ન કરવો. ઘોડેસવારોએ જાતે તોલ સંભાળીને પોતે ન પડે તેવી કાળજી રાખવી, અને ઘોડાએ તેને ન પડવા દેવાની કાળજી રાખવી. ઘોડેસવારનો હાથ જમીન ઉપર અડે કે તે હાર્યો ગણાય. છેવટે જે પક્ષના વધારે સવારો રહે તે પક્ષ જીત્યો ગણાય. કાળજીપૂર્વક રમવામાં આવે તો આ રમતમાં સારો રંગ જામે. માત્ર એકાએક સવાર નીચે ન ગબડી પડે તે સારુ બે ત્રણ સશક્ત પંચોએ સંભાળ રાખવી જોઈએ.

**ત્રણ ખૂણે દોરડું ખેંચવું**–(ખેલ નં. ૧૪)—આ દોરડું ખેંચવામાં બે બાજુ નહીં પણ ત્રણ બાજુ રાખવાની, અને દરેક બાજુએ એકેક જોડીદાર રાખવાનો. દોરડું જરા જાડું પણ સુંવાળું આશરે વીશ ફૂટ લાંબું લેવું. તેને ગાંઠ વાળી દેવી. અને ત્રણ ભાગ સરખા કરી



ખેલ નં. ૧૪ ચિત્ર નં. ૧૯૮



ખેલ નં. ૧૫ ચિત્ર નં. ૧૯૯

દરેક ભાગને છેડે લાલ ચીથરું બાંધવુ એ ચીથરાની જગાએ દરેક જોડીદાર તેને પકડીને ઊભો રહે. એ દરેક જોડીદારથી પાંચ ૭ ફુટને અંતરે ત્રણ પથ્થર ગોઠવવા. સિસોટી વાગે એટલે દરેક જોડીદારે પોતાની બાજુના પથ્થર તરફ દોરડું ખેંચતાં ખેચતાં ચિત્ર નં. ૧૯૮ માં બતાવ્યા પ્રમાણે આગળ વધવુ, અને તે પથ્થર ઊંચકી લેવા પ્રયત્ન કરવો. જે પ્રથમ ઊંચકે તે જીતે. આ રમતમાં ગમ્મત અને વ્યાયામ બંને સધાય છે.

**ચત્તા વળીને ચાલવું**-(ખેલ ન. ૧૫)— બાળકોને આકાશ તરફ મોઢાં રાખીને હાથ તથા પગ ઉપર ચત્તા ઊભા કરવા. (ચિત્ર નં. ૧૯૯) હાથ બધાના એક લીટીમાં સરખા રખાવવા સિસોટી થતા તે જ સ્થિતિમા રહીને બાળકો પોતાના માથા તરફ આગળ વધવા માંડે. જે ઠરાવેલી જગાએ વહેલો પહોંચે તે જીતે.

**આ પીડા મારે ન જોઇએ**-(ખેલ નં. ૧૬)—આ ખેલમાં આઠ દસ છોકરા બસ છે. છોકરાઓએ વર્તુલાકારમાં ગોઠણ વાળીને પાસે પાસે બેસવુ (ચિત્ર નં. ૨૦૦), અને એક છોકરાને વચમાં ઊભો કરવો. તે બરાબર ટટ્ટાર ઊભો રહે. ખેલની શરૂઆત કરતાં વચલો છોકરો બેઠેલા કોઇ પણ છોકરાની ઉપર પડવા પ્રયત્ન કરે, અને બેઠેલા છોકરાઓ 'આ પીડા મારે ન જોઇએ' કહીને તેને પોતાના ઉપર પડવા ન દેતાં બીજા-ના તરફ ધકેલે. વચલો છોકરો જો ટટ્ટાર રહે અને બેઠેલા છોકરાઓ સાવધાનપણે તેને પોતાના ઉપર પડવા ન દે, તો તે ગોળ ગોળ ફર્યા જ કરે. આ ખેલમાં બધા છોકરા-ઓને વ્યાયામ મળશે. વચલો છોકરો જો થાકી જાય, તો તેને બેસાડી દઇને તેની જગા બીજા છોકરાએ લેવી.



ખેલ નં. ૧૬ ચિત્ર નં. ૨૦૦



ખેલ નં. ૧૭ ચિત્ર નં. ૨૦૧

**એક પગની લડાઇ**–(ખેલ નં. ૧૭)—પોતાના ડાબા હાથે ડાબો પગ પકડીને અને જમણા હાથે પોતાના ગળાનો રૂમાલ વચલા બટન પાસે પકડીને બે છોકરાઓ જોડીમાં સામસામે ઊભા રહે. બાકીના છોકરાઓ (જોડી થઇને) તેની આસપાસ વર્તુલાકારમાં ચિત્ર નં. ૨૦૧ પ્રમાણે બેસે. એ વર્તુલ એ જ આ ખેલની મર્યાદા. જે મર્યાદા વટાવે, તે હારે. આમાં સામેના જોડીદારને દંડ (હાથનો ઉપરનો ભાગ) વડે અગર શરીર વડે ધક્કા મારવાના હોય છે, અને પોતાનો નહીં પણ સામેના જોડીદારનો પગ છૂટી જઇ જમીનને અડી જાય તેમ કરવાનું હોય છે. જે પોતાનો પગ ન છૂટવા દે, પણ સામાને છોડવાની ફરજ પાડે; અથવા તેને હરાવેલા વર્તુલની બહાર કાઢે, તે જીતે. રમતી વખતે કોણીથી ધક્કા મારવાના નથી.

આ જ ખેલ વર્તુલાકારમાં બધા છોકરાઓ બે પક્ષમાં ઊભા રહીને પોતપોતાની જોડી ગોઠવી બધા એકસાથે પણ રમી શકે છે. એટલે તે એક જોડીનો ખેલ ન રહેતાં ટોળીનો ખેલ થાય છે.

**તાલ પ્રમાણે ખુરશી લેવી**–(ખેલ નં. ૧૮)—એક વર્તુલમાં જેટલા રમનારા હોય તેના કરતાં એક ઓછી એટલી ખુરશી ગોઠવવી, અને તેની આસપાસ બધા રમનારાએ ચિત્ર નં. ૨૦૨ પ્રમાણે ઊભા રહેવું. રમતની શરૂઆત કરતાં બધા છોકરાઓએ એ વર્તુલની આસપાસ ગાયનના તાલ પ્રમાણે ચાલીને ફરવું. એ ગાયન રમાડનાર જાતે બોલે. અમુક વખત ગાયન ચાલ્યા પછી વચ્ચે અચાનક જ અટકી પડે. અને તે જ વખતે રમનારાઓ એકેક ખુરશી ઉપર બેસી જાય. જે એક બેસવામાં



ખેલ નં. ૧૮ ચિત્ર નં. ૨૦૨

પાછળ રહે તે નીકળી જાય. ફરી એક ખુરશી ઓછી કરી ગાયન શરુ થાય, અને ફરી પણ પહેલાંની પેઠે ગાયન અટકતાં છોકરાઓ બેસી જાય; અને જે એક પાછળ રહે તે નીકળી જાય. એ રીતે આગળ ચાલતાં જે એક જ છોકરો છેવટની ખુરશી મેળવી શકે તે છત્યો ગણાય.

ખુરશીને બદલે રૂમાલ, લેઝિમ વગેરે પણ મૂકી શકાય અને બેસી જવાને બદલે તેને હાથમાં લઈ લેવાનું અગર તેની પાસે જઈને ઊભા રહેવાનું પણ ઠરાવાય. બાળકોની સંખ્યા કરતાં એક વસ્તુ ઓછી રાખવાથી દર વખતે એક એક બાળક નીકળી જ જાય. અને ફરી એક એક વસ્તુ દર વખત ઓછી કરતા જવાથી છેવટના બે પૈકી એકને જ એ મળી શકે. આપેલા ચિત્રમાં દરેકની પાસે રૂમાલ મૂકેલા છે.



ખેલ નં. ૧૯ ચિત્ર નં. ૨૦૩

**કેમ સાહેબ, ઠીક છે કે?**-(ખેલ નં. ૧૯)—સાત આઠ બાળકોએ એકમેકના હાથ પકડીને વર્તુલાકારમાં ઊભા રહેવું. તેમાંના બે બાળકોએ તે વર્તુલની વચમાં ચિત્ર નં. ૨૦૩ માં બતાવ્યા પ્રમાણે ઊભા રહેવું. તે બે પૈકી એકની આંખે પાટા બાંધવા. પાટા બાંધેલા છોકરાએ બીજાને પૂછવું, "કેમ સાહેબ, ઠીક છે ને?" તરત જ બીજા છોકરાએ જવાબ આપવો "હા, ઠીક છે." પાટાવાળા છોકરાએ એ અવાજ ઊપરથી તેને પકડી કાઢવો. તે પકડાય એટલે બીજા બે છોકરાએ વચમાં ઊભા રહીને તે પ્રમાણે રમત રમવી.



ખેલ નં. ૨૦ ચિત્ર નં. ૨૦૪

**સાદો કોરડો**-(ખેલ નં. ૨૦) —બધા છોકરાઓએ વર્તુલાકાર બેસીને એકને દાવ આપવો અને તેના હાથમાં ચિત્ર નં. ૨૦૪ પ્રમાણે એક સાદો કોરડો આપવો. બેઠેલા છોકરાઓએ પાછળ બિલકુલ જોવું જ નહીં. દાવવાળા છોકરાએ બેઠેલા છોકરાઓની પાછળ પાછળ ચાલી પોતાના હાથમાંનો કોરડો ધીમેથી કોઇ પણ એક છોકરાની પછવાડે એક વેંત જેટલા અંતરે મૂકી દઈ આગળ વધવું. જેની પછવાડે તે કોરડો મૂકેલો હોય, તે છોકરાને તેની ખબર ન પડે, તો દાવવાળો છોકરો

બધાની પ્રદક્ષિણા પૂરી કરીને તેની પાસે આવે કે તેને તે કોરડાવડે મારવા માંડે; અને તે ઊભો થઈ આખી પ્રદક્ષિણા પૂરી કરે ત્યાં સુધી તેને માર ખાવો પડે. તે બેસી ગયા પછી દાવવાળો ફરી ફરવા માંડે, અને ફરી કોઇની પછવાડે પહેલાંની પેઠે કોરડો મૂકે. જો તે છોકરો દાવવાળા છોકરાની પ્રદક્ષિણા પૂરી થવા અગાઉ ચેતી જાય, તો તે ઊઠીને મૂકેલો કોરડો હાથમાં લઇને તે જ દિશામાં આગળ પ્રદક્ષિણા શરૂ કરે, અને દાવવાળો તેની જગાએ બેસી જાય; પછી તે છોકરો તે કોરડો બીજા કોઇની પછવાડે મૂકે. આ રીતે આ રમત આગળને આગળ ચાલે છે. બેઠેલા છોકરાએ પોતાની પાછળ કોરડો મુકાયો કે કેમ તે પછવાડે હાથ ફેરવીને જોઈ લેવું જોઇએ. પાછું વળીને તે જુએ તો તેને દાવવાળો છોકરો તે કોરડો ઉપાડીને મારે.

આ ખેલમાં ગમે તેટલા છોકરાઓ રમી શકે અને કોઇને પણ હારવાનું કે બાજુએ કાઢી મૂકવાનું નથી. ક્યારે કોરડો કોની પાછળ મુકાય તે જાણવા માટે બધાએ એક સાથે દક્ષતા રાખવી પડે જેના પછવાડે કોરડો મુકાય તેને બીજી કોઇ પણ રીતે ઇશારો કરવામાં ન આવે, તો ખેલમાં બહુ મજા પડે છે. અને કાળજી વગરના તેવા છોકરાની પીઠ ઉપર કોરડા પડે તે જોવાની બધાને મજા આવે.

**માર ચૂકવવો**–( ખેલ નં. ૨૧)—છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં સાધારણ મોટા ઘેરાવાનું વર્તુળ કરી છોકરાઓને ઊભા રાખવા, અને પછી દાવવાળા છોકરાએ તે વર્તુલની અંદર ચિત્ર નં. ૨૦૫ માં બતાવ્યા પ્રમાણે ઊભા રહેવું. આસપાસ ઊભેલા છોકરાઓએ તે વચલા છોકરાને મોટા પણ હલકા દડાથી મારવો, અને તે વચલા (દાવવાળા) છોકરાએ તે મારમાંથી છટકવા પ્રયત્ન કરવો. જો તે દડો દાવવાળાને લાગે, તો તે મારવાવાળાની જગાએ જાય, અને મારવાવાળો તેની જગાએ વચમાં આવે. દડો જો દાવવાળાને ન લાગે, તો તે સામેના જોડીદાર તરફ જાય, અને તે સામેનો જોડીદાર પછી તે દડાને ફેંકે. દડો ફેંકનારા છોકરાઓએ પોતાની જગા છોડવાની નહી. દાવવાળો ફક્ત તે વર્તુલમાં ગમે ત્યાં દોડે અને મારમાંથી છટકવા પ્રયત્ન કરે.

**ચાવતો કૂતરો ચૂક્યો**–( ખેલ નં. ૨૨ )—પાંચથી દસ ડગલાં જેટલી ત્રિજ્યાનું વર્તુલ દોરીને તેના ઊપર રમનાર છોકરાઓએ સાધારણ પાસે પાસે ઊભા રહેવું. પછી એક દોરડાને છેડે એક રેતી ભરેલી નાની થેલી બાંધીને રમાડનારે મધ્યબિંદુમાં ઊભા રહેવું. અને તે દોરડું, તેને છેડે બાંધેલી થેલી વર્તુલની બહારની બાજુએ રહે તેમ, ગોળ ગોળ ફેરવવું



ખેલ નં. ૨૧ ચિત્ર નં. ૨૦૫



ખેલ ન. ૨૨ ચિત્ર નં. ૨૦૬

( ચિત્ર નં. ૨૦૬ ). વર્તુલની લીટી ઉપર ઊભા રહેલા છોકરાઓએ તે થેલીનો ધક્કો પોતાને ન લાગે તેવી રીતે સંભાળતા રહી તે થેલી પોતાની પાસે આવે કે તેના ઉપરથી કૂદકો મારી જવો અને થેલીને આગળ વધવા દેવી. આ થેલી એ જ ચાવતો કૂતરો. એ કૂતરો જેને ચાવે—થેલી જેને અડકે, તે રમતમાંથી કમી થાય. એ કમી થયેલો છોકરો ખેલ છોડીને બાજુએ ન બેસે, પણ ૫ દંડ કે ૧૦ નમસ્કાર કરવાની શિક્ષા ભોગવીને પાછો ખેલમાં સામેલ થાય. આ રીતે આમાં ખેલ અને વ્યાયામ બંને થઇ શકે.

ઊભી ખોખો-(ખેલ નં. ૨૩)—બે બે જોડીદારો એકમેકને જોડાઇને ઊભા રહે. આવી જોડીઓ વર્તુલાકારમાં ચિત્ર નં. ૨૦૭ પ્રમાણે ઊભી રાખવી. દરેક જોડી વચ્ચે પાંચ છ વારનું અંતર રાખવું. બાળકોની સંખ્યાના પ્રમાણમાં આ વર્તુલ નાનું કે મોટું થશે. પછી એક છોકરો દોડનારો નાસી જનારો-બને, અને એક તેને



ખેલ નં. ૨૩ ચિત્ર નં. ૨૦૭

પકડનારો બને. નાસી જનારો છોકરો કોઇ પણ જોડીના આગના છોકરાને જોડાઇને ઊભો રહે, કે તે જોડી ત્રણ છોકરાની બને તે ત્રણમાં સૌથી પાછલો તે પછી ખો લઇને નાસી જનારો થાય. સાદી ખોખોની ગમતમા પકડનારો ખો આપીને બદલાઈ જાય છે તેમ આમાં થતુ નથી આ રમતમાં નાસી જનાર ખો આપતો રહી વર્તુલને ન છોડતા તેમ જ દૂર ન જતાં રમ્યા કરે, એટલે ખેલમાં ગમ્મત આવે છે.

આ ખેલના બીજા પણ ઘણા પ્રકાર છે. તે પૈકી એક પ્રકાર એવો છે કે બધી જોડીઓ આખા ક્રીડાગણમાં ફેલાઇને ઊભી રહે, અને તે જોડીના જોડીદારો એકમેકની પાછળ ઊભા રહેવાને બદલે એકમેકની પાસે હાથમાં હાથ અડાડીને ઊભા રહે અને નાસનાર બાળકને અનુકૂળ પડે તે માટે તેઓ પોતાના હાથ કમર ઉપર રાખે. નાસનાર છોકરો કોઈ પણ જોડી-વાળાના હાથને અડકે કે તે જોડીનો ત્રીજો જોડીદાર નાસનાર બને.

**નાક લંગડી**-( ખેલ નં. ૨૪ )—આ ખેલ સાત આઠ છોકરાઓનો છે. તે પૈકી એક દાન લે. બાકીના છોકરાઓએ એક હાથે પોતાનો પગ અને બીજા હાથે પોતાનું નાક ચિત્ર નં. ૨૦૮ પ્રમાણે પકડી રાખવું.

જ્યાં સુધી એ સ્થિતિ બરાબર જાળવી રાખે, ત્યાં સુધી દાવવાળો તેને પકડી શકે નહીં. કોઇ પણ એક હાથ છૂટી જાય, તો દોડતો જઇને દાવવાળો તેને પકડી લે. જે આ પ્રમાણે પકડાય, તેના ઉપર પછી દાવ આવે. બીજા છોકરાઓ જ્યારે દાવવાળો કોઈ એકને પકડવા જાય ત્યારે ગમે તેમ ઊભા રહે. પણ તે દોડતો આવીને કોઇ પણને પકડે તે પહેલાં તેણે નાક અને પગ પકડી લેવાં જોઇએ. નહીં તો દાવ આવે.

**આંધળો પહેરેગીર**-(ખેલ નં ૨૫)—બધા છોકરાઓ વર્તુલાકાર બેસે. તેમાંથી એક ચોર થાય અને એક પહેરેગીર થાય. વર્તુલના મધ્ય ભાગે એક નાના પથરા ઉપર એક ફટાકડો ઊભો રાખવામાં આવે, તેને જાળવવાનુ કામ આ પહેરેગીરનુ, અને સળગાવવાનુ કામ ચોરનું. પણ પહેરેગીરની આંખો બાંધી લેવામાં આવે, અને ચોરના હાથમાં દીવાસળીની પેટી ચિત્ર



ખેલ નં. ૨૪ ચિત્ર નં. ૨૦૮

ં. ૨૦૯ પ્રમાણે હોય. ચોરે દીવાસળી ખેંચીને પહેરેગીરને ચૂકવીને ફટાકડાને સળગાવવાનો પ્રયત્ન કરવો એવો આ ખેલ છે. પહેરેગીરે ચોરને અવાજ ઉપરથી પકડવાનો હોય છે. જો ચોર ફટાકડો સળગાવવામાં ફાવે, તો તે જીતે; અને તેને પકડવામાં પહેરેગીર ફાવે, તો પહેરેગીર જીતે. એ રીતે બે બેની જોડીથી આ રમત રમાય છે.



ખેલ નં. ૨૫ ચિત્ર નં. ૨૦૯



ખેલ નં. ૨૬ ચિત્ર નં. ૨૧૦

**આંધળા ઘોડા**-(ખેલ નં. ૨૬)—પાંચ પાંચ છોકરાઓના ભાગ પાડવા. પછી જેમ ઘોડાઓ ગાડીને જોડે છે તેમ ચાર ચાર છોકરાઓને ઊભા રાખીને અને તેના હાથમાં દોરી બાંધીને તે દોરી બાકીના પાંચમાના હાથમાં લગામ તરીકે આપવી. બધા ઘોડાની આંખોએ પાટા બાંધવાના. પાંચમા છોકરાની–હાંકનારની આંખો માત્ર ખુલી રાખવી. (ચિત્ર નં. ૨૧૦). એ પાંચ પાંચની એક એક જોડી તે ગાડી, એ રીતે જેટલી થાય તે બધી ગાડીઓ એક સાથે દોડે. ઠરાવેલે અંતરે જે વહેલી પહોંચે તે જીતી ગણાય. હાંકવાવાળાએ ગાડી ચલાવવી, અટકાવવી, વાળવી, વગેરે માત્ર દોરી વડે જ ઘોડાઓને જણાવવાનું (બોલવાનું નહીં).

**ગર્દન ખેંચવી**-(ખેલ નં. ૨૭)—છોકરાઓની બે ટોળી પાડવી અને તેમાંથી સરખે સરખી જોડીને સામસામે ઊભી કરવી. પછી રૂમાલને ગાંઠ વાળીને ગોળ બનાવી સામસામેના છોકરાઓના ગળામાં નાંખવો. (ચિત્ર નં. ૨૧૧). બાદ એકલી ડોક વડે જ એકમેકને ખેંચવા.

ખેલ નં. ૨૭



ચિત્ર નં. ૨૧૧



કાઠી ખેંચવી-(ખેલ નં. ૨૮) —ઉપર પ્રમાણે જ જોડીદારો ગોઠવવા અને એક ટાઠી બંનેએ પકડી રાખી એકમેકને ખેંચવા (ચિત્ર નં. ૨૧૨).

ખેલ નં. ૨૮ ચિત્ર નં. ૨૧૨



કાંડાથી ધકેલવા-(ખેલ નં. ૨૯)—ઉપર પ્રમાણે જોડીદારો ગોઠવવા અને ચિત્ર નં. ૨૧૩ માં બતાવ્યા પ્રમાણે માત્ર હથેળી વડે એકમેકને ધક્કા મારવા.

ખેલ નં. ૨૯ ચિત્ર નં. ૨૧૩

**કાઠીથી ધકેલવા**–(ખેલ નં. ૩૦)–પ્રકાર પહેલો—ચિત્ર નં. ૨૧૪ પ્રમાણે વચમાં ઊભી કાઠી રાખીને તથા બંને જોડીદારોએ એક જ કાઠીને પકડી રાખીને એકમેકને ધકેલવા.



ખેલ નં. ૩૦ ચિત્ર નં. ૨૧૪

**કાઠીથી ધકેલવા**–(ખેલ નં. ૩૧)–પ્રકાર બીજો—બંનેએ બે કાઠી પકડી રાખીને ચિત્ર નં. ૨૧૫ પ્રમાણે એકમેકને માત્ર કાઠી વડે ધકેલવા.



ખેલ નં. ૩૧ ચિત્ર નં. ૨૧૫

# તળાવ અંદર, તળાવ બહાર.

**તળાવ અંદર, તળાવ બહાર**–(ખેલ નં. ૩૨)—આ ખેલમાં પ્રથમ શિક્ષકે (કસાને) બાળકોને એક વર્તુલ કરવા જણાવવું. બધાને

–: લેખક :–



**રા. વસંત બળવંત કસાન, વડોદરા.**

એક હારમાં ઊભા રાખી એકમેકના હાથ પકડાવવા. પહેલો છોકરો છેલ્લા છોકરાનો હાથ પકડે, એટલે બાકીના છોકરાઓ આપોઆપ વર્તુલમાં આવશે. વર્તુલ બરાબર થયા પછી બધાએ ચિત્ર નં. ૨૧૬ પ્રમાણે હાથ છૂટા રાખીને ઊભા રહેવું, શિક્ષક એ વર્તુલના મધ્યભાગે ઊભો રહે, અને બધાનાં મોઢાં તેના તરફ રહે. બધાને વ્યવસ્થિત ઊભા રહેલા જોઈ શિક્ષકે કહેવું, "છોકરાઓ, આપણે 'તળાવ...અંદર, તળાવ...બહાર' એ રમત રમીએ. તમે બધા જણ એક તળાવને બહાર (કાંઠે) જાણે ઊભા છો એવી કલ્પના કરો, જ્યારે હું 'તળાવ...અંદર' એવું બોલું, ત્યારે તમારે એ તળાવમાં (વચલા વર્તુલમાં) કૂદકો મારવો; તમારા બન્ને પગ જોડી રાખીને કૂદકો મારવો; અને હું જ્યારે 'તળાવ...બહાર' એવું બોલું, ત્યારે તમારે પાછળ કૂદકો મારીને ફરી બહાર (કાંઠે) આવવું. હું અવાર નવાર 'તળાવ...અંદર' અથવા 'તળાવ...બહાર' બોલીશ, તેનો અર્થ સમજીને તમારે કૂદકો મારવો અગર ઊભા રહેવું. હવે તમે બધા હું શું બોલું છું તેના ઉપર બરાબર લક્ષ આપજો: ધારો કે કોઇ વખત હું 'તળાવ... અંદર' ને બદલે 'તળાવ...બહાર' એવું બોલું,



ખેલ નં. ૩૨ ચિત્ર નં. ૨૧૬

અગર તમે અંદર હો, છતાં હું 'તળાવ...બહાર' ને બદલે જાણીને 'તળાવ...અંદર' એમ બોલું, તો તેવે વખતે તમે ચૂકીને ગાફલપણામાં આગળ કે પાછળ કૂદકો મારશો, તો તમે બાદ થશો. માટે 'તળાવ...અંદર' કે 'તળાવ... બહાર' હું શું બોલું છું અને તમે ક્યાં છો તેનો વિચાર કરીને તમારે સાવધ રહીને વર્તન કરવું."

આ રીતે રમત સમજાવીને શિક્ષકે 'તળાવ... અંદર' અને 'તળાવ...બહાર' વારા ફરતી બોલવું. 'તળાવ...અંદર' બોલતાં જ છોકરા અંદર કૂદકો મારશે, અને 'તળાવ...બહાર' બોલતાં જ જગા ઉપર પરત આવશે. આ રીતે એક બે વખત બીન ચૂક થયા પછી કાંઠા ઉપર બધા હોય, તો પણ 'તળાવ...અંદર' ને બદલે 'તળાવ...બહાર' એવો હુકમ આપવો. જે છોકરા અસાવધ હશે, તે ગાફલપણામાં એકદમ આગળ કૂદકો મારશે, જે સાવધ હશે તે ખોટો હુકમ ગણીને જગાએથી હલશે નહીં. આ રીતે જેઓએ ચૂકીને અંદર કૂદકો માર્યો હશે, તેઓને વર્તુલમાં જ ત્યાં ને ત્યાં નીચે બેસી રહેવા જણાવવું. હવે તેઓ આ રમતમાં ભાગ લઇ શકશે નહીં. એ રીતે વારંવાર ગફલત થતાં છોકરાઓ બાદ થતા જશે, અને છેવટે જે એક છોકરો કે છોકરી રહેશે તે જીતશે. આ ખેલ ઘણો મનોરંજક છે. અને છોકરાઓને તેમાં ઘણું સાવધ રહેવું પડે છે. એ રીતે એક જણની જીત થઇ ગયા પછી ફરી બધાને ઊભા કરીને પહેલેથી રમત શરૂ કરવી, અને બાળકો કંટાળે નહીં ત્યાં સુધી રમવું.

# એ પીડા ન જોઇએ!

**એ પીડા ન જોઇએ**—(ડોન્ટ વૉન્ટ)—(ખેલ નં. ૩૩)—જે રીતે ઉપરના ખેલ માટે વર્તુલ તૈયાર કર્યું હતું, તે જ રીતે વર્તુલ તૈયાર કરી ઊભા રહેવું. આ રમતમાં એક કાઠીની જરૂર રહે છે. બધાથી સહજ ઊંચકી શકાય, તેવી એક વાંસની કાઠી ટોળીના નાયકે હાથમાં પકડી રાખવી. એ નાયક પણ બધાની જોડે વર્તુલમાં ઊભો રહે. અને વર્તુલની મધ્ય ભાગે શિક્ષક સિસોટી રાખીને ઊભો રહે. સિસોટી વાગે કે તરત જ જેના હાથમાં કાઠી હોય, તે પોતાની નજીકના ડાબે હાથે ઊભેલા છોકરાને તે એકદમ આપી દે, અને પોતે છૂટો થાય. ચિત્ર નં. ૨૧૭ પ્રમાણે તે ડાબા હાથના છોકરાને કાઠી આપે કે તરત જ તેણે લઇ લેવી જોઇએ. તે છોકરાએ પણ તરત જ તે કાઠી પોતાની પછીના છોકરાને આપી દેવી. અને તે પછીનાએ પણ તેની પછીનાને આપી દેવી. અને એ રીતે એ કાઠી સપાટાબંધ આગળ વધવી જોઇએ. અને દરેક છોકરાએ 'આ પીડા અમારે ન જોઇએ' એમ ગણી તેનાથી જલદી છૂટવું જોઇએ. આ પ્રમાણેની ક્રિયા ચાલતી હોય તે દરમિયાન શિક્ષક સિસોટી વગાડે, તે વખતે જેના હાથમાં તે કાઠી હોય, તે છોકરો બાદ થઇ જાય. તેણે તે કાઠી તે પછીના છોકરાને આપી પોતે નીકળી જવું. ફરી તે ક્રિયા પાછી ચાલુ થાય અને ફરી શિક્ષકની સિસોટી થતાં તે વખતે પણ જેના હાથમાં કાઠી હોય તે બાદ થાય. આ રીતે દર વખતે એક એક છોકરો બાદ થતાં છોકરાઓ વચ્ચેનું અંતર વધતું જાય અને તેથી દોડી દોડીને બીજાને કાઠી આપવી પડે. શિક્ષક કેટલીક વખત ચાલાકીથી સિસોટી વગાડીને બે દૂર દૂરના છોકરાઓને જ ખૂબ દોડાવી મૂકે છે, તો કોઇ વખત પાસે પાસેના છોકરાઓ જ લેવડદેવડ કરી લે છે.



ખેલ નં. ૩૩ ચિત્ર નં. ૨૧૭

છોકરાઓ બાદ થઇ જતાં છેક છેલ્લે જે છોકરાના હાથમાં કાઠી ન હોય તે છત્યો ગણાય. જે વખતે છેવટે બે છોકરાઓ જ રહે છે, તે વખતે ખેલ બહુજ ગમ્મત ભરેલો અને હસાહસ કરાવનાર થઇ પડે છે. સિસોટી થશે તે વખતે તે બે પૈકી કોના હાથમાં કાઠી હશે તે નક્કી નહીં હોવાથી આતુરતા અને ઉત્સુકતા વધી પડે છે. વર્તુલ જેટલુ મોટુ, તેટલુ દોડવાનું પણ વધારે જોરથી આવે. સિસોટી ક્યારે થશે તે ભયથી આ કાઠીની પીડા 'આપણને ન જોઇએ' એમ ધારીને બાળકો બનતો બધો પ્રયત્ન કરીને કાઠીને ઘણી જ ત્વરાથી બીજાને પહોંચાડી દે છે. આ રમતમાં બાળકોમાં ચાપલ્ય, સાવધાનતા અને તત્પરતા બહુ આવે છે; તથા મનોરંજન પણ વિશેષ થાય છે. જે છોકરો પહેલા દાવમાં વિજયી થયો હોય, તેના જ હાથમાં કાઠી આપીને ખેલની ફરીથી શરૂઆત કરવી. રોજની ટેવ થયા પછી ખેલમાં ખૂબ ગમ્મત આવે છે.

# આંધળી ખિસકોલી.

**આંધળી ખિસકોલી**–(બ્લાઈન્ડ મેન્સ બફ)–(ખેલ નં. ૩૪)—પહેલા બે ખેલમાં જે પ્રમાણે વર્તુલ કરીને ઊભા રહેવાનું છે, તે જ પ્રમાણે આ નવા ખેલમાં પણ વર્તુલ કરીને ઊભા રહેવું. માત્ર આ વખતે બધાએ એકમેકના હાથ પકડી રાખવા, તે છોડવાના જ નથી. વર્તુલ કરતાં પહેલાં એક છોકરા ઉપર દાવ ઠરાવવો, તેની આંખે રૂમાલ બાંધીને બધાએ તેને ફરતા વર્તુલાકારમાં હાથ પકડીને ઊભા રહેવું. શિક્ષક ખેલ શરૂ કરવાનો હુકમ આપે કે બધાએ પોતાના હાથ પકડેલા રાખીને જ તે આંધળાની સામે મોઢાં રાખીને તે વર્તુલાકારમાં ફરવા માંડવું. વચમાં ઊભેલો આંધળો છોકરો જે વખતે ત્રણ તાળી વગાડે કે તરત જ બધા રમનારાએ અટકવું અને તે વખતે હાથ છોડી દઇ ઊભા રહેવું. પછી તે આંધળો છોકરો હાથ લાંબો કરે તે વખતે તેના હાથની સામે જે છોકરો ઊભો હોય, તેણે તે આંધળાની આગળ



ખેલ નં. ૩૪ ચિત્ર નં. ૨૧૮

આવીને ઊભા રહેવું જોઇએ. આ આંધળો તેને પોતાના હાથથી બધી રીતે ચિત્ર નં ૨૧૮ પ્રમાણે ફંફોળીને તપાસે. જો તે તપાસણીમાં તે તેને બરાબર ઓળખી કાઢે, તો તેના ઉપરનો દાવ જાય, અને જે છોકરો ઓળખાયો તેના ઉપર દાવ આવે. કોઇ વખત આંધળાએ લાંબા કરેલા હાથની દિશામાં કોઈ છોકરો ન હોય અને જગા ખાલી હોય, તો ફરી બધા રમનારાને વર્તુલાકાર ફેરવવા અને ફરી ઊભા રાખવા. આંધળો છોકરો એક બે વખત પ્રયત્ન કરતા કદાચ તે કોઇને ન ઓળખી શકે, તો તેની આંખો ખુલ્લી કરવી અને તે જેનું નામ આપે તેના પર દાવ આવે.

આ ખેલ થોડો ફેરફાર કરીને પણ રમી શકાય છે. જે છોકરો આંધળાના હાથની દિશા તરફ આવે, તે પોતાની જગા ન છોડતાં કંઇ અવાજ કરે. અગર કંઇ વાક્ય બોલે, તેના તે બોલવા ઉપરથી અગર અવાજ ઉપરથી જો તેને તે બરાબર ઓળખી કાઢે, તો આંધળા ઉપરથી તે દાવ જાય, અને ઓળખાનાર ઉપર આવે. પછી તેની પણ આંખો બાંધીને તેના પાસેથી ઉપર બતાવેલી રીતે દાવ લેવો.

આપણા તરફની આંધળી ખિસકોલી કરતાં આ ખેલમાં વિશેષ ગમ્મત આવે છે અને સ્પર્શથી તથા શ્રવણથી માણસને ઓળખવાની ટેવ કેળવાય છે. આ ખેલ આઠ વર્ષની અંદરના છોકરાને રમવા જેવો સહેલો, મનોરંજક અને લાભકારક છે.

## હાથ ભેરવવો.

**હાથ ભેરવવો**-(ખેલ નં. ૩૫)—આ ખેલ ખૂબ ગમ્મત આવે એવો છે. એની કલ્પના 'મ્યુઝિકલ ચેર' જેવી જ છે. પ્રથમ રમનારા છોકરાના બે ભાગ સરખા પાડવા, અને પછી તે પૈકી એક ટોળીના બધા છોકરાઓએ એકની પાછળ એક એમ આશરે દોઢ દોઢ હાથનું અંતર રાખીને ઊભા રહેવું. બધાનાં મોઢાં એક જ દિશામાં રાખવા અને ઊભા રહેલા છોકરાએ પોતાના હાથ કમર ઉપર રાખવા. એ હાથની વચમાં બીજા કોઇપણનો હાથ સહજ આવી શકે

એટલી ખાલી જગા રાખવી. પહેલો છોકરો જો જમણો હાથ કમર ઉપર રાખે, તો બીજો તેનાથી ઊલટો એટલે ડાબો હાથ રાખે. ત્રીજો પણ જમણો અને ચોથો ડાબો હાથ રાખે. એ પ્રમાણે આખી ટોળી હાથ રાખે. એટલે જ્યારે નંબર બોલાય ત્યારે ૧-૩-૫-૭ એવા એકી નંબરના જમણા હાથ કમર ઉપર હોય, અને ૨-૪-૬ એવા બેકી નંબરના ડાબા હાથ કમર ઉપર હોય. આ રીતની તૈયારી થયા પછી શિક્ષકે છોકરાઓને સૂચના આપવી કે—'હું જ્યારે સિસોટી વગાડું ત્યારે બીજી ટોળીના છોકરાઓએ આ કમર ઉપર હાથ રાખેલી ટોળીની આસપાસ દોડતા ફરવું. કોઇ પણ છોકરાએ તે છોકરાઓની વચમાંથી નીકળવું નહીં. જે વખતે હું બીજી સિસોટી વગાડું, તે વખતે આ બીજી ટોળીના દોડનારા છોકરાએ પાછળ ન હઠતાં પોતાના હાથની પાસે અગર આગળ જે છોકરો પોતાના જમણા હાથ તરફ કમર ઉપર હાથ રાખીને ઊભો હોય તેના હાથમાં પોતાના હાથ ભરાવીને ઊભા રહેવું.'

પહેલી વખતે છોકરાઓની સંખ્યા સરખી હોવાથી કમર ઉપર હાથ રાખનારા દરેક છોકરાના હાથમાં દોડનારી ટોળીના છોકરાના હાથ ભેરવાઇ જશે. પછી શિક્ષક ફરી સિસોટી વગાડે અને દોડનારા છોકરાઓ ફરી દોડવા લાગે. તે વખતે શિક્ષકે કમર ઉપર હાથ રાખેલા છોકરામાંથી એકને કમી કરવો. પછી થોડો વખત દોડનારને દોડવા દઇ એકદમ સિસોટી વગાડવી. આ વખતે પણ પહેલાંની પેઠે બધા છોકરાઓ પોતાના હાથ ભેરવશે (ચિત્ર નં. ૨૧૯). પણ આ વખતે ઊભા રહેલા છોકરાઓની સંખ્યા એક ઓછી હોવાથી એક છોકરાને હાથ ભેરવવાની સવડ મળશે નહી. એટલે તે એકને બાદ થયેલો ગણી તેને બાજુએ બેસાડવો. ફરી ઊભા રાખેલા છોકરામાંથી એકને કમી કરી દોડવાની સિસોટી વગાડવી. આ વખતે પણ એક છોકરો હાથ ભેરવ્યા વગરનો રહેશે. તેને પણ પહેલાંની પેઠે બાદ થયેલો ગણવો. ફરી એકને કમી કરી દોડાવવા. આ રીતે એક એક કમી થતાં થતાં ખેલમાં બહુ ગમ્મત જામતી જાય છે. આખર ઊભા રહેલામાં એક જ રહે છે અને દોડનારામાં બે રહે છે. આ છેલ્લો છોકરો પોતાનો હાથ જમણો અગર ડાબો ગમે તે એક કમર ઉપર રાખી શકે. પણ શિક્ષકની સિસોટી થાય તે



ખેલ નં. ૩૫ ચિત્ર નં. ૨૧૯

વખતે કોઇ પણ એક હાથ કમર ઉપર જોઇએ જ. દોડનારા બે પૈકી જે સ્ફૂર્તિ અને અવસાન બંને એકીસાથે સંભાળી શકે, અને હાથ ભેરવી શકે, તે જીત્યો એમ ગણાય. જે પક્ષ એક વખત દોડનારો થાય, તે બીજી વખતે કમર ઉપર હાથ રાખીને ઊભો રહેનારો થાય. એ રીતે ફરી રમત પહેલાંની પેઠે રમવી.

આ ખેલમાં બાળકોને બહુ જ ગમ્મત આવે છે, એટલું જ નહીં પણ અત્યંત સાવધાનતા રાખીને હાથ ભેરવવા માટે ખૂબ ઝડપથી દોડવું પડે છે. દોડવાની તેમજ જરૂર પડે તે વખતે અટકવાની પણ આ ખેલમાં સારી ટેવ પડે છે. એકંદરે આ રમત બાળકોને મનગમતી છે એવો અનુભવ છે.

# ખેંચાખેંચી.

**ખેંચાખેંચી**—(કેચ એન્ડ પુલ, ટગ ઑફ વૉર)—(ખેલ નં. ૩૬)—આ ખેલ અતિશય ગમ્મતનો અને તોફાનનો છે. તે રમવામાં મજબૂત હાથ પગ જોઇએ; બીજા કશાની જરૂર નથી. ત્રીશ ફૂટ પહોળું અને ૨૦ ફૂટ લાંબું એવું સ્વચ્છ પટાંગણ આમાં જોઇએ. રમવાની જગા પાણી વગેરે નાખીને જરા સુંવાળી બનાવવી. પછી ઠરેલી રીતે બે પક્ષ તૈયાર કરવા. પટાંગણમાં બરાબર મધ્ય ભાગે એક સ્પષ્ટ રેષા દોરવી. એક પક્ષે એ રેષાની આ બાજુએ અને બીજાએ એ રેષાની બીજી બાજુએ તૈયાર થઇ ઉભા રહેવું.

શિક્ષક સિસોટી વગાડે કે બંને પક્ષે એ મધ્ય રેષાની નજીક આવવું, અને એક પક્ષના છોકરાઓએ બીજા પક્ષના છોકરાઓના હાથ કે પગ પકડીને તેને ખૂબ ખેંચીને પોતાની હદમાં લાવવા ચિત્ર નં. ૨૨૦ પ્રમાણે પ્રયત્ન કરવો. એમ કરતાં જો કોઇના પણ બંને પગ મધ્ય રેષાની બીજી તરફ જાય, તો તે આ હદમાંથી ગયો ગણાય.

બીજા પક્ષનો છોકરો મધ્યરેષાની હદ વટાવીને આ તરફ આવ્યો કે પછી તે આ પક્ષનો ગણાય. અને પછી તે આ પક્ષના તરીકે સામાપક્ષના છોકરાના હાથપગ પકડીને ખેંચે,



ખેલ નં. ૩૬ ચિત્ર નં. ૨૨૦

તેમ જ આ તરફનો પણ સામાની હદમાં જતાં તે પણ તે પક્ષનો બની ખેંચી શકે આ રીતે આશરે બે મિનિટ રમત ચાલે, તેટલામાં બાળકો સાહજિક થાકી જાય છે. કેમ કે કોઇ છોકરાને સામાપક્ષવાળો ખેંચે, ત્યારે બીજા છોકરા પણ તેને ત્યાં જવા ન દેવા તેને પોતાની તરફ ખેંચી રાખે છે. આવા પ્રસંગે તે છોકરો 'ટગ ઓફ વોર' ના દોરડાની પેઠે ખેંચાયા કરે છે એ વખતે શિક્ષકે ઘણી કાળજીપૂર્વક સંભાળ રાખવી જોઇએ. છોકરાને હદ કરતાં વધારે ખેંચ પડતી હોય, તો તેને તાબડતોબ છોડાવવા સિસોટી કરવી જોઇએ. આ રીતે બે અઢી મિનિટ ખેન ચાલવા દીધ પછી શિક્ષકે તે સિસોટી વગાડી બંધ પાડવો. જે પક્ષે વધારે છોકરાને ખેંચી લીધા હોય, તે પક્ષ જીત્યો ગણાય.

આ ખેલમાં છોકરાઓને બહુ ગમ્મત પડે છે. તેના હાથપગ મજબૂત થાય છે. પવિત્રા (પેંતરો) મજબૂત થાય છે. અને એક પ્રકારનું હલ્લો લઇ જવાનુ અથવા પ્રતિકાર કરવાનુ શિક્ષણ મળે છે. આમાં વ્યાયામ પણ ઘણો થાય છે.

# મોટરની શરત.

**મોટરની શરત**—(ઓટોમોબાઇલ રેસ) -(ખેલ નં. ૩૭)—આ ખેલમાં આશરે ૨૦ છોકરાઓ જોઇએ. તેનાથી ઓછા હોય તો ચાલે, પણ વધારે માત્ર ન જોઇએ. તેના દસ દસના બે ભાગ પાડવા અને તે બંને ભાગ એક એકના સામે મોઢાં રાખીને બે ટોળીમાં આશરે ૨૫ વારનું અંતર રાખીને સામસામે ઊભા રહે. બન્ને પક્ષ આ પ્રમાણે વ્યવસ્થિત ઊભા રહે, એટલે શિક્ષકે ખેલની સમજૂત આપવી. સિસોટી થાય કે બંને પક્ષના પહેલા છોકરાએ ચિત્ર નં. ૨૨૧ પ્રમાણે સામે સીધી લીટીમાં દોડી જવું, અને બીજા પક્ષને પ્રદક્ષિણા કરીને પોતપોતાના પક્ષની પાછળથી ચાલીને પોતાની જગા ઉપર ઊભા રહેવું. પહેલો છોકરો પોતાની દોડ પૂરી કરીને જગા ઉપર આવી જાય કે બીજાએ તરત જ દોડવું, અને પહેલાની પેઠે જ પોતાની જગા ઉપર આવી જવું. આ રીતે બન્ને પક્ષના દસે છોકરાઓએ એક પછી એક દોડવું. માત્ર



ખેલ નં. ૩૭ ચિત્ર નં. ૨૨૧

આટલી વાત બધાએ લક્ષમાં રાખવાની કે સામે ઊભેલી હારને દરેક દોડનારે પોતાના ડાબા હાથ તરફ રાખીને દોડવું, અને કોઇ પણ કારણે હાર તોડીને કે હારની વચમાં થઇને દોડવું નહીં.

આ શરતમાં અતિશય વેગથી દોડવું પડે છે. જો એક પક્ષના દોડનાર છોકરાને બીજા પક્ષનો દોડનાર છોકરો પકડે, તો પકડનાર છોકરાનો પક્ષ છત્યો ગણાય. પરંતુ ઘણી વખત બંને પક્ષના છોકરા સમાન બળવાળા હોય તો તેમ બનતું નથી. તેવે વખતે જે પક્ષનો છેવટનો છોકરો પ્રદક્ષિણા પૂરી કરીને પહેલ વહેલો પોતાની જગાએ આવી જાય તે પક્ષ છત્યો ગણાય. એક વખત ડાબી તરફની દોડ બધાની પૂરી થઇ કે બીજી વખત છેવટના છોકરાથી શરૂઆત કરવી. એટલે તે વખતે તેને સામેની હારને પોતાના જમણા હાથ તરફ રાખીને દોડવું પડશે. એક પક્ષના દોડનારા છોકરા જો પક્કા હોય, અને બીજા પક્ષનો છોકરો તેના હાથે પકડાઇ જાય તેવો સંભવ હોય, તો શરત બહુ જોવા જેવી થઇ પડે છે. આગળ દોડનાર છોકરો પોતાની જગાએ આવી જતાં જ ત્યાંથી નવીન તાજો અને થાક-દમ વગરનો છોકરો દોડવા નીકળે છે, તેથી ઘણી વખત છેક કબજામાં આવી ગયેલો શિકાર હાથમાંથી છટકી જાય છે.

આ ખેલમાં બહુ ઝડપથી દોડવું પડે છે. અને તે પણ ઈર્ષા-ચીડથી દોડવું પડે છે. એટલે આપોઆપ દોડવાની ગતિ પણ વધી જાય છે. છોકરાઓ થાકે ત્યાં સુધી રમત ચાલવા દેવી.

# ચિનાઇ ભીંત.

**ચિનાઇ ભીંત**—(ચાઇનિઝ વોલ)—(ખેલ નં. ૩૮)—આશરે પંદર ફૂટની વચ્ચે જગા રાખીને જમીન ઉપર બે સ્પષ્ટ રેષા દોરવી, અને તેનાથી અગાડી દસ દસ ફૂટનુ અંતર રાખીને બને બાજુએ સામસામા ખેલનારા છોકરાઓની બે ટોળી ઊભી રાખવી. જે છોકરા ઉપર (રાજ્ય) દાવ આવે, તે છોકરાએ ૧૫ ફૂટની વચલી જગાના મધ્ય ભાગે ઊભા રહેવું

આ પંદર ફૂટની મર્યાદા તે જ ચિનાઇ ભીંત. તેની વચમાં ઊભા રહેલા છોકરાનું કામ આ ભીંત ઉપર પહેરો રાખવાનું. શિક્ષકની સિસોટી વાગતાં બને પક્ષના છોકરાઓએ એકી વખતે દોડીને આ ભીંતની પેલી તરફ જવું જોઇએ. છોકરાઓ એ હદમાંથી દોડીને જતા હોય તે વખતે વચ્ચે ઊભેલો પહેરેગીર તેમાંના એકને અગર એક જ વખતે તેનાથી પકડી રખાય તેટલાને પકડે છે (ચિત્ર નં. ૨૨૨). બીજી સિસોટી થતાં સુધીમાં જો આ પકડાયેલા છોકરા છૂટી ન શકે તો તે



ખેલ નં. ૩૮ ચિત્ર નં. ૨૨૨

પહેરેગીરના કેદી બને છે. અને પછી ફરી-સિસોટી થતાં, પહેલાંની પેઠે છોકરાઓ સામેથી દોડતા તેની હદમાં આવે તે વખતે, એ પહેરેગીર તથા તેના કેદી મળીને તે આવનારાઓને પકડે છે. આમ થતાં દોડનારા બાળકોની સંખ્યા ક્રમે ક્રમે ઓછી થતી જાય છે, અને ચિનાઇ ભીંત ઉપરના બાળકોની સંખ્યા વધતી ચાલે છે. પછી ખેલ બહુ જ જામે છે; અને તુમુલ યુદ્ધ શરૂ થાય છે. આમ થતાં થતાં જે છોકરો કોઇના પણ હાથમાં આવતો નથી અને છેવટે એકલો જ રહે છે તે જીત્યો ગણાય છે.

આ ખેલમાં અતિશય સાવધપણું, ચાલાકી અને ભુલાવામાં નાખવાની સારી આવડત તથા ખેંચતાણ કરવાનું પુષ્કળ બળ જોઇએ. ખેલ એક વખત બરાબર આવડયો કે તેમાં આપણા હુતુતુ, લંગડી કે ખોખો જેટલી મજા પડે છે, અને ખૂબ વ્યાયામ મળે છે.

## ઘાણો.

**ઘાણો**–(રોલિંગ રોડ)–(ખેલ નં. ૩૯)— સારા મજબૂત બાર તેર છોકરા અને એક નાનો પણ ચપળ છોકરો હોય તો આ ખેલમાં ખૂબ ગમ્મત આવે છે. એ બાર તેર છોકરાએ વર્તુલાકાર બેસવું, અને પોતાના પગ લંબાવી એક નાનો છોકરો ઊભો રહી શકે તેવું એ પગોનું જ વર્તુલ બનાવવું અને તેમાં એ નાના છોકરાને ઊભો રાખવો. એ છોકરાએ બરાબર ટટ્ટાર ઊભા રહી કમરને જરા પણ ન વળવા દઇ પાછળ સહેજ નમવું. બેઠેલા છોકરાઓએ પોતાના હાથ ઊભા કરીને તેને ઉપર ને ઉપર ઝીલવો, અને બાજુના છોકરા તરફ લાગલોજ ઠેલવો (ચિત્ર નં. ૨૨૩). આવી ઠેલાઠેલ એકસરખી ચાલુ રાખવી. વચના છોકરાએ ફકત પોતાના પગ સતત ચલાવવા, એટલે બસ.

આ રીતે જેટલા વિશેષ વેગથી બેઠેલા છોકરાઓ એ વચના છોકરાઓને ઠેલશે, તેટલો ખેલ વિશેષ પ્રેક્ષણીય અને આકર્ષક થશે. પછી એવું કરવું કે તે છોકરાને બાજુ તરફ ન ઠેલતાં તદ્દન બરાબર સામે ઠેલવો, અને તે સામાવાળાએ પણ તેને તેવો જ ઝીલીને જરા તિરકસ ઠેલવો. આ ઠેલંઠેલા બહુ મજેદાર લાગશે. આખરે તે છોકરાને તે બેઠેલા છોકરાઓએ પોતાના લાંબા કરેલા હાથ ઉપર જ આમથી તેમ ગગડાવવો. આમ થવા માટે એ વચલા છોકરાની સારી તૈયારી જોઇએ અને હાથ લાંબા રાખેલા છોકરાઓએ પણ પૂરી રીતે સાવધ રહેવું જોઇએ. પરંતુ તે વખતે આ ખેલની આકર્ષકતા ઉત્કટતાએ પહોંચે છે; અને પ્રેક્ષકો તદ્દન મુગ્ધ થઈ જાય છે. આ ખેલમાં જેમ વ્યાયામ ઘણો થાય છે તેમ સાવધાનતા પણ ઘણી



ખેલ નં. ૩૯ ચિત્ર નં. ૨૨૩

ફેંકાય છે. બાર પૈકી એકેજણનું જ જો દુર્લક્ષ થઇ જાય, તો કામ પતી જ જાય. એ ઘાયુનો થાંભલો તત્કાળ જ જમીન ઉપર આવી પડે અને કદાચ તેને સારી રીતે લાગે પણ ખરું.

# પાવડી.

પાવડી-(સ્ટિલ્ટિંગ)-(ખેલ નં. ૪૦)—બે સાદા વાંસ આશરે ચારથી દસ ફૂટ ઊંચા લેવા. તેને પગ મૂકી શકાય તેવી પાવડીઓ-લાકડાનાં નાનાં પાટિયાં-આશરે ત્રણથી પાંચ ફૂટની ઊંચાઇએ વાપરનારની સવડ પ્રમાણે ખીલાથી સુતાર પાસે જડાવવી. એટલે આ અતિશય ગમ્મતના ખેલનું નિરુપદ્રવી અને આશ્ચર્યકારક એવું સાધન અલ્પાયાસે અને અલ્પ ખર્ચમાં તૈયાર થશે. સારા મજબૂત વાંસ લેવામાં તથા તેને પાવડીઓ જડાવવામાં આશરે ચાર પાંચ આનાથી વધારે ખર્ચ થશે નહીં.

આ પાવડીઓ ઉપર તોલ જાળવીને બરાબર ચાલતાં આવડવું એ દેખવામાં જેટલું સહેલું અને મજાનું લાગે છે, તેટલું તે શરૂઆત કરનારને માટે સહેલું નથી. સાયકલ ઉપર બેસતાં શીખવું જેટલું કઠણ પડે છે, તેટલું જ આ પાવડી-ઉપર ચાલવું પણ કઠણ પડે છે. પણ એક વખત બરાબર તોલ જાળવતાં આવડયું કે પછી તે છોકરાઓને માણુસો ઠીંગણાં લાગવા માંડે છે અને આકાશ પાસે આવી ગયું લાગે છે.

પાવડીઓ ઉપર ચાલતાં આવડવા માટે શરૂઆતમાં આશરે દોઢ બે ફૂટ ઊંચાઇએ પાવડીઓ જડાવવી, અને તેટલા ઉપર ચાલવા પ્રયત્ન કરવો. એટલે તોલ ન જળવાતાં પડી જવાય તો બહુ વાગે નહીં અને થાક પણ થોડો લાગે. એક વખત આ થોડી ઊંચાઇની પાવડીઓ ઉપર સંભાળીને ચાલતાં આવડયું, એટલે હળવે હળવે વિશેષ ઊંચાઇની પાવડીઓ ઉપર પણ ચાલતાં અઘરું પડશે નહીં.

એક વખત બરાબર અને પડયા વગર ચાલતાં આવડયું, કે પછી છોકરાઓ પાવડીઓ ઉપર એટલા રમશે કે તેને ચાલવા માટેનું મેદાન પણ પૂરતું થશે નહીં. ઘરની ગલ્લીઓમાં, અને મોટી મોટી સડકો ઉપર પણ તે ઇતર વાહનોની પેઠે ચાલી જશે; અને હજારો લોકોનું લક્ષ પોતે ખેંચે છે તથા તે બધાના કરતાં પોતે ઘણે ઊંચે ચાલે છે એવી ભાવના થતાં તેનું મન પ્રફુલ્લિત અને આનંદી થશે.

આ ખેલ છેક સાધારણ બાળકોને પણ થોડા અભ્યાસ પછી આવડી જશે. એક મહોલ્લાના અગર ક્રીડામંડળના પંદર વીશ છોકરાઓને પાવડી ઉપર બરાબર ચાલતાં અને ચિત્ર નં. ૨૨૪ પ્રમાણે તોલ જાળવતાં આવડયું, એટલે એ બધાની એક સાથેની કવાયત ઘણી



ખેલ નં. ૪૦ પાવડીઓ ઉપર ઊભા રહેવું. ચિત્ર નં. ૨૨૪



ખેલ નં. ૪૧ પાવડીઓની ચાલ. ચિત્ર નં. ૨૨૫

જ સુંદર અને મનોહર થશે. બધા ચાલનારાઓ એક હારમાં ચાલી શકે (ચિત્ર નં. ૨૨૫), માર્ચ ટાઇમ કરી શકે, પાછળ ફરી શકે, અને ફાવે તે તરફ વળી શકે. બધામાં કોણ આગળ આવે છે તેની શરત પણ ચિત્ર નં. ૨૨૬ પ્રમાણે થઇ શકે. બધાને એક હારમાં ઊભા કરીને એક, બે, ત્રણ, બોલતાં ત્રણ કહેતાંની સાથે જ બધા એક સાથે વાંસ ઉપરથી ઊતરી પડે



ખેલ નં. ૪૨ પાવડીઓની શરત. ચિત્ર નં. ૨૨૬



ખેન ન. ૪૩ પાવડીઓ ઉપરથી કૂદકો મારવો ચિત્ર નં. ૨૨૭

(ચિત્ર નંબર ૨૨૭), એ દેખાવ પણ ઘણુ મજાનો લાગે

પછી વધારે કેળવાયેલા છોકરાઓ હોય તે પાવડીઓ ઊંચી કરીને (ચિત્ર ન. ૨૨૮ પ્રમાણે) ચાલી શકે, અને દોડી પણ શકે. બે વાસ પૈકી એક વાંસ હાથમાંથી છોડી દઈને કેવળ એક જ વાસ ઉપર રહી શકે અને કૂદી શકે (ચિત્ર નં. ૨૨૮) ચાર પાચ છોકરાઓ પોતાના વાસ ॥ પગ પસારીને સુદર દરવાજો કરીને ઊભા રહી શકે, અને એ દરવાજામાથી



ખેલ ન. ૪૪ ૧ ઊંચી પાવડી ઉપર ચાલવું. ચિત્ર નં. ૨૨૮
૨ એક પાવડી ઉપર ચાલવું.



ખેલ નં. ૪૫ પાવડીઓ વચ્ચેથી સાઇકલ લેવી. ચિત્ર નં. ૨૨૯

બીજા છોકરાઓ સાઇકલ લઇને ચિત્ર નં. ૨૨૯ પ્રમાણે જઇ શકે, કે નાના વાંસ ઉપર આવી પાવડીઓ લગાડીને પણ જઇ શકે. (ચિત્ર નં. ૨૩૦).

વળી છેવટે આ વાંસધારીઓનું યુદ્ધ પણ ઘણું પ્રેક્ષણીય અને તુમુલ થઇ શકે. બંને જોડીદાર વાંસ ઉપર રહીને તથા પોતાનો તોલ સંભાળીને એકમેકને નીચે પાડવા માટે પરા-



ખેલ નં. ૪૬ પાવડીઓ વચ્ચેથી પાવડી ઉપર ચાલીને જવું. ચિત્ર નં. ૨૩૦



ખેલ નં. ૪૭ પાવડીઓ ઉપરની ધક્કાધક્કી. ચિત્ર નં. ૨૩૧

કાશના પ્રયત્નો કરી શકે. (ચિત્ર નં. ૨૩૧). એ વખતે પોતે ન પડતાં બીજાને પાડવા માટે પુષ્કળ ચાલાકી વાપરવી પડે, અને તોલ સંભાળી રાખવામાં અતિશય સાવધાન રહેવું પડે. આ પાવડીઓથી છોકરાઓ એટલા કેળવાઇ જાય છે કે ઘેર, બહાર, બજારમાં કે શાળામાં જતી વખતે જેમ ખુશીથી સાઇકલ વાપરે છે, તેમ જ તેઓ આ પાવડીઓ પણ વાપરી શકે છે. આ ખેલમાં વ્યાયામનો વ્યાયામ થાય છે અને લોકોને સારી રીતે ચકિત કરવાનું મળે છે, તથા ખૂબ ગમ્મત થાય છે અને સાથે સાથે પ્રતિષ્ઠા પણ મળે છે. માટે બાળકો આ ખેલ પોતાની ખુશીથી રમે છે.

# ચોર અને સિપાઈ.

—: લેખક :—



રા. લ. ના. સઝે, વડોદરા.

ચોર અને સિપાઇ-(ખેલ નં. ૪૮)—શાળાના મોટા ઓરડામાં અગર મેદાનમાં આ રમત રમાય છે. હંમેશની રીત પ્રમાણે એક છોકરા ઉપર (રાજ્ય) દાવ ઠરાવીને તેને ચોર બનાવવો, અને બીજા એક છોકરાને સિપાઇ બનાવવો. બાકીના છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં ચાર કે વધારે હાર કરવી (ચિત્ર નં. ૨૩૨). ખભાની સપાટીમાં બંને હાથ લાંબા કરાવી એકમેકની આંગળીઓ એકમેકને અડે એટલા અંતરે છોકરાઓને ઊભા રાખવા. દરેક છોકરાએ બંને પગની પાનીઓ મેળવવી અને પંજા વચ્ચે ૪૫ અંશનો ખૂણો રાખવો. શિક્ષકની સિસોટી થતાં બધાએ હાથ લાંબા કરીને ચિત્ર નં. ૨૩૨ માં બતાવ્યા પ્રમાણે ઊભા રહેવું. ફરી સિસોટી થતાં બધાએ હાથ નીચા કરી ચિત્ર નં. ૨૩૩ પ્રમાણે જમણી બાજુએ ફરી હાથ લાંબા કરવા. ફરી સિસોટી થતાં હાથ નીચા કરી જમણા થવું અને હાથ લાંબા કરી



ખેલ નં. ૪૮ ચિત્ર નં. ૨૩૨

ઊભા રહેવું. આ રીતે જમણી બાજુ ફરવાની સારી ટેવ પડી કે સિસોટીનો અવાજ થતાંની સાથે ડાબી બાજુ ફરવાની પણ તે જ પ્રમાણે ટેવ પાડવી. એ રીતે સિસોટીના અવાજની સાથે જમણા કે ડાબા ફરવાની બરાબર ટેવ પડયા પછી રમતની શરૂઆત કરવી.

પાછલી બે હાર વચ્ચેની જગામાં ચોરને ઊભો રાખવો; અને આગલી બે હારની વચ્ચે



ખેલ નં. ૪૮ ચિત્ર નં. ૨૩૩

સિપાઈને ઊભો કરવો. એટલે એ બંને વચ્ચે થોડું અંતર રહેશે. છોકરાઓની આ હારોની વચ્ચે રહેતી જગા (ગલી) માંથી દોડીને સિપાઈએ ચોરને પકડવાનો છે. ચોર કે સિપાઈ કોઈએ છોકરાઓના હાથ નીચેથી નીકળવાનું નથી. સિસોટી થતાં બંને દોડવા માંડે, અને ફરી સિસોટી થતાં પહેલેથી ઠરાવી મૂકયુ હોય તે પ્રમાણે બધા ડાબા કે જમણા થઈ જાય. આ પ્રમાણે થવાથી ચોર અને સિપાઈ વચ્ચેનું અંતર તથા તેનો દોડવાનો રસ્તો એકદમ બદલાઈ જશે. ચોરની પાસે સિપાઈ આવી ગયો હશે તો તે હવે લાંબે જશે, અને લાંબે હશે તો પાસે થઈ જશે. એ રીતે ફરી ફરીને સિસોટી વગાડતાં બાળકોનાં મોઢાં દિશાફેર થતાં જશે અને ખેલમાં મજા આવતી જશે.

સિપાઈ ચોરને પકડે એટલે ચોર સિપાઈ થાય અને સિપાઈ ચોર બને. અને ફરી ખેલ શરૂ થાય. એ છોકરાઓ થાકી જાય તો શિક્ષકે તેને હારમાં ઊભા કરી, હારમાંથી બીજા છોકરાઓને તેની જગાએ ગોઠવી આપવા. એ રીતે બધા છોકરાઓને ચોર તથા સિપાઈ થવાનો વારો આપવો, એટલે બધાને સરખી કસરત મળશે. સિપાઈના હાથમાં ચોરને આપવાનો આધાર સર્વાંશે સિસોટી વગાડનારની કુશળતા ઉપર છે.

આ રમતની બહારની હદ ઠરાવવી. નહીં તો ચોરને પકડતાં સિપાઈ અને ચોર પણ બાળકોની હારો છોડી દઈને લાંબે લાંબે જવાનો સંભવ છે.

# ચોરંગી બેઠી ખોખો.

**ચોરંગી બેઠી ખોખો**-(ખેલ નં. ૪૯)— આ ખેલ શાળાના મોટા ઓરડામાં અગર મેદાનમાં રમાય છે. શિક્ષકે બે છોકરાઓને બાજુએ કાઢીને બાકીનાઓને પોતાની સામે એક હારમાં ઊભા કરવા. પછી કવાયતની રીત પ્રમાણે છોકરાઓ પાસે નંબર બોલાવવા, અને એકી નંબરવાળા છોકરાઓને બે ડગલાં આગળ આવવા જણાવવું, એટલે એકંદર છોકરાઓની બે હાર થશે. ફરી એ બંને હારના નંબર બોલાવવા, અને આગલી હારના એકી નંબરને બે ડગલાં આગળ અને પાછલી હારના બેકી નંબરને બે ડગલાં પાછળ જવા હુકમ આપવો. આ રીતે ચાર હાર થયા પછી ખેલની શરૂઆત કરવી. બધા છોકરાઓને ચિત્ર નં. ૨૩૪ પ્રમાણે બેસવા જણાવવું. બાજુએ કાઢેલા બે છોકરા પૈકી એકને દાવ (રાજ્ય) આપવો, અને બીજાને દોડનાર–નાસી જનાર બનાવવો. નાસી જનાર છોકરો જે હારમાંથી અથવા જે બાજુએ જાય, તે જ હારમાંથી અને તે જ બાજુએ પકડનારે (દાવવાળાએ) તેની પાછળ પાછળ જવાનું. નાસી જનાર છોકરો થાકી જાય, તો તેણે બેઠેલા છોકરા પૈકી કોઈપણ એકને પાછલી બાજુથી ખો આપવી. ખો મળતાં જ તેણે નાસવા માંડવું અને ખો આપનારે તેની જગાએ બેસી જવું. એ ખોવાળો છોકરો જે બાજુએ જાય, તેની પાછળ પાછળ જ પકડનારે જવું. ખોવાળો જમણી બાજુએ જાય, તો પકડનારે તેની જગાએ બેઠેલા છોકરાની ડાબી બાજુએ થઈને આગળ જવું. અને તે ડાબી બાજુએ જાય તો પકડનારે બેઠેલા છોકરાની જમણી બાજુએ થઈને આગળ જવું.

પકડનાર છોકરો નાસી જનારને જો પકડે, તો પકડનાર ઉપર દાવ આવે, અને તે પોતે નાસી જનાર બને. જો તે પકડી શકે નહીં અને



ખેલ નં. ૪૯ ચિત્ર નં. ૨૩૪

થાકી ગયો છે એમ શિક્ષકને લાગે, તો તેને બેસાડી તેની જગાએ બીજાને શિક્ષકે ગોઠવી આપવો નાસી જનાર છોકરો ઉતાવળે ઉતાવળે ખો આપે, તો ખેલમાં વિશેષ રંગ આવે

# સાંકળ.

**સાંકળ**—પ્રકાર પહેલો–(ખેલ ન. ૫૦)— શાળાના મોટા ઓરડામાં કે મેદાનમાં આ રમત રમાય છે. છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં ચૂનાથી કે પાણીથી જમીન ઉપર વર્તુલ કાઢવું. હમેશની રીત પ્રમાણે એક છોકરા ઉપર (રાજ્ય) દાવ સોંપવો. દાવવાળો છોકરો એ વર્તુલના મધ્ય ભાગે ઊભો રહે, અને બાકીના બધા વર્તુલની અંદર ઊભા રહે પછી શિક્ષકે ખેલ શરૂ કરવાની સિસોટી વગાડવી સિસોટી થતા જ (દાવ) વાળા છોકરાએ બીજા છોકરાઓ પૈકી કોઈ પણ એકને પકડવા પ્રયત્ન કરવો. જે છોકરાને તે પકડે, તેણે પોતાના જમણા હાથથી પકડનારનો ડાબો હાથ પકડી રાખવો (ચિત્ર ન. ૨૩૫). પછી તે બંને છોકરાઓએ એકમેકના હાથ ન છોડતા બીજા છોકરાઓને પકડવા પ્રયત્ન કરવો



ખેલ ન. ૫૦ ચિત્ર નં. ૨૩૫

એ બંને પૈકી કોઈ પણ બીજા એક છોકરાને પકડે, એટલે પહેલો છોકરો (દાવવાળો અથવા એ જોડીમાંનો જમણા હાથનો) છૂટો થાય, અને બીજા છોકરાઓ જોડે રમવામાં ભળી જાય. નવીન પકડાયેલા છોકરાએ પોતાના જમણા હાથથી પેલાનો ડાબો હાથ પકડીને પછી એ બંનેએ બીજાઓને પકડવા પ્રયત્ન કરવો. દરેક વખતે નવીન છોકરો પકડાઇ જાય, એટલે એ પૈકીનો જમણા હાથવાળો છૂટી જાય અને ડાબા હાથવાળો એ નવીન છોકરાનો જમણો હાથ પોતાના ડાબા હાથથી પકડીને બીજાઓને પકડવા દોડે. વર્તુલની બહાર જાય તે છોકરો બાદ થાય.

સાંકળ-(પ્રકાર બીજો)-(ખેલ નં. ૫૧)—આ ખેલ શાળાના ઓરડામાં અગર મેદાનમાં રમાય છે. મેદાનમાં રમવાનું હોય તો ૨૦ ફૂટ વ્યાસનું વર્તુલ બનાવવું, અગર છોકરાઓની સંખ્યા વધારે હોય તો તેથી પણ મોટું વર્તુલ બનાવવું. વર્તુલની અંદર બધા છોકરાઓએ ઊભા રહેવું. જેના ઉપર દાવ હોય તે છોકરો વર્તુલની વચમાં ઊભો રહે. પછી શિક્ષકે ખેલ શરૂ કરવાની સિસોટી વગાડવી. સિસોટી થતાં જ દાવવાળો છોકરો બીજા છોકરા પૈકી કોઇ પણ એકને પકડે, અને પકડાયેલા છોકરાનો હાથ ચિત્ર નં. ૨૩૫ પ્રમાણે પકડી રાખે. પછી તે બંને દોડીને બીજા કોઇપણ એકને પકડે, અને તે ત્રીજાનો પણ હાથ તે બે પૈકી એક પકડી રાખે પછી તે ત્રણે પોતાના હાથ જોડાએલા રાખીને બીજા એકને વળી પકડે. એ રીતે પકડનારા વધતા જાય, અને તે બધા પછી જોડાઇ જઇ પકડનારાની એક મોટી સાંકળ બને (ચિત્ર નં. ૨૩૬). આ રીતે સાંકળ મોટી થાય, એટલે બાકી રહેલા છોકરાઓ ઊલટસૂલટ દોડી બચાવ કરે. તેમાં વર્તુલની બહાર જાય તે બાદ થઈ જાય. છેલ્લે જે છોકરો પકડાય તેના ઉપર પછી દાવ આવે અને ખેલ ફરી રમાય. ફરી રમતી વખત બાદ થયેલા પણ સામેલ થઇ જાય.

સાંકળ-(પ્રકાર ત્રીજો)-(ખેલ નં. ૫૨)—આ ખેલ બીજા પ્રકાર જેવો જ છે. આમાં દાવવાળો છોકરો પોતાનો ડાબો હાથ કમર ઉપર રાખીને પકડવા દોડે છે, અને જે પકડાય તે છોકરો પોતાનો જમણો હાથ તેના તે કમર



ખેલ નં. ૫૧ ચિત્ર નં. ૨૩૬



ખેલ નં. ૫૨ ચિત્ર નં. ૨૩૭

ઉપર રાખેલા હાથમાં ભરાવે છે (ચિત્ર નં. ૨૩૭), અને ડાગો હાથ કમર ઉપર રાખે છે. પછી તે બંને મળીને ત્રીજા જેને પકડે છે તે પણ એ રીતે બંને હાથ ગોઠવે છે અને તે ત્રણે મળીને ચોથાને પકડે છે. એ રીતે બધાની સાંકળ તૈયાર થતી જાય છે; અને રમત આગળ વધે છે.

# ત્રિરંગી ખોખો.

**ત્રિરંગી ખોખો**-(ખેલ નં. ૫૩)—શાળાના ઓરડામાં કે મેદાનમાં આ રમત રમાય છે. ચૌદ, સત્તર કે વીશ એવી બાળકોની સખ્યા લેવી કે જેથી ત્રણ ત્રણ બાળકોની જોડી થતાં બે બાળકો બાકી વધે. રમવાની જગાએ એક જ મધ્યબિંદુમાથી બે વર્તુલો જમીન ઉપર કાઢવાં. અંદરનું વર્તુલ સંખ્યાના પ્રમાણમાં વીશ ફુટ વ્યાસનું અગર તેથી મોટું રાખવુ.



ખેલ નં. ૫૩ ચિત્ર નં. ૨૩૮

અંદરના વર્તુલના પરિઘ ઉપર બે છોકરાઓ રાખીને બાકીના બધાને અંદરની બાજુએ મોઢાં કરીને ઊભા રાખવા. પછી શિક્ષકે એક, બે, ત્રણ, એમ બાળકોને ગણવા કહેવુ. બાદ શિક્ષકની સિસોટી થતાં એક અને ત્રણ નંબરવાળા એક-મેકના તરફ મોઢા કરીને ઊભા રહે, અને બે નબરવાળા બધા તે દરેક જોડીના વચ્ચે તેમના હાથની વચમા ચિત્ર નં. ૨૩૮ પ્રમાણે રહે. પરિઘ ઉપર બાકી રાખેલા બે છોકરાઓ પૈકી એક ઉપર દાવ ઠરાવવો, અને

બીજાને નાસનારો બનાવવો. શિક્ષકની સિસોટી થતાં નાસનારો નાસવા લાગે, અને દાવવાળો તેને પકડવા દોડે. એ બંનેએ બહારના વર્તુલની હદમાં જ રહેવાનું. એ હદની બહાર જાય તે બાદ થાય. પકડનાર છોકરો નજીક આવેલો જણાય તે વખતે નાસનાર છોકરાએ બે જણના હાથની વચ્ચે ઊભા રહેલા કોઇ પણ છોકરાને વર્તુલની અંદર રહીને ખો આપવી. એ રીતે ખો મળેલા છોકરાએ નીચા નમીને હાથની નીચે થઇને બહાર નીકળી જવું અને ખો આપનારે તેની જગાએ ઊભા રહેવું. પકડનાર છોકરો એ છોકરાઓના હાથ નીચેથી આવી શકતો નથી, પણ બે જોડીની વચ્ચેની જગામાંથી બહાર નીકળી નાસનાર છોકરાને પકડી શકે છે. નાસનાર છોકરો ખો આપવા માટે કોઇ પણ વચલા છોકરાને હાથ અડાડે કે પકડનાર તેને પકડી શકે નહીં. ખો મળે તેને તે બહાર નીકળ્યા પછી પકડી શકે. પકડનાર થાકી જાય તો શિક્ષકે જોડીમાં ઉભા રાખેલા છોકરા પૈકી કોઇ પણ એકને તેની જગાએ ગોઠવવો, અને તે થાકેલાને તેની જગાએ ઊભો રાખવો. બધા છોકરાઓને રમવાનું મળે તેમ શિક્ષકે લક્ષ રાખવું.

# કુતરો અને સસલો.

**કૂતરો અને સસલો**–(ખેલ નં. ૫૪)— શાળાના ઓરડામા અથવા ખુલ્લા મેદાનમાં આ રમત રમાય છે. ચિત્ર નં. ૨૩૯ પ્રમાણે છોકરાઓએ ગોળ વર્તુળમાં એકમેકના હાથ પકડીને ઊભા રહેવું. ફક્ત બે છોકરા જુદા રાખવા. તે પૈકી એકને દાવ આપવો, અને તેનુ નામ સસલો રાખવું. બીજો જે પકડનાર થાય તેનું નામ કૂતરો રાખવું. ખેલ શરૂ કરતાં પહેલાં કૂતરાને વર્તુલની અંદર અને સસલાને વર્તુલની બહાર ઊભા રાખવા. બધા છોકરાઓ ગોળાકાર ઉભા રહ્યા પછી બીજું એક મોટું વર્તુલ કાઢવું. એ બહારના વર્તુલની બહાર ન જતાં આ રમત રમવાની છે.

શિક્ષકે ખેલ શરૂ કરવાની સિસોટી વગાડવી. સિસોટી વાગતાં જ કૂતરાએ જે બાજુ સસલો હોય તે બાજુએ દોડીને છોકરાઓના હાથ



ખેલ ન. ૫૪ ચિત્ર ન. ૨૩૯

ઉપરથી કૂદકો મારીને સસલાને પકડવાનો પ્રયત્ન કરવો. સસલાએ કૂતરાના હાથમાં ન સપડાવા દોડવું, અને જરૂર પ્રમાણે છોકરાઓના હાથ નીચેથી બહાર આવવું તથા અંદર જવું. આ ખેલમાં કૂતરાને હાથ ઉપર થઈને અંદર કે બહાર જવાનું છે, અને સસલાને હાથ નીચે થઈને અંદર કે બહાર જવાનું છે. સસલો પકડાઈ જાય, તો તેને કૂતરો બનાવવો; અને કૂતરાને સસલો બનાવવો. એ બંને થાકી જાય, તો તેને વર્તુલમાં રાખવા, અને ઊભા રહેલા પૈકી બીજા બેને કૂતરા તથા સસલાનો વારો આપવો. આ રીતે બધા છોકરાઓને રમવાનો વારો આપવો.

**કૂતરો અને સસલો**—(પ્રકાર બીજો)—(ખેલ નં. ૫૫)—ઉપરના ખેલમાં કૂતરાએ હાથ ઉપરથી કૂદીને અંદર કે બહાર જવાનું છે, અને સસલાએ હાથ નીચેથી અંદર કે બહાર જવાનું છે. તે બરાબર આવડી જાય એટલે વર્તુલ કરીને ઊભા રહેલા છોકરાઓએ હળવે હળવે જમણી કે ડાબી બાજુએ સરકતા જવું; અને કૂતરાએ અંદર જતાં હાથ નીચેથી પણ બહાર આવતાં હાથ ઉપર થઈને બહાર આવવું. સસલાએ માત્ર હાથ નીચેથી જ અંદર કે બહાર જવું. આ રીતે રમત રમવાથી ખેલમાં વિશેષ રંગ આવે છે.

## વર્તુલમાંનું રીંછ.

**વર્તુલમાંનું રીંછ**—(વર્તુલમાંનો પાડો)—(ખેલ નં. ૫૬)—શાળાના મોટા ઓરડામાં અગર મેદાનમાં આ રમત રમાય છે. એક છોકરા ઉપર દાવ ઠરાવીને બાકીના છોકરાઓ એકમેકના હાથ પકડીને વર્તુલાકાર ઊભા રહે. દાવવાળો છોકરો મધ્યમાં ઊભો રહે. શિક્ષકે છોકરાઓથી ૨૫ ફૂટ છેટે ઊભા રહેવું. ખેલ શરૂ કરવાની સિસોટી થતાં જ વચમાં ઊભેલા દાવવાળા છોકરાએ વર્તુલમાં ઊભા રહેલા છોકરાઓના હાથ નીચેથી કે ઉપરથી પણ બહાર નીકળવા પ્રયત્ન કરવો. વર્તુલમાં ઊભેલા છોકરાઓએ જરૂર જણાય તો એકમેકની નજીક આવી જઈને પણ અંદરના છોકરા (રીંછ) ને બહાર નીકળવા દેવો નહીં. તેમ છતાં દાવવાળો છોકરો જો બહાર નીકળે તો તે શિક્ષકને અડવા જાય, તે વખતે ઊભા રહેલા બધા છોકરાઓ હાથ છોડી દઈને તેને પકડવા દોડે. પકડાતાં પહેલાં જો તે શિક્ષકને અડી જાય, તો તેના ઉપરનો દાવ જાય. અને જો શિક્ષકને અડતાં પહેલાં તે પકડાઈ જાય, તો તેના ઉપરનો દાવ કાયમ રહે; અને તે ફરી વર્તુલની વચમાં દાખલ થઈ જાય. ફરી રમત રમાય અને એ રીતે જ જો તે છૂટી શકે, તો તેના ઉપરથી દાવ જાય. પછી બીજાના ઉપર દાવ આપી ફરી ખેલ શરૂ થાય.

## નાક પકડવું.

**નાક પકડવું**—(ખેલ નં. ૫૭)—શાળાના મોટા ઓરડામાં કે મેદાનમાં આ રમત રમાય છે. એક છોકરા ઉપર દાવ ઠરાવવો અને બાકીના છોકરાઓએ ચિત્ર નં. ૨૪૦ પ્રમાણે જમણો પગ ઊંચો રાખીને અને તેની નીચેથી જમણો હાથ લઈને તથા તેના વડે નાક પકડીને તે દાવવાળા છોકરાની આજુબાજુ ઊભા રહેવું. પછી ખેલની શરૂઆત કરવી. દાવવાળા છોકરાએ તે આજુબાજુ ઊભેલા છોકરા ઉપર નજર રાખવી, અને જે છોકરાના હાથમાંથી નાક



ખેલ નં. ૫૭ ચિત્ર નં. ૨૪૦

છૂટી જાય તેને પકડવો. નાક પકડેલું ન હોય તેવી સ્થિતિમાં જે છોકરો પકડાઈ જાય તેના ઉપર દાવ આવે; અને દાવવાળો છોકરો બીજા ઊભેલાઓ જોડે રમવામાં સામેલ થઈ જાય. નાક છૂટી ગયું હોય, પણ પકડાતાં પહેલાં જો તે નાક પકડી લે તો તેના ઉપર દાવ આવે નહીં.

## કૂદકો મારે છે કે કોરડો ખાય છે?

**કૂદકો મારે છે કે કોરડો ખાય છે?**—(ખેલ નં. ૫૮)—બાળકોની સંખ્યાના પ્રમાણમાં વર્તુલ કાઢવું. તેમાં બધા છોકરાઓ ઊભા રહે. એક છોકરા ઉપર દાવ ઠરાવવો અને તેના હાથમાં એક ચીથરાનો કોરડો આપવો. તેણે વર્તુલમાં ઊભેલા છોકરાઓ પૈકી કોઈપણ એકને ઘોંટણની નીચેના ભાગમાં તે કોરડો મારવો. જેને તે કોરડો મારવા આવે, તેણે બરાબર વખતે કૂદકો મારીને તેનો ઘા ચૂકવવો. જો કોરડો પગમાં વાગે, તો તેના પર દાવ આવે, અને દાવવાળો છોકરો બીજાઓની જોડે રમવામાં સામેલ થઈ જાય. ફરીને દાવવાળાએ બીજા કોઇને પણ કોરડો મારવા પ્રયત્ન કરવો. અને એ રીતે રમત આગળ ચાલુ રાખવી. આ રમતમાં કોરડાના મારથી છૂટવા માટે ઊંચો કૂદકો મારવાની ટેવ કેળવાય છે.

## ટપાલ અથવા લખોટો પહોંચાડવો.

**ટપાલ અથવા લખોટો પહોંચાડવો**—(ખેલ નં. ૫૯)—છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં દરેક હારમાં ત્રણ અથવા ચાર છોકરા ઊભા રાખવા. એવી ઘણી હારો થશે તો પણ હરકત નહીં. પહેલી હારના દરેક છોકરાના હાથમાં એક એક લખોટો ચિત્ર નં. ૨૪૧ પ્રમાણે આપવો. શિક્ષકે પહેલી હારથી ૫-૬ ફૂટને અંતરે ઊભા રહેવું. દરેક હારની વચ્ચે ૧૫ ફૂટનું અંતર રહે એમ હારો ગોઠવવી. દરેક હારની અંદરનું (છોકરાઓ વચ્ચેનું)



ખેલ નં ૫૯ ચિત્ર નં ૨૪૧

અંતર ૩ ફૂટ રાખવું આ રીતે છોકરાઓ બરાબર ઊભા રહે, એટલે શિક્ષકે સિસોટી વગાડવી સિસોટી થતાં જ પહેલી હારના દરેક છોકરાએ પાછલી હાર તરફ પોતાના મોઢા ફેરવીને દોડવું અને એ પાછલી હારના દરેક છોકરાને ક્રમ પ્રમાણે લખોટો આપવો એ હાર વાળાએ તરત એ જ પ્રમાણે મોઢાં ફેરવી દોડવું અને પોતાની પછીની હારવાળા દરેકને ક્રમ પ્રમાણે તે લખોટા આપવા એ રીતે છેલ્લી હાર સુધી લખોટા પહોંચાડવા છેલ્લી હાર વાળાએ સામે મોઢે આગલા છોકરાઓની બાજુએથી તરત જ દોડીને તે શિક્ષકને પહોંચાડવા જે પક્ષનો લખોટો શિક્ષકને પહેલો પહોંચે તે પક્ષ જીત્યો ગણાય

ચિત્રમાં ત્રણ ત્રણ છોકરાની હાર કરેલી છે, અને ત્રણ પક્ષ પાડેલા છે તેને બદલે ચાર ચારની હાર કરીને ચાર પક્ષ પાડીને પણ રમી શકાય દરેક હારના પહેલા પહેલા છોકરાનો એક પક્ષ, અને બીજા બીજા છોકરાનો બીજો પક્ષ, એ રીતે ત્રણ કે ચાર પક્ષ થાય આ જુદા જુદા પક્ષો વચ્ચે લખોટા જલદીથી પહોંચાડવા માટે ખૂબ હરીફાઇ થાય છે

# સંદેશો પહોંચાડવો.

**સંદેશો પહોંચાડવો**–(ખેલ નં ૬૦)— આ ખેલ ઉપર જણાવેલા ટપાલના ખેલ જેવો છે ચિત્ર નં ૨૪૧ પ્રમાણે છોકરાઓને ઊભા કરવા દરેક હારમાં પંદર ફૂટનું અંતર રાખવું જગા વિશેષ હોય તો વિશેષ અંતર રાખવાને પણ અડચણ નથી એક પક્ષના છોકરાઓ ઓળખાઇ આવે માટે તે પક્ષને સરખા રંગના રૂમાલો ગળે બાંધવા અથવા સરખી ટોપી ઘાલવી આ રીતે છોકરાઓ ઊભા રહે, એટલે છેવટની હારના છોકરાઓના હાથમાં એક એક કાગળનો કકડો અને પેન્સિલ આપવાં પછી શિક્ષકે બાળકોની સામે ૫–૬ ફૂટને અંતરે ઊભા રહેવું

પછી એક હારમાં જેટલા છોકરાઓ હોય, તેટલા જુદા જુદા સંદેશા શિક્ષકે એક કાગળ ઉપર લખી કાઢવા, અને પહેલી હારના દરેક

છોકરાને પોતાની પાસે બોલાવી તે દરેકને તે જુદો જુદો સંદેશો હળવેથી વાંચી બતાવવો. દરેક છોકરો તે સંદેશો સાંભળીને પોતાની જગાએ જઈને ઊભો રહે. આ રીતે પહેલી હારના બધા છોકરાને સંદેશો અપાઇ રહે તે પછી શિક્ષકે સિસોટી વગાડવી.

સિસોટી થતાં જ પહેલી હારના તે દરેક છોકરાએ મોઢાં ફેરવી પાછળની હાર તરફ દોડવું, અને પાછલી હારના પોતાના નંબરવાળા છોકરાને તે સંદેશો ધીમેથી સંભળાવવો. પછી તે છોકરાઓએ દોડીને તે સંદેશો તેની પછીની હારના પોતાના નંબરવાળા દરેકને પહોંચાડવો. સંદેશો આપી રહે તે છોકરાઓ પોતાની જગાએ પરત જાય, અને સંદેશો મળે તે છોકરાઓ દોડીને પછીની હારવાળાને પહોંચાડે, એમ છેવટની હારવાળાને પહોંચતાં તે દરેકે તેને આપેલા કાગળના કકડા ઉપર આપેલી પેન્સિલથી તે લખી લેવો, અને તરત જ દોડીને તે શિક્ષકને પહોંચાડવો. શિક્ષકે તે સંદેશાઓ મૂળ સાથે મેળવી જોવા. જે પક્ષનો છોકરો સંદેશો પહેલો લાવશે અને બરાબર લાવશે, તે પક્ષ જીત્યો ગણાશે.

આ ખેલમાં ઉતાવળને લીધે ભળતા જ સંદેશા પહોંચે છે, અને તેથી મૂળના બદલે છેક જ ભિન્ન સંદેશા શિક્ષકને મળે છે. આ રમતમાં દોડવાની ઘણી કસરત થાય છે. અને તેની સાથે સ્મરણશક્તિની પણ પરીક્ષા (કસોટી) થાય છે.

# ટપાલ પહોંચાડવી.

**ટપાલ પહોંચાડવી**–પ્રકાર બીજો–(ખેલ નં. ૬૧)—આ ખેલ ખુલ્લા મેદાન ઉપર રમાય છે. રમનારની સંખ્યા ૪૦ સુધી જોઇએ. તેમાં કાગળની ત્રણ ચાર કોથળીઓ અથવા પાકીટો સિવાય કંઈ સાધન જોઇતાં નથી. શિક્ષકે છોકરાઓના બે વિભાગ કરીને બે ટોળી બાંધવી અને દરેક ટોળીની ત્રણ કે ચાર હાર બનાવવી. દરેક ટોળીના છોકરા ચિત્ર નં. ૨૪૨ પ્રમાણે સામસામાં મોઢાં કરીને ઊભા રહે. દરેક હાર વચ્ચે પંદર ફૂટનું અગર સવા



ખેલ નં. ૬૧ ચિત્ર નં. ૨૪૨

હોય તો તેથી વધારે અંતર રાખવું. હારની અંદર (આડું) ત્રણ ત્રણ ફૂટનું અંતર રાખવું. પછી શિક્ષકે બે ટોળી પૈકી એક ટોળીની પહેલી હારના બધા છોકરાઓના હાથમાં એ કાગળની કોથળીઓ આપવી. અને પોતે એ બે ટોળીઓની મધ્યમાં પણ થોડે છેટે ઊભા રહેવું.

શિક્ષકે ખેલ શરૂ કરવાની સિસોટી વગાડવી. સિસોટી થતાં જ જે છોકરાઓના હાથમાં તે કોથળીઓ હોય તે બધાએ પોતાની સામેના પોતાના નંબરવાળા છોકરાઓ તરફ દોડતા જવું, અને તેને તે કોથળીઓ આપવી. એવી રીતે કે પહેલા નંબરની કોથળી સામેની હારના પહેલા નંબરને મળે, બીજા નંબરની બીજા નંબરને મળે અને ત્રીજા નંબરની ત્રીજા નંબરને મળે. કોથળીઓ અપાય કે તે આપનારાઓએ બાજુ ઉપર નીકળી જવું અને જેને મળી હોય તે બધાએ પોતાની સામેની હારમાં ઉભેલા પોતાના નંબરવાળા છોકરાને તે આપવા માટે દોડવું. બનતી ઉતાવળે તે કોથળીઓ તેને આપી પોતે પ્રથમના છોકરાની પેઠે બાજુએ ખસી જવું. અને કોથળીઓ જેના હાથમાં આવી તે છોકરાએ લાગલા જ પોતાની સામેની હારનાને તે આપવા માટે દોડવું. આ રીતે જેટલી ચાલાકીથી પહોંચાડાય તેટલી ચાલાકી દરેકે વાપરવી. છેવટના ત્રણ કે ચાર છોકરાઓના હાથમાં તે કોથળીઓ આવે કે તેમણે તાબડતોબ તે શિક્ષકને પહોંચાડવી. જે પક્ષનો છોકરો પહેલો પહોંચાડે તે પક્ષ જીત્યો ગણાય.

# નિશાન પહોંચાડવું.

**નિશાન પહોંચાડવું**-(ખેલ નં. ૬૨)— આ ખેલ ઉપરના જેવો જ છે. ચિત્ર નં. ૨૪૧ પ્રમાણે શિક્ષકે છોકરાઓને ઊભા કરવા. દરેક આડી હારમાં બે છોકરાઓ વચ્ચે આઠ ફૂટનું અંતર રાખવું, અને ઊભી હારમાં ૧૫ ફૂટનું અંતર રાખવું. પહેલી ટોળીની પહેલી હારના દરેક છોકરાના હાથમાં એક એક નિશાન આપવું, અને શિક્ષકે તે છોકરાઓથી ૨૫ ફૂટને અંતરે ઊભા રહેવું.

શિક્ષકે ખેલ શરૂ કરવાની સિસોટી વગાડવી. સિસોટી થતાં જ નિશાનવાળા છોકરાઓએ સામેના પક્ષ તરફ દોડતા જવું, અને તે પક્ષના બધા છોકરાઓને જમણી તરફથી ડાબી તરફ એક પ્રદક્ષિણા કરીને પોતાના પક્ષ તરફ પરત આવવું, તથા પોતાના પક્ષના પાછલા છોકરાને પોતાનું નિશાન આપી પોતાની જગાએ આવી ઊભા રહેવું પહેલી હારના બધા છોકરાઓ એ પ્રમાણે કરે, એટલે બીજી હારના બધા છોકરાઓને નિશાનો મળી જાય. તે બધાએ પછી તે પહેલા નંબરોની ડાબી બાજુએ થઈને સામા પક્ષ તરફ દોડતા જવું, અને તે પહેલા નંબરના છોકરાઓએ કર્યું તે પ્રમાણે સામા પક્ષના બધા છોકરાઓને જમણી પ્રદક્ષિણા કરીને પોતાના પક્ષ પાસે આવવું, અને તે પહેલા નંબરોની ડાબી બાજુએથી પોતાના પક્ષમાં પેસીને ત્રીજા નંબરોને પોતાનાં નિશાન આપવાં તથા પોતે પોતાની જગાએ આવી ઊભા રહેવું. આ રીતે પહેલાએ બીજાને, અને બીજાએ ત્રીજાને એમ અનુક્રમે છેવટના છોકરાને નિશાન પહોંચાડવાં. છેવટના છોકરાએ સામેના પક્ષના પહેલા છોકરાને નિશાન આપી પોતાની જગાએ આવવું. પછી તે છોકરાએ નિશાન લઇને સામેના પક્ષને ઉપર બતાવ્યા પ્રમાણે પ્રદક્ષિણા કરીને પરત આવવું અને પોતાની પછીના

છોકરાને નિશાન આપીને પોતાની જગાએ આવી ઊભા રહેવું. એ પક્ષના છેવટના છોકરાએ એ નિશાન શિક્ષક પાસે લઇ જવાં. જે પક્ષનું નિશાન શિક્ષકના હાથમાં પ્રથમ આવશે તે પક્ષ જીત્યો ગણાશે. સામસામેના પક્ષોની જોડી હાર મળીને એક પક્ષ ગણાય એમ સમજવું.

## પકડાપકડી.

**પકડાપકડી–(બેસીને)–(ખેલ નં. ૬૩)**— ચિત્ર નં. ૨૪૩ પ્રમાણે છોકરાઓને એક વર્તુલમાં બેસાડવા. પ્રત્યેક છોકરાએ એક ગોઠણ ઊંચો અને બીજો નીચે વળેલો રાખી ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પગ ઉપર હાથ મૂકીને બેસવું. એક છોકરા ઉપર દાવ આપી તેને મધ્યભાગે બેસાડવો. ખેલ શરૂ કરવાની સિસોટી થતાં જ દાવવાળા છોકરાએ બેઠાં બેઠાં કૂદીને કોઇ પણ છોકરાને પકડવા પ્રયત્ન કરવો. છોકરાઓએ પણ બેઠાં બેઠાં કૂદીને પોતાનો બચાવ કરવો. દાવવાળો છોકરો જો કોઇને પણ પકડે, તો તે પકડાનાર ઉપર દાવ આવે અને ફરી રમત શરૂ થાય. આ ખેલમાં મહેનત બહુ પડે છે માટે છોકરાની શક્તિ પ્રમાણે રમત ચાલુ રાખવી.



ખેલ નં. ૬૩ ચિત્ર નં. ૨૪૩

**પકડાપકડી–(દેડકાની)–(ખેલ નં. ૬૪)**—આ ખેલ ઉપરના ખેલનો જ એક પ્રકાર છે. ચિત્ર નં ૨૪૪ પ્રમાણે બેસીને આ ખેલ રમવાનો છે. દેડકો કૂદકા મારે છે તે પ્રમાણે આ ખેલમાં છોકરાઓ કૂદકા મારીને પકડાપકડી કરે છે. ચિત્રમાં બતાવ્યા પ્રમાણે હાથ નીચે ટેકવીને બેસવાનું અને માથા કરતાં ફૂલા નીચે રાખવાના એટલે દેડકા જેવો દેખાવ આવે છે. દેડકાની પેઠે કૂદીને આ રમત રમવાની છે. જેના ઉપર દાવ હોય તેણે બીજાઓ પૈકી કોઇ પણ એકને હાથવતી મારવો, એટલે તેના ઉપરનો દાવ ઊતરીને તે માર ખાનાર ઉપર જાય.



ખેલ નં. ૬૪ ચિત્ર નં. ૨૪૪



ખેલ નં. ૬૫ ચિત્ર નં. ૨૪૫

પકડાપકડી (કૂકડાની)—(ખેલ નં ૬૫)—આ ખેલ પણ ન ૬૩ જેવો છે. રમતા પહેલા ચિત્ર ન. ૨૪૫ પ્રમાણે રમનારાઓએ પોતાના બને હાથ પીઠ પાછળ લઈને જમણા હાથથી ડાબા હાથનુ કાંડુ પકડી રાખવું, અને બને પગની પાનીઓ ઊંચી કરી તેના ઉપર કૂનાઓ ટેકવી બને પગના પંજા ઉપર શરીરનો તોલ સભાળીને વર્તુળમા બેસવુ. પછી શિક્ષકે કોણે દાવ આપવો એ ઠરાવવુ દાવવાળા છોકરાએ બધા છોકરાની વચમા ઉપર જણાવેલી રીતે બેસવુ. પછી શિક્ષકે ખેલ શરૂ કરવાની સિસોટી વગાડવી. સિસોટી થતા જ દાવવાળા છોકરાએ પાની ન ટેકવતા પંજા ઉપર કૂદકા મારીને વર્તુળમા બેઠેલા છોકરાઓને પકડવા જવુ બીજા છોકરાઓએ પણ પોતાનો બચાવ કરવા આગળ કે પાછળ એવી જ રીતે કૂદકા મારતા રહેવું. દાવવાળા છોકરાએ કોણી વતી કોઈપણને અડકવાનુ. જે એ રીતે પકડાય તેના ઉપર દાવ આવે અને તે પકડનાર છોકરો રમવામા સામેલ થઈ જાય



ખેલ ન. ૬૬ ચિત્ર ન. ૨૪૬

પકડાપકડી—(વાનરની)-(ખેલ ન ૬૬)—આ ખેલ પણ ઉપરના ખેલોની પેઠે જ રમાય છે ચિત્ર ન ૨૪૬ પ્રમાણે દરેક છોકરાએ હાથ જમીન ઉપર રાખવા અને માથા કરતા કૂલા ઊંચા રાખવા પછી દાવ હોય તેણે તથા બીજા બધાએ વાનરની પેઠે કૂદકા મારવા, અને વાનરની સ્થિતિમા જ રહીને પકડાપકડી કરવી દાવવાળો જો એ સ્થિતિમા કોઈને પકડે, તો તેના ઉપરથી દાવ જાય, અને પકડાનાર ઉપર આવે. અને ફરી ખેલ પહેલાની પેઠે ચાલુ

થાય આ ખેલોમાં (નં. ૬૩ થી ૬૬ માં) બાળકોને શ્રમ વિશેષ પડે છે માટે વધારે વખત ચાલુ રાખવા નહીં.

પકડાપકડી–(ઊભા રહીને)–(ખેલ નં. ૬૭)—આ ખેલ ખુલ્લા મેદાનમાં રમાય છે રમવા માટે છોકરાની સંખ્યા ૧૫ થી ૩૦ રાખવી. સંખ્યાના પ્રમાણમાં જમીન ઉપર પાણીથી કે ચૂનાથી વર્તુળ કાઢવું. રમનાર છોકરાઓએ એ વર્તુલમા ઊભા રહેવું, અને દાવ જેના ઉપર ઠરાવાય તેણે તે વર્તુલની મધ્યમાં ઊભા રહેવું. પછી શિક્ષકે ખેલ શરૂ કરવાની સિસોટી વગાડવી.

સિસોટી થતાં જ દાવવાળા છોકરાએ બીજા છોકરાઓ પૈકી કોઇ પણ એકને પકડવા દોડવું. બધાએ તે વર્તુલની હદમાં જ રહેવાનું, બચાવ માટે પણ બહાર જવાનું નહીં. બહાર જાય તે બાદ થાય. એ રીતે રમતાં દાવવાળા છોકરાએ ચિત્ર નં. ૨૪૭ પ્રમાણે એકાદ છોકરાને પકડવો. તેણે જરા પણ વિસામો ન લેતાં તાબડતોબ બીજા છોકરાને પકડવા દોડવું, અને પહેલાંના દાવવાળાએ બીજાઓ જોડે બચાવમાં સામેલ થઇ જવું. આ રીતે એકમેકને પકડતા રહી રમવું.

સૂચના—આ રમત રમવામાં છોકરાઓને બહુ મજા આવે છે. તેથી તે પોતાના ઉપર દાવ આવે, અને બીજાને માર મારવાની પોતાને તક મળે, તે માટે જાણી જોઇને પકડાય છે, અને વારંવાર દાવ લે છે. પણ તેમ થવાથી બધા છોકરાઓને રમવાનો લાભ મળતો નથી; તેથી શિક્ષકે વિશેષ લક્ષ રાખી બધાને સરખો ભાગ મળે તેવી તજવીજ કરવી.



ખેલ નં. ૬૭ ચિત્ર નં. ૨૪૭

## જાપાની પકડાપકડી.

જાપાની પકડાપકડી–(ખેલ નં. ૬૮)— શાળાના મોટા ઓરડામાં કે મેદાનમાં આ રમત રમાય છે. રમતારની સંખ્યા ૩૦ જોઇએ. છોકરાની સંખ્યાના પ્રમાણમાં જમીન ઉપર વર્તુલ કાઢવું, અને તે વર્તુલમાં બધા રમનારાએ ઊભા રહેવું. રાજ્ય (દાવ) કોના ઉપર

તે ઠરાવવું. જેના ઉપર દાવ આવે તેણે પોતાનો જમણો હાથ કમર ઉપર રાખીને વર્તુલના મધ્ય ભાગે ઊભા રહેવું.

શિક્ષકે ખેલ શરૂ કરવાની સિસોટી વગાડવી. સિસોટી થતાં જ દાવવાળા છોકરાએ બીજા છોકરાઓને પકડવા દોડવું. એ છોકરાઓએ પોતાના બચાવ માટે વર્તુલની અંદર દોડવું. વર્તુલની બહાર કોઇએ પણ જવું નહીં. એ રીતે દોડતાં દાવવાળો છોકરો જો કોઇપણને મારે, તો તેના ઉપર દાવ આવે. એ છોકરો પછી તેને જે જગાએ દાનવાળાએ માર્યું હોય તે ઠેકાણે પોતાનો ડાબો હાથ રાખીને (તે નહીં ઉપાડતા) વર્તુલમાના બીજા છોકરાઓને મારવા દોડે.

# ઊભી ખોખો.

**ઊભી ખોખો**-(ખેલ નં. ૬૯)—મેદાનમાં છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં વર્તુલ કાઢવું તે વર્તુલના મધ્યબિંદુથી જ બહારના ભાગમા પણ એક બીજું વર્તુલ કાઢવું. પહેલા નાના વર્તુલ કરતાં બીજા બહારના વર્તુલનો વ્યાસ ૧૨ ફૂટ વધારે રાખવો. અંદરના વર્તુલના પરિઘ ઉપર એ સિવાયના બીજા બધા છોકરાઓને ચિત્ર નં. ૨૪૮ પ્રમાણે વર્તુલની અંદરની બાજુ તરફ મોઢાં કરીને ઊભા રાખવા એક છોકરા ઉપર દાવ ઠરાવવો, અને બીજા છોકરાને નાસી જનાર બનાવવો. એ બંનેને બહારના વર્તુલની અંદર પણ અંદરના વર્તુલની બહાર એકમેકથી ૧૦ ફૂટને અંતરે ઊભા રાખવા. પછી સિસોટી વગાડી ખેલની શરૂઆત કરવી દાવવાળા છોકરાએ નાસી જનાર છોકરાને પકડવા પ્રયત્ન કરવો દાવવાળો છોકરો પકડવા માટે નજીક આવ્યો એમ લાગે કે નાસી જનાર છોકરાએ ચિત્ર નં. ૨૪૮ પ્રમાણે એક છોકરાને પાછળથી ખો આપવી. ખો મળતા જ તેણે દોડવા માંડવું, અને ખો આપનારે તેની જગાએ ઊભા રહેવું. બંનેએ અંદરના વર્તુલની બહાર જ દોડવાનુ છે, અને બહારના વર્તુલની બહાર જવાનું નથી. એ રીતે ખો પછી ખો ઉપરાઉપર આપતા રહી



ખેલ નં. ૬૯ ચિત્ર નં. ૨૪૮

રમવાનું છે; એટલે દાવવાળો છોકરો થાકે છે. એ દાવવાળો જો કોઈ પણ નાસી જનારને મારે, તો તેનો દાવ ઊતરે, અને માર ખાનાર ઉપર દાવ આવે. પછી તે નાસી જનાર થાય, અને માર ખાનારો તેને પકડનાર (દાવવાળો) થાય. દાવવાળો બહુ થાકી ગયો જણાય, તો શિક્ષકે વર્તુલ ઉપર ઊભા રાખેલા છોકરા પૈકી એકને તેની જગાએ ગોઠવવો, અને તેને વર્તુલ ઉપર ઊભો રાખી રમત આગળ ચલાવવી.

# થાપટ મારીને ફરવું.

**થાપટ મારીને ફરવું**–(ખેલ ન. ૭૦)— આ ખેલ શાળાના ઓરડામાં અગર મેદાનમાં રમાય છે. છોકરાઓની સંખ્યા ૩૦ સુધી ચાલે સંખ્યાના પ્રમાણમાં એક વર્તુલ કાઢવું, પછી દાવ કોના ઉપર એ ઠરાવવું, અને દાવ સિવાયના બધા છોકરાઓએ એ વર્તુલના પરિઘ ઉપર સરખે અંતરે ઊભા રહેવું. દાવ હોય તેણે વર્તુલની બહાર છોકરાઓની પાછળ ઊભા રહેવું, અને રમતાં રમતા છોકરાઓ બહુ લાંબે ન જાય તેટલા માટે બહારની હદ મુકરર કરવી. પછી શિક્ષકે ખેલ શરૂ કરવાની સિસોટી વગાડવી.

સિસોટી વાગતાં જ દાવવાળા છોકરાએ વર્તુલની આસપાસ દોડતા દોડતા ફરવું, અને ગોળ ફરતાં ફરતા કોઇ પણ એક છોકરાની પીઠ ઉપર થાપટ લગાવવી ચિત્ર નં. ૨૪૯ પ્રમાણે પછી તેણે પ્રથમના ફરતા ઊલટી દિશાએ દોડવા માંડવુ અને થાપટ ખાનારે તેની સામે દોડીને તે જગાએ આવવા પ્રયત્ન કરવો. બેમાંથી જે વહેલો આવે તે ખાલી જગાએ ઊભો રહે. પાછળથી આવે તેને ઊભા રહેવાની જગા હવે રહી નથી, તેથી તેના ઉપર દાવ આવ્યો ગણાય. એટલે તેણે ફરી વર્તુલની આસપાસ દોડવા માંડવું અને બીજા કોઇ છોકરાને થાપટ લગાવવી. તે બંનેએ પણ પછી ઉપર બતાવ્યા પ્રમાણે ઊલટી દિશામાં દોડીને ખાલી પડેલી જગાએ આવવા પ્રયત્ન કરવો. જે વહેલો આવે તે ઊભો રહે, અને પાછળથી આવે તે



ખેલ નં. ૭૦ ચિત્ર નં. ૨૪૯

ફરી ફરવાનું શરૂ કરે. આ રીતે આ ખેલ વીશ મિનિટ સુધી શિક્ષકે ચલાવવો.

**સૂચના**—કેટલેક ઠેકાણે દાવવાળો છોકરો થાપટ મારીને દિશા ન બદલતાં તથા મોઢું પણ ન ફેરવતાં દોડવા માંડે છે, અને માત્ર થાપટ ખાનાર જ તેનાથી ઊલટી દિશામાં દોડીને આવે છે. એ રીતે પણ આ રમત રમાય છે.

થાપટ માર્યા પછી બંને એકમેકથી ઊલટી દિશામાં દોડે, એટલે અર્ધે રસ્તે બંને મળવાના અને એકમેકને વટાવીને જવાના. તે વખતે બંને એકમેકને હાથમાં હાથ મેળવીને સલામ અગર રામરામ કરે છે, અને પછી ખાલી જગા પકડવા દોડે છે. તે ઉપરથી આ ખેલને રામરામનો ખેલ પણ કહે છે.

# વાટમાર.

**વાટમાર**-(ધાડપાડુ)-(ખેલ નં. ૭૧)—આ ખેલ ખુલ્લા મેદાનમાં રમાશે. ૫૦ ફૂટનું અંતર રાખીને બે સમાન્તર રેષા દોરવી. એ બે રેષાની વચ્ચેની જગામાં એક નાનું વર્તુલ કાઢવું, અને તે વર્તુલ ઉપર દાવવાળા છોકરા (ધાડપાડુ) ને ઊભો રાખવો. છોકરાઓના બે ભાગ પાડીને તેને બંને રેષાની બહાર ઊભા કરવા. પછી ખેલ શરૂ કરવાની શિક્ષકે સિસોટી વગાડવી. સિસોટી થતાં જ બંને બાજુના છોકરાઓએ ધાડપાડુની નજર ચૂકવીને સામી બાજુએ જવા પ્રયત્ન કરવો. ધાડપાડુએ પોતાના વર્તુલની બહાર આવીને એ બે રેષાની વચમાં આવેલા જેટલા છોકરાઓને અડી શકાય તેટલાને અડવું. જે છોકરાઓને તે અડે, તે ખેલમાંથી બાદ થાય. એક બાજુથી બીજી બાજુ જનાર કોઈ પણ છોકરાએ ધાડપાડુ પકડવા આવેલો છે એમ જોઇને મોઢું ફેરવીને પરત (પોતાની બાજુએ) જવાનું નથી. તેમ કરશે તો તે છોકરો બાદ થશે.

# ચૂકયો છે કે? નથી ચૂકયો.

**ચૂકયો છે કે? નથી ચૂકયો**—(ખેલ નં. ૭૨)—શાળાના મોટા ઓરડામાં અગર મેદાનમાં આ રમત રમાય છે. છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં જમીન ઉપર એક વર્તુલ કાઢવું. અને તેના પરિઘ ઉપર ચિત્ર નં. ૨૫૦ પ્રમાણે છોકરાઓને એકમેકના હાથ પકડીને ઊભા રાખવા. પછી એક છોકરાને દાવ આપી પકડનાર બનાવવો, અને બીજા એકને નાસી જનાર બનાવવો. ખેલ શરૂ કરવા માટે શિક્ષકે



ખેલ નં. ૭૨ ચિત્ર નં. ૨૫૦

સિસોટી વગાડવી. નાસી જનાર છોકરાએ "ચૂક્યો છે કે?" એવું બોલતાં બોલતાં ચિત્રમાં બતાવ્યા પ્રમાણે છોકરાઓના હાથ નીચે થઈને અંદર તથા બહાર દોડવું, અને એ દોડનાર (નાસી જનાર) છોકરો જે રસ્તે થઈને જાય તે જ રસ્તે પકડનાર છોકરાએ "ચૂક્યો નથી" એમ બોલતાં બોલતાં દોડવું. એ દોડનારને જો પકડનાર છોકરો (દાવવાળો) પકડે, તો તેનો દાવ ઊતરે અને પકડનાર ઉપર દાવ આવે. પકડનાર છોકરો દોડનારની પાછળ બરાબર તે જ રસ્તે જાય છે કે નહીં તે શિક્ષકે જોતા રહેવું. જો તે રસ્તો ચૂકે તો શિક્ષકે તેને થોભાવીને ખરો રસ્તો બતાવવો, અને પછી ખેલ શરૂ કરવો. બંને થાકી ગયા જણાય તો તે બંનેને વર્તુલ ઉપર ઊભા કરી ઊભા રહેલામાંથી બીજા બેને પસંદ કરવા અને રમત આગળ ચલાવવી.

# અદલાબદલી.

**અદલાબદલી**–(ખેલ નં. ૭૩)—છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં જમીન ઉપર એક વર્તુલ કાઢવું, અને તેના ઉપર એક સિવાયના બધા છોકરાઓને ચિત્ર નં. ૨૫૧ પ્રમાણે અંદરની બાજુએ મોઢાં કરીને ઊભા રાખવા. એક છોકરાને બાજુએ રાખ્યો હોય, તેના ઉપર દાવ ઠરાવી તેને વર્તુલના મધ્ય ભાગે ઊભો કરવો. પછી વર્તુલના પરિઘ ઉપર ઊભેલા છોકરાઓ પાસે શિક્ષકે નંબર બોલાવવા. દરેક છોકરાએ પોતાનો નંબર યાદ રાખવો. પછી ખેલ શરૂ કરવાની સિસોટી વગાડી શિક્ષકે કોઈ પણ બે અંક (વર્તુલ ઉપર સામસામે ઊભેલા છોકરાના) બોલવા. તે સાંભળતાં જ તે અંકવાળા છોકરાઓએ પોતાની સામેના છોકરાની જગાએ ઊભા રહેવા દોડવું. દરમિયાન તેમની ખાલી પડેલી જગાએ વચમાં ઊભેલો દાવવાળો છોકરો જો દોડીને ઊભો થઇ જાય, તો દોડનારા બેમાંથી જેને ઊભા રહેવાની જગા ન મળે તેના ઉપર દાવ આવે. દાવવાળો જે જગાએ જઇને ઊભો રહ્યો હોય, તેનો મૂળ નંબર હોય તે હવે આ (દાવવાળા) નો ગણાય. ફરી સામસામેના બે નંબર શિક્ષકે બોલવા,



ખેલ નં. ૭૩ ચિત્ર નં. ૨૫૧

એટલે તે બંને જગાની અદલાબદલી કરવા એ છોકરાઓ લાગલા જ દોડે. દરમિયાન તે બેમાંથી એકની જગા આ નવીન દાવવાળો જો બની શકે તો દોડીને લઈ લે, અને દોડનારા બેમાંથી જેને ઊભા રહેવાની જગા ન મળે તેના ઉપર દાવ આવે. આ રીતે ફરી ફરીને જગાની અદલાબદલી કરીને ખેલ ચાલુ રાખવો.

## હલ્લા ચક્કર.

**હલ્લા ચક્કર**-(ખેલ નં. ૭૪)—રમવાની જગાએ એક મોટું વર્તુલ કાઢીને તેના પરિઘ ઉપર બધા છોકરાઓને ચિત્ર નં. ૨૫૨ પ્રમાણે ત્રાંસા ઊભા રાખવા. દરેક છોકરાના મોઢા આગળ આગલા છોકરાની પીઠ આવે એમ ઊભા રાખવા દરેક છોકરા વચ્ચે ૬ ફૂટનું અંતર રહે એટલું મોટું વર્તુલ કાઢવું. પછી ખેલ શરૂ કરવાની સિસોટી થતાં જ બધા છોકરાએ પરિઘ ઉપર એક જ દિશામાં દોડીને પોતાની આગળના છોકરાને પકડવાનો પ્રયત્ન કરવો. જે છોકરાઓ એ રીતે પકડાય, તે બાદ થઇ જાય. આ પ્રમાણે પ્રયત્ન ચાલુ હોય તેટલામાં જ શિક્ષકે ફરી સિસોટી વગાડવી, એટલે બધાએ હોય તે જ જગાએ એકદમ અટકીને પોતાનાં મોઢાં ફેરવી નાખવાં; અને તે ઊલટ દિશાએ દોડીને આગલા છોકરાને પકડવા પ્રયત્ન કરવો. આ વખતે પણ જે પકડાય તે બાદ થતા જાય. આ રીતે ફરી ફરીને સિસોટી વગાડતાં અને દિશા બદલીને દોડાવતા ઘણા છોકરાઓ પકડાઇ જશે. છેવટે એક છોકરો જે બાકી રહે તે જીત્યો ગણાય.



ખેલ નં. ૭૪ ચિત્ર નં. ૨૫૨

## ઊલટી પકડાપકડી.

**ઊલટી પકડાપકડી**-(ખેલ નં. ૭૫)— છોકરાની સંખ્યાના પ્રમાણમાં એક વર્તુલ કાઢવું. પછી એકના ઉપર દાવ કરાવી તેને તથા બીજા બધાને તે વર્તુલમાં ચિત્ર નં. ૨૫૩



ખેલ નં. ૭૫ ચિત્ર નં. ૨૫૩

પ્રમાણે ઊભા રાખવા. શિક્ષકે ખેલ શરૂ કરવાની સિસોટી વગાડવી. સિસોટી વાગતા જ દાવવાળા છોકરાએ પીઠ તરફ અવળા ચાલીને કોઇ છોકરાને પકડવો. જે પકડાય તેના ઉપર દાવ આવે, અને મૂળનો દાવવાળો બીજા રમનાર જોડે સામેલ થઇ જાય. આ ખેલમાં પીઠ તરફ અવળા ચાલીને કે દોડીને કોઇ પણ છોકરાને પકડવાનો છે સામેની બાજુએ જઇને પકડવાનો નથી.

## ચક્કીવાળો.

ચક્કીવાળો–(ખેલ નં. ૭૬)—બાળકોની સંખ્યાના પ્રમાણમાં એક મોટું વર્તુલ જમીન ઉપર કાઢવું. બે બે છોકરાની જોડી કરીને તે બધી જોડીઓને ચિત્ર નં. ૨૫૪ પ્રમાણે



ખેલ નં. ૭૬ ચિત્ર નં. ૨૫૪

વર્તુલની બહારના ભાગમાં ઊભી રાખવી. જોડીના છોકરાએ એક એક હાથ પકડી રાખવો. પછી શિક્ષકે સિસોટી વગાડી ખેલ શરૂ કરવો. સિસોટી થતાં જ વર્તુલની બહાર ઊભેલા જોડીવાળાઓએ જોડીનુ અંતર (૭ ફૂટ) કાયમ રાખીને સાવકાશ દોડવું વર્તુલના મધ્ય ભાગમાં એક છોકરાને દાવ આપી ઊભો કરવો, તે ચક્કીવાળો કહેવાય. બહાર છોકરાઓની જોડીઓ દોડતી હોય તેને વચમાં જ આ ચક્કીવાળો 'સેટ ભરો' એમ મોટેથી કહે. તે સાંભળતાં જ એ દરેક જોડીનો અંદરની બાજુનો છોકરો પોતાના જોડીદારનો હાથ છોડીને કમરમાંથી વળીને જોરથી આગળ દોડે, અને આગલી જોડીના બીજા છોકરાનો ડાબો હાથ પોતાના જમણા હાથથી પકડીને તે દોડતો રહે. જોડીના છૂટેલા છોકરાઓ આ રીતે આગલા છોકરાઓને પકડવા જતા હોય, તે દરમિયાન લાગ સાધીને ચક્કીવાળો તેમાંથી કોઇ પણ એકનો ડાબો હાથ પકડી લે, એટલે છૂટા થયેલા છોકરાને જોડીદાર મળશે નહીં પછી તેના ઉપર દાવ આવે. તે વચમાં ઊભો રહે (ચક્કીવાળો થાય), અને ફરી રમત શરૂ થાય.

# રણદક્ષ.

રણદક્ષ-(ખેલ નં. ૭૭)—છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં જમીન ઉપર વર્તુલ કાઢવું. પછી રમનાર બધા વર્તુલ ઉપર ઊભા રહે. દરેક છોકરાએ પોતાના હાથ પાછળ લેવા, અને જમણા હાથથી ડાબા હાથનું કાંડું પકડી રાખવું. પછી શિક્ષકે ખેલ શરૂ કરવાને સિસોટી વગાડવી સિસોટી થતાં જ દરેક છોકરાએ પાછળ જોડી રાખેલા હાથ ન છોડતાં બીજા છોકરાને ધક્કા મારીને વર્તુલમાંથી બહાર કાઢવા પ્રયત્ન કરવો. બહાર નીકળે તે તથા હાથ છૂટી જાય તે છોકરા બાદ થતા જાય. આ ધક્કાધક્કીમાં જે છોકરો છેવટ સુધી વર્તુલમાં ટકી રહે તે જીત્યો ગણાય.

# વર્તુલની અંદર.



ખેલ નં. ૭૮ ચિત્ર નં. ૨૫૫

વર્તુલની અંદર-(ખેલ નં. ૭૮)—છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં એક વર્તુલ જમીન ઉપર કાઢવું. અને તે વર્તુલના પરિધિની બહાર ચિત્ર નં. ૨૫૫ પ્રમાણે એકમેકના હાથ પકડીને છોકરાઓ ઊભા રહે. પછી ખેલ શરૂ કરવાની સિસોટી થતાં જ છોકરાઓએ હાથ ન છોડતાં પાસેના છોકરાને વર્તુલની અંદર ધકેલવાનો પ્રયત્ન કરવો. જે છોકરા અંદર જાય તે બાદ થાય. ઠરાવેલા વખત પછી જેટલા છોકરાઓ બહાર રહે તે જીત્યા ગણાય.

# કિલ્લો તોડવો.

**કિલ્લો તોડવો**-(ખેલ નં. ૭૯)—રમનારા છોકરાના બે પક્ષ પાડવા. એક પક્ષના છોકરાઓએ જમીન ઉપર એક વર્તુલ કાઢીને તેના પરિઘ ઉપર એકમેકના હાથ મજબૂત પકડીને ઊભા રહેવું. તેમણે પોતાના પક્ષના એક છોકરાને હાથમાં નિશાન આપીને વર્તુલના મધ્ય ભાગમાં ઊભો રાખવો. બીજા પક્ષવાળા બધાએ આ વર્તુલની બહાર ઊભા રહેવું. ખેલ શરૂ કરવાની સિસોટી થતાં બીજા પક્ષના છોકરાઓએ પહેલા પક્ષની સાંકળ (કિલ્લો) તોડીને અંદર જવાનો (ઘૂસવાનો), અને અંદર ઊભેલા છોકરાના હાથમાંથી નિશાન ખૂંચવી લેવાનો પ્રયત્ન કરવો. નિશાન હાથમાં આવે તો હલ્લો કરનારો પક્ષ જીત્યો ગણાય.

# કૂકડાની ટક્કર.

**કૂકડાની ટક્કર**-(ખેલ નં. ૮૦)—રમનારાની સંખ્યાના પ્રમાણમાં જમીન ઉપર એક વર્તુલ કાઢવું. પછી બધા છોકરાઓએ ગોઠણની વચમાં કાઠીઓ ઘાલીને ચિત્ર નં. ૨૫૬ પ્રમાણે વર્તુલની અંદર બેસવું. ખેલ શરૂ કરવાની સિસોટી થતાં જ બધા છોકરાઓએ કૂકડાની પેઠે કૂદકા મારતા મારતા બીજા છોકરાઓને તેની કાઠીની સાથે કાઠી ભટકાવીને અગર તેને ધક્કા મારીને પાડવાનો પ્રયત્ન કરવો. જે છોકરાઓ પડે તે બાદ થાય. છેવટે જે પડ્યા વગરનો રહે તે જીત્યો ગણાય

છોકરાઓની બે ટોળી કરીને પણ આ રમત રમાય છે. જુદી જુદી ટોળીના છોકરાઓને ઓળખવા માટે જુદા જુદા રંગની ટોળીઓ આપવી. ઠરાવેલા વખતમાં જે ટોળીના વધારે છોકરા પડ્યા વગરના રહે તે ટોળી જીતી ગણાય



ખેલ નં. ૮૦ ચિત્ર નં. ૨૫૬

# દેડકાના કૂદકા.

**દેડકાના કૂદકા-પ્રકાર પહેલો-(ખેલ નં. ૮૧)**—રમતના મેદાન ઉપર રમનારની સંખ્યાના પ્રમાણમાં બે ત્રણ રેખા સમાન્તરે કાઢવી. એબે રેખા વચ્ચે ૭ ફૂટનું અંતર રાખવું. આ રેખાઓ ઉપર છોકરાઓને તેના ત્રણ ભાગ પાડીને એકની પાછળ એક એમ દરેક વચ્ચે સાત ફૂટનું અંતર રાખીને ઊભા કરવા. પછી દરેક હારના બધાની પાછળના છોકરા સિવાયના બધા છોકરાઓએ કમરમાંથી વળીને અને ગોઠણ ઉપર હાથ રાખીને ઊભા રહેવું. ખેલ શરૂ કરવાની સિસોટી થતાં જ દરેક હારના પાછલા છેલ્લા છોકરાએ પોતાની આગળના છોકરાની પીઠ ઉપર બન્ને હાથ રાખીને ચિત્ર નં. ૨૫૭ પ્રમાણે કૂદકા મારીને આગળ આવવું, પછી તેની ઉપરના ઉપર થઇને કૂદવું, અને એ રીતે સૌથી અગાડી આવી વાંકા વળી ગોઠણ ઉપર હાથ રાખી ઊભા રહેવું. પછી હવે જેછેલ્લો રહ્યો તેણે ઊભા થઇ તે જ પ્રમાણે કૂદકા મારી આગળ આવવું, અને એ જ પ્રમાણે બધાએ વારો કાઢવો, એટલે રમત પૂરી થાય.



ખેલ નં. ૮૧ ચિત્ર નં. ૨૫૭

ચિત્ર નં. ૨૫૭ માં માથું અને કૂલા તરફથી પગ રાખીને કૂદકો મારવાનું બતાવેલું છે. પણ એ પ્રકાર ઉપર બતાવ્યો તે કરતાં કઠણ છે. કૂલાની બાજુએથી આવીને અને વાંકા વળેલા છોકરાની બંને કૂખની બાજુએ પગ રાખીને કૂદકો મારવો એ સહેલું છે. અને તે પ્રમાણે કરવામાં ચિત્ર નં. ૨૫૭ કરતાં પગ ઓછા પહોળા રાખીને કૂદકો મારી શકાય છે. તેને અંગ્રેજીમાં 'લીપ ફ્રોગ' (દેડકાનો કૂદકો) કહે છે.



ખેલ નં. ૮૨ ચિત્ર નં. ૨૫૮

**દેડકાના કૂદકા-પ્રકાર બીજો**-(ખેલ નં. ૮૨)—પહેલા પ્રકાર જેવા જ આ પ્રકારમાં કૂદકા મારવાના છે. પણ આમાં વાંકા વળેલા છોકરાની પીઠ ઉપર એક જ હાથ રાખીને ચિત્ર નં. ૨૫૮ પ્રમાણે કૂદકા મારવાના છે.

દેડકાના કૂદકા–પ્રકાર ત્રીજો–(ખેલ નં. ૮૩)—આ પ્રકાર વધારે કઠણ છે. તેમાં ચિત્ર નં. ૨૫૯ પ્રમાણે વાંકા વળેલા છોકરાની પીઠ ઉપર એક પણ હાથ ન રાખતાં અધ્ધર–કંઈ પણ આધાર વગર કૂદકા મારવાના છે.



ખેલ નં. ૮૩ ચિત્ર નં. ૨૫૯

# સુરમચ્છ.

સુરમચ્છ–(ખેલ નં. ૮૪)—રમનારા છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં તેના બે કે વધારે ભાગ પાડવા, અને તેને ચિત્ર નં. ૨૬૦ પ્રમાણે બે ભાગ વચ્ચે ત્રણ ફૂટનું અંતર રાખીને હારમાં ઊભા કરવા. પછી દરેક છોકરાએ બે પગ વચ્ચે દોઢ ફૂટનું અંતર રહે એવી રીતે પગ પહોળા કરીને ઊભા રહેવું. ખેલ શરૂ કરવાની સિસોટી થતાં જ દરેક હારના પહેલા છોકરાએ પાછળ મોઢું ફેરવીને અને પાછલા છોકરાના પગમાં પોતાનું માથું નાખીને હાથ તથા પગ વતી (માછલાની પેઠે) ચાલીને તે હારના બધા છોકરાના પગ વચ્ચેથી નીકળી જવું, અને છેવટના છોકરાના પગમાંથી બહાર નીકળ્યા પછી મોઢું ફેરવીને તેની પાછળ પગ પહોળા કરીને ઊભા રહેવું. એ પ્રમાણે દરેકે કરતાં જે હારનો છેવટનો છોકરો બીજા બધાની અગાઉ પાછળ આવીને ઊભો રહેશે, તે હાર જીતી ગણાશે.



ખેલ નં. ૮૪ ચિત્ર નં. ૨૬૦

# અવળો સુરમચ્છ.

અવળો સુરમચ્છ-(ખેલ નં. ૮૫)— ઉપરના ખેલમાં જણાવ્યા પ્રમાણે બધાએ એક-એકની પાછળ પગ પહોળા કરીને ઊભા રહેવું. ખેલ શરૂ કરવાની સિસોટી થતાં જ દરેક હારના પહેલા છોકરાએ મોઢું ન ફેરવતાં (સામે મોઢે જ) વાંકા વળીને જમીન ઉપર હાથ ટેકવવા, અને બંને પગ ચિત્ર નં. ૨૬૧ પ્રમાણે પાછલા છોકરાના પગની વચમાં ઘાલવા, તથા હાથ અને પગના આધાર ઉપર પાછળ પાછળ સરકી બધા છોકરાઓના પગ વચ્ચેથી નીકળી પાછળ જવું, અને ત્યાં પગ પહોળા કરી હારની છેવટે ઊભા રહેવું. એ રીતે બધાએ કરતાં જે હારનો છેવટનો છોકરો પાછળ જઇને પહેલો ઊભો રહેશે તે હાર જીતી ગણાશે.



ખેલ નં. ૮૫ ચિત્ર નં. ૨૬૧

# માછલી.

માછલી-( ખેલ નં. ૮૬ )—ચિત્ર નં. ૨૬૨ પ્રમાણે બધી હારના છોકરાઓ પગ પહોળા ગણીને ઊભા રહે. દરેક હારના પહેલા છોકરાના જમણા હાથમાં એકએક દડો આપવો.



ખેલ નં. ૮૬ ચિત્ર નં. ૨૬૨

ખેલ શરૂ કરવાની સિસોટી વાગતાં જ તે આગલા છોકરાએ વળીને પોતાના પગ નીચેથી તે દડો પછીના છોકરાના હાથમાં આપવો. એ રીતે દડો છેવટના છોકરાના હાથમાં જાય કે તેણે તે જમણા હાથમાં લઇને નીચે બેસી જવું. અને પોતાની આગળના છોકરાના પગ નીચે થઇને હાથ તથા પગના આધારે ચાલીને ચિત્ર નં. ૨૬૩ પ્રમાણે આગલા છોકરાની આગળ આવીને ઊભા રહેવું. જે હારનો છોકરો આ રીતે ચાલીને પહેલો આગળ આવશે, તે હાર જીતી ગણાશે.



ખેલ નં. ૮૬ ચિત્ર નં. ૨૬૩

# આંધળું વાછરડું.

આંધળું વાછરડું-(ખેલ નં. ૮૭)—રમવાની જગા ઉપર ૮ ફૂટ વ્યાસનું એક વર્તુલ કાઢવું. રમનાર છોકરાની બે ટોળી પાડવી. કઇ ટોળી ઉપર દાવ આવે તે હંમેશની રીત પ્રમાણે ઠરાવવું. જે ટોળી ઉપર દાવ આવે તે ટોળીના એક છોકરાની આંખો બાંધીને તે વર્તુલની મધ્યમાં તેને ઊભો રાખવો. બીજી ટોળીના એક છોકરાના હાથમાં સિસોટી આપીને તેને પણ ચિત્ર નં. ૨૬૪ પ્રમાણે તે જ વર્તુલમાં ઊભો રાખવો. ખેલ શરૂ કરવાની સિસોટી થઈ કે વર્તુલમાં ઊભેલા સિસોટીવાળા છોકરાએ એ આંધળા બનાવેલા છોકરાની પાછળ જઈને સિસોટી વગાડવી. સિસોટીના એ અવાજ ઉપરથી તેને પકડવાનો આંધળા છોકરાએ પ્રયત્ન કરવો. સિસોટી વગાડનારે વર્તુલની હદ બહાર જવાનું નથી. જાય તો તે બાદ થાય. તે પકડાઈ જાય તો પણ બાદ થાય. એ રીતે એ બાદ થાય તો તેની જગાએ તેની ટોળીમાંથી બીજાએ આવી



ખેલ નં. ૮૭ ચિત્ર નં. ૨૬૪

સિસોટી વગાડે. આંધળો છોકરો વર્તુલની હદ બહાર જાય, તો તેને શિક્ષકે હદમાં લાવવો, અને ખેલ ચાલુ રખાવવો. સિસોટીવાળાએ ફરી

ફરીને સિસોટી વગાડીને પોતે ક્યાં છે તે આંધળા છોકરાને વખતોવખત જણાવતા રહેવાનું છે. અને તે પકડવા આવે તે વખતે તેને ભુલાવો ખવરાવીને બીજી બાજુએ જતા રહેવાનું છે. ત્રણ મિનિટમાં સિસોટીવાળો ન પકડાય, તો આંધળા છોકરાની આંખો ખુલ્લી કરવી, અને તે ટોળીના બીજા છોકરાને તેની જગાએ આંધળો બનાવવો. એ રીતે ઠરાવેલા વખતમાં કઇ ટોળીના કેટલા છોકરા બાદ થયા અને કેટલા સિલક રહ્યા તે જોઇને હારજીત નક્કી કરવી.

## આંધળાં વાછરડાં.

**આંધળાં વાછરડાં**-(ખેલ નં. ૮૮)— છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં એક મોટું વર્તુલ કાઢવું. પછી બધા છોકરાઓની આંખો રૂમાલથી બરાબર બાંધી તેને વર્તુલમાં ચિત્ર નં. ૨૬૫ પ્રમાણે ઊભા કરવા. પછી શિક્ષકે તે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે બેસીને સિસોટી વગાડવી સિસોટીના એ અવાજ ઉપરથી આંધળા છોકરાઓએ શિક્ષકને પકડવા પ્રયત્ન કરવો. અને શિક્ષકે પોતાનો બચાવ કરવો. આ ખેલમાં શિક્ષકને બદલે આંધળા છોકરાઓ તેમનામાના જ બીજા આંધળાઓને પકડે છે. એટલે પ્રેક્ષકો હસાહસ કરવા માંડે છે એટલામા બીજી બાજુ ગયેલા શિક્ષકે ફરીથી સિસોટી વગાડવી. આ-રીતે શિક્ષકને પકડતાં સુધી અથવા ઠરાવેલો વખત પૂરો થાય ત્યાં સુધી આ ખેલ ચાલે છે. આંધળા છોકરાઓ પૈકી કોઇ વર્તુલ બહાર જાય, તો બીજા કોઇએ પણ તેને અંદર લાવી મૂકવા.



ખેલ નં. ૮૮ ચિત્ર નં. ૨૬૫

## રીંછ અને મદારી.

**રીંછ અને મદારી**-(ખેલ નં. ૮૯)— છોકરાની બે ટોળી પાડવી. રમનના મેદાનમાં ૮ ફૂટ વ્યાસનું એક વર્તુલ કાઢવું. વર્તુલના મધ્યબિંદુ ઉપર એક મેખ (એક ફૂટ લંબાઇનો)



ખેલ નં. ૮૯ ચિત્ર નં. ૨૬૬

ખીલો ઠોકી તેને એક દોરી ચિત્ર નં. ૨૬૬ પ્રમાણે બાંધવી. પછી એક ટોળી ઉપર દાવ ઠરાવવો. દાવવાળી ટોળીના એક છોકરાની આંખો બાંધીને તેના હાથમાં ઉપર જણાવેલી દોરીનો એક છેડો આપીને તેને વર્તુલના પરિઘ ઉપર ઊભો કરવો. સામી ટોળીના પણ એક છોકરાના હાથમાં ડમરુ (અગર જમતના એક ડબ્બામાં પાંચ સાત કાંકરા નાખીને તે બંધ ડબ્બો) તથા દોરીનો બીજો છેડો આપીને તેને પણ વર્તુલના પરિઘ ઉપર બીજી બાજુ ઊભો કરવો. દોરી ઢીલી ન રહે એ રીતે પકડીને તે બંનેએ પરિઘ ઉપર ઊભા રહેવું. પછી ખેલ શરૂ કરવાની સિસોટી શિક્ષક વગાડે, એટલે ડમરુવાળો છોકરો (મદારી) ડમરુ વગાડી અવાજ કરે, અને આંધળો છોકરો (રીંછ) તે અવાજની દિશામાં વર્તુલ ઉપર થઈને દોડીને તે મદારીને પકડવા પ્રયત્ન કરે. દોરી ઢીલી ન રાખતાં બંને દોડ્યા કરે. રીંછ જો મદારીને પકડે, તો તેની ટોળીનો બીજો એક છોકરો મદારી બને, અને ફરી ખેલ શરૂ થાય; ત્રણ મિનિટમાં મદારી ન પકડાય, તો રીંછની આંખો છોડી નાખીને તેની જગાએ ટોળીના એક બીજા છોકરાને રીંછ બનાવવો. ઠરાવેલા વખતમાં દરેક ટોળીના બાકી રહેલા છોકરા ઉપરથી જીત નક્કી કરવી.

## સસલો અને શિકારી.

**સસલો અને શિકારી**—(ખેલ નં. ૯૦)—બે છોકરાની આંખો બાંધીને તેને એક મેજની બંને બાજુએ એ મેજ ઉપર જમણો હાથ મુકાવીને ચિત્ર નં. ૨૬૭ પ્રમાણે ઊભા કરવા. પછી એકને સસલો અને એકને શિકારી ઠરાવવા. શિક્ષકે સિસોટી વગાડી ખેલ શરૂ કરવો. બંનેએ પોતાના હાથ મેજ ઉપરથી ન ઊંચકતા તે મેજ ઉપરથી જ સરકાવતા જઈને એક જ દિશામાં મેજની આસપાસ દોડવું. શિકારી જો સસલાને પકડે, તો બંનેની આંખો છોડીને બીજા બેને ઊભા કરવા, અને તેની



ખેલ નં. ૯૦ ચિત્ર નં. ૨૬૭

આંખો બાંધી ફરી ખેલ શરૂ કરવો. અથવા ત્રણ મિનિટ સુધી સસલો ન પકડાય તોપણ તે બંનેને છૂટા કરી બીજા બેને ઊભા કરી ફરી ખેલ શરૂ કરવો.

## વર્તુલમાંનો દડો.

**વર્તુલમાંનો દડો**-( ખેલ નં. ૯૧ )— છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં એક મોટું વર્તુલ મેદાન ઊપર કાઢવું, અને એક સિવાયના બાકીના બધાને એ વર્તુલના પરિઘ ઉપર ઊભા કરવા. દરેક છોકરા વચ્ચે ૮ ફૂટનું અંતર રાખવું. બાકી રાખેલા એક છોકરાને એ જ વર્તુલના મધ્ય ભાગે ઊભો કરવો. પછી વર્તુલ ઉપર ઊભા રહેલા છોકરા પૈકી એકના હાથમાં



ખેલ નં. ૯૧ ચિત્ર નં. ૨૬૮

એક મોટો દડો ચિત્ર નં. ૨૬૮ પ્રમાણે આપવો. બાદ ખેલ શરૂ કરવાની સિસોટી થતાં જ જેના હાથમાં દડો હોય તે છોકરાએ તે દડો સામેના છોકરા તરફ ફેંકવો. એ ફેંકેલો દડો વચ્ચે ઊભેલો છોકરો જો ઝીલી લે, તો તેના ઉપરનો દાવ ઊતરે, અને ફેંકનાર ઉપર આવે. પછી તે છોકરો દાવ આપવા વચમાં ઊભો રહે, અને દાવ હતો તે તેની જગાએ પરિધ ઉપર જાય. દડો ફેંકવાનો તે વચલા છોકરાના હાથમાં ન આવે, એટલો ઊંચો ફેંકવો નહીં; પણ એક તરફ નાખું છું એવી ભૂલ ખવરાવી બીજી તરફ નાખવો, કે વચલો છોકરો તેને પકડી ન શકે.

## દડો ભુલાવવો.

દડો ભુલાવવો-(ખેલ નં. ૯૨)--છોકરાની બે સરખી ટોળી પાડવી. મેદાન ઉપર છોકરાની સંખ્યાના પ્રમાણમાં એક વર્તુલ કાઢવું. પછી એક ટોળીના છોકરા તે વર્તુલના પરિઘ ઉપર બબ્બે ફૂટનું અંતર રાખીને ઊભા રહે, અને બીજી ટોળીના છોકરા વર્તુલની અંદર ઊભા રહે. પરિધ ઉપર ઊભેલા છોકરા પૈકી એકના હાથમાં ટેનિસનો અગર ચીથરાનો બનાવેલો એક દડો આપવો. પછી ખેલ શરૂ કરવાની સિસોટી થતાં જ જેના હાથમાં દડો છે તે છોકરાએ અંદર ઊભેલા કોઇ પણ છોકરાને તે ગોઠણની નીચે પગ ઉપર મારવો (ચિત્ર નં. ૨૬૯). જેને દડો માર્યો હોય તેણે પગ ઊંચકીને-ઉંચે કૂદીને-તે દડો ચૂકવવો. જો દડો તેને વાગે તો તે બાદ થઇ જાય. ન વાગે તો દડો પરિધ ઉપર ઊભેલા જે છોકરાના હાથમાં આવે તેણે લઇ બીજા અંદર ઊભેલા કોઇ પણ છોકરાના પગ ઊપર મારવો. દરાવેલો વખત પૂરો થાય, એટલે અંદર ઊભેલા છોકરાઓ પરિધ ઉપર આવે, અને પરિધ ઉપર ઊભેલા અંદર આવી જાય. ફરી એ જ પ્રમાણે ખેલ શરૂ થાય. જે ટોળીના થોડા છોકરા બાદ થાય, તે જીતી ગણાય.



ખેલ નં. ૯૨ ચિત્ર નં. ૨૬૯

# કિલ્લા ઉપર હલ્લો.

કિલ્લા ઉપર હલ્લો–(ખેલ નં. ૯૩)— શિક્ષકે મેદાનની અંદર મધ્ય ભાગે ઊભા રહેવું, અને રમનારા છોકરાઓને પોતાનાથી પચાસ ફૂટ છેટે મોકલવા પછી શિક્ષકે જમણા હાથની મૂઠી પોની વાળીને તે જમણી આંખે દૂરબીન પ્રમાણે નાખવી, અને ડાબી આંખ ડાબા હાથ વતી ઢાંકી દેવી (ચિત્ર નં ૨૭૦). પછી રમનારા બધા છોકરાઓને ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પેટ ઉપર સૂઇ જવા કહેવું તે બધા છોકરાઓના માથા શિક્ષક તરફ હોય પછી ખેલ શરૂ કરવાની સિસોટી વગાડવી સિસોટી થતા જ બધા છોકરાઓએ પોતાના શરીરનો ભાર હાથ અને પગના પંજા ઉપર રાખીને જમીન ઉપરથી શરીરને ઊંચકવું, અને તેવી જ સ્થિતિમાં રહીને શિક્ષક તરફ આગળ વધવા માંડવું શિક્ષકની નજર ન હોય તે વખતે જ છોકરાઓએ એ રીતે સરકતા સરકતા જવું શિક્ષકની નજર પડે કે સરકતા બધ પડી સ્થિર થઇ જવું જે છોકરો આગળ સરકતો શિક્ષકની નજરે પડશે તેનું નામ શિક્ષક બોલશે એટલે તે બાદ થશે એથી ઊલટું, જે છોકરો શિક્ષકની નજર ચૂકીને આગળ વધતો જશે, અને શિક્ષકને પ્રથમ અડશે તે જીત્યો ગણાશે.

કિલ્લા ઉપર હલ્લો કરતા પાયદળના સિપાઇઓને કિલ્લા ઉપરની બંદૂકની ગોળીઓનો મારો ચુકાવીને જવું પડે છે, તે ક્રિયાનું આ ખેલમાં અનુકરણ કરેલું છે



ખેલ ન. ૯૩ ચિત્ર ન ૨૭૦

# રોન ફરનારા.

રોન ફરનારા–(ખેલ ન. ૯૪)—આ રમત માટે ૨૦ કે ૨૨ છોકરા જોઇએ. એ છોકરાની બે સરખી ટોળી પાડવી આ રમત માટે બે ફૂટ લંબાઇનો જાડો દંડો અગર નાનું બેટ તથા એક દડો એટલા સાધન જોઇએ. એક પંચકોણ (ચિત્ર ન ૨૭૧ પ્રમાણે) દોરવો

તેની દરેક બાજુની લંબાઈ ૧૬ વાર રાખવી. ચિત્રમાં બતાવેલા નંબર ૧ ની જગાએ ૨ ફૂટ




ખેલ નં. ૯૪ ચિત્ર નં. ૨૭૧

વ્યાસનું એક વર્તુલ જમીન ઉપર કાઢવું. એ વર્તુલમાં દડાને મારનાર (બેટ રાખનાર) ઊભો રહે. અને દડાને ફેંકનાર છોકરો પંચકોણના મધ્ય ભાગે (નં. ૬ ની જગાએ) ઊભો રહી દડો ફેંકે. નંબર ૨-૩-૪-૫ એ ઠેકાણે નાનાં વર્તુલ કાઢી પથરા મૂકવા, અગર નાની લાકડીઓ નિશાની માટે ખોડવી. હંમેશની રીત પ્રમાણે કઈ ટોળીએ દડો ફેંકનાર થવું, અને કઈ ટોળીએ દડાને મારનાર થવું તે ઠરાવવું. જે દડાને મારનાર ટોળી ઠરે, તેમાંના એક છોકરાએ નં. ૧ આગળ હાથમાં બેટ લઈને ઊભા રહેવું, અને તે ટોળીના બીજા છોકરાઓએ તેની પાછળ ઊભા રહેવું. દડો ફેંકનાર ટોળીમાંના એકે નંબર ૬ આગળ હાથમાં દડો લઈ ઊભા રહેવું, અને બીજાએ પંચકોણની બહાર એ દડાને ઝીલવા ઊભા રહેવું.

આ રીતે બધા ઊભા રહે, એટલે નંબર ૬ માં ઊભેલા છોકરાએ નંબર ૧ તરફ ઊંચેથી ને ઊંચેથી દડો ફેંકવો (ચિત્ર નં. ૨૭૨). નંબર એક વાળાએ તે દડાને જોરથી બેટ મારવું, અને પોતે તે બેટ ત્યાં જ મૂકી દઈ નંબર બે, ત્રણ, ચાર, પાંચ ઉપર થઈને પોતાની જગાએ પરત આવવા પ્રયત્ન કરવો. દડો ઝીલનારાઓ જો એ દડો ઉપરથી જ ઝીલી લે, તો તે મારનાર છોકરો બાદ થાય. દડો ફેંકનાર દડો ફેંકે, અને મારનાર જો તેને ત્રણ વખત સુધી પણ મારી ન શકે, તો તેવે વખતે પણ મારનારો બાદ થાય. દડો મારીને તે મારનાર છોકરો નં. ૨-૩-૪-૫ તરફ દોડતો હોય, તે વખતે તે



ખેલ નં. ૯૪ ચિત્ર નં. ૨૭૨

નં. ૨-૩-૪-૫ ના વર્તુલ ઉપર ન હોય અને વચમાં હોય, ત્યારે જો સામા પક્ષ તરફથી કોઈપણ તેને દડો મારે, તો પણ તે બાદ થાય. તેટલા માટે તેણે સામા પક્ષના હાથમાં દડો આવે તે પહેલાં બની શકે તેટલું જ દોડીને નં. ૨-૩-૪-૫ પૈકી કોઇપણ એક જગાએ ઊભું રહેવું, એટલે તેને વચમાં દડો વાગવાનો સંભવ રહે નહીં. એ દડો મારનાર તેવા કોઇ પણ એક વર્તુલ ઉપર (નં. ૨-૩-૪-૫ માં) ઊભો રહે, કે તે ટોળીનો બીજો એક છોકરો નંબર ૧ માં ઊભો રહે અને ત્યાં પડેલું બેટ લઇ દડાને મારવા તૈયાર રહે. એટલે તેના તરફ પણ વચ્ચેનો છોકરો નં. ૬ થી દડો ફેંકે. તે પણ દડાને જોરથી મારીને પહેલાની પેઠે દોડવા માંડે. તે દોડવા માંડે કે પહેલો છોકરો આગળ દોડે, અને પાછળાને માટે જગા ખાલી કરે. એક જ વર્તુલમાં બે છોકરા ઊભા રહેવાનો વખત આવે, તો પ્રથમ ઊભેલો બાદ થાય. બધાં વર્તુલો (નં. ૨-૩-૪-૫) ફરીને જે છોકરો મૂળની જગાએ (નં. ૧ ઉપર) આવી જાય, તેણે તેની ટોળીનો એક ફેરો પૂરો કર્યો ગણાય તે નોંધી રાખવો. પછી તે છોકરો ફરી રમી શકે આ રીતે બધા છોકરાઓ પૂરા થતા સુધી એ ટોળી રમે. પછી બીજી ટોળી મારનાર બને, અને પહેલી ટોળી ફેંકનાર તથા ઝીલનાર બને. આ ટોળી પણ હવે તેનાથી થાય તેટલા પૂર્ણ ફેરા કરે, અને તે પણ નોંધી રખાય. જેના ફેરા વિશેષ થાય તે ટોળી જીતી ગણાય.

## ચક્કર ચક્કર.

ચક્કર ચક્કર (મેરી ગો રાઉન્ડ)-(ખેલ નં. ૯૫)—ગોળ ફરી શકે એવું લોખંડી ચક્કર માથા ઉપર જડેલું હોય તેવો એક થાંભલો તૈયાર કરાવવો. એ લોખંડી ચક્કરને ૪-૬ કે ૮ દોરીઓ બાંધવી, એ દોરીઓને છેડે લોખંડી કડાં રાખવાં, અગર પાતળી લાકડીના ફૂટ ફૂટના કકડા બાંધવા. એક એક દોરી એક એક છોકરાએ લઇને ચિત્ર નં. ૨૭૩ પ્રમાણે ઊભા રહેવું. પછી ખેલ શરૂ કરવાની સિસોટી થતાં જ બધા છોકરાએ એ દોરી હાથમાં પકડીને એક જ દિશામાં દોડવા માંડવું. દોડવામાં વધારે વેગ આવે કે ચિત્ર નં. ૨૭૪ પ્રમાણે દોરીએ લટકીને થાંભલાની ચો તરફ ફરવા માડવું. ફરવાની ગતિ ઓછી થઇ જાય, અને પગ જમીનને અડવા માંડે કે ફરી જોરથી દોડીને ગતિ આપવી, અને દોરીએ લટકીને જમીનથી ઊંચે ને ઊંચે ફરતા રહેવું. આ રીતે ઉપર ને ઉપર ફરવાની ક્રિયા ઉત્તમ રીતે આવડે,



ખેલ નં. ૯૫ ચિત્ર નં. ૨૭૩



ખેલ નં. ૯૫ ચિત્ર નં. ૨૭૪

એટલે બધા જ છોકરા જમીનથી ઊંચે ને ઊંચે જ રહીને થાંભલાની આસપાસ ફરી શકે છે. અને જરૂર હોય ત્યારે જમીનને અડીને–પગવતી ધક્કો મારીને–ફરવાની ગતિ કાયમ રાખી શકે છે. આ ખેલમાં છોકરાઓને હાથની મહેનત ઉત્તમ પ્રકારની થાય છે. વળી પગને પણ મહેનત કરવી પડે છે અને શરીરમાં સ્ફૂર્તિ આવે છે.



શ્રી.

# છોકરીઓના ખેલ (દેશી).



-: લેખિકા :-



શ્રી સૌ. લક્ષ્મીબાઇ મુજુમદાર, વડોદરા

## ઉપોદ્‌ઘાત.

યુરોપમાં જેવો સ્ત્રીપુરુષોનો મિશ્ર વહેવાર ચાલે છે, તેવો આપણા સમાજમાં ચાલતો નથી. તેવા મિશ્ર વહેવારથી થતાં નુકસાનો અનુભવમાં આવ્યા પછી આપણે ત્યાં સ્ત્રીપુરુષોનો વહેવાર ભિન્ન કરવામાં આવેલો છે. તેને પરિણામે છોકરીઓ તથા સ્ત્રીઓ ઘરમાં ને ઘરમાં જ રમી શકે એવા પ્રકારના અનેક ખેલ પ્રચલિત થયેલા છે. સ્ત્રીઓની માનસિક અને શારીરિક રચનાનો વિચાર કરીને તેમનાં આરોગ્ય અને શરીરસામર્થ્ય ઉત્તમ પ્રકારનાં રહે, એ હેતુથી તેવા અનેક પ્રકારના ખેલ યોજવામાં આવેલા છે. તે ખેલ કોણે અને ક્યારે યોજેલા છે, તે જાણવા કંઈ સાધન નથી. પણ ઘણા જૂના વખતથી તે સ્ત્રીઓમાં ચાલુ છે એમ જણાય છે. હાલમાં તો જૂનું તે બધું ખરાબ, એવી વિચારશ્રેણિ ચાલુ થવાથી એવા ઉત્તમ પ્રકારના ખેલ નવીન પેઢીની છોકરીઓમાંથી લગભગ નષ્ટ થવા આવેલા છે. તે ખેલોને પુનઃ ઉત્તેજન આપીને ચાલુ કરવાથી તેનો ઘણો લાભ સમાજને મળશે. માટે આપણા સમાજમાંથી જે કેવળ જૂના ખેલ સનાતને નાશ પામવા માંડેલા, એવા અનેક ઉપયુક્ત અને વગર

ખર્ચના દેશી ખેલોની માહિતી અહીં આપવા વિચાર રાખેલો છે. યુરોપિયન લોકોમાં આવા સ્ત્રીઓના સ્વતંત્ર ખેલ નથી. છોકરાઓ તથા છોકરીઓ ત્યાં એક સરખા જ ખેલ રમે છે.

# બે હાથની ફૂદડી.

**બે હાથની ફૂદડી**-(ખેલ નં. ૧)—બે છોકરીઓએ એકમેકની સામે ઊભા રહેવું. પછી એક છોકરીએ પોતાના જમણા હાથથી બીજી છોકરીનો જમણો હાથ, અને ડાબા હાથથી ડાબો હાથ ચિત્ર નં. ૨૭૫ પ્રમાણે સજ્જડ



ખેલ નં. ૧ ચિત્ર નં. ૨૭૫

પકડવો. બંનેએ પોતાના શરીરનો તોલ પાછલી બાજુએ નાખવો, એટલે બંનેના હાથ પૂરતા લાંબા થશે. બંનેએ પોતાના પગ એકમેકની પાસે લાવવા. દરેકે પોતાનાં બે પગલાંની વચમાં ૩–૪ ઇંચનું અંતર રાખવું. પછી બંનેએ જરૂર પ્રમાણે પગ ખસેડતાં ખસેડતાં ગોળ વર્તુલાકાર ફરવું. હાથ અને પગ એ આ વર્તુલનાં મધ્યબિંદુ સમજીને એકસરખું ગોળ ફરવું. શરૂઆતમાં ગોળ ગોળ ફરવાથી ચક્કર આવશે, પણ ટેવથી તે કમી થતાં જશે.

સારી રીતે ટેવ પડયા પછી આમાં જલદીથી ફરી શકાય છે. આ ખેલથી હાથ અને પગના સ્નાયુઓને સારો વ્યાયામ થાય છે, અને મનને આનંદ લાગે છે. રમવાની જગા મોટી હોય, તો છોકરીઓની સંખ્યા વિશેષ હોય તો પણ એકી વખતે ઘણી છોકરીઓ આ રીતની ફૂદડી રમી શકશે.

આ ખેલ કરતાં છોકરીઓ વારાફરતી ઉખાણાં બોલે છે. બે હાથની ફૂદડીનાં તેવાં થોડાં ઉખાણાં નમૂના દાખલ અહીં આપ્યાં છે:—

### ઉખાણાં

[૧]

क

એક હતું ફુલફુલ,
તેને જડયું લાલ ફૂલ!
લાલ ફૂલમાં રાતી કીડી!
કીડી મારે માથે ચડી!

ख

એક હતી ચકલી,
એ રહેતી એકલી,
એકલી એકલી ઊંઘી ગઇ!
ઊંઘતાં ઊંઘતાં પડી ગઇ!
પડતાં પડતાં ઝબકી!
ને ભેંસ ગઈ હબકી!

ग

એક હતું બગ,
એને લાંબા લાંબા પગ !
પગને માથે ભગ!
ત્યાંથી નીકળ્યો ઠગ!
ઠગે કરી ઠેકડી!
માથે મોટી દેગડી!
દેગડીમાં દોરા!
ને જમે નકરા વોરા!

घ

માના હાથમાં છોકરું,
માથે મૂક્યું બોઘરું!
બાપુનું માથું બોડું!
ચોરનું માથું ફોડું!
કામ કરશું જલદી,
ને ઢેલને માથે કલગી!

च

સરખી સરખી સાહેલી,
રમવા ચાલી વહેલી!
સરખે સરખી રમતે ચડી,
રમતાં રમતાં રાત પડી!
રાતે તે અંધારાં વેર્યાં!
આકાશે તારલિયા ખેર્યા!

छ

આસમાની આકાશ,
નીલવર્ણું ઘાસ.
ધોળા ધોળા દૂધમાં
ખાંડ નાખી ખાશ!

ज

ગોળા ઉપર મોરિયો,
ચાલ્યો જાય ઘોરિયો!
ઘોરિયામાં ધાણી!
ગાય પીએ પાણી!

झ

બે હતી સખીઓ,
તેણે કાગળ લખિયો!
લખતાં લખતાં રાત પડી!
કાગળ ઉપર ભાત પડી!

ट

એક હતું બગલું,
એને જડયું ડગલું!
ડગલામાં કોડી!
ગોળી નાખી ફોડી!

ठ

મોટું મારું ફળી,
તેમાં ઊગી કદળી!
કદળીનાં લીલાં પાન!
મારો વીર છે ગોરે વાન!

ड

મારા વાડામાં તાંજળિયો, તાંજળિયો!
આભમાં ઊગ્યો ચાંદલિયો, ચાંદલિયો!
ત્યાં તો ચમકે તારલિયા, તારલિયા!
તારલિયા તો ઝગમગે, ઝગમગે!
વીરની પાંભડી ફગફગે, ફગફગે!

ढ

મારા ઘરમાં મીંદડી, મીંદડી!
મીંદડીના ઊંચા કાન, ઊંચા કાન!
વાઘની એ માશીબા, માશીબા!
ઝડપી ઝાલે ઊંદરડી, ઊંદરડી!
ફરજે એની ફૂદરડી! ફૂદરડી!
સેજે એની ચકરડી, ચકરડી!

ગાયનો

[૨]

શું રે હશે, બેની, શું રે હશે?
સૂરજની આંખમાં શું રે હશે?

શું રે હશે, બેની, શું રે હશે?
 પવનની પાંખમાં શું રે હશે?
શું રે હશે, બેની, શું રે હશે?
 સિંધુના તાનમાં શું રે હશે?
શું રે હશે, બેની, શું રે હશે?
 ગુરુના જ્ઞાનમાં શું રે હશે?
શું રે હશે, બેની, શું રે હશે?
 યોગીઓના ધ્યાનમાં શું રે હશે?
શું રે હશે, બેની, શું રે હશે?
 અંતરના હાસમાં શું રે હશે?
શું રે હશે, બેની, શું રે હશે?
 જગતના રાસમાં શું રે હશે?

—દેશળજી પરમાર

[૩]

ફરો ફરોને બેનીઓ, ફૂદરડી!
 જેમ રમે ચકરડી ભમરડી...ફરો૦
સૌ સાથે મળી લ્યો, ફૂદરડી!
 જેમ દોડે ઊંદરડા ઊંદરડી...ફરો૦

—ત્રિભુવન વ્યાસ

## બેઠી ફૂદડી.

**બેઠી ફૂદડી**–(ખેલ નં. ૨)—આ ફૂદડી ઉપરની રીતે જ બે છોકરીઓને રમવાની છે. પણ આમાં એક છોકરી ચિત્ર નં. ૨૭૬ પ્રમાણે નીચી વળીને અને અર્ધી બેઠા જેવી રહીને રમે છે. એ રીતે બેસનાર છોકરીના પગને વિશેષ જોર આવે છે અને સામેની છોકરીના હાથને વિશેષ જોર પડે છે. આ વખતે છોકરીઓ નીચેનું ગાયન બોલે છે.

ગાયન

બેઠી ફૂદડી ફરીએ, આનંદેથી રમીએ!
એક જણી બેઠી ફરે, બીજી ઊભી ઊભી ફરે!



ખેલ નં. ૨ ચિત્ર નં. ૨૭૬

# દંડ કૂદડી.

દંડ કૂદડી-(ખેલ નં. ૩)—બે છોકરીઓએ એકમેકના તરફ મોઢાં રાખીને ઊભાં રહેવું. પછી દરેકે પોતાના જમણા હાથથી સામેની છોકરીનો ડાબો દંડ (હાથનો ઉપરનો ભાગ) અને ડાબા હાથથી જમણો દંડ પકડવો, અને ચિત્ર નં. ૨૭૭ પ્રમાણે ઊભાં રહેવું. અને પછી પોતાને જ કુંડાળું કરતાં કરતાં એ હાથની કૂદડી પ્રમાણે ગોળ ફરવું. ફરતી વખતે શરીરનો ઝોક પાછળ રાખવો. જોરથી ફરવાથી ઉત્તમ કસરત થાય છે.



ખેલ નં. ૩ ચિત્ર નં. ૨૭૭

ગાયન

દંડ કૂદડી રમીશું, રમીશું!
બેની સાથે ફરીશું, ફરીશું!
આનંદ આનંદ કરીશું, કરીશું!
ફરતાં ફરતાં રમીશું, રમીશું!

# એક હાથી કૂદડી.

એક હાથી કૂદડી-(ખેલ નં. ૪)—ચિત્ર નં. ૨૭૮ પ્રમાણે જમણે હાથે સામેની છોકરીનો જમણો હાથ પકડીને આ કૂદડી ફરવી. આ પ્રકારમાં હાથને વિશેષ કસરત મળે છે. પછીથી ડાબા હાથે ડાબો હાથ પકડીને એ રીતે ફરવું, એટલે તે હાથને પણ ખૂબ કસરત મળશે. એકંદરે આ ખેલથી હાથની પકડ મજબૂત બને છે.



ખેલ નં. ૪ ચિત્ર નં. ૨૭૮

ગાયન

એક હાથની કૂદડી,
રમો! રમો! બે ઘડી!
આવો! આવો! બેરુડી!
ફરો! ફરો! કૂદડી!

## ભોંય કૂદડી.



બેન નં ૫ ચિત્ર નં ૨૭૯

**ભોંય કૂદડી**-(બેન નં ૫)—ચિત્ર નં ૨૭૯ પ્રમાણે બે છોકરીઓએ એકમેકની સામે બેસવું. પછી હાથ આગળ પાછળ કરતા કરતા, બેઠા બેઠા જ ઠેક મારીને ખસતા ખસતા ગોળાકાર ફરવું, અથવા આગળ પાછળ ખસવું

**ગાયન**

ભોંય કૂદડી ફરીએ।
 બેઠા બેઠા રમીએ।
સામે સામે બેસીએ।
 ઠેક મારી ખસીએ।
હાથ આગળ લઈએ।
 કૂદી આગળ જઈએ।
હાથ પાછળ કરીએ।
 ગોળ ગોળ ફરીએ।

## કાચબા કૂદડી.



બેન નં. ૬ ચિત્ર નં ૨૮૦

**કાચબા કૂદડી**-(બેન નં ૬)—પોતપોતાના પગ વચ્ચે હાથ ઘાલીને અને આગલી બાજુએ બને હાથની મૂઠી વાળી રાખીને ચિત્ર નં ૨૮૦ પ્રમાણે જમીન ઉપર બેસવું, અને બેઠા બેઠા જ પોતે પોતાને કુંડાળું કરીને ફરવું અથવા બને દિશાએ ૫-૬ હાથ જઈને ફરી પરત આવવું, તથા મોઢેથી કૂ કૂ કરવું

# ઘંટી કૂદડી.

**ઘંટી કૂદડી**-(ખેલ નં. ૭)—એ છોકરીઓએ સામસામે ઉભાં રહીને પગલાં એકમેકને અડકાડવાં. પછી બીજી બે છોકરીઓએ એ પહેલી બેના હાથ ચિત્ર નં. ૨૮૧ પ્રમાણે પકડવા, અને જમણી બાજુએ ફરવું. પહેલી બે છોકરીઓએ પગ તેવા જ અડકાડેલા રાખવા. ચારેએ પાછળ તોલ (ઝોક) રાખીને ગોળ ઘંટીની પેઠે ફરવું.



ખેલ નં. ૭ ચિત્ર નં. ૨૮૧

# નખૂલી કૂદડી.

**નખૂલી કૂદડી**-(ખેલ નં. ૮)—ચિત્ર નં. ૨૮૨ પ્રમાણે બે છોકરીઓએ એકમેકની સામે ઊભી રહીને હાથની આંગળીઓ પકડવી, અને પાછળ ઝોક રાખીને બે હાથની કૂદડી પ્રમાણે ગોળ ફરવું. આમાં આંગળીઓ ઉપર જોર આવવાથી તે મજબૂત બને છે.



ખેલ નં. ૮ ચિત્ર ન. ૨૮૨

**ગાયન**

નખૂલી કૂદડી! નખૂલી કૂદડી!
રમીએ, આવો, નખૂલી કૂદડી!
આંગળાં પકડો! નખૂલી કૂદડી!
ઊભાં ફરીએ! નખૂલી કૂદડી!
રમવા આવો, નખૂલી કૂદડી!
માથું ઝુકાવો, નખૂલી કૂદડી!
ગોળ ફરજો, નખૂલી કૂદડી!
ફરતાં ફરજો, નખૂલી કૂદડી!

## ભોંય કૂદડી.

**ભોંય કૂદડી**-(ખેલ નં. ૫) -ચિત્ર નં. ૨૭૯ પ્રમાણે બે કરીઓએ એકમેકની સામે સવું. પછી હાથ આગળ પાછળ તાં કરતાં, બેઠાં-બેઠાં જ ઠેક રીને ખસતાં ખસતાં ગોળાકાર વું, અથવા આગળ પાછળ ખસવું.

ગાયન

ભોંય કૂદડી ફરીએ।
બેઠાં બેઠાં રમીએ।
સામે સામે બેસીએ।
ઠેક મારી ખસીએ।
હાથ આગળ લઈએ।
કૂદી આગળ જઈએ।
હાથ પાછળ કરીએ।
ગોળ ગોળ ફરીએ।



ખેલ નં. ૫ ચિત્ર નં. ૨૭૯

## કાચબા કૂદડી.



ખેલ નં. ૬ ચિત્ર નં. ૨૮૦

**કાચબા કૂદડી**-(ખેલ નં. ૬) —પોતપોતાના પગ વચ્ચે હાથ ઘાલીને અને આગલી બાજુએ બંને હાથની મૂઠી વાળી રાખીને ચિત્ર નં. ૨૮૦ પ્રમાણે જમીન ઉપર બેસવુ, અને બેઠાં બેઠાં જ પોતે પોતાને કુંડાળું કરીને ફરવું અથવા બંને દિશાએ ૫-૬ હાથ જઈને ફરી પરત આવવું, તથા મોઢેથી કૂ કૂ કરવું.

# ઘંટી કૂદડી.

**ઘંટી કૂદડી**-(ખેલ નં. ૭)—બે છોકરીઓએ સામસામે ઉભા રહીને પગના એકમેકને અડકાડવા. પછી બીજી બે છોકરીઓએ એ પહેલી બેના હાથ ચિત્ર ન. ૨૮૧ પ્રમાણે પકડવા, અને જમણી બાજુએ ફરવુ. પહેલી બે છોકરીઓએ પગ તેના જ અડકાડેલા રાખવા. ચારેએ પાછળ તાન (ઝોક) રાખીને ગોળ ઘંટીની પેઠે ફરવુ.



ખેલ ન. ૭ ચિત્ર નં. ૨૮૧

# નખૂલી કૂદડી.

**નખૂલી કૂદડી**-(ખેલ ન. ૮)—ચિત્ર નં. ૨૮૨ પ્રમાણે બે છોકરીઓએ એકમેકની સામે ઊભી રહીને હાથની આગળીઓ પકડવી. અને પાછળ ઝોક રાખીને બે હાથની કૂદડી પ્રમાણે ગોળ ફરવુ આમા આગળીઓ ઉપર જોર આવવાથી તે મજબૂત બને છે.

### ગાયન

નખૂલી કૂદડી ! નખૂલી કૂદડી !<br>
    રમીએ, આવો, નખૂલી કૂદડી !<br>
આગળા પકડો ! નખૂલી કૂદડી !<br>
    ઊભા રહીએ ! નખૂલી કૂદડી !<br>
રમવા આવો, નખૂલી કૂદડી !<br>
    માથુ ઝુકાવો, નખૂલી કૂદડી !<br>
ગોળ ફરજો, નખૂલી કૂદડી !<br>
    ફરતા રમજો, નખૂલી કૂદડી !



ખેલ ન. ૮ ચિત્ર ન. ૨૮૨

# ભોંય કૂદડી.



બેન ન ૫ ચિત્ર નં. ૨૭૯

**ભોંય કૂદડી-(બેન ન ૫)** —ચિત્ર ન ૨૭૯ પ્રમાણે બે છોકરીઓએ એકમેકની સામે બેસવુ પછી હાથ આગળ પાછળ કરતા કરતા, બેઠા-બેઠા જ ઠેક મારીને ખસતા ખસતા ગોળાકાર ફરવુ, અથવા આગળ પાછળ ખસવુ

ગાયન

ભોય કૂદડી ફરીએ।
 બેઠા બેઠા રમીએ।
સામે સામે બેસીએ।
 ઠેક મારી ખસીએ।
હાથ આગળ લઈએ।
 કૂદી આગળ જઈએ।
હાથ પાછળ કરીએ।
 ગોળ ગોળ ફરીએ।

# કાચબા કૂદડી.



બેન ન ૬ ચિત્ર ન ૨૮૦

**કાચબા કૂદડી-(બેન નં ૬)** —પોતપોતાના પગ વચ્ચે હાથ ઘાલીને અને આગની બાજુએ બને હાથની મૂઠી વાળી રાખીને ચિત્ર ન ૨૮૦ પ્રમાણે જમીન ઉપર બેસવુ, અને બેઠા બેઠા જ પોતે પોતાને કુંડાળુ કરીને ફરવુ અથવા બને દિશાએ ૫-૬ હાથ જઈને ફરી પરત આવવુ, તથા મોઢેથી ફૂ ફૂ કરવુ

# ઘંટી કૂદડી.

**ઘંટી કૂદડી**-(ખેલ નં. ૭)—બે છોકરીઓએ સામસામે ઉભાં રહીને પગલાં એકમેકને અડકાડવાં. પછી બીજી બે છોકરીઓએ એ પહેલી બેના હાથ ચિત્ર નં. ૨૮૧ પ્રમાણે પકડવા, અને જમણી બાજુએ ફરવું. પહેલી બે છોકરીઓએ પગ તેવા જ અડકાડેલા રાખવા. ચારેએ પાછળ તોલ (ઝોક) રાખીને ગોળ ઘંટીની પેઠે ફરવું.



ખેલ નં. ૭ ચિત્ર નં. ૨૮૧

# નખૂલી કૂદડી.

**નખૂલી કૂદડી**-(ખેલ નં. ૮)—ચિત્ર નં. ૨૮૨ પ્રમાણે બે છોકરીઓએ એકમેકની સામે ઊભી રહીને હાથની આંગળીઓ પકડવી, અને પાછળ ઝોક રાખીને બે હાથની કૂદડી પ્રમાણે ગોળ ફરવું. આમાં આંગળીઓ ઉપર જોર આવવાથી તે મજબૂત બને છે.

ગાયન

નખૂલી કૂદડી! નખૂલી કૂદડી!<br>
રમીએ, આવો, નખૂલી કૂદડી!<br>
આંગળાં પકડો! નખૂલી કૂદડી!<br>
ઊભાં ફરીએ! નખૂલી કૂદડી!<br>
રમવા આવો, નખૂલી કૂદડી!<br>
માથું ઝુકાવો, નખૂલી કૂદડી!<br>
ગોળ ફરજો, નખૂલી કૂદડી!<br>
ફરતાં ફરજો, નખૂલી કૂદડી!



ખેલ નં. ૮ ચિત્ર નં. ૨૮૨

# ભોંય કૂદડી.



એન ન ૫ ચિત્ર ન ૨૭૯

**ભોંય કૂદડી-(એન ન ૫)** —ચિત્ર ન ૨૭૯ પ્રમાણે બે છોકરીઓએ એકમેકની સામે બેસવુ પછી હાથ આગળ પાછળ કરતા કરતા, બેઠા બેઠા જ ઠેક મારીને ખસતા ખસતા ગોળાકાર ફરવુ, અથવા આગળ પાછળ ખસવુ

**ગાયન**

ભોય કૂદડી ફરીએ।
 બેઠા બેઠા રમીએ।
સામે સામે બેસીએ।
 ઠેક મારી ખસીએ।
હાથ આગળ લઈએ।
 કૂદી આગળ જઈએ।
હાથ પાછળ કરીએ।
 ગોળ ગોળ ફરીએ।

# કાચબા કૂદડી.



એન ન ૬ ચિત્ર ન ૨૮૦

**કાચબા કૂદડી-(એન ન ૬)** —પોતપોતાના પગ વચ્ચે હાથ ઘાલીને અને આગની બાજુએ બને હાથની મૂઠી વાળી રાખીને ચિત્ર ન ૨૮૦ પ્રમાણે જમીન ઉપર બેસવુ, અને બેઠા બેઠા જ પોતે પોતાને કુંડાળુ કરીને ફરવુ અથવા બને દિશાએ ૫-૬ હાથ જઈને ફરી પરત આવવુ, તથા મોઢેથી કૂ કૂ કરવુ

ગાયન

હરિ ! હરિ ! ગોવિંદ આવે છે ! મુજપર ગુનાન કે કે છે !
ગુનાન ગુનાન ઊડે છે, વેણી મારી રોળે છે !
માત યશોદાને જઇ કહે, કૃષ્ણ ઝિમ્મા ખેતે છે !
હાથ તાળી આપીને કૃષ્ણ ઝિમ્મા ખેતે કે !

## કૂકડો.



ખેન ન ૧૧ ચિત્ર ન. ૨૮૫

કૂકડો-( ખેન ન. ૧૧ )—પગ ઉપર પગ રાખીને ચિત્ર ન. ૨૮૫ પ્રમાણે બેસવુ આ ખેનમા ગમે તેટલી છોકરીઓ રમી શકશે બધીએ એ પ્રમાણે જ ઊભડક બેસીને ઠેકતા ઠેકતા આગળ જવું, અને પાછળ આવવુ તથા એ વખતે નીચેનુ ગાયન ગાનુ

ગાયન

મારી બેનીનો કૂકડો,
આવે મારે ઘેર !
ખાવા આપુ, પીના આપુ,
હોશે રાખુ ઘેર !
ઊડતો આવે દોડતો આવે,
હસ્તો આવે ઘેર !
પાછળ જાયે, આગળ આવે,
ફરતો ફરતો ઠેક !

## પાંખવાળો કૂકડો.

પાંખવાળો કૂકડો-( ખેન ન ૧૨ )—ચિન ન ૨૮૬ પ્રમાણે પગ ઉપર પગ રાખીને બેસવુ અને ગોઠણના ઉપરના ભાગમા હાથ ઉપર હાથ રાખવા તે હાથે સાડીનો છેડો કે ધાઘરીનો થોડો ભાગ પકડી રાખવો અને ખેચતા ખેચતા એ પડદેનો ભાગ હલાવતા હલાવતા આગળ જવુ તથા પાછળ આવવુ



ખેન ન ૧૨ ચિત્ર ન ૨૮૬

## ઝિમ્મા.



ખેલ ન ૯ ચિત્ર ન. ૨૮૩

**ઝિમ્મા**-(ખેલ નં. ૯)—બે છોકરીએ ચિત્ર ન. ૨૮૩ પ્રમાણે એકમેકના સામે ઊભા રહેવું. પછી બને હાથે એકમેકની હથેળી ઉપર હથેળી મારીને તાળી વગાડવી, અને પોતાને ફરતુ કુંડાળુ કરતા ફરતા ગોળ ફરવુ ફરી મોઢા સામે આવે કે ફરી હથેળી મારવી, અને ગોળ ફરવુ. આ રીતે પ્રત્યેક ચક્કર વખતે હથેળી ઉપર હથેળી મારવી, અને નીચેનું ગાયન બોલવું.

ગાયન

ઝિમ્મા ખેલો, ભેરુડી !
નાની મોટી ભેરુડી !
તાળી આપો, ભેરુડી !
સામે આવો, ભેરુડી !
બેઉ હાથે, ભેરુડી !
સરખા તાલે, ભેરુડી !
ગોળ ફરીને ભેરુડી !
ઝિમ્મા ખેલો ભેરુડી !

## ખભે ઝિમ્મા.



ખેલ ન. ૧૦ ચિત્ર નં. ૨૮૪

**ખભે ઝિમ્મા**-(ખેલ ન. ૧૦)—બે છોકરીઓએ સામસામે ઊભા રહેવુ. પછી સાદી ઝિમ્માની પેઠે એકમેકની હથેળી ઉપર હથેળી મારવી, અને ચિત્ર નં. ૨૮૪ પ્રમાણે હાથને પાછળ ખભા સુધી લાવવા પછી પોતાની હથેળી ઉપર હથેળી મારી તાળી વગાડવી, અને પછી પોતાને ફરતુ કુંડાળું કરી ગોળ ફરી જઇને ફરી પ્રથમની પેઠે હથેળી ઉપર હથેળી મારવી પછી હાથને પાછળ ખભા સુધી લઇ પોતાની હથેળી ઉપર તાળી વગાડી ગોળ ફરવુ, અને એ રીતે રમવુ

ગાયન

હરિ ! હરિ ! ગોવિંદ આવે છે ! મુજપગ ગુનાન રે કે છે !
ગુનાન ગુનાન ઊડે છે, વેણી મારી રોળે છે !
માત યશોદાને જઇ કહે, કૃષ્ણ ઝિમ્મા ખેલે છે !
હાથ તાળી આપીને કૃષ્ણ ઝિમ્મા ખેલે છે !

## કૂકડો.



ખેલ ન ૧૧ ચિત્ર ન ૨૮૫

કૂકડો-(ખેલ ન ૧૧)—પગ ઉપર પગ રાખીને ચિત્ર ન ૨૮૫ પ્રમાણે બેસવુ આ ખેલમા ગમે તેટલી છોકરીઓ રમી શકશે બધીએ એ પ્રમાણે જ ઊભડક બેસીને ઠેકતા ઠેકતા આગળ જવુ, અને પાછા આવવુ તથા એ વખતે નીચેનુ ગાયન ગાવુ

ગાયન

મારી બેનીનો કૂકડો,
આવે મારે ઘેર!
ખાવા આપુ, પીવા આપુ
હોંશે રાખુ ઘેર!
ઊડતો આવે દોડતો આવે,
ઠેકતો આવે ઘેર!
પાછળ જાયે, આગળ આવે,
ફરતો ફરતો ઠેક!

## પાંખવાળો કૂકડો.

પાંખવાળો કૂકડો-(ખેલ ન ૧૨)—ચિત્ર ન ૨૮૬ પ્રમાણે પગ ઉપર પગ રાખીને બેસવુ અને ગોઠણના ઉપરના ભાગમા હાથ ઉપર હાથ રાખના તે હાથે સાડીનો છેડો કે ધાઘરીનો થોડો ભાગ પકડી રાખવો અને ખેચતા ખેચતા એ પન્ડેનો ભાગ હલાવતા હલાવતા આગળ જવુ તથા પાછળ આવવુ



ખેલ ન ૧૨ ચિત્ર ન ૨૮૬

# ઊડતો કુકડો.



ઊડતો કૂકડો-(ખેલ નં. ૧૩)—આ ખેલ ઉપરના જેવો જ છે. માત્ર આમાં ચિત્ર નં. ૨૮૭ પ્રમાણે જરા ઊભાં રહીને ઠેક મારતાં આગળ જવાનું છે, અને ત્યાંથી પાછા આવવાનું છે.

ખેલ નં. ૧૩ ચિત્ર નં. ૨૮૭

# ડોલો, બેન, ડોલો!



ડોલો, બેન, ડોલો!-(ખેલ નં. ૧૪)—બે છોકરીઓએ ચિત્ર નં. ૨૮૮ પ્રમાણે સામસામે કમર ઉપર હાથ રાખીને ઊભાં રહેવું. પછી કમરમાંથી વળીને શરીરના માત્ર ઊપલા ભાગ (ધડ) ને એક બાજુથી બીજી બાજુ ગોળ ફેરવવો. હાથ તેમ જ રાખવા, અને ડોક શકય તેટલી નીચે લાવવી. આ ખેલથી કમરના સ્નાયુઓ મજબૂત થઇને યકૃત તથા પેડુની ક્રિયાઓ સુધરે છે.

ખેલ નં. ૧૪ ચિત્ર નં. ૨૮૮

ગાયન

ડોલો, બેન, ડોલો! આમ આમ ડોલો!<br>
સામે સામે ડોલો! ગોળ ગોળ ડોલો!<br>
ડાબી જમણી ડોલો! સાથે સાથે ડોલો!<br>
ગોળ ગોળ ડોલો! ડોલો, બેન, ડોલો!

# અડવળ ધૂમ, પડવળ ધૂમ.


ખેલ નં. ૧૫ ચિત્ર નં. ૨૮૯

**અડવળ ધૂમ. પડવળ ધૂમ**-(ખેલ નં. ૧૫ —બે છોકરીઓએ સામાસામે ઊભાં રહેવું. પછી પ્રત્યેકે પોતાનો જમણો હાથ સામેની છોકરીના જમણા ખભા ઉપર મૂકવો. અને દરેકે ડાબો હાથ ઊંચો કરી ડોકની પાછળ લેવો, અને તેનાથી સામેની છોકરીના જમણા હાથની આંગળીઓ ચિત્ર નં. ૨૮૯ પ્રમાણે પકડવી. પછી ગાયન બોલતાં બોલતાં પોતાને ફરતું કુંડાળું કરીને ગોળ ફરવું.

ગાયન

અડવળ ધૂમ, પડવળ ધૂમ!
કારેલીનો વેલો ધૂમ!
હાથ જમણો સામે ખભે!
ડાબા હાથે પકડો તેને!
ગોળ ગોળ ફરજો ખૂબ!
અડવળ ધૂમ, પડવળ ધૂમ!

# ઉંદર-બિલાડી.


ખેલ નં. ૧૬ ચિત્ર નં. ૨૯૦

**ઉંદર-બિલાડી**-(ખેલ નં. ૧૬) —એક મોટી છોકરીએ વચમાં ઊભી રહીને બે છોકરીઓનો એક એક હાથ ચિત્ર નં. ૨૯૦ પ્રમાણે પકડવો. પછી એ બે છોકરીઓ પૈકી એક નાની તે ઉંદર અને મોટી તે બિલાડી છે, એમ ગણીને બિલાડીએ ઉંદરની પછવાડે તેને પકડવા દોડવું. એ વખતે વચલી છોકરીએ એ બે છોકરીઓ (ઉંદર અને બિલાડી) દોડે, તે પ્રમાણે પોતાની આસપાસ કુંડાળું કરીને ગોળ ફરવું. આ ખેલમાં ઉંદર તથા બિલાડી થનારને દોડવાની ખૂબ કસરત થાય છે. ઉંદરને બિલાડી પકડે એટલે ખેલ પૂરો થાય.

# હિંગણ બેટ.

હિંગણ બેટ-(ખેલ નં. ૧૭)—ચિત્ર નં. ૨૯૧ પ્રમાણે બે છોકરીઓએ એકમેકની સામે પગેપગ મેળવીને બેસવું, અને એકમેકના હાથ પકડવા. પછી એક વખત આ તરફની છોકરીએ પાછળ ઝોક લઇને સામેની છોકરીને આગળ ખેંચવી, અને બીજી વખત તે તરફની છોકરીએ તે જ પ્રમાણે પાછળ ઝોક લઇને (આ તરફની) સામેની છોકરીને આગળ ખેંચવી આ રીતે આગળ પાછળ ઝોક લેતાં રહેવું, અને ગાયન બોલવું.



ખેલ નં. ૧૭ ચિત્ર નં. ૨૯૧

**ગાયન**

હિંગણ બેટ, રમોને બેન!
આમ આમ, આવોને બેન!
તમે કેમ ન આવો, બેન!
આમ આમ આવો, બેન!

# એન ઘેન, દીવા ઘેન

**એન ઘેન, દીવા ઘેન**-(ખેલ નં. ૧૮)—પ્રથમ ચકવું, અને જે છોકરી છેલ્લી રહે તેના ઉપર દાવ ઠરાવવો. પછી બાકીની છોકરીઓ પૈકી એકે આગેવાન થવું અને તેણે એક ખુરશી ઉપર પગ ખુલ્લા રાખીને ચિત્ર નં. ૨૯૨ પ્રમાણે બેસવું. પછી દાવવાળી છોકરીએ ખુરશી ઉપર બેઠેલી છોકરીના પગ વચ્ચે માથું ઘાલીને ઊભાં રહેવું, અને એ બેઠેલી છોકરીએ તેની આંખો બરાબર દબાવી રાખવી અને પૂછવું, 'એન ઘેન, દીવા ઘેન, તારા મનમાં કોણ?' બાકીની છોકરીઓ પૈકી એક નજીક આવી તે દાવવાળી છોકરીની પીઠ ઉપર ચિત્રમાં બતાવ્યા પ્રમાણે આંગળીઓ મૂકવી દાવવાળી છોકરીએ પછી તે આંગળી મૂકનારને તર્કથી ઓળખી કાઢવી. જો તે બરાબર ઓળખી



ખેલ નં. ૧૮ ચિત્ર નં. ૨૯૨

કાઢે, તો તેનો દાવ ઊતરે, અને આંગળી મૂકનાર ઉપર દાવ આવે. ન ઓળખી કાઢે તો તે ગમે ત્યાં જઈને છુપાઇ જાય, અને બીજી છોકરી આંગળી મૂકવા આવે. આ રીતે બધી સંતાઈ જાય. પછી સંતાકૂકડી પ્રમાણે દાવવાળી છોકરી તેને પકડવા દોડે, અને જે પકડાય તેના ઉપર દાવ આવે એ રીતે દાવ આવતાં ફરીને પ્રથમની પેઠે રમત ચાલે.

## હાદુશા પાણી.

**હાદુશા પાણી**–(ખેલ નં. ૧૯)—રમનાર છોકરીઓએ ચિત્ર નં. ૨૯૩ પ્રમાણે કમર ઉપર અવળા હાથ રાખીને ગોળ ઊભાં રહેવું. પછી નીચેનું ગાયન બોલતાં બોલતાં પોતાની આસપાસ કુંડાળું કરીને ગોળ ફરવું.

**ગાયન**

હાદુશા પાણી, બેન, હાદુશા પાણી!  
અવળા હાથ, હાદુશા પાણી!  
કમરે રાખો, હાદુશા પાણી!



ખેલ નં. ૧૯ ચિત્ર નં. ૨૯૩

## આમ નમું, તેમ નમું.

**આમ નમું, તેમ નમું**–(ખેલ નં. ૨૦) બધી છોકરીઓએ એકમેકથી થોડે થોડે છેટે ઊભાં રહેવું. પછી બધીઓએ નીચેનું ગાયન ગાતાં ગાતાં જુદી જુદી રીતે ચિત્ર નં. ૨૯૪ પ્રમાણે વળીને પોતાની આસપાસ ગોળ ફરતાં ફરતાં ધૂમરીઓ ખાવી.

**ગાયન**

આમ નમું, તેમ નમું હું! કમરે હાથ રાખી રમું હું!  
ઊંચી થાઉં, નીચી થાઉં, જમણી જાઉં, ડાબી જાઉં!  
આમ નમું, તેમ નમું! કમરે હાથ રાખી નમું!



ખેલ ન ૨૦ ચિત્ર ન. ૨૯૪

# થાળી લોટ.

થાળી લોટ-(ખેલ ન ૨૧)—ચિત્ર ન ૨૯૫ પ્રમાણે બે છોકરીઓએ સામસામે બેસવુ બન્નેએ પ્રથમ હાથ જમીન ઉપર મૂકવા (ચિત્રની ડાબી બાજુની છોકરીની પેઠે) પછી બન્નેએ હાથ ઉપાડીને પોતાના સાથળ ઉપર પછાડવા પછી હાથ સામે લઇને એકમેકના હાથ ઉપર હાથ મારવા (ચિત્રમાની જમણી છોકરીની પેઠે) પછી વળી હાથ જમીન ઉપર મૂકવા, અને ફરી સાથળ ઉપર પછાડી સામેની છોકરીના હાથ ઉપર હાથ મારવા આ રીતે ફરી ફરીને કરવુ, અને તેની જ સાથે નીચેનુ ગાયન ગાતા ગાતા ઉપર બતાવેલી રીતે રમવુ

**ગાયન**

થાળી લોટ, થાળી લોટ !
રમવા આવો, થાળી લોટ !
સામે સામે બેસો, બેન !
હાથ સરખા આપો, બેન !



ખેલ ન. ૨૧ ચિત્ર નં. ૨૯૫

# કેવડાનું પાન.

કેવડાનું પાન–(ખેલ નં. ૨૨)—બે છોકરીઓએ સામસામે ઊભાં રહેવું. પછી બંનેએ ચિત્ર નં. ૨૯૬ પ્રમાણે પોતાનો એક હાથ માથા ઉપર અને બીજો કમર ઉપર રાખવો. પછી દરેકે પોતાને ફરતી ઘૂમરી ખાઇને પોતાની જગા બદલી લેવી, અને સામેની જગાએ જઇને ઊભાં રહેવું. પછી ચિત્રમાં બતાવ્યા પ્રમાણે એક છોકરીએ બેસવું, અને એકે ઊભાં રહેવું. પછી બેઠેલી છોકરીએ ઊઠીને ઊભાં થવું અને ફરી દરેકે પોતાને ફરતી ઘૂમરી ખાઇ જગા બદલવી; તથા ચિત્રમાં બતાવ્યા પ્રમાણે એકમેકની સામે આવવું. આ રીતે ઘૂમરીઓ ખાતાં તથા જગા બદલતાં અને વારાફરતી એકે બેસી જઇને આ રમત રમવી, અને ગાયન બોલવું.

ગાયન

કેતકીનું પાન! બેન, કેતકીનું પાન!
કેવડાનું પાન, બેન, કેવડાનું પાન!



ખેલ નં. ૨૨ ચિત્ર નં. ૨૯૬

# ગોળી રે બેન ગોળી.



ગોળી રે બેન ગોળી–(ખેલ નં. ૨૩)—બંને છોકરીઓએ એકમેકની સામે એકમેકના તરફ મોઢાં રાખીને ઊભાં રહેવું. પછી બંનેએ પોતાના બંને હાથની આંગળીઓ એકમેકની સાથે ભરાવીને હાથ ઊલટા કરીને (હથેળી આગળ રાખીને) ચિત્ર નં. ૨૯૭ પ્રમાણે એકમેકના હાથ ઉપર હાથ મારવા અને ગોળ ફરવું. ફરતાં ફરતાં નીચેનું ગાયન ગાવું.

ગાયન

ગોળી રે બેન ગોળી,
આવો રમવા ગોળી!
હાથે હાથ પકડો, બેન!
તાળી તાળી આપો, બેન!
આંગળીઓ અડકાવો, બેન,
[illegible]

# કીકીનું પાન.

કીકીનુ પાન-(ખેન ન ૭૪)—રમનાર છોકરીઓએ એકમેકથી થોડે છેટે ઊભા રહેવુ બધી છોકરીઓએ પછી એક વખત તાળી વગાડવી, અને પછી ચિત્ર ન. ૨૯૮ પ્રમાણે હાથનો અંગૂઠો અને પહેલી આંગળી પકડાળી કરીને કાનની બાજુએ રાખવા. આ રીતે કરતા કરતા એક વખત પાચ સાત હાથ આગળ જવું અને ફરી પાછુ આવવુ. એ વખતે નીચેનું ગાયન ગાવુ.

ગાયન

કીકીનુ પાન, બેન! કીકીનું પાન,
કીકીનુ પાન, બેન! કીકીનુ પાન!



ખેલ ન. ૭૪ ચિત્ર ન ૨૯૮

# માછલી.



ખેલ નં ૭૫ ચિત્ર ન ૨૯૯

માછલી-(ખેલ ન ૭૫)—બે છોકરીઓએ આસરે દસ હાથના છેટે એકમેકના તરફ મોઢા રાખીને ઊભા રહેવુ પ્રથમ બનેએ જમણો પગ ડાબા સાથળ ઉપર મૂકીને ચિત્ર ન. ૨૯૯ પ્રમાણે પલાંઠી વાળીને બેસવુ, અને પછી તે જ ચિત્રમા બતાવેલી જમણી તરફની છોકરીની પેઠે બનેએ ઊંધુ સૂઈ જવુ એ વખતે આ છોકરીઓ માછલી જેવી દેખાય છે. પછી બનેએ માછલીઓની પેઠે ફૂ ફૂ કરતા કરતા

અને આગળ ખસતાં ખસતાં એકમેકની જગાએ જવું, અને ત્યાંથી પાછાં વળીને પોતાની જગાએ પરત આવવું. આ રીતે ફરી ફરીને કરતાં રહેવું. વધારે છોકરીઓ હોય ત્યારે આ રમત રમી શકાય છે.

ગાયન

માછલી ચાલે આવું છું, ફૂ ફૂ ફૂ ફૂ બોલું છું !
આગળ આગળ જાઉં છું, ફૂ ફૂ ફૂ ફૂ બોલું છું !
પાછળ પાછળ આવું છું ફૂ ફૂ ફૂ ફૂ બોલું છું !
માછલી ચાલે ચાલું છું, ફૂ ફૂ ફૂ ફૂ બોલું છું !

# સોપારી.

**સોપારી**-(ખેલ નં. ૨૬)—બે છોકરીઓએ એકમેકને પીઠ લગાડીને ઊભાં રહેવું. બંને હાથ બાજુએ હોય, તે પૈકી જમણા હાથે બીજીનો ડાબો હાથ અને ડાબા હાથે જમણો હાથ આંગળાં ભેરવીને પકડી રાખવો. પછી બંનેએ હાથ ન છોડતાં પોતાને ફરતું ગોળ ફરવું. એટલે ચિત્ર નં. ૩૦૦ પ્રમાણે વચલી સ્થિતિ આવશે. આ રીતે ફરતાં ફરતાં નીચેનું ગાયન ગાવું અને રમવું.



ખેલ નં. ૨૬ ચિત્ર નં. ૩૦૦

ગાયન

વાંકડી સોપારી ખોળા દે।
ધોળા ફૂલની ફોડી દે!

# મોર.

**મોર**-(ખેલ નં. ૨૭)—એક મોટી છોકરીએ ઊભી રહીને એક નાની છોકરીને પોતાની સાથે ચિત્ર નં. ૩૦૧ પ્રમાણે બરાબર વળગાડીને ઊભી રાખવી, અને તેને પોતાના બંને હાથે જરાપણ નીચે નમ્યા વગર સજ્જડ પકડી રાખવી. પછી એ નાની છોકરીએ પોતાના પગ ઊંચા કરીને તથા પાછળ લઇને એ મોટી છોકરીના પગને બરાબર બાઝી પડવું, અને પોતાના શરીરનો ઝોક આગળ નમાવવો. એટલું થયું એટલે એ નાની છોકરી મોર થઈ સમજવું. પછી એ મોટી છોકરીએ પૂછવું, "મોર, મોર, પાણી કેટલું ઉંડું, બોલ?" પછી મોરે પોતાના

બંને હાથ ચિત્રમા દર્શાવ્યા પ્રમાણે બને બાજુએ પહોળા કરવા. પછી એ મોટી છોકરીએ એ નાની છોકરીને પકડી રાખીને આગળ અગર પાછળ ઠેકતા ઠેકતા જવું.

ગાયન

બામાને પારણે, સોનાનો મોર!
સોનાનો મોર, ઝુલે નંદકિશોર!
બામાને પારણે, સોનાનો મોર!



ખેલ નં. ૨૭ ચિત્ર નં. ૩૦૧

## ચારજણીની કૂદડી.

**ચારજણીની કૂદડી**-(ખેલ નં. ૨૮)— ચારે છોકરીઓએ ચિત્ર નં. ૩૦૨ પ્રમાણે ઊભા રહેવુ. પછી દરેક છોકરીએ પોતાના જમણા હાથે પાસેની છોકરીનો ડાબો હાથ પકડવો પછી એ બધાએ પાછલી બાજુ ઝોક ખાઇને બે હાથની કૂદડી પ્રમાણે ગોળ ફરવું. એક વખત જમણી તરફ તો બીજી વખત ડાબી તરફ ફરવુ. જે હાથની કૂદડીમા જે ગાયન બોલાય છે તે જ ગાયન બોલીને આ કૂદડીમા પણ રમવું.



ખેલ નં. ૨૮ ચિત્ર નં. ૩૦૨

# લોટણુ ફૂદડી.

**લોટણુ ફૂદડી**–(ખેલ નં. ૨૯)—પ્રત્યેક છોકરીએ ચિત્ર નં. ૩૦૩ પ્રમાણે જમીન ઉપર પગ ટેકવીને બેસવું, અને બંને હાથવડે બંને પગના અંગૂઠા પકડી રાખવા. પછી પકડેલા અંગૂઠા તેમ જ રાખીને પાછળ ઝોક લેવો, અને પ્રથમ એક પડખાભર જમીન ઉપર સૂઇ જવું, પછી પીઠ ઉપર સૂઇ જવું; અને પછી બીજા પડખાભર સૂઇ જઇને ઊઠીને બેઠાં થવું. આ રીતે પ્રત્યેક છોકરીએ આળોટતાં આળોટતાં પોતાની આસપાસ કુંડાળું કરવુ. શરૂઆતમાં ડાબા પડખાભર આળોટવું અને પછી જમણા પડખાભર આળોટવું, એટલે બંને પડખાંને સરખી કસરત મળશે.

ગાયન

લોટણુ ફૂદડી લોટી લે!
આજુબાજુ લોટી લે!
પીઠ પાછળ લોટી લે!
આગળ પાછળ લોટી લે!
ગોળ કુંડાળે લોટી લે!
સામસામે લોટી લે!
લોટણુ ફૂદડી લોટી લે!
લોટણુ ફૂદડી લોટી લે!



ખેલ નં. ૨૯ ચિત્ર નં. ૩૦૩

# સાંકળ.

**સાંકળ**–(ખેલ નં. ૩૦)—ચિત્ર નં. ૩૦૪ પ્રમાણે બધી છોકરીઓએ ગોળ આકારમાં કૂકડાની પેઠે બેસવું. અને પછી કૂકડાની પેઠે ઠેકતાં ઠેકતાં એકમેકના પાછળ જવું. પ્રથમ ડાબી બાજુનુ વર્તુલ કરવું, અને પછી જમણી બાજુનું વર્તુલ કરવું. તે જ પ્રમાણે કૂકડાની પેઠે બેસતાં પણ એક વખત જમણો પગ આગળ રાખેલો હોય, તો બીજી વખત ડાબો પગ આગળ રાખીને બેસવું અને કરવું.

ગાયન

ગોળ ગોળ બેસી જાઓ!
કૂકડા ચાલે ચાલ્યા જાઓ!
ડાબી બાજુ પ્રથમ ફરો!
જમણી બાજુ પછી ફરો!
ડાબો પગ આગળ કાઢો!
જમણો પગ પછીથી મૂકો!
ગોળ ગોળ બેસી રહો!
કૂકડા ચાલે ફરી ફરો!



ખેલ નં. ૩૦ ચિત્ર નં. ૩૦૪

# તાળીનો ઘોડો.



ખેલ નં. ૩૧ ચિત્ર નં. ૩૦૫

**તાળીનો ઘોડો**–(ખેલ નં. ૩૧)—ત્રણ છોકરીઓએ એકમેકના તરફ પીઠ કરીને ચિત્ર નં. ૩૦૫ પ્રમાણે ઊભા રહેવું. પછી એકે જમણા પગ ઉપર ઊભી રહીને ડાબો પગ ગોઠણ-માંથી વાળી ઊંચો લેવો અને બીજી છોકરીએ ડાબા પગ ઉપર ઊભી રહીને જમણો પગ ઊંચો લેવો. પછી એ બન્ને છોકરીએ પોતાના એ ઊંચે લીધેલા પગ એકમેકની સાથે ભરાવવા. પછી ત્રીજી છોકરીએ પણ પોતાનો પગ ઊંચકીને પેલી બેના પગમાં ભરાવવો. પછી એ ત્રણે છોકરીઓની સામે બીજી ત્રણ છોકરીઓએ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ઊભા રહેવું. પછી એ બહાર ઊભી રહેલી છોકરીઓએ બન્ને હાથે એ વચ્ચે ઊભી રહેલી છોકરીઓને બે હાથે તાળી દઈને અને તેમને ફરતું કુંડાળું કરીને ગોળ ફરવું. વચની છોકરીઓએ પોતાના હાથ ઊંચા કરી એ બહારની છોકરીઓને તાળી આપવી.

# ભમર ભીંડી.

**ભમર ભીંડી**-(ખેલ નં ૩૨)—ચાર છોકરીઓએ ચિત્ર નં ૩૦ પ્રમાણે ઊભા રહેવું. પછી તેમાંની સામસામે મોઢું હોય તેની બે છોકરીઓએ એકમેકના હાથ પકડવા જમણે હાથે ડાબો હાથ અને ડાબે હાથે જમણો હાથ પકડવો પછી એ પકડેના હાથ ઊંચા કરીને એક તરફના હાથ ત્રીજી છોકરીના માથા ઉપરથી પીઠ ઉપર લેવા, અને બીજી તરફના હાથ ચોથી છોકરીના માથા ઉપરથી પીઠ ઉપર લેવા તે પછી ત્રીજી તથા ચોથી છોકરીઓએ પણ ઉપરની રીતે હાથ પકડીને પહેલી તથા બીજી છોકરીના માથા ઉપરથી પીઠ ઉપર લેવા, અને ચિત્ર નં ૩૦૬ પ્રમાણે ઊભા રહેવું.



ખેલ નં ૩૨ ચિત્ર નં ૩૦૬

# અબીલ રમું કે તબીલ રમું?



ખેલ નં. ૩૩ ચિત્ર નં ૩૦૭

પર ખ્યા ઘા.

**અબીલ રમુ કે તબીલ રમુ?**-(ખેલ નં ૩૩)—ચાર છોકરીઓએ એકમેકથી બે બે હાથને છેટે ગોળ ઊભા રહેવું. પછી પ્રત્યેક છોકરીએ ચિત્ર નં ૩૦૭ મા બતાવ્યા પ્રમાણે પ્રથમ પોતે તાળી વગાડવી, પછી પોતાની જમણી તરફ જે છોકરી હોય તેની જોડે તાળી લેવી, અને છેવટે ડાબી બાજુની છોકરીઓ જોડે તાળી લેવી આ રીતે એકસરખા કરતા રહેવું અને તે જ વખતે નીચેનું ગાયન બોલવું

ગાયન

અબીલ રમુ કે તબીલ રમુ?
તાળી વગાડી ફરતી ફરું!
જમણી ડાબી તાળી લઉં,
બેનો, બેનો, તાળી દઉં!—અબીલ૦

એમ કેટલીક વખત બોલીને છેલ્લે ફૂ ફૂ કરવું.

## પાઘડી.

**પાઘડી**–(ખેલ નં. ૩૪)—બે છોકરીઓએ એકમેકના તરફ મોઢાં રાખીને એકમેકથી દસ બાર હાથને છેટે ઊભા રહેવું. પછી ચિત્ર નં. ૩૦૮ પ્રમાણે એક વખત પોતાના જમણા હાથ ઉપર ડાબો હાથ અને જમણા પગ ઉપર ડાબો પગ મૂકીને, અને પછી બીજી વખત ડાબા હાથ ઉપર જમણો હાથ અને ડાબા પગ ઉપર જમણો પગ મૂકીને બંનેએ નાચતાં નાચતા એકમેકની જગા ઉપર જવું. પછી પાછાં વળીને તે જ પ્રમાણે કરતાં કરતાં પોતાની મૂળની જગા ઉપર આવવું. અથવા ચિત્રમાં જમણી તરફની છોકરીના હાથ બતાવેલા છે તે પ્રમાણે હાથ રાખીને જવું અને આવવું. આ રીતે આગળ તથા પાછળ જતાં નીચેનું ગાયન બોલવું.

ગાયન

પાઘડી રમુ, બેન, પાઘડી રમુ!
હાથે હાથ મેળવી ફરું!
પગ ઉપર પગ રાખી રમુ!
પાઘડી રમુ, બેન, પાઘડી રમુ!



ખેલ નં. ૩૪ ચિત્ર નં. ૩૦૮

## ભાલાં ભાલાં.

**ભાલાં ભાલાં**–(ખેલ નં. ૩૫)—બે બે છોકરીઓએ એકમેકના ખભા ઉપર હાથ રાખવા, અને ચિત્ર નં. ૩૦૯ પ્રમાણે બે જોડીઓ થઈને એકમેકના તરફ મોઢાં કરીને



ખેલ નં. ૩૫ ચિત્ર નં. ૩૦૯

એકમેકની સામે ત્રણ ચાર હાથને છેટે ઊભાં રહેવું. પછી દરેકે નીચેનું ગાયન બોલતા બોલતાં છૂટા રાખેલા હાથને આગળ કરતાં કરતા અને આગળ ખસતાં ખસતાં પોતાના જોડીદારના ખભા ઉપરથી હાથ લઇને પોતાની સામેની છોકરીના ખભા ઉપર મૂકવો. આ રીતે ફરી ફરીને કરવું.

**ગાયન**

ભાનાં રમીએ, ભાનાં રમીએ!
હાથે હાથ ચલાવી, બેન!
સામે સામે આવી, બેન,...ભાના૦

## પારણું.

પારણું-(ખેલ નં. ૩૬)—એક છોકરીએ પોતાના હાથ પોતાના પગના ગોઠણ નીચેથી લઇને તેની આંગળીઓ એકમેકની સાથે ભરાવી દેવી પછી તે છોકરીના દંડ (હાથના ઉપના ભાગ) બીજી બે છોકરીઓએ પકડીને તેને ચિત્ર નં. ૩૧૦ પ્રમાણે ઊંચકવી, અને પારણું હલાવીએ તેમ તેને આગળ પાછળ હલાવવી. જે છોકરીને એ પ્રમાણે ઊંચકેલી હોય, તેણે હાથની મૂઠીઓ સજ્જડ પકડવી. આ ખેલમાં ઊંચકેલી છોકરીને તથા ઊંચકનાર છોકરીઓને સારી કસરત થાય છે.



ખેલ નં. ૩૬ ચિત્ર નં. ૩૧૦

# રમાણી રગડા.



રમાણી રગડા-(ખેલ નં. ૩૭)—ચાર છોકરીઓએ વર્તુલાકારે ઊભાં રહેવું. પછી સામસામેની બે છોકરીઓએ ચિત્ર નં. ૩૧૧ પ્રમાણે વળીને તાળીઓ વગાડતા વગાડતાં તથા પોતપોતાને ઘૂમરી લેતાં લેતાં એકમેકની જગા ઉપર જવું. પછી બીજી બે છોકરીઓએ પણ તે જ પ્રમાણે કરીને એકમેકની જગા ઉપર જવું. આ રીતે રમવું. રમતાં રમતાં નીચેનું ગાયન મોઢેથી બોલવું.

ખેલ નં. ૩૭ ચિત્ર નં. ૩૧૧

ગાયન

રમાણી રગડા રમવું છે! ઘૂમરી ખાતાં ફરવું છે!<br>
તાળી લેતાં રમવું છે! રમાણી રગડા રમવું છે!

# ચકરડી ભમરડી.

ચકરડી ભમરડી-(ખેલ નં. ૩૮)—સામસામે બે થાંબલા જમીનમાં ખોડવા. એ બે થાંબલા વચ્ચે આઠ દસ હાથનું છેટું રાખવું. પછી રમનારી છોકરીઓના બે ભાગ પાડવા.



ખેલ નં. ૩૮ ચિત્ર નં. ૩૧૨

અને એક એક ભાગે ચિત્ર નં. ૩૧૨ પ્રમાણે એક એક થાંભલા પાસે ઊભાં રહેવું. પછી એક ભાગની એક છોકરીએ ચકરડી ભમરડી, ચકરડી ભમરડી, એમ બોલતાં બોલતાં દોડતાં આવવું, અને સામેના થાંભલાને કુંડાળું લઇને થાંભલા પાસે જવું. આ રીતે જતાં કે આવતાં તેનો શ્વાસ ખૂટી જાય, તો સામેની છોકરી તેને પકડી લે. એટલે તે બાદ થાય. શ્વાસ ખૂટે નહીં તો તેને પકડી ન શકાય. પછી બીજી છોકરી પણ તે પ્રમાણે બોલતી આવે, અને થાંભલાને ફરીને પાછી જાય. શ્વાસ ચાલુ રાખીને તે છોકરીઓ સામા પક્ષની જેટલી છોકરીઓને અડી જાય, તેટલી છોકરીઓ પણ બાદ થાય. આ ખેલ હુતુતુના જેવો છે.

## ઊડતો કૂકડો.

**ઊડતો કૂકડો**-(ખેલ નં. ૩૯)—ચિત્ર નં. ૩૧૩ પ્રમાણે એક નાની છોકરીએ એક મોટી છોકરીના પગ આગળ બેસવું. પછી એ નાની છોકરીએ પોતાના હાથ પાછળ લઇને ઊભી રહેલી મોટી છોકરીના પગ પકડવા. અને ઊભી રહેલી છોકરીએ પોતાના હાથથી બેઠેલી છોકરીના હાથ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પકડવા. પછી તેવી જ સ્થિતિમાં રહીને બંનેએ ઠેકતાં ઠેકતાં બધી જગામાં ફરવું.



ખેલ નં. ૩૯ ચિત્ર નં. ૩૧૩

## વહુ ચોરટી, સાસુ નાસતી.

**વહુ ચોરટી, સાસુ નાસતી**-(ખેલ નં. ૪૦)—ચાર છોકરીઓએ એકમેકના હાથ પકડીને ચિત્ર નં ૩૧૪ પ્રમાણે ગોળ ઊભાં રહેવું. પછી એક મોટી છોકરીએ સાસુ થવું, અને નાની છોકરીએ વહુ થવું. પછી એ સાસુ એ વહુને પકડવા માટે તેની પાછળ દોડે. બંનેએ ઊભી રહેલી છોકરીઓના હાથ નીચે થઇને એ છોકરીઓને ફરતું કુંડાળું લઈ



ખેલ નં. ૪૦ ચિત્ર નં. ૭૧૮

નામનું, અને નીચેનું ગાયન બોલવું.

ગાયન

સાસુ—વહુ ચોરટી !
વહુ—સાસુ નાસતી !

વહુ પકડાય એટલે ખેલ પૂરો થાય. પછી બીજી બે છોકરીઓએ સાસુ વહુ થવું અને એ રીતે રમવું.

# ગઢ જીત્યો.

ગઢ જીત્યો-(ખેલ નં. ૪૧)—રમનાર છોકરીઓના બે પક્ષ પાડવા, અને ચિત્ર નં. ૭૧૫ પ્રમાણે બંને પક્ષે સામસામે બેસવું. પછી એક પક્ષની એક છોકરીએ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ઉભી થઇને પોતાના હાથમાં એક કાંકરો લેવો, અને તે પોતાના પક્ષની કોઇપણ છોકરીના હાથમા ગુપચુપ છુપાવી દેવો. પછી સામા પક્ષને કોના હાથમાં એ કાંકરો છે તે પુછવું જો ખરું પડે તો આ પક્ષનો વારો જાય, અને સામા પક્ષમાં આવે. ખરું ન પડે તો જે છોકરીના હાથમાં કાંકરો હોય, તે એક ઠેકડો મારીને આગળ બેસે. એ રીતે જે પક્ષની છોકરી સામેના પક્ષ સુધી પ્રથમ પહોચે, તે પક્ષે ગઢ જીત્યો ગણાય.



ખેલ નં. ૪૧ ચિત્ર નં. ૭૧૫

## છબ્બુ.

છબ્બુ-(ખેલ નં. ૪૨)—હંમેશની પેઠે ચકીને એક છોકરી ઉપર દાવ ઠરાવવો. બાકીની છોકરીઓએ છેટે છેટે ઊભાં રહેવું. દાવવાળી છોકરીએ બીજી છોકરીઓ પૈકી કોઇ-પણ એકને પકડવા પ્રયત્ન કરવો. તેમાંની કોઇને દાવવાળી હમણાં જ પકડી લેશે એમ લાગે, તો તે જમીન ઉપર બેસી જાય, અને દાવ-વાળી છોકરી ચિત્ર નં ૩૧૬ પ્રમાણે છબ્બુ કહીને તેના માથા ઉપર હાથ મૂકે. પછી તે છોકરી (છબ્બુ) બીજી કોઇ છોકરી આવીને હાથ અડાડે નહીં ત્યા સુધી ઊઠી શકે નહીં. દાવવાળી છોકરી પછી બીજી કોઇને પકડવાનો પ્રયત્ન કરે, અને બીજી છોકરીઓ આ છબ્બુને ઉઠાડવાનો પ્રયત્ન કરે. દાવવાળી છોકરી એમાંથી કોઇને પણ અડી જાય, તો તેના ઉપરનો દાવ જાય, અને પકડાનાર ઉપર દાવ આવે.



ખેલ નં. ૪૨ ચિત્ર નં. ૩૧૬

## થાંભલા થાંભલા.

**થાંભલા થાંભલા**-(ખેલ નં. ૪૩)—જે જગામાં ઘણા થાંભલા હોય તે જગામા આ ખેલ બરાબર રમી શકાય. પ્રથમ ચકીને એક છોકરી ઉપર દાવ ઠરાવવો. પછી બાકીની બધી છોકરીઓએ એક એક થાંભલા પાસે ચિત્ર નં. ૩૧૭ પ્રમાણે ઊભાં રહેવું. પછી બંને થાંભના પાસેની છોકરી-ઓએ પોતપોતાની જગા છોડીને સામેની જગા લેવા પ્રયત્ન કરવો. તેઓ એ રીતે જતી હોય, તે દરમિયાન દાવવાળી છોકરીએ તેમને પકડવા પ્રયત્ન કરવો. થાંભલા પાસે ઊભાં રહ્યા પછી પકડી શકાય નહીં. પણ રમનારે થાંભલાઓ વારંવાર બદલવા જોઇએ. એમ કરતાં જે પકડાઈ જાય તેના ઉપર દાવ આવે.



ખેલ નં. ૪૩ ચિત્ર નં. ૩૧૭

# નીકળી જાઉં, નીકળી જાઉં.

**નીકળી જાઉં, નીકળી જાઉં**-(ખેલ નં. ૪૪)—એક છોકરી ઉપર દાવ ઠરાવવો. બાકીની બીજી છોકરીઓએ ચિત્ર નં. ૩૧૮ પ્રમાણે એકમેકના હાથ પકડીને ગોળ ઊભાં રહેવું. દાવવાળી છોકરીએ તે બધીના મધ્ય ભાગમાં ઊભાં રહેવું, અને રમનારી છોકરીઓની સાંકળ તોડીને બહાર નીકળી જવા પ્રયત્ન કરવો. રમનારીઓએ તેને નીકળવા ન દેવા પ્રયત્ન કરવો. દાવવાળી છોકરી જો બહાર નીકળી જાય, તો તેના ઉપરથી દાવ ઊતરે, અને જેના હાથ નીચેથી નીકળી હોય તેના ઉપર દાવ આવે. આ ખેલ શક્તિ વધારનારો છે.



ખેલ નં. ૪૪ ચિત્ર નં. ૩૧૮

# તાળું કૂંચી.

**તાળું કૂંચી**-(ખેલ નં. ૪૫)—ત્રણ છોકરીઓએ એકમેકની તરફ પીઠ કરીને ઊભાં રહેવું. પછી તે દરેક છોકરીએ એક પગ ઊંચકીને પાછલી બાજુએ બીજી છોકરીના પગમાં ચિત્ર નં. ૩૧૯ પ્રમાણે ભરાવવો. પછી ત્રણેએ એક એક પગ ઉપર ઊભાં રહેવું અને ગોળ ફરવું. ભરાવેલો પગ છૂટવા દેવો નહીં. ફરતાં ફરતાં આગળ વળી જવાય તો ચિત્રમાં બતાવ્યા પ્રમાણે જમીન ઉપર હાથ ટેકવવા, અને ફરી ઊભાં થઇને ગોળ ગોળ ફરવું.



ખેલ નં. ૪૫ ચિત્ર નં. ૩૧૯

શ્રી.

# ગુજરાતના લોકસંગીત ગરબા.

## ઉપોદ્‌ઘાત.

જુદા જુદા પ્રાંતના લોકોની રુચિ પ્રમાણે જુદા જુદા સ્વરૂપનાં ગીતો જે તે પ્રાંતોમા પ્રચલિત હોય છે. ગરબા એ ગુજરાત દેશનું લોકપ્રિય સંગીત છે. ગરબા—ગરબીની જુદા જુદા પ્રકારની ચાલો અને તે ગાવાની જુદી જુદી રીતો—ફરતાં ફરતાં તાળી . વગાડવી અને ગાવું—એ ફક્ત ગુજરાતમાં જ જોવામાં આવે છે.

મહારાષ્ટ્રીઓએ જે રીતે હરિકીર્તનને, ધર્મોપદેશ કરવાનું ઉત્તમ સાધન બનાવીને, કલાની દૃષ્ટિએ પ્રસિદ્ધિમાં આણ્યું, તે જ રીતે ગુજરાતી લોકોએ પણ ગરબા ગાવાના સ્વરૂપમાં સંગીતને તેના મૂળ અને સાદા રૂપમાં કાયમ રાખ્યું છે.

ગરબાનું પ્રાચીન સ્વરૂપ રાસમાં જણાઈ આવે છે. શ્રીકૃષ્ણ અને ગોપીઓના રાસ એ સર્વથી પ્રાચીન છે. નટરાજ શંકર તાડવ નૃત્ય કરે છે, તે વખતે તેના ગણ જુદાં જુદાં વાદ્યો બજાવીને તેમાં સાથ પુરાવે છે. એ નૃત્યના મુખ્ય નેતા અગર નાયક નટેશ્વર જ હોય છે. પરંતુ શ્રીકૃષ્ણ અને ગોપીઓના રાસમાં તો જેટલી વ્યક્તિઓ ભાગ લે છે, તે બધી તે રાસ-ક્રીડામાં સમાન કાર્ય કરે છે. નૃત્ય, વાદ્ય અને ગીત એ ત્રણેનો સમાવેશ રાસમાં થાય છે, અને રાસના એ સમૂહસંગીતમાં સર્વ જણ સરખો ભાગ ભજવે છે, અર્થાત્ તેથી જ તે શાસ્ત્રીય

—: લેખક :—



પ્રો. મંજુલાલ ર. મજમુદાર,
બી.એ , એલ્‌એલ્.બી , વડોદરા.

ઉત્સાદી - અગર 'માર્ગી' સંગીતથી ભિન્ન હોવાનું જણાઇ આવે છે.

રાસ એ ગોપાળમિત્રોની સંગીત સાથે ખેલવાની એક સમૂહક્રીડા છે. એ રીતનું આ સંગીત લોકરુચિને અનુસરીને જે તે દેશના સરકાર પ્રમાણે ત્યાંના લોકોમાં સહજ જ પ્રસિદ્ધિમાં આવે છે, અને તેથી જ તે લોકગીત તરીકે ગણાય છે. કેવળ તાલાનુરોધ પ્રમાણે તેની રચના થયેલી હોય છે. પદ, ગરબી, લાવણી વગેરે પણ એ જ પ્રકારમાં આવે છે.

નિશ્ચિત કાળના અંતરે પુનઃ પુનઃ જે આઘાત આવે તે તાળ કહેવાય છે. એવા તાળ સિવાય બીજા કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ આ લોકગીતોમાં હોતો નથી.

હેમચંદ્રાચાર્યના 'દેશી નામમાળા' એ કોશમાં (૮–૬૨) અને ધનપાલ કવિના 'પાઇયલચ્છી નામ માળા' (શબ્દ ૭૭૨) માં 'રાસક' અથવા 'હલ્લીસક' એ શબ્દનો ટૂંકામાં 'ગોપ લોકોની ક્રીડાનો એક પ્રકાર' એવો અર્થ આપેલો છે. મેદિની કોશમાં પણ એવો જ અર્થ આપેલો છે. જે ક્રીડામાં મંડલાકાર નૃત્ય થાય છે, અને જે નૃત્યમાં ગોપીઓમાં કૃષ્ણની પેઠે એક જ નેતા હોય છે, તે ક્રીડાના ગીતને 'હલ્લીસક' કહે છે અને જે ક્રીડામાં સોળ બાર કે આઠ નાયક કે નાયકા હોય છે (અગર વધારેમાં વધારે ૬૪ જોડાં હોય છે), અને તે સર્વજણ વિવિધ તાળોથી તથા રાગોથી જે ગીત ગાય છે, તે ગીતને 'રાસક' કહે છે.

હરિવંશમાં વૃષ્ણિવંશીય યાદવોને નૃત્ય તથા સંગીત ઉપર કેટલો પ્રેમ હતો, તેનું વર્ણન છે. એ વૃષ્ણિકુળમાં જે પ્રસિદ્ધ યાદવ તે શ્રીકૃષ્ણ, તેમણે જ દ્વારિકાપુરી વસાવી હતી. ગોકુળ મથુરાના શ્રીકૃષ્ણ દ્વારિકાવાસી થયા, અને તેમણે ગુજરાતને સ્વદેશ બનાવ્યો. તે વખતે તેમણે પોતાના મનગમતા રાસો પણ સાથે જ દાખલ કર્યા. એ રીતે રાસની પ્રાચીન ભૂમિ સોરઠ છે.

તેરમા શતકમાં શાર્ઙ્ગધરે 'સંગીત રત્નાકર' નામનો ગ્રંથ લખ્યો છે તેના નર્તનાધ્યાય નામના સાતમા અધ્યાયમાં નૃત્યના પ્રકાર જણાવેલા છે (શ્લોક ૭–૮). તેમાં તેણે 'રાસ' માંથી ઉત્પન્ન થનાર મૃદુ અને ગોદક એવા 'લાસ્ય' નૃત્યનો ઇતિહાસ આપેલો છે.

*મહાદેવે પાર્વતીને નિમિત્ત બનાવીને લાસ્ય નૃત્યનું રહસ્ય ભારતવાસીઓને જણાવ્યું. પાર્વતીએ બાણકન્યા ઉષાને તે લાસ્ય શીખવ્યું. ઉષાએ તે દ્વારિકાંની ગોપીઓને શીખવ્યું. એ ગોપીઓ પાસેથી સૌરાષ્ટ્રની સ્ત્રીઓને મળ્યું; અને સૌરાષ્ટ્રની સ્ત્રીઓએ તે જુદા જુદા દેશની સ્ત્રીઓને શીખવ્યુ.§ આ રીતે પરંપરાથી મળેલું લાસ્ય–નૃત્યવિષયક જ્ઞાન લોકપ્રિય થઇને પ્રતિષ્ઠા પામ્યું.

રાસગીતોનો વિષય મુખ્યત્વે કરીને શ્રી કૃષ્ણ–લીલા સંબંધી હોય છે. વર્તુલાકાર કુંડાળાં કરીને નાચની મંડળી એકતાન વૃત્તિથી તાલ પ્રમાણે પગ મૂકતાં મૂકતાં જે લોકપ્રિય ગીત ગાય છે તે જ 'રાસ'. રાસની સામાન્ય એ વ્યાખ્યા કહેવાય.

રાસ ગવાતી વખતે તાલ આપવા માટે મૃદંગ કે ઢોલક ઉપરાંત બંને હાથે તાળી પણ વગાડવામાં આવે છે. તાળી વગાડવા કરતાં બંને હાથમાં દાંડિયા લઇને પણ તાલ આપવામાં આવે છે, તેને 'દાંડિયા–રાસ' કહે છે. એવા રાસ લેતી વખતે ગાયન તથા તાલ એ પૈકી એકેયમાં ખામી ન આવવા દેતાં, રાસ ખેલનારી જોડીઓ અનેક પ્રકારની વ્યૂહરચના કરે છે. તેમાં નૃત્યનાં જુદાં જુદાં અંગોનું નિદર્શન કરાવીને ફરી બધાં પૂર્વ સ્થિતિમાં આવી જાય છે. રાસ એ માત્ર સ્ત્રૈણ અગર જનાની ખેલ જ છે એવી ભૂલ ભરેલી સમજ

---

* लास्यमस्याग्रतः प्रीत्या पार्वत्या समदीदिशत् । पार्वतीत्वनुशास्ति स्म लास्यं बाणात्मजामुषाम् ॥
तया द्वारवतीगोप्यस्ताभिः सौराष्ट्रयोषितः । ताभिस्तु शिक्षिता नार्यो नानाजनपदास्पदा ॥

§ एवं परपराप्राप्तमेतल्लोके प्रतिष्ठितम् ॥—संगीत रत्नाकरे (अ. ७ श्लोक ७–८)

કોઈએ પણ રાખવી નહીં. કેમકે આજ પણ કોઈને જોવાની ઇચ્છા હોય તો કાઠિયાવાડમાં સ્ત્રીપુરુષોની એકત્ર મંડળી આવા રાસો લેતી જોવાને મળી શકશે.

શરદ્ ઋતુમાં પૂર્ણિમાની રાત્રે નિર્મળ, શુભ્ર ચાંદનીમાં આવા રાસ ખેલવાની ખૂબ મજા આવે છે. યુગપ્રસિદ્ધ શ્રી કૃષ્ણના રાસ આવી જ ચાંદની રાતોમાં ખેલાતા. કૃષ્ણ-ચરિત્રના આવા રાસો ખેલી બતાવનારી નાટક મંડળીને 'રાસધારી' કહે છે. બંગાળમાં જે રીતે 'યાત્રા,' કેરલ પ્રાંતમાં 'કથ્થકલી' અને અયોધ્યામાં 'રામલીલા' લોકપ્રિય થઇ છે, તે જ રીતે સામાન્ય ભાવિક વર્ગમાં 'રાસધારીઓ' પણ અસંત લોકપ્રિય છે,

આ પ્રાચીન રાસના ખેલોમાં અગર લાસ્ય નૃત્યના પ્રકારોમાં 'ગરબા' ના નામથી સંગીત તથા આનંદ આજ પણ બહુ લોકોને મળી રહે છે. ગરબાની ઉત્પત્તિ નવરાત્રિ વખતની ઘટસ્થાપનામાંથી થયેલી છે. ખેતી કરવાની કળા, સૂતર કાંતવાની કળા, દીવો પ્રકટાવવાની કળા અને માટીમાંથી પાકા ઘડા બનાવવાની કળા, આ ચારે કળા માનવીસંસ્કૃતિના આધાર-સ્તંભરૂપ છે. એ ચારે કળાનો ઉપયોગ નવરાત્રમાં 'કૃષિ મહોત્સવ' પ્રસંગે આપણે કરીએ છીએ.

દીપગર્ભઃ (ઘટઃ) આ પદમાંથી પૂર્વપદ દીપ નો લોપ થઇને 'ગરબો' એ શબ્દ બનેલો જણાય છે. દેવી પાસે અખંડ બળતો નંદાદીપ સછિદ્ર ઘડામાં મૂકીને તેની આસપાસ ભક્ત-મંડળી પ્રદક્ષિણા કરે છે. તે જ પ્રમાણે નવરાત્રમાં આવા ગર્ભદીપને મધ્યમાં મૂકીને—તેને શક્તિસ્વરૂપ માનીને—સૌભાગ્યવતી સ્ત્રીઓ તેની પ્રદક્ષિણા કરે છે.

ભક્તિનો આવેશ વધતાં મધ્યભાગે મૂકાતા પૂજ્ય ગર્ભદીપ (ગરબા) ને માથા ઉપર મૂકીને ફરવાની સ્ત્રીઓને હોંસ થઇ. આપણને પૂજ્ય લાગતી વસ્તુ આપણે માથા ઉપર મૂકીને ફરીએ જ છીએ ના? એ જ પ્રમાણે પ્રત્યેક સ્ત્રી પોત પોતાનો આવો ગરબો માથા ઉપર મૂકીને વર્તુલાકારમાં ફરવા માંડી. પછીથી ભક્તિનો આવેશ વિશેષ વધતાં પોતાનો ભાવ વ્યક્ત કરવા સારુ એ સ્ત્રીઓના કંઠમાંથી સુસ્વરી આલાપો નીકળવા લાગ્યા. આ આલાપોને ભાવાની પણ મદદ મળી.

પરંતુ તેટલાથીજ અંતઃકરણની ભાવનાને પૂર્ણ સંતોષ થયો નહીં. આલાપ લેતાં લેતાં અને ગરબો માથા ઉપર લઇને ફરતાં ફરતાં હાથ, પગ, આંખો અને વાણી એ બધાં નાચવાં લાગ્યાં. પરિણામે નૃત્યનુ અને ગરબા સાથે ગવાતા ગાનનું ફરવાની ગતિ સાથે તાદાત્મ્ય થયું. આ રીતે ગુજરાતમાં ગવાતા લોકપ્રિય ગરબાની ઉત્પત્તિ થઇ.

શરૂઆતમાં ગરબો કાવ્ય વાચક નહીં પણ પાત્ર વાચક હતો. ગુજરાતમાં અનેક છિદ્રવાળા ઘડાને ગરબો કહે છે. ઘડાને એવી રીતે છિદ્ર પાડવાની ક્રિયાને 'ગરબો કોરાવવો' એમ કહે છે. ગરબાના આ સ્થૂળ સ્વરૂપ ઉપરથી જ મંડલાકાર ફરનારી સ્ત્રીઓના વર્તુલને પછી 'ગરબો' એવું નામ મળ્યું. એ રીતે પ્રથમ સ્થૂલ ઘડો, પછી ગરબો રમવાની ક્રિયા અને છેવટે ગરબો રમનારી સ્ત્રીઓ એ બધાં એક રૂપ થઇ ગયાં. 'ગરબો' એ શબ્દમાં ત્રણેનો સમાવેશ થઇ ગયો. છેવટે એ રીતે ગવાતા ગાનોનું પણ ગરબો એવું જ નામ લોકોમાં રૂઢ થયું.

ગરબા રમવામાં હાથ, પગ, કમર અને માથું એ બધાં જ અંગોને હલનચલન મળવા લાગ્યું; અને એ હલનચલન પ્રમાણે જ ડોલવાનું

અને તાલ લેવાનું થતું આવ્યું. તથા એ રીતે ગરબામાં ગવાતાં ગાનો એ ડોલવાનાં અને કોમલ નૃત્યનાં (લાસ્ય સરખા મૃદુ પ્રકારના નૃત્યનાં) પ્રેરક થયાં.

ગરબાનાં ગાનોનો વિષય મુખ્યત્વે કરીને શક્તિ (દેવી) નાં સ્તોત્રનો હતો. મહાદેવીનું સામર્થ્ય, શૃંગાર અને મહિમા વગેરે આ ગાનોમાં ગવાતાં. પછીથી માત્ર મહાદેવના સ્તોત્ર ઉપરાંત કૃષ્ણગોપીની રાસલીલા તથા દાણલીલા પણ તેમાં દાખલ થયાં. અને સામાજિક તથા ઐતિહાસિક પ્રસંગો પણ તે દ્વારા જનતા આગળ મુકાવા લાગ્યા. અર્થાત્ 'ગરબાનાં ગીતો' એ 'પોવાડા' ના જેવું એક સાહિત્ય બની ગયુ છે. ગરબા એ વિશેષે કરીને વર્ણનાત્મક અને બાહ્ય જગતનો વિસ્તાર દર્શાવનારા હોય છે. જ્યારે તેની સરખામણીમાં 'ગરબી' કે 'પદ' એ એકધારી, સંક્ષિપ્ત અને ભાવનાપ્રધાન રચના છે; ટૂંકામાં કહીએ તો ગરબા કરતાં સંક્ષિપ્ત, રસભરિત અને ભાવપ્રધાન દેશી સંગીતને 'ગરબી' કહે છે.

ગરબા અને ગરબીમાં આવો અંતર્ગત ભેદ છે. તેવો જ તેને ગાવાની પદ્ધતિમાં અને ગાનારાઓમાં પણ ભેદ હોય છે. કાઠિયાવાડમાં પુરુષો, ત્યારે ગુજરાતમાં સ્ત્રીઓ ગરબા ગાય છે. પુરુષોના ગરબામાં મરદાની હાવભાવ અને આવેશ દષ્ટિએ પડે છે, જ્યારે સ્ત્રીઓના ગરબામાં કોમળતા અને લાલિત્ય વિશેષ જણાય છે. ગુજરાતની ગરબીઓમાં સ્ત્રીઓનું નાજુકપણું છે, ત્યારે કાઠિયાવાડની ગરબીઓમાં મરદાની આવેશ છે.

ગરબાનાં ગાયનોમાં શાસ્ત્રીય રાગની છાયા ઘણી વેળા સ્પષ્ટપણે સમજાય છે. તથાપિ રાગોનું સંપૂર્ણ વિકસિત સ્વરૂપ એમાંથી વિશેષ જણાઇ આવતું નથી. અને તેથી જ એને દેશી સંગીતમાં ગણવામાં આવે છે. કોઇ ગરબો જ્યારે પુરેપૂરી રાગદારીની ચીજ તરીકે શ્રોતાઓ સમક્ષ રજુ થાય છે, ત્યારે તેની અસલ (ખરેખરી) અને સાદી મીઠાશ તેમાં રહેતી નથી.

હાલમાં શાસ્ત્રીય સંગીતનો અભ્યાસ ગુજરાતમાં કંઇક વધવા લાગ્યો છે, અને તેને લીધે જ ગરબાઓનુ શાસ્ત્રીય સંસ્કરણ કરવાની ઘેલછા લોકોને લાગેલી છે. પણ તેમ થતાં ગરબાનું સ્વરૂપ જ વિકૃત થઇ જવાની ભીતિ રહે છે.

શાળાઓમાં તાલીમ અપાઇને કવાયત, ડ્રિલ જેવી કૃત્રિમ પદ્ધતિનાં ગાનોને ગરબાનું નામ આપવામાં આવે છે. પરંતુ એવાં ગાનોમાંથી ગરબાનું ખરું રહસ્ય ભાગ્યે જ મળી આવે છે. કોઈ પણ ગાયન જો દ્રુત, મધ્ય અને વિલંબિત એવા ત્રણે લયોમાં ગવાય, તો જ તે ગાનારાઓના ઉત્સાહ, આનંદ અને વ્યાયામને પોષક બને. એટલે ખરા અસલ અને નૈસર્ગિક સ્વરૂપમાં જો ગરબાની સંસ્થા કાયમ ટકી રહેશે, તો જ તે વિશેષ લાભકારક થશે. બાકી કે શાસ્ત્રીય સંગીતની સાથે તેને ભેળવી દેવાની બિલકુલ જરૂર નથી.



# ગરબા.

દેશ દેશ પ્રમાણે ગરબાના જુદા જુદા પ્રકાર છે. ગુજરાતી ગરબા, કાઠિયાવાડી ગરબા, હાલમાં વડોદરાની શાળાઓમાં શીખવાતા ગરબા, વગેરે. કેટલાક ગરબા નાટકોમાંના પણ ગાવામાં આવે છે. કાઠિયાવાડી ગરબામાં દ્રુત ગતિથી ફરવાનું હોય છે, અને પગ આગળ મૂકવામાં સ્ફૂર્તિ વિશેષ રહે છે. અમદાવાદ, વડોદરા વગેરે ગુજરાતના ગરબામાં મધ્યગતિ (સાધારણ વેગ) થી ફરવાનું હોય છે; અને હાલમાં શાળાઓમાં તથા નાટકોમા જે ગરબા ગવાય છે તેમાં વિલંબિત ગતિથી સાવકાશ ફરવાનુ હોય છે. કાઠિયાવાડી તથા ઉત્તર ગુજરાતી ગરબામાં સાદી ચાલથી ફરીને તાલ બતાવવા માટે હાથથી તાલ વગાડવામાં આવે છે; ત્યારે નાટકી તથા હાલમાં શાળાઓમા ગવાતા ગરબાઓમાં હાથની તાળી વગાડવાની સાથે તાલના મેળમાં પગના પંજા પણ પછાડવામાં આવે છે. વળી છોકરીઓના હાથમાં દાંડીઓ, ખંજરીઓ, મંજીરાં, તથા કાગળની માળાઓ વગેરે સાધનો આપીને પણ શાળાઓમાં ગરબા શીખવવામાં આવે છે. તેમ જ ગરબા ફરીને છોકરીઓ થાકી જાય ત્યારે તેમનાં જુદાં જુદાં મૂક અને સ્થિર દશ્યો (ટેબ્લો) કરાવવાનો પણ શાળાઓમાં રિવાજ શરૂ થયેલો છે.

જુદા જુદા પ્રકારના આવા ગરબા લેવામાં છોકરીઓને આનંદ આવે છે અને સાથે તેમને ખબર ન પડે તેવી રીતે વ્યાયામ પણ થાય છે. ખુલ્લી હવામાં ગરબા લેવાય તો અનાયાસે શુદ્ધ હવાનો પણ લાભ મળે છે. દિવસે દિવસે આવા ગરબાઓ લેવાનો રિવાજ શાળાઓમાં વધતો જાય છે. ગુજરાતમાંથી મહારાષ્ટ્રમાં પણ આ

—: લેખિકા :—



સૌ. ગંગુબાઈ પટવર્ધન, વડોદરા

ગરબાઓનો પ્રચાર થવા લાગ્યો છે. હાલમાં પુનામા પણ છોકરીઓની શાળામાં ગરબાઓનો પ્રવેશ થયો છે.

ગરબા લેનારી બધી છોકરીઓનાં કપડાં એકસરખાં હોય તો દેખાવ સારો આવે. તેમને ફરવામાં જરા પણ અડચણ ન કરે તેવાં તેમનાં કપડાં બરાબર બેસતાં અને એકસરખાં જોઇએ. તેમ જ ગરબાની સાથે વાદ્યની પણ ખાસ જરૂર રહે છે. તાલસૂર સિવાયનુ ગરબાનું ગાયન કાનને ગમતુ નથી. હારમોનિયમ, ફિડલ, દિલરુબા કે સારંગી જેવું વાદ્ય સૂર પૂરવા માટે રાખવું જોઇએ. અને તબલાં, ઝાંઝ, ઝાલર વગેરે વાદ્યો પણ તાલની મેળવણી માટે જોઇએ. પ્રથમ એવા વાદ્ય શરૂ કરીને એ વાદ્યમાં ગાયનનુ એક આવર્તન પૂરું થાય અને ધ્રુવપદ આવે, એટલે છોકરીઓએ તે ગાયન બોલવાની શરૂઆત કરવી જોઇએ. તે પછી ફરી આવર્તન પૂરું થાય અને ધ્રુવપદ

આવે કે વખતસર તાલ આપીને ગરબો ફરવાની શરૂઆત કરવી જોઇએ. હાથ કે પગના તાલના ઠોકા એ તાલદર્શક વાદ્યોના ઠોકા જોડે મળવા જોઇએ. ગાયનમાં સાખી આવે કે બધી છોકરીઓએ ઊભાં રહેવું અને સાખી બોલવી, અને પછી એ ગાયનનું ધ્રુવ પદ બોલતાં ફરવાનુ શરૂ કરવું.

નમૂના માટે એવા ગરબાનાં ત્રણ પદ આ નીચે આપેલાં છે:—

[૧]

જળ ભરવાને ચાલો રે !
મીઠલડાં જળ ભરવા !
રૂડું જીવન મ્હાલો રે !
મધુરાં જળ ભરવા ! (ધ્રુવપદ)
આ જ અમૂલખ દ્હાડો રે !
મીઠલડાં જળ ભરવા !
ચાલો, સાહેલી ચાલો રે !
મધુરાં જળ ભરવા.

**સાખી**

તરશે તરફડતાં મરે, બ્હેનો ભાઈ અનેક,
પાવું અમૃત તેમને એ જ ધરો મન ટેક – (૧)

ફૂલ વીણવાને ચાલો રે
સુગંધી ફૂલ વીણવા !
આ જ આનંદ દ્હાડો રે
રૂડેરાં ફૂલ વીણવા !

**સાખી**

ભૂખ્યાં ત્રાસતપ્યાં દીસે મનુ બાળક ચોપાસ,
પ્રભુનો થાળ લઇ કરો તૃપ્ત તેમને ખાસ – (૨)

જળ ભરવાને ચાલોરે...

—રામ મોહનરાય દેસાઇ

[૨]

સખી, સુણજો સુબોલ આ રસાળો,
શિયળને સંભાળો, સંભાળો !
સખી, સતીઓનો શબ્દ રઢિયાળો,
શિયળને સંભાળો, સંભાળો !
સખી, જીવનનો મંત્ર મરમાળો,
શિયળને સંભાળો, સંભાળો !

**સોરઠો**

ઓ રસ તરસ્યાં બાળ, રસની રીત ન ભૂલશો !
પ્રભુએ બાંધી પાળ રસ સાગરની પુણ્યથી !

સખી, પ્રભુતાના દૈવી નિયમ પાળો !–શિયળ૦
સખી, રસની પવિત્રતા નિહાળો !–શિયળ૦
સખી, પ્રેમની અખંડ માઝા પાળો !–શિયળ૦

**સોરઠો**

માંડી મનનો મહેલ, જીવનું સિંહાસન કરી,
પધરાવો અલબેલ સ્વામીને સત્કારવા !

સખી, દેહના કલંકી મોહ ટાળો !–શિયળ૦
સખી, સોહાગ સ્વામીનો રૂપાળો !–શિયળ૦
સખી, કુળ કેરી કીર્તિને ઉજાળો !–શિયળ૦
તમે સીતાને રામનાં છો બાળો !–શિયળ૦
સખી, સ્નેહસુધા પાઇ પી ઉછાળો !–શિયળ૦

—કવિશ્રી ન્હાનાલાલ

[૩]

મીઠા મધુને મીઠા મેહુલા રે લોલ !
એથી મીઠી તે મોરી માય રે
જનનીની જોડ સખી નહીં જડે રે લોલ !
પ્રભુના એ પ્રેમ તણી પૂતળી રે લોલ
જગથી જુદી છે એની જાત રે......જનની૦
અમીની ભરેલી એની આંખડી રે લોલ
વ્હાલનાં ભરેલાં એનાં વેણ રે......જનની૦
હાથ તો ગૂંથેલ એના હીરના રે લોલ
હૈયુ હેમંત કેરી રેલ રે !......જનની૦
દેવોને દૂધ એના દોયલાં રે લોલ
શશિએ સીંચેલ એની સોડ્યરે......જનની૦

—સ્વ. બોટાદકર

# ચીપટીનો ગરબો.

**ચીપટીનો ગરબો**-(ગરબો નં. ૧)—ગરબા ગાનારી સ્ત્રીઓએ કે છોકરીઓએ ચિત્ર નં. ૩૨૦ પ્રમાણે વર્તુલાકાર, અંદરની બાજુએ મોઢાં રાખીને, ઊભા રહેવું. પછી દરેક સ્ત્રીએ પોતાનો ડાબો પગ જરા આગળ મૂકવો, અને કમરમાંથી નીચા નમીને ચિત્ર નં. ૩૨૧ પ્રમાણે તે સ્થિતિમા ઊભાં રહેવુ. પછી બધાંએ જમણો પગ ગોઠણમાંથી નમાવીને અને પાછળ જરા ઊંચો લઇને તે પગનો પંજો નીચે જમીન ઉપર જરા ધીમેથી પછાડવો, અને તે જ વખતે નીચે લટકતા રાખેલા હાથના અગૂઠા અને વચલી આંગળીઓ વડે બધાંએ એક સાથે ચીપટી પણ વગાડવી. ચીપટી વગાડવી અને જમણો પગ જમીન ઉપર પછાડવો, એ બંને ક્રિયા એક જ વખતે થવી જોઇએ, અને તેનો તથા વાદ્યોના તાનનો મેળ રહેવો જોઇએ. પછી બધાંએ પોતપોતાના જમણા પગ આગળ મૂકીને સીધાં ઊભા રહેવું, અને તે જ અવસાનમાં ચિત્ર નં. ૩૨૨ પ્રમાણે બધાંએ જમણી તરફ ત્રાંસું વળવુ. પછી ડાબો પગ પાછળ છે તે ઊંચકીને તેનો પંજો બધાએ સરખી ગતિથી એક જ વખતે



ગરબો નં. ૧ ચિત્ર નં. ૩૨૦



ગરબો નં. ૧ ચિત્ર નં. ૩૨૧

જમીન ઉપર ધીમેથી પછાડવો, અને તે જ વખતે હાથથી ચીપટી વગાડવી. પછી બધાંએ ડાબા પગ આગળ મૂકવા અને પ્રથમ કહ્યા પ્રમાણે કમરમાંથી નમીને તથા અંદરની બાજુએ મોઢાં કરીને હાથથી ચીપટી વગાડવી, તથા જમણા પગના પંજા જમીન ઉપર પછાડી તાલ લેવો. આ રીતે પગ આગળ મૂકતાં મૂકતાં અને ઉપર પ્રમાણે ક્રિયા કરતાં કરતાં ગોળ ફરવું, અને એ રીતે ફરતાં ગરબા



ગરબો નં. ૧ ચિત્ર નં. ૩૨૨

માટે બનાવેલા ગાયનનો તાન સૂરમાં બોલવાં. ગાયન પૂરું થાય એટલે ગરબો બંધ કરવો (ફરવાનુ બંધ કરવુ), અને પછી બીજા ગાયનની શરૂઆત કરીને ફરવાનું શરૂ કરવું.

**સૂચના**—(૧) ગરબાનું ગાયન બોલતાં વચમાં વચમાં સાખી આવે, કે બધાએ ફરવાનું બંધ રાખીને ઊભાં રહેવું અને સાખી બોલવી.

(૨) અંદરની બાજુએ નમીને ચીપટી વગાડવી તે બરાબર વાગવી જોઇએ. સીધાં ઊભાં રહીને બહારના ભાગે ત્રાંસા થઇને (ચિત્ર નં ૩૨૨ પ્રમાણે) જે ચીપટી વગાડવાની તેનો અવાજ નહી થાય તો ચાલશે, પણ હાથ અને આંગળીઓ માત્ર તે ક્રિયા પ્રમાણે એક સરખી ગતિથી વાળવાં જ જોઇએ.

## તાળીનો ગરબો.



ગરબો નં. ૨ ચિત્ર નં. ૩૨૩

**તાળીનો ગરબો**:-(ગરબો નં. ૨)—ચિત્ર નંબર ૩૨૦ પ્રમાણે અંદરની બાજુએ મોઢાં કરીને બધાએ ઊભાં રહેવું. પછી પહેલા ગરબામાં જણાવ્યા પ્રમાણે ડાબો પગ આગળ મૂકીને નીચાં નમીને ચીપટીને બદલે ચિત્ર ન. ૩૨૩ પ્રમાણે તાળી વગાડવી. પછી જમણો પગ આગળ મૂકીને ચિત્ર નં. ૩૨૨ પ્રમાણે સીધાં ઊભાં રહીને અને બહારના ભાગે મોઢાં રાખીને હાથને વાળવા. આ વખતે તાળી

વગાડવી નહીં. આ રીતે ક્રિયા કરતાં કરતાં અને તાલસૂર પ્રમાણે ગાયન બોલતાં બોલતાં ગોળાકાર ફરવું.

ઉપરના પ્રકારમાં અંદરની બાજુએ નમીને તાળી વગાડવાની અને બહારની બાજુએ ફર્યા પછી ચીપટી વગાડવાની એવો પણ પ્રકાર છે.

# ત્રણ તાળીનો ગરબો.

ત્રણ તાળીનો ગરબો—પ્રકાર પહેલો—(ગરબો નં. ૩)—ચિત્ર નં. ૩૨૦ પ્રમાણે બધાંએ અંદરની બાજુએ મોઢાં કરીને ઊભાં રહેવું. પછી ડાબો પગ આગળ મૂકીને અને ચિત્ર નં. ૩૨૪ પ્રમાણે કમરમાંથી વળીને હાથથી તાળી વગાડવી, અને તે જ વખતે જમણો પગ ઉપાડીને તેનો પંજો જમીન ઉપર ધીમેથી પછાડવો. પછી સીધાં થઈને જમણી તરફ ફરવાની શરૂઆત કરવી, અને તેની જ જોડે બંને હાથ વડે બીજી તાળી વગાડવી. પછી જમણી બાજુ પૂરેપૂરું ફરીને (ચિત્ર નં. ૩૨૫ પ્રમાણે) ત્રીજી તાળી વગાડવી, અને તે જ ગતિમાં પાછલો ડાબો પગ ઉપાડીને તેનો પંજો જમીન ઉપર ધીમેથી પછાડવો. પછી ચિત્ર નં. ૩૨૬ પ્રમાણે સીધાં ઉભાં રહેવું. પછી ફરીને ડાબો પગ આગળ મૂકીને ઉપર બતાવ્યા પ્રમાણે ત્રણ તાળીઓ વગાડવી અને એ રીતે કામ કરતાં તથા તાલસૂર ઉપર ગાયન બોલતાં બોલતાં ગોળાકાર ફરવું.



ગરબો નં. ૩ ચિત્ર નં. ૩૨૪



ગરબો નં. ૩ ચિત્ર નં. ૩૨૫

ત્રણ તાળીનો ગરબો—પ્રકાર બીજો—(ગરબો નં. ૪)—ચિત્ર નં. ૩૨૦ પ્રમાણે ઊભાં રહેવું. પછી ચિત્ર નં. ૩૨૧ પ્રમાણે ડાબો પગ આગળ મૂકીને કમરમાંથી વળવું, અને જમણા પગનો પંજો જમીન ઉપર પછાડવો. તે જ વખતે હાથ વડે પહેલી તાળી વગાડવી. પછી જમણો પગ આગળ મૂકીને



ગરબો નં. ૪ ચિત્ર નં. ૩૨૬

જમણી બાજુ ન ફરતા ડાબા પગનો પંજો જમીન ઉપર બે વખત પછાડીને બીજી તથા ત્રીજી તાળી વગાડવી. ફરીથી ડાબો પગ આગળ મૂકીને અને ઉપર બતાવેલી ક્રિયાઓ કરીને એ રીતે જ ત્રણ તાળીઓ વગાડવી.

**ત્રણ તાળીનો ગરબો–પ્રકાર ત્રીજો–** આ પ્રકારમા જમણો પગ આગળ મૂકીને અને કમરમાથી વળીને ત્રણ તાળીઓ વગાડવાની હોય છે. તથા દરેક તાળીના વખતે ડાબો પગ ઉપાડીને જમીન ઉપર પછાડવાનો હોય છે.

# ઓઝલનો ગરબો.

**ઓઝલનો ગરબો–**(ગરબો નં. ૫)— ચિત્ર ન. ૩૨૦ પ્રમાણે ઊભા રહીને બધાએ ડાબો પગ આગળ મૂકવો અને હાથ વડે તાળી વગાડવી તે જ વખતે જમણા પગનો પંજો જમીન ઉપર પછાડવો તથા ચિત્ર નં. ૩૨૭ પ્રમાણે બધાએ સીધા ઊભા રહેવું. પછી ડાબા



ગરબો નં. ૫ ચિત્ર ન ૩૨૭



ગરબો નં. ૫ ચિત્ર નં ૩૨૮

હાથની આગળીઓ ડાબા ખભા ઉપર અને જમણો હાથ કમરની જમણી બાજુ ઉપર રાખીને ચિત્ર ન. ૩૨૮ પ્રમાણે ઊભા રહેવુ. પછી ડાબો પગ ઉપાડી તેનો પંજો જમીન ઉપર પછાડવો તે પછી ડાબો પગ આગળ મૂકીને ચિત્ર ન. ૩૨૯ પ્રમાણે ડાબી બાજુ ફરી અર્ધ નમેન થવુ અને તાળી વગાડવી તથા તે જ વખતે જમણા પગનો પંજો જમીન ઉપર પછાડવો પછી બધાએ જમણો પગ આગળ મૂકીને ચિત્ર ન. ૩૩૦ પ્રમાણે સીધા ઊભા રહેવુ અને જમણી બાજુ ફરીને જમણો હાથ જમણા ખભા ઉપર અને ડાબો હાથ ડાબી કમર ઉપર રાખવો ફરીથી વળી ડાબો પગ મૂકીને ઉપર બતાવેલી રીતે આગળ રમવુ.



ગરબો ન. ૫ ચિત્ર ન. ૩૨૯



ગરબો નં. ૫ ચિત્ર નં. ૩૩૦

## ખંજરીનો ગરબો.

ખંજરીનો ગરબો–પ્રકાર પહેલો–(ગરબો નં. ૬)—ચિત્ર નં. ૩૩૧ પ્રમાણે ડાબા હાથમાં ખંજરીઓ લેવી. પછી હંમેશની પેઠે ડાબો પગ આગળ મૂકીને ડાબી તરફ ફરવું અને જરા નમીને ખંજરી ઉપર જમણા હાથની થાપ મારવી, તથા જમણો પગ ઉપાડીને તેનો પંજો જમીન ઉપર પછાડવો. પછી ચિત્ર નં. ૩૩૨ પ્રમાણે સીધાં ઊભાં રહીને જમણી તરફ જરા માથું ઝુકાવવું, અને ડાબો પગ ઉપાડીને તેનો પંજો જમીન ઉપર પછાડવો.



ગરબો નં. ૬ ચિત્ર નં. ૩૩૧



ગરબો નં. ૬ ચિત્ર ન. ૩૩૨

# મંજીરાંનો ગરબો.

**મંજીરાંનો ગરબો**–(ગરબો નં. ૭)–હમેશની પેઠે ગોળ આકારમા ઊભાં રહેવું. આ વખતે ખંજરીને બદલે પ્રત્યેકના હાથમાં મંજીરાંની એક એક જોડી આપવી. એક હાથમા એક મંજીરું અને બીજા હાથમાં બીજુ મંજીરું પકડવું. ભજન કરવામાં જે મંજીરાં વપરાય છે તે જ લેવાં. પછી પહેલા ગરબા પ્રમાણે ડાબો પગ આગળ મૂકીને કમરમાથી વળવુ, અને ચિત્ર ન. ૩૩૩ પ્રમાણે એક મંજીરા ઉપર બીજું મંજીરું મારવુ, તથા જમણો પગ ઉપાડીને તેનો પંજો જમીન ઉપર પછાડવો તે પછી જમણો પગ આગળ મૂકીને સીધા ઊભા રહેવું, અને ચિત્ર નં. ૩૩૪ પ્રમાણે જમણી તરફ જરા માથુ ઝુકાવીને હાથ ઊંચા



ગરબો નં. ૭ ચિત્ર ન. ૩૩૩



ગરબો નં. ૭ ચિત્ર નં. ૩૩૪

લેવા અને મંજીરાંનો ઠોકો મારવો. પછી ડાબો પગ જમીન ઉપર પછાડીને ચિત્ર નં. ૩૩૫ પ્રમાણે અંદરની બાજુ મોઢાં કરીને કમરમાંથી વળવું, તથા મંજીરાંનો ઠોકો મારવો. ફરી જમણો પગ આગળ રાખીને ઉપર બતાવેલી બધી ક્રિયાઓ કરીને રમવું.



ગરબો નં. ૭ ચિત્ર નં. ૩૩૫

## દાંડીનો ગરબો.

**દાંડીનો ગરબો-પ્રકાર પહેલો**-(ગરબો નં. ૮)—ચિત્ર નં. ૩૨૦ પ્રમાણે ગોળાકાર ઊભાં રહેવું અને પ્રત્યેક છોકરીના હાથમાં બબ્બે દાંડીઓ આપવી. એક દાંડી ડાબા હાથમાં અને બીજી જમણા હાથમાં પકડવી. પછી છોકરીઓ પાસે નંબર બોલાવવા. હંમેશની પેઠે પ્રથમ ડાબો પગ આગળ મૂકવો અને ચિત્ર નં. ૩૩૬ પ્રમાણે કમરમાંથી વળીને ડાબા હાથની દાંડી



ગરબો નં. ૮ ચિત્ર નં. ૩૩૬

ઉપર જમણા હાથની દાંડી મારવી. તથા તે જ વખતે જમણા પગનો પંજો જમીન ઉપર પછાડવો. પછી બધી છોકરીઓએ સીધાં ઊભાં રહેવું. અને એકી સંખ્યાવાળીએ જમણી તરફ તથા બેકી સંખ્યાવાળીએ ડાબી તરફ મોઢાં ફેરવવાં, એટલે સામસામે મોઢાંવાળી છોકરીઓની જોડીઓ થશે. પછી ડાબા હાથની દાંડીથી સામેની છોકરીની ડાબા હાથની દાંડી ઉપર ચિત્ર નં. ૩૩૭ પ્રમાણે ઠોકો મારવો. અને તે જ અવસાનમાં રહીને ડાબા પગનો પંજો ઉપાડીને જમીન ઉપર પછાડવો. તે પછી ડાબો પગ આગળ મૂકીને અને તેની પછી જમણો પગ આગળ મૂકીને એકી સંખ્યાની છોકરીઓએ સામેની છોકરીઓના બહારના ભાગે થઇને અને બેકી સંખ્યાની છોકરીઓએ અંદરની બાજુએ થઇને આગળ જવું. પછી ડાબો પગ આગળ મૂકીને બધી છોકરીઓએ અંદરની બાજુ મોઢાં ફેરવવાં, અને ચિત્ર નં.



ગરબો નં. ૮ ચિત્ર નં. ૩૩૭



ગરબો નં. ૯ ચિત્ર નં. ૩૩૮

૩૩૬ પ્રમાણે ડાબી દાંડી ઉપર જમણી દાંડી મારવી. તે પછી ફરીને ઉપર બતાવેલી બધી ક્રિયાઓ કરવી અને ગોળાકાર ફરવું

**દાંડીનો ગરબો–પ્રકાર બીજો–(ગરબો નં. ૯)**—પહેલા પ્રકારની પેઠે બધી ક્રિયા કરવી. સામેની છોકરીના ડાબા હાથની દાંડી ઉપર પોતાના ડાબા હાથની દાંડીથી ઠોકો મારીને આગળ ન જતાં બધી છોકરીઓએ મોઢાં અંદરની બાજુએ ફેરવવાં, અને ચિત્ર નં. ૩૩૬ પ્રમાણે નીચાં નમીને દાંડી ઉપર દાંડી મારવી. તથા તે જ વખતે જમણા પગનો પંજો ઉપાડીને જમીન ઉપર પછાડવો. પછી એકી સંખ્યાની છોકરીઓએ જમણી તરફ અને બેકી સંખ્યાની છોકરીઓએ ડાબી તરફ મોઢાં ફેરવીને ઊભાં રહેવું તથા ચિત્ર નં. ૩૩૮ પ્રમાણે જમણો હાથ ઊંચો લઇને સામેની છોકરીની જમણી દાંડી ઉપર દાંડી મારવી. અને તે જ વખતે જમણો પગ ઉપાડીને જમીન ઉપર પછાડવો. પછી જમણો પગ આગળ લઇને તેની આગળ ડાબો પગ મૂકવો, અને સામેની છોકરીની જમણી બાજુએ થઇને પેલી તરફ જઈ ચિત્ર નં. ૩૩૬ પ્રમાણે નમીને દાંડી ઉપર દાંડી મારવી. ફરીને ઉપર બતાવેલી બધી ક્રિયા અનુક્રમે કરવી અને ગોળ ફરવું.

**દાંડીનો ગરબો–પ્રકાર ત્રીજો–(ગરબો નં. ૧૦)**—ઉપરના પ્રકારમાં જણાવ્યા પ્રમાણે ચિત્ર નં. ૩૩૬–૩૭ પ્રમાણે ક્રિયા કરવી. પછી ડાબો પગ આગળ મૂકીને બધી છોકરીઓએ બહારની બાજુ મોઢાં ફેરવવાં અને એકી સંખ્યાની છોકરીઓએ નીચે બેસવું તથા બેકી સંખ્યાની છોકરીઓએ ઊભાં રહેવું. અને બધી છોકરીઓએ ડાબી દાંડી ઉપર જમણી દાંડી મારવી પછી બેઠેલી છોકરીઓએ ચિત્ર નં. ૩૩૯ પ્રમાણે બંને હાથ ઊંચા કરીને ઊભી રહેલી છોકરીઓની દાંડી ઉપર દાંડી મારવી, અને ઊભી રહેલી છોકરીઓએ તે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે નીચા હાથ કરીને તે લેવી. પછી બેઠેલીઓએ ઊભાં થઈ ડાબાં ફરવું અને ઊભેલીઓએ જમણાં ફરવું, એટલે પહેલાં હતાં તેમ દરેકનાં મોઢાં એકમેકના તરફ થશે. પછી દરેક છોકરીએ પોતાની ડાબી દાંડી ઉપર જમણી દાંડીનો ઠોકો મારવો, અને તે જ વખતે જમણો પગ ઉપાડીને જમીન ઉપર પછાડવો. પછી જમણો પગ આગળ મૂકવો અને તે જ



ગરબો નં. ૧૦ ચિત્ર નં. ૩૩૯

અવસાનમા જમણો હાથ ઊંચો કરીને સામેની છોકરીના જમણા હાથની દાંડી ઉપર ચિત્ર નં ૩૩૮ પ્રમાણે ઠોકો મારવો, તથા તે જ વખતે ડાબો પગ ઉપાડીને તેનો પંજો જમીન ઉપર પછાડવો અને પછી ડાબો પગ આગળ લઈને પેલી તરફ જવુ, તથા બધાએ અંદરની બાજુ મોઢા કરીને ફરી શરૂઆતથી બધી ક્રિયાઓ ઉપર પ્રમાણે કરીને ગોળાકાર ફરવુ

દાંડીનો ગરબો-પ્રકાર ચોથો-(ગરબો નં ૧૧)—આ પ્રકાર ઉપરના જેવો જ છે એમા ચિત્ર નં ૩૩૯ પ્રમાણે કેટલીક છોકરીઓ બેસે છે અને કેટલીક ઊભી રહે છે પણ આમા ચિત્ર નં ૩૪૦ પ્રમાણે બેઠેલી છોકરીઓ બેઠેલીની દાંડી ઉપર અને ઊભેલી છોકરીઓ ઊભેલીની દાંડી ઉપર દાંડી મારે છે એટલો જ ફરક છે



ગરબો નં ૧૧ ચિત્ર નં ૩૪૦

# લોટાનો ગરબો.



ગરબો નં. ૧૨ ચિત્ર નં. ૩૪૧

**લોટાનો ગરબો-પ્રકાર પહેલો**-(ગરબો ન. ૧૨)—ચિત્ર નં. ૩૪૧ પ્રમાણે જેટલી છોકરીઓ હોય, તેટલા સરખા આકારના લોટા વર્તુલના મધ્ય ભાગે રાખવા અને ચીપટી કે તાળીનો ગરબો લેવો

**લોટાનો ગરબો-પ્રકાર બીજો**-(ગરબો નં. ૧૩)—વર્તુલની વચ્ચે મૂકેલા લોટા દરેકે લઇને ચિત્ર ન. ૩૪૨ પ્રમાણે માથે મૂકીને ગોળાકાર ઊભાં રહેવુ પછી ચીપટીના કે તાળીના ગરબા પ્રમાણે પગની બધી ક્રિયા કરીને લોટા તે જ પ્રમાણે માથા ઉપર રાખીને ગોળ ફરવું.



ગરબો નં. ૧૩ ચિત્ર નં. ૩૪૨



ગરબો નં. ૧૪ ચિત્ર નં. ૩૪૩

**લોટાનો ગરબો-પ્રકાર ત્રીજો**-(ગરબો નં. ૧૪)—લોટા માથા ઉપર ન મૂકતાં ચિત્ર નં. ૩૪૩ પ્રમાણે કમર ઉપર રાખીને ઉપર બતાવેલી રીતે જ ગોળ ફરવું.

**લોટાનો ગરબો-પ્રકાર ચોથો**-(ગરબો નં. ૧૫)—ચિત્ર નં. ૩૪૪ પ્રમાણે બંને હાથ વડે પોતપોતાનો લોટો પકડીને ઊભાં રહેવું. પછી ડાબો પગ આગળ કરીને અને કમરમાંથી



ગરબો નં. ૧૫ ચિત્ર નં. ૩૪૪



ગરબો નં. ૧૫ ચિત્ર નં. ૩૪૫

વળીને ચિત્ર નં. ૩૪૫ પ્રમાણે લોટા નીચે લાવવા. પછી વળી જમણો પગ આગળ મૂકીને અને સીધાં થઇને લોટા ઊંચે લેવા અને ડાબી બાજુ ચિત્ર નં. ૩૪૬ પ્રમાણે રાખવા. તે પછી ફરી ડાબો પગ આગળ રાખીને ચિત્ર નં. ૩૪૫ પ્રમાણે નીચે નમવું અને લોટા નીચે લાવવા, તથા ફરી જમણો પગ આગળ મૂકીને સીધાં ઊભાં રહેવું. અને લોટા ચિત્ર નં. ૩૪૪ જમણા ખભા ઉપર લેવા. આ રીતે બધી ક્રિયા કરીને ગોળ ફરવું.



ગરબો નં. ૧૫ ચિત્ર ન. ૩૪૬

# ખંજરીનો ગરબો.



ગરબો નં. ૧૬ ચિત્ર નં. ૩૪૭

**ખંજરીનો ગરબો**–પ્રકાર બીજો–(ગરબો નં. ૧૬)—પાછળ ખંજરીનો ગરબો બતાવેલો છે તે પ્રમાણે આ પણ રમવાનો છે. એક છોકરાને શ્રીકૃષ્ણનો પોશાક પહેરાવવો, અને તેણે બંસી બજાવતા રહી બધાની વચમાં ચિત્ર નં. ૩૪૭ પ્રમાણે ઊભા રહેવું અને બધાએ તેને ફરતાં રહી ગરબો લેવો આઠ છોકરીઓ હોય તો તે પૈકી પહેલી ચાર છોકરીઓએ કૃષ્ણની પાછળ જઇને તેની જમણી બાજુએ આવ્યા પછી ચિત્ર નં. ૩૪૮ પ્રમાણે તે બાજુએ જ રહીને નવીન વર્તુલમાં ફરવું. અને નં. ૫ થી ૮ ની છોકરીઓએ કૃષ્ણની ડાબી બાજુએ આવીને તે તરફ નવીન વર્તુલ કરી તેમાં ફરવું. (જુઓ ચિત્ર નં. ૩૪૮). પ્રથમના ગરબાનું એક મોટું વર્તુલ કૃષ્ણને ફરતું છે તેને બદલે પછી કૃષ્ણની બંને બાજુએ બે નાનાં નાનાં નવીન વર્તુલો થાય છે અને તેમાં છોકરીઓ ફરે છે. આ રીતે છોકરીઓના બે ભાગ થઈ કેટલોક વખત એ જુદાં જુદાં નાના વર્તુલોમાં ફર્યા બાદ તે બધી એકત્ર થઇને પહેલાંના મોટા વર્તુલમાં ફરે છે.




ગરબો નં. ૧૬ ચિત્ર નં. ૩૪૮

ખંજરીનો ગરબો—પ્રકાર ત્રીજો—(ગરબો નં. ૧૭)—ઉપર બતાવ્યા પ્રમાણે મોટા વર્તુલમાં ગરબો લેતાં છોકરીઓની સંખ્યા વિશેષ (૪૦–૫૦) હોય તો ચિત્ર નં. ૩૪૯ પ્રમાણે અંગ્રેજી આઠડાના આકાર પ્રમાણે વર્તુલો કરીને ગરબો લેવો, અને એ રીતે ફરતાં બે વર્તુલો જ્યાં મળે છે, ત્યાં એક બાજુથી આવનારી છોકરીઓ જમણી તરફના વર્તુલમાં જાય છે અને તે વર્તુલ ફરીને આવેલી છોકરીઓ ડાબા વર્તુલમાં જાય છે. આ રીતે કેટલીક વખત એ બેવડા વર્તુલોમાં ફરે છે અને પછી બધી એકત્ર થઈને એ મોટા વર્તુલમાં ફરે છે.




ગરબો નં. ૧૭ ચિત્ર નં. ૩૪૯

# એકમાં એક વર્તુલ કરીને લેવાનો ગરબો.



ગરબો નં. ૧૮ ચિત્ર નં. ૩૫૦

**એકમાં એક વર્તુલ કરીને લેવાનો ગરબો**–(ગરબો નં. ૧૮)—રમનાર છોકરીઓ પૈકી કેટલીક નાની છોકરીઓએ એકમેકના હાથ પકડીને એક નાનું વર્તુલ બનાવી ગરબો લેવો, અને મોટી છોકરીઓએ એ નાના વર્તુલની બહાર એક મોટું વર્તુલ બનાવીને, અને એકમેકના હાથ પકડીને ચિત્ર નં. ૩૫૦ પ્રમાણે ગરબો લેવો. આ પ્રકારમાં હાથ ન છોડતાં સાદી ચાલથી ચાલીને ફરવાનું હોય છે. અને હાથ છોડવાના નહીં તો પણ ફરતાં ફરતાં હાથને આગળ પાછળ તથા ઊંચા નીચા કરવાના હોય છે.

# કૃષ્ણને ફરતો તાળીનો ગરબો.

કૃષ્ણને ફરતો તાળીનો ગરબો-(ગરબો નં. ૧૯)—ચિત્ર નં. ૩૫૧ પ્રમાણે કૃષ્ણ થયેલ છોકરીને મધ્ય ભાગે એક સ્ટુલ ઉપર બેસાડીને તેને ફરતો તાળીનો ગરબો લેવો.



ગરબો નં. ૧૯ ચિત્ર નં. ૩૫૧

# જુદા જુદા પ્રકારનાં દશ્યો.

જુદા જુદા પ્રકારનાં દશ્યો--દશ્ય નં. ૧-૨-૩—હાલમાં છોકરીઓની શાળાના



દશ્ય નં. ૧ ચિત્ર નં. ૩૫૨



દશ્ય નં. ૨ ચિત્ર નં. ૩૫૩

ઇનામસમારંભ પ્રસંગે જુદા જુદા પ્રકારના ગરબા લેવામાં આવે છે. તે થયા પછી છેવટે જુદી જુદી તરેહથી છોકરીઓને ઊભી રાખીને પ્રેક્ષકોને મનોહર લાગે તેવાં જુદાં જુદાં દશ્યો (ટેબ્લો) ચિત્ર નં. ૩૫૨–૩૫૩–૩૫૪ પ્રમાણે બતાવવામાં આવે છે. એમાં વ્યાયામ નથી હોતો, છતાં એથી વ્યાયામ પછીથી છોકરીઓને જે વિશ્રાન્તિ તથા ગમ્મત જરૂરનાં છે તે મળે છે.



દશ્ય નં. ૩ ચિત્ર નં. ૩૫૪

શ્રી.

# છોકરીઓના ખેલ (વિદેશી).

## દોરી ફેરવવી (સ્કિપિંગ).

### ઉપોદ્ઘાત.

આ કસરત વિદેશી છે. એ રમવાથી અંગમાં ચપળતા આવે છે અને શ્વાસને સારી રીતે રોકી શકાય છે એટલે થાક ઓછો લાગે છે. જુદી જુદી રીતે દોરી ફેરવતાં પણ એ મહેનતનો, કંટાળો આવતો નથી. ઘણી છોકરીઓ એકત્ર થઇને આ ખેલ રમવા માંડે છે, ત્યારે દરેક પોતાની કુશળતા બતાવવા ખૂબ હરીફાઈમાં ઊતરે છે; છતાં મનને કંટાળો આવતો નથી, પણ ઊલટી વિશેષ કસરત થાય છે. નાની ઉમરની છોકરીઓ પણ આ કસરત કરે છે, અને વિશેષ ઉમર વાળી બાઇઓ પણ આ કસરત કરે છે, તો તેનાથી સારો ફાયદો થાય છે. આ કસરતથી હાથના તથા પગના સ્નાયુઓ ઉપર સારો કબજો આવે છે; અને મનને એકાગ્ર કરવું પડે છે. મનની એકાગ્રતા વગર આ રમત સારી રમાતી નથી.

તરુણ વર્ગ અને સારા પહેલવાનો પણ આવી મહેનત અંગમાં સ્ફૂર્તિ લાવવા સારુ તથા શ્વાસને વધારે રોકવા સારુ (થાક ઓછો લાગવા માટે) કરે છે. છતાં છોકરીઓમાં તેનો પ્રચાર વિશેષ હોવાથી છોકરીઓના વિદેશી ખેલોમાં આની ગણના કરેલી છે..

આ ખેલ માટે વિશેષ પ્રકારની જગા જોઇતી નથી. પોતાની ઓરડીમાં ચોકમાં કે ઓરડામાં ગમે ત્યાં આ રમત રમી શકાય છે. તે જ પ્રમાણે વિશેષ પ્રકારનાં કપડાંની પણ જરૂર પડતી નથી. ટચલી આંગળી જેટલી જાડી સુતરની દોરી આશરે ૫ ફૂટ લાંબી હોય

-: લેખિકા :-



શ્રી. સૌ. લક્ષ્મીબાઇ મુજુમદાર, વડોદરા.

તો બસ છે. તે સિવાય કંઇ સાધન જોઇતું નથી. એ દોરીને બંને છેડે લાકડાની મૂઠો બેસાડેલી હોય, એવી આ રમત માટે ખાસ બનાવેલી દોરીઓ બજારમાં તૈયાર મળે છે. તે જરૂર હોય તેણે લેવી. તેની કિંમત પણ વધારે હોતી નથી, એટલે ગરીબ કે શ્રીમંત, બધાને માટે આ કસરત સગવડવાળી છે. આપણી દેશી જૂની રમતો ઘણી ઘણી ઉપયોગી હોવા છતાં હાલમાં પ્રચારમાંથી નીકળી જતી જણાય છે. તેથી આ પ્રકારની મહેનત પણ દરરોજ કરવાની પ્રવૃત્તિ વધારે ચાલુ થાય તો વધારે સારું. સગર્ભા સ્થિતિમાં કે અસ્પર્શ્ય હોય તે વખતે આ મહેનત સ્ત્રીઓએ કરવી નહીં. તે જ પ્રમાણે બહુ સ્થૂળ હોય તેવી સ્ત્રીઓએ પણ આ મહેનત બહુ માપસર કરવી.

**પગ નીચેથી દોરી આગળથી પાછળ લઇ જઇ ફેરવવી**–પ્રકાર પહેલો–ચિત્ર નં. ૩૫૫ પ્રમાણે સ્કિપિંગની દોરીની મૂઠ



પ્રકાર ૧ લો ચિત્ર નં. ૩૫૫

પકડીને દોરી પીઠ પાછળ લટકતી રાખીને ઊભાં રહેવું. પછી ઝડપથી તે દોરી પાછળથી માથા ઉપર લાવવી અને તે જ ગતિમાં–તેટલી જ ઝડપથી એ દોરીને શરીરની સામે જમીન ઉપર આવવા દેવી. પગ પાસે આવતાં જ બંને પગે કૂદકો મારવો અને દોરીને પગ પાછળ તેટલી જ ઝડપથી જવા દેવી. પછી પણ એ દોરીની ગતિને ન અટકાવતાં પીઠ પાછળ થઇને માથા ઉપર લેવી અને તે જ ગતિમાં આગળ ફરીને પગ નીચેથી પાછળ લઇ જવી. એમ વખતો વખત કરવું. વચ્ચે વખત જવા દેવો નહીં કે અટકવું નહીં. દોરી ફેરવવાની શરૂઆત કરી કે એકસરખી ગોળાકાર ફેરવવા જ માંડવી અને ફેરવ્યા જ રાખવી. એ આગલી બાજુએ પગ પાસે આવી કે વખતસર ચેતીને બંને પગથી જરૂર જેટલો ઊંચો કૂદકો મારવો, અને ગતિને જરાપણ ન અટકાવતાં તેને આગળ ને પાછળ લીધા કરવી. એ રીતે દોરી એક સરખી ફરતી રાખવી.

શરૂઆતમાં આ પ્રમાણે દોરીને એકસરખી ફરતી રાખવાનું બરાબર ફાવતું નથી. પગ નીચેથી દોરી પાછળ ન જતાં પગ ઉપર અટકી રહે છે. બરાબર વખતસર કૂદકો ન મરાય તો દોરી પગ નીચેથી જતી પણ નથી. આમ થાય તો કંટાળો ન લાવતાં ફરી ફરીને યત્ન કરવો, એટલે વખતસર કૂદકો મારતાં આવડશે, અને દોરીની ગતિ ન અટકતાં તે એકસરખી શરીરની ચોતરફ ગોળાકાર ફરતી રહેશે. બરાબર દોરી ફેરવતાં આવડી કે ચપળતા સારી આવે છે, અને એકસરખો વ્યાયામ મળે છે. આ રીતે બરાબર ઝડપથી ફેરવતાં આવડે ત્યાં સુધી દરરોજ પ્રયત્ન કરવો.

ચિત્રમાં ઘાઘરી લાંબી લટકતી રાખેલી છે, પણ નવીન શીખનારે ઘાઘરીનો કચ્છ ચિત્ર નં. ૩૫૭ પ્રમાણે વાળવો. એટલે કૂદકો મારતાં ઘાઘરી પગમાં આડી ન આવે; અને દોરી ફેરવવાનું જલદી ફાવે. છૂટી રાખવાથી ઘાઘરી પગમાં ભરાશે અને વખતે પડી પણ જવાશે.

દોરી ફેરવતી વખતે આખું શરીર ઢીલું રાખવું. ખાસ કરીને હાથના સ્નાયુઓ નરમ રાખવા, અને કોણીમાંથી કે ખભામાંથી હાથ અક્કડ રાખવા નહીં. એટલે દોરીને સરખી ગતિ આપવાનું સહેલુ પડશે.

**પગ નીચેથી દોરી પાછળથી આગળ લાવી ફેરવવી**–પ્રકાર બીજો–પહેલો પ્રકાર બરાબર આવડે એટલે આ બીજો પ્રકાર સાધવો. શરૂઆતમાં ચિત્ર નં. ૩૫૬ પ્રમાણે શરીરની આગલી બાજુએ દોરી રાખીને ઊભાં રહેવું. પછી દોરીનો નીચે રહેલો ભાગ શરીરને જરા આગળ નમાવીને માથા ઉપરથી



પ્રકાર ૨ જો ચિત્ર ન ૩૫૬



પ્રકાર ૩ જો ચિત્ર ન. ૩૫૭

પાછળ લેવો, અને પગની પાછળ તે દોરી પગ પાસે આવે કે તને પગે ઊંચે કૂદીને, દોરીને તે જ ગતિમા પગની નીચે થઇને આગળ આવવા દેવી. આગળ આવે કે તરત જ દોરીની ગતિને જરાપણ ન અટકાવતા તેને ફરીથી માથા ઉપરથી પાછળ લેવી, અને પગ નીચે થઇને આગળ લેવી દોરીની ગતિ ન અટકાવતા તે પગ નીચેથી આગળ આવે, કે બરાબર વખતે કૂદકો મારીને દોરીને આગળ આવવાનો રસ્તો કરી આપવો જ પડે દોરીની ગતિ અને કૂદકો મારવાનો વખત એ બેનો બરાબર મેળ પડે, એટલે દોરી એકસરખી ગોળાકાર ફરતી રાખી શકાય. પહેલા પ્રકાર કરતા આ પ્રકાર વધારે કઠણ છે. પણ પહેલો પ્રકાર બરાબર આવડે તો આ પ્રકાર પણ જલદી આવડી જાય છે

**ડાબા પગ ઉપર ઊભાં રહીને દોરી ફેરવવી**—પ્રકાર ત્રીજો—ચિત્ર ન ૩૫૭ પ્રમાણે ડાબા પગ ઉપર ઊભા રહીને જમણો પગ ચિત્રમા બતાવ્યા પ્રમાણે ડાબા પગની પાછલી બાજુએ ટેકવીને રાખવો પછી ચિત્રમા બતાવ્યા પ્રમાણે હાથ પાછલી બાજુએ રાખીને દોરી પકડી રાખવી બાદ દોરી પાછળથી માથા ઉપર લાવી આગળના ભાગમા જમીન ઉપર લાવવી પગ પાસે દોરી આવતા જ ઊંચે કૂદીને તેને પગ નીચે થઇને પાછલી બાજુએ જવા દેવી ફરી તેને પાછળથી માથા ઉપરથી આગળ લાવવી અને પગ નીચે થઇને પાછળ જવા દેવી દોરીની ગતિ વચ્ચે ન અટકાવતા તેને પગ નીચે થઇને પાછળ લેવી અને વર્તુલાકાર ફેરવવી દોરી ફેરવવાનો આ પ્રકાર પહેલા પ્રકાર જેવો જ છે. માત્ર તેમા બંને પગ જમીન ઉપર અડાડેલા છે, અને આમા એક જ પગ અડાડેલો છે એટલે આમા એક જ પગ ઉપર કૂદવાનુ છે એક પગ ઉપર ઊભા રહીને કૂદકો મારવામા તે પગના સ્નાયુઓને વિશેષ પરિશ્રમ પડે છે, અને તેથી તે વિશેષ મજબૂત બને છે વળી શ્વાસ પણ વિશેષ રોકાય છે ચિત્ર ન ૩૫૭ મા બતાવ્યા પ્રમાણે ઘાઘરીનો કચ્છ વાળીને દોરી ફેરવવી, એટલે ઘાઘરી પગમા આડી આવે નહીં. એ જ રીતે જમણા પગ

ઉપર ઊભા રહીને આ પ્રકારે દોરીને ફેરવીએ તો જમણા પગને સારી કસરત મળે છે

**એક પગ ઉપર ઊભાં રહીને દોરીને પગ નીચેથી પાછળથી આગળ લાવી ફેરવવી-પ્રકાર ચોથો—ચિત્ર નં. ૩૫૮ પ્રમાણે**



પ્રકાર ૪ થો ચિત્ર નં. ૩૫૮

ડાબા પગ ઉપર ઊભા રહેવું પછી દોરી આગળ રાખેલી છે તેને માથા ઉપર લઇને પીઠ પાછળ લેવી, અને તેને ગતિમાં ને ગતિમાં નાખીને કૂદકો મારીને પગ નીચે થઇને આગળ લાવવી આ રીતે દોરીને પાછળથી આગળ લઇને વર્તુલાકાર ફેરવતા રહેવું, તથા દોરીને પગ નીચેથી આગળ લાવતા કૂદકા મારવા એ જ રીતે જમણા પગ ઉપર ઊભા રહીને વર્તુલાકાર દોરી ફેરવવી એટલે જમણા પગને કસરત મળશે

**ડાબા પગ ઉપર ઊભાં રહીને દોરીને આગળથી પાછળ લાવી ફેરવવી-પ્રકાર પાંચમો—ચિત્ર નં. ૩૫૯ પ્રમાણે**



પ્રકાર ૫ મો ચિત્ર નં ૩૫૯

ડાબા પગ ઉપર ઊભા રહીને જમણો પગ એ પગના ગોઠણ ઉપર મૂકવો દોરી પાછલા ભાગે નાખવી પછી પહેલા પ્રકાર પ્રમાણે દોરીને પાછળથી ઊંચે લઇ માથા ઉપરથી આગળ લાવવી, અને પગ પાસે આવી કે કૂદકો મારી પગ નીચેથી પાછળ લઇ જવી આ રીતે દોરીના ચક્કરો લેવા આ પ્રકાર ત્રીજા પ્રકાર જેવો જ છે, ફક્ત જમણો પગ તેનાથી જુદી રીતે આમાં ડાબા પગ ઉપર મૂકેલો છે જમણા પગ ઉપર ઊભા રહીને પણ આ જ પ્રકારની પેઠે દોરીને આગળ પાછળ ફેરવવી

**જમણા પગ ઉપર ઊભાં રહીને દોરીને પગ નીચેથી પાછળથી આગળ લાવી ફેરવવી પ્રકાર છઠ્ઠો—ચિત્ર નં ૩૬૦** પ્રમાણે જમણા પગ ઉપર ઊભા રહીને દોરીને આગળથી માથા ઉપર લઇને પાછળ લઇ જવી, અને પછીથી પગ નીચે થઇને આગળ લાવવી. પાછળથી પગ નીચે થઇને દોરીને આગળ લાવી ફેરવવાની રીત પ્રથમ જણાવેલી છે, તેમાં ડાબો પગ જમણા પગ ઉપર જુદી રીતે મૂકેલો



પ્રકાર ૬ ઠ્ઠો ચિત્ર ન ૩૬૦

છે એ જ રીતે ડાબા પગ ઉપર ઊભા રહીને પણ દોરી ફેરવવી, એટલે દોરીને પાછળથી પગ નીચે થઇને આગળ લાવવી.



પ્રકાર ૭મો ચિત્ર ન. ૩૬૧

**ડાબા પગ ઉપર ઊભાં રહીને અને જમણો પગ આગળ અદ્ધર રાખીને દોરીને પગ નીચે થઇને આગળથી પાછળ લાવી ફેરવવી** પ્રકાર સાતમો— ચિત્ર ન ૩૬૧ પ્રમાણે ડાબા પગ ઉપર ઊભા રહીને જમણો પગ આગળ રાખવો, પછી પાછળ રાખેલી દોરી માથા ઉપર થઇને આગળ આણવી, અને જમણા પગ નીચે થઇને જવા દેવી દોરી ડાબા પગ પાસે આવી કે કૂદકો મારીને પાછળ જવા દેવી આ રીતે કૂદકા મારીને દોરીને ફેરવતા રહેવુ એ જ પ્રમાણે જમણા પગ ઉપર ઊભા રહીને ડાબો પગ આગળ રાખવો અને ઉપર બતાવેલી રીતે જ આગળથી પાછળ દોરી લઇને આ રમત રમવી

**ડાબા પગ ઉપર ઊભા રહીને દોરીને પગ નીચે થઇને પાછળથી આગળ લાવી ફેરવવી**–પ્રકાર આઠમો– ચિત્ર ન ૩૬૧ પ્રમાણે ઊભા રહેવુ, પણ દોરીને પાછળ ન રાખતા ચિત્ર ન. ૩૬૦ પ્રમાણે આગળ રાખવી પછી તે દોરીને માથા ઉપર થઇને પાછળ લેવી તથા પાછળથી પગ નીચે થઇને આગળ લાવવી બરાબર વખતે કૂદકો મારીને દોરીને પગ નીચેથી આગળ જવા દેવી

જમણા પગ ઉપર ઊભા રહીને પણ ઉપર પ્રમાણે જ પાછળથી દોરીને આગળ આણી ફેરવવી પગ આગળ લાંબો રાખીને કૂદકો મારી દોરી ફેરવવી એ જરા કઠણ છે એમ કરતા શરીરનો ઝોક સભાળવો પડે છે

**જમણા પગ ઉપર ઊભાં રહીને દોરીને પગ નીચે થઇને આગળથી પાછળ લાવી ફેરવવી**–પ્રકાર નવમો— લગડી ખેલતા પગ ઊંચે લેવાય છે તે પ્રમાણે (ચિત્ર ન ૩૬૨ પ્રમાણે) પગ ઊંચે રાખીને ઊભા રહેવુ પછી દોરીને પાછળથી માથા ઉપર થઇને આગળ લાવવી, અને આગળથી પગ નીચે થઇને પાછળ લઈ જવી.



પ્રકાર ૯ મો        ચિત્ર નં. ૩૬૨



પ્રકાર ૧૦ મો        ચિત્ર નં. ૩૬૩

આ જ રીતે ઊભાં રહીને દોરી આગળ રાખવી, અને માથા ઉપરથી પાછળ લઇને પાછળથી પગ નીચેથી આગળ લાવવી. વળી આ જ રીતે ડાબા પગ ઉપર ઊભાં રહીને દોરીને આગળથી પાછળ પગ નીચેથી લેવી, અને પાછળથી પગ નીચે થઇને દોરીને આગળ લાવી ફેરવવી.

**ડાબા પગ ઉપર ઊભાં રહીને અને જમણો પગ ડાબા પગની પેલી તરફ રાખીને દોરીને પગ નીચે થઇને પાછળથી આગળ લાવી ફેરવવી**-પ્રકાર દસમો-ચિત્ર નં. ૩૬૩ પ્રમાણે પગ રાખીને તથા દોરી પકડીને ઊભાં રહેવું. પછી દોરી માથા ઉપરથી પાછળ લેવી, અને પાછળથી પગ નીચેથી આગળ આણવો. ચિત્ર પ્રમાણે બંને પગ ટેકવી ઊભાં રહેવું, અને બને પગે કૂદકો મારીને દોરીને પગ નીચેથી જવા દેવી.

દોરી પાછળ રાખીને, પરંતુ ચિત્ર નં. ૩૬૩ પ્રમાણે પગ રાખીને ઊભાં રહેવું. પછી દોરીને માથા ઉપરથી આગળ આણીને આગળથી પાછળ પગ નીચેથી લાવી ફેરવવી.

**જમણા પગ ઉપર ઊભાં રહીને અને ડાબો પગ જમણા પગની પેલી તરફ રાખીને ઊભાં રહેવું અને પાછળથી આગળ દોરી ફેરવવી**-પ્રકાર અગિયારમો—ચિત્ર નં. ૩૬૩ પ્રમાણે પણ પગ ઊલટા રાખીને ઊભાં રહેવું. અને દોરી માથા ઉપરથી લઇને પાછળથી આગળ પગ નીચેથી આણવી.

તેજ પ્રમાણે દોરી પાછળ રાખીને ઉપરની રીતે ઊભાં રહેવુ અને દોરીને આગળથી પગ નીચે થઇને પાછળ લાવી ફેરવવી.

**ગોઠણમાંથી પગ વાળીને ઊભાં રહેવું અને પગ નીચેથી દોરીને પાછળ લઇ ફેરવવી**-પ્રકાર બારમો—ચિત્ર નં. ૩૬૪ પ્રમાણે ગોઠણમાંથી પગ વાળીને ઊભાં રહેવું. દોરી ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પાછળ રાખવી. પછી હંમેશની રીતે દોરીને માથા ઉપરથી આગળ આણી કૂદકો મારી પગ નીચેથી પાછળ લેવી. એ રીતે કૂદકો મારતાં ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ગોઠણમાંથી પગ વાળેલા રાખીને કૂદકા મારવા પછી દોરી આગળ રાખીને તે જ



પ્રકાર ૧૨ મો ચિત્ર ન. ૩૬૪



પ્રકાર ૧૩ મો ચિત્ર નં. ૩૬૫

પ્રમાણે ઊભા રહેવું. બાદ હમેશની રીતે માથા ઉપરથી દોરી પાછળ લઇ પાછળથી પગ નીચેથી આગળ આણી દોરીનાં ચક્કર ફેરવવા.

**પગના પંજા ઉપર બેસીને આગળથી પગ નીચે થઇને દોરીને પાછળ લેવી તથા દોરીનાં ચક્કર ફેરવવાં**–પ્રકાર તેરમો—ચિત્ર નં ૩૬૫ પ્રમાણે પગના પંજા ઉપર બેસવું અને દોરી પાછળ રાખવી પછી હમેશની રીતે દોરીને માથા ઉપરથી આગળ આણી બેઠાં બેઠાં કૂદકો મારીને દોરીને આગળથી પગ નીચે થઇને પાછળ લાવવી એ રીતે બેઠા બેઠાં કૂદકા મારીને દોરી ફેરવવી આ પ્રકાર વિશેષ કઠણ છે. પણ એમા કસરત સારી થાય છે.

ચિત્ર ન. ૩૬૫ પ્રમાણે બેસવું, પણ દોરી આગળ રાખવી. પછી હમેશની રીતે માથા ઉપરથી દોરી પાછળ લઇ પગ નીચેથી આગળ લાવવી.

**બે છોકરીઓએ એકમેકના તરફ મોઢાં કરીને ઊભાં રહેવું અને બંનેના પગ નીચેથી દોરી ફેરવવી**–પ્રકાર ચૌદમો —ચિત્ર નં. ૩૬૬ પ્રમાણે બે છોકરીઓએ



પ્રકાર ૧૪ મો ચિત્ર નં. ૩૬૬

એકબીજાના તરફ મોઢાં કરીને ઊભાં રહેવું. જમણી બાજુની છોકરીના હાથમાં દોરી છે, અને તે સામેની છોકરીની પીઠ પાછળ નાખેલી છે. પછી તે દોરીને બંને છોકરીના માથા ઉપર થઇને પોતાની પછવાડે તે દોરી ફેરવનારી છોકરીએ લાવવી, અને બંને છોકરીએ એક સાથે કૂદકો મારીને બંનેના પગ નીચે થઇને સામેની છોકરીની પાછળ લાવવી. આ પ્રકારમાં બંને છોકરીઓએ એક જ વખતે કૂદકો મારીને દોરીને પગ નીચે થઇને જવા દેવી જોઇએ. આ રીતે કરવાનું એકદમ ફાવતું નથી, પણ ફાવ્યા પછી કામ ચાલાકી ભરેલું જણાય છે.

**બે છોકરીઓએ અવળાં ઊભાં રહેવું અને એક છોકરીએ બંનેના પગ નીચેથી દોરી ફેરવવી**–પ્રકાર પંદરમો—



પ્રકાર ૧૫ મો ચિત્ર નં. ૩૬૭

ચિત્ર નં. ૩૬૭ પ્રમાણે બંને છોકરીઓએ અવળાં ઊભાં રહેવું. પછી એક છોકરીએ હાથ પાછળ કરીને દોરીને પાછળ લેવી. પણ તે બીજી છોકરીના આગળના ભાગે રાખવી. પછી હંમેશની પેઠે માથા ઉપર દોરી લાવીને બંનેના માથા ઉપરથી તે દોરી ફેરવનારીના આગળ લાવવી. પછી પગની પાસે દોરી આવી કે બંને છોકરીઓએ એકસાથે કૂદકો મારીને દોરીને પગ નીચેથી બીજી તરફ જવા દેવી. આ રીતે દોરીને ફરી ફરીને ફેરવવી.

ઉપર પ્રમાણે દોરી બરાબર ફેરવતાં આવડી કે દોરી ફેરવનારી છોકરીએ હાથ આગળ રાખીને દોરીને પોતાની સામે રાખવી. પછી હંમેશની પેઠે દોરી માથા ઉપરથી લઇને પાછળ, સામેની છોકરીની પેલી તરફ લેવી. તે છોકરીના પગ પાસે દોરી આવી કે બંને છોકરીઓએ એક સાથે કૂદીને દોરીને બંનેના પગ નીચેથી ફેરવનારીની આગળ લાવવી. આ રીતે દોરીને ફરી ફરીને ફેરવવી.

પછી બીજી છોકરીએ દોરી લઇને ફરીને ઉપર કહ્યા પ્રમાણે આગળથી પાછળ અને પાછળથી આગળ લાવી ફેરવવાની ટેવ પાડવી બે છોકરીઓનું એકસાથેનું કામ જરા કઠણ છે, પણ બરાબર ટેવ પડી એટલે ઠીક ફાવે છે.

ઉપર જે પ્રકારો બતાવેલા છે તે સિવાય પણ બીજા ઘણા પ્રકાર દોરી ફેરવનાર છોકરીની કુશળતા પ્રમાણે કરી શકાય છે. નમૂનાના થોડા પ્રકાર ઉપર આપેલા છે.

એક જ જગાએ ઊભાં ન રહેતાં આગળ કે પાછળ ચાલતાં જઇને પણ દોરી ફેરવી શકાય છે.

ખંડ પહેલો સમાપ્ત.

# વિષયસૂચિ.

